# મંદિરપ્રવેશ અને શાસ્ત્રો

લેખક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# મંદિરપ્રવેશ અને શાસ્ત્રો

લેખક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રસ્તાવના

## ૧

અસ્પૃશ્ય ગણાતી જાતિઓ માટે ભક્તકવિ નરસિંહ મહેતાના એક પદમાંથી ઉપાડી લીધેલો 'હરિજન' શબ્દ વાપરવાનું ગાંધીજીને સૂચવવામાં આવ્યું અને એ શબ્દને તેમણે વધાવી લીધો. તેના સમર્થનમાં એક મહારાષ્ટ્રી ભાઈએ મરાઠી કવિ મોરોપંતની નીચેની કડી ગાંધીજીને મોકલી આપી :

> ज्ञानें काय हरिजना म्हणतात महार यवन कुणबी जी ।
> उमटे तोचि तरुफळीं, असतो जो काय गुप्त गुण बीजीं ॥

(તારા જ્ઞાનની ખુમારીમાં તું હરિજનોને મહાર, યવન, કણબી, એમ કહે છે! પરંતુ બીજમાં જે કાંઈ ગુણ છુપાયેલો રહેલો હોય છે તે ફળમાં પ્રગટ થાય જ છે.)

આ કડી 'હરિજન'ના તા. ૪-૩-૧૯૩૩ના અંકમાં છાપતાં ગાંધીજીએ લખ્યું છે કે "આ જાતનો પુરાવો — અસ્પૃશ્ય ગણાતી જાતિઓને હરિજન ગણવાનો — દેશભરનાં સંતોનાં વચનોમાંથી મળી આવે એમ છે. કોઈ ઉદ્યમી વિદ્વાન દેશના જુદા જુદા ભાગમાં થઈ ગયેલા સંતોનાં આ જાતનાં વચનો એકઠાં કરીને મને મોકલી આપશે તો હું ખુશીથી તે 'હરિજન' પત્રમાં છાપીશ. અસ્પૃશ્યતાનિવારણનું કામ કરનારાં ભાઈબહેનોને આવાં વચનો પ્રેરણારૂપ અને મદદરૂપ થઈ પડે."

આપણા સમાજમાં અસ્પૃશ્યતાને નાબૂદ કરવાની દૃષ્ટિએ જુદા જુદા પ્રાંતની કોંગ્રેસ સરકારો તરફથી કાયદા થઈ રહ્યા છે. અસ્પૃશ્યતા-નિવારણની બાબતમાં લોકમત પણ ઠીક ઠીક જાગૃત થઈ રહ્યો છે. છતાં હજી જડ રૂઢિઓને ધર્મ માની બેઠેલા લોકો ધર્મને નામે અસ્પૃશ્યતાને વળગી રહેલા જોવામાં આવે છે. તેમાં કેટલાક તો ભણેલા ગણાય

એવા પણ હોય છે. આવા લોકોને સમજાવવા માટે, આજના જેવી અસ્પૃશ્યતાને ધર્મશાસ્ત્રોનો કશો આધાર નથી એવું બતાવનારાં છેક વેદકાળથી માંડીને આજ સુધીના ઋષિમુનિઓ, ધર્માચાર્યો અને સાધુ-સંતોનાં વચનો, તે તે પ્રસંગની કથાઓ સાથે એક પુસ્તકમાં સંગૃહીત કરવામાં આવે તો સારું, એવો વિચાર ભાઈ ચંદ્રશંકરને તથા મને વાતવાતમાં આવ્યો. તેમની સ્વતંત્ર રીતે પણ એવી ઇચ્છા હતી. એટલે તેમણે આવો સંગ્રહ કરી આપવાનું કબૂલ કર્યું, એટલું જ નહીં પણ તેની પાછળ જ મંડી પડી ઝપાટાબંધ આ પુસ્તક તૈયાર કરી આપ્યું. ચૌદ વર્ષ પહેલાં ગાંધીજીએ પ્રગટ કરેલી આ જાતની ઇચ્છા ભાઈ ચંદ્રશંકરના ઉદ્યમથી આજે ફળીભૂત થાય છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

હિંદુ સંસ્કૃતિ દુનિયાની એક પ્રાચીનમાં પ્રાચીન ગણાય છે. તેના ઉપર આક્રમણો કાંઈ ઓછાં થયાં નથી. કવિ નાનાલાલના શબ્દોમાં કહીએ તો "સૈકે સૈકે ઘવાયા છતાં" તે આજે જીવંત છે; જ્યારે તેની પછી પેદા થયેલી કેટલીયે સંસ્કૃતિઓ નામશેષ થઈ ગઈ છે. દુનિયાના નિયમ પ્રમાણે કોઈ પણ વસ્તુ ઉપર મેલ તો ચઢે જ. તેમ હિંદુ સંસ્કૃતિ ઉપર પણ વચ્ચે વચ્ચે કેટલીયે વાર મેલના થર બાઝયા છે. એ મેલના થરને સાફ કરી ફરી ફરીને એ સંસ્કૃતિને તેના વિશુદ્ધ અને ઉજ્જવળ રૂપમાં રજૂ કરનારા ઋષિમુનિઓ, ધર્માચાર્યો અને સાધુસંતો છેક પ્રાચીન કાળથી આજ સુધી દરેક જમાને પેદા થતા આવ્યા છે. જમાને જમાને થયેલી હિંદુ સંસ્કૃતિની અને હિંદુ સમાજની આ સફાઈનું વર્ણન પ્રમાણો સાથે ભાઈ ચંદ્રશંકરે બહુ સરળ અને રોચક ભાષામાં આ પુસ્તકમાં આપ્યું છે.

વર્ણવ્યવસ્થાના અદકેરા અંગ તરીકે તેમાં ઘૂસી ગયેલા ઊંચનીચના ભેદભાવને ભૂંસી નાખવા વખતોવખત થયેલા પ્રયાસોનો, અને એવા પ્રયાસો થતાં છતાં એ ઊંચનીચના ભેદભાવે આપણા સમાજમાં માથું ઊંચકર્યાં જ કર્યું છે તેનો, આખો ઇતિહાસ આ પુસ્તકમાં આપેલો છે.

આપણા લગભગ પાંચ હજાર વર્ષના ઇતિહાસમાં ઊંચામાં ઊંચી કોટિના ધાર્મિક વિચાર તેમ જ આચાર દુનિયા આગળ આપણે રજૂ કર્યા છે. એટલું જ નહીં પણ વસાહતી તરીકે અથવા તો આક્રમણકારી તરીકે પરદેશથી હજારો વર્ષ સુધી આવ્યાં કરતી અનેક સંસ્કૃત, અસંસ્કૃત અથવા અર્ધસંસ્કૃત જાતિઓને આપણા સમાજમાં અપનાવી લેવાની ઉદારતા અને ડહાપણ આપણે બતાવ્યાં છે; એટલે સુધી કે એ પરદેશી જાતિઓનું નામનિશાન પણ આજે આપણા સમાજમાંથી શોધી કાઢવું અશક્ય છે. જ્યાં સુધી પરદેશીઓને અપનાવવાની, આત્મસાત્ કરવાની ઉદારતા, સમતા અને વિશાળતા આપણે દાખવી શક્યા ત્યાં સુધી આપણે સ્વતંત્ર અને તેજસ્વી રહ્યા. એ શક્તિ ગુમાવી બેઠા ત્યારથી પરતંત્રતાની ધૂંસરી આપણે વહેવી પડી છે. જોકે આપણી આવી પરતંત્ર દશામાં પણ સમાજની શુદ્ધિ કરવાનો પ્રયત્ન કરનારા સાધુસંતો વખતોવખત થયા છે; અને તેમણે જ સમાજને આવી પડતી હાલતમાં પણ જીવતો રાખ્યો છે.

બહુ પ્રાચીન કાળથી હિંદુ સમાજમાં ઓછાવત્તા પ્રમાણમાં અસ્પૃશ્યતા જોવામાં આવે છે. છેલ્લાં કેટલાંક વર્ષથી તો હિંદુ ધર્મ મોટે ભાગે ખાવાપીવાના અલગ અલગ ચોકાઓમાં અને અડવા આભડવામાં જ જાણે સમાઈ ગયો છે. અમને અડશો મા, અડશો મા, એમ કરીને આપણે, દુનિયાથી અળગા પડી ગયા છીએ અને એકબીજાથી ઊંચીનીચી મનાતી એવી જ્ઞાતિઓના નાના નાના વાડાઓમાં વહેંચાઈ ગયા છીએ. હિંદુ સમાજ આજે વહેતી નદી જેવો નથી રહ્યો, પણ અલગ અલગ બંધિયાર ખાબોચિયાં જેવો થઈ ગયો છે. એ ખાબોચિયાંમાંથી સડો અને દુર્ગંધ પેદા થયાં છે. આજે આપણામાં સંગઠિત થઈને સાથે કામ કરવાની શક્તિ જોવામાં આવતી નથી. આપણે બીકણ અને કાયર બની ગયા છીએ. આપણી જ્ઞાતિઓરૂપી ખાબોચિયાંના બંધ તોડી નાંખી તેને વહેતાં કરી દેવાં એ આપણા સમાજમાં વ્યાપેલા ઊંચનીચપણાનો, કુસંપનો અને કાયરપણાનો સડો દૂર કરવાનો એકમાત્ર ઇલાજ છે. એ વસ્તુ આધુનિક જમાનાના ઋષિઓ જેવા સ્વામી વિવેકાનંદ, સ્વામી

દયાનંદ, કવિવર રવીન્દ્રનાથ તથા બીજા અનેક સુધારકોના ધ્યાન પર આવી છે અને તેમણે પોકારી પોકારીને કહી છે. આપણા સમાજના સડી ગયેલા કચરાને કાઢી નાખી તેની સફાઈ કરવાનું કામ ગાંધીજીએ છેલ્લાં ત્રીશ વર્ષથી ઉપાડ્યું છે. તેઓ પોતાને ભંગી કહેવડાવે છે. એમ કહી તેઓ ભંગી કોમનું હલકાપણું દૂર કરે છે, એટલું જ નહીં પણ સફાઈનું કામ કરી સમાજને સ્વચ્છ રાખનાર ભંગી કોમની મહત્તા વધારે છે. હિંદુ કોમમાં વ્યાપેલા ઊંચનીચપણાના સડા સામે જેહાદ પોકારીને ગાંધીજી આખી દુનિયામાં રંગને કારણે, જાતિને કારણે, ધનને કારણે કે સત્તાને કારણે ચાલી રહેલા ઊંચનીચના ભેદભાવને તોડવાની ઉમેદ રાખે છે. આપણે અસ્પૃશ્યતાને વહેલામાં વહેલી નાબૂદ કરીને ગાંધીજીના સંદેશાને દુનિયા આગળ રજૂ થવાનો માર્ગ મોકળો કરવાનો છે. એ વસ્તુ આપણે સમજ્યા છીએ અને સ્વીકારતા પણ થયા છીએ. પણ આપણા સમાજને લાગેલો આ રોગ એટલો ઊંડો અને ભયાનક છે કે એ રોગને નાબૂદ કરવાની પ્રવૃત્તિનો વેગ આજે છે તે કરતાં ઘણો ઝડપી કરવાની જરૂર છે.

અસ્પૃશ્યતાને નાબૂદ કરવાની પ્રવૃત્તિને વેગ આપવાની વધારે જવાબદારી પોતાને સવર્ણ માનતા લોકોની છે. ગાંધીજીના શબ્દોમાં, તેઓએ આજ લગી કરેલા ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. એ પ્રાયશ્ચિત્ત કરવામાં આપણે જેટલો વિલંબ કરીએ તેટલું આપણને જ નુકસાન છે. કાળબળ આગળ કોઈનું ચાલવાનું નથી. જીવનની દરેક બાબતમાં — ધાર્મિક, સામાજિક, આર્થિક તથા રાજદ્વારી — આજે દુનિયામાં જે અન્યાયો ચાલી રહ્યા છે તે ચાલુ રહે તો દુનિયા પાછી જંગલીપણાની દશામાં પહોંચી જાય. એ જંગલીપણાની દશાએ પહોંચતાં બચવું હોય તો આ સઘળા અન્યાયો આપણે વહેલામાં વહેલા નાબૂદ કરવા જ જોઈએ.

આ પુસ્તકનું નામ 'મંદિરપ્રવેશ અને શાસ્ત્રો' રાખ્યું છે. પણ તેમાં કેવળ મંદિરપ્રવેશની વાત નથી. આપણાં શાસ્ત્રોમાં, અને એ શાસ્ત્રોનું રહસ્ય પોતાના જીવન દ્વારા પ્રગટ કરી બતાવનારા સાધુ-સંતોની વાણીમાં તેમ જ વર્તનમાં, અસ્પૃશ્યતાને તેમ જ માણસ માણસ

વચ્ચેના કોઈ પણ જાતના ઊંચનીચના ભેદભાવને સ્થાન નથી, એ આમાં બતાવવામાં આવ્યું છે.

૨

મંદિરપ્રવેશની બાબતમાં કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે જે મંદિરોમાં તમે સુધારક સવર્ણો જતા નથી એવાં મંદિરોમાં પ્રવેશ કરવાનો હક હરિજનોને મેળવી આપવામાં શો લાભ છે? હજી તમામ સાર્વજનિક કૂવાઓ ઉપર પાણી ભરવાની છૂટ મેળવી આપતા હો તો ઠીક છે; અને તેથીયે આગળ હરિજનોની આર્થિક સ્થિતિ સુધરે એવી પ્રવૃત્તિ ઉપાડો, એ ઠીક છે. પણ મંદિરમાં જવાથી હરિજનોને શું મળવાનું છે? આવી દલીલ કરવામાં આવે એ સ્વાભાવિક છે. બીજી પ્રવૃત્તિઓ ન ચાલતી હોય અને કેવળ મંદિરપ્રવેશની પ્રવૃત્તિ જ ચલાવવામાં આવતી હોય તો તો આ દલીલ વાજબી પણ ગણાય. હકીકત તો એ છે કે તમામ સાર્વજનિક કૂવાઓ ઉપરથી પાણી ભરવાનો હક હરિજનોને કાયદાથી પ્રાપ્ત થયો જ છે. હરિજનોને સાર્વજનિક કૂવા ઉપરથી પાણી ભરતો રોકનાર માણસ કાયદાથી ગુનેગાર પણ ગણાય છે. સવાલ માત્ર જે સવર્ણ લોકો હરિજનોને ડરાવીને પાણી નથી ભરવા દેતા તેમને સમજાવવાનો છે; અને તેઓ સમજે કે ન સમજે તો પણ સાર્વજનિક કૂવાઓ પરથી પાણી ભરવાના પોતાના હકની બજાવણી કરવાની હરિજનોની તાકાતને કેળવવાનો છે. સવર્ણોને સમજાવવા અને હરિજનોની તાકાત કેળવવી એમ બન્ને દિશાએથી પ્રયત્નો થવાની જરૂર છે.

મંદિરોમાં બહુ સડો પેઠેલો છે એ વાત પણ તદ્દન સાચી છે. આજના વેપારી જમાનામાં મંદિરો પણ વેપારી પેઢીઓ જેવાં થઈ ગયાં છે. લોકોને ખરા ધર્મનો બોધ કરવામાં, લોકોમાં સાચી ધાર્મિક ભાવના કેળવવામાં પોતાનો ફાળો આપવાને બદલે તેઓ પોતાની મિલકત અને આવક વધારવા પાછળ જ વધારે પડેલાં છે. મંદિરોમાં ઘૂસી ગયેલા દોષો સુધારવા આપણે જરૂર મથવું જોઈએ. પણ આજે

મંદિરોમાં બહુ દોષ પેસી ગયા છે માટે તેનો નાશ કરવો એ હિતકર નથી. એમ તો આપણું શરીર પણ ધર્મનું સાધન ગણાય છે, અને એ આપણા આત્માનું મંદિર છે. પણ જે લોકો પોતાના શરીરનો ઉપયોગ ધર્મની સાધના માટે કરવાને બદલે ભોગવિલાસ માટે અથવા પાપાચાર માટે કરે છે અને એ શરીર દ્વારા અધર્મને આચરે છે તેમના શરીરનો નાશ કરવાનું કોઈ નથી સૂચવતું, પણ એ શરીરના ધારણ કરનાર માણસને સુધારવાનું જ સૂચવવામાં આવે છે. તેવું જ મંદિરોનું છે. મંદિરોવાળા ભગવાનનો કબજો કરી લઈ, તેના ઉપર માલકીહકના દાવા કરી, હરિજનોને એ મંદિરોનો લાભ લેતા રોકવા ઇચ્છે છે. તેને બદલે એ મંદિરોમાં દુનિયાએ હડધૂત કરેલા અને તેથી જ ભગવાનને વિશેષ વહાલા એવા હરિજનો પ્રવેશ કરશે ત્યારે એ મંદિરો પણ વિશુદ્ધ થશે, અને ભગવાનની મૂર્તિને લાયક બનશે. હરિજનો મંદિરમાં જઈ ભગવાનનાં દર્શન કરી શકે એ મંદિરોની સુધારણાની દિશામાં બહુ મોટું પગલું છે. વળી ધર્મને નામે ચાલી રહેલી અસ્પૃશ્યતા ધર્મનાં ધામ ગણાતાં મંદિરો દ્વારા વહેલી દૂર થઈ શકશે. મંદિરપ્રવેશ થતાંની સાથે લોકમાનસમાં એટલો પલટો થવા સંભવ છે કે હરિજનોની પાણીની અને બીજી હાડમારીઓ દૂર થતાં વાર નહીં લાગે.

હરિજનોની આર્થિક સ્થિતિ સુધારવાનો પ્રશ્ન જુદા પ્રકારનો છે. હરિજનોની આર્થિક દશા સારી નથી એ વાત સાચી છે. પણ કેટલીયે બિન-હરિજન કોમો આર્થિક રીતે હરિજનો કરતાંયે ખરાબ હાલતમાં છે. એટલે આર્થિક સ્થિતિની સુધારણાનો પ્રશ્ન કેવળ હરિજનો માટે જ નથી પણ તમામ ગરીબ કોમો માટે છે. તેનો ઉપાય આજની શોષણકારી અર્થવ્યવસ્થામાં પલટો આણવો એ છે. અને તે માટે ચાલી રહેલી પ્રવૃત્તિનો લાભ તમામ ગરીબ કોમોની સાથે હરિજન કોમને પણ મળશે. કેવળ હરિજનોની દૃષ્ટિએ તો ધર્મને નામે તેમને થતો સામાજિક અન્યાય દૂર કરવાનો પ્રશ્ન જ મુખ્ય છે. એ અન્યાય દૂર કરીને હિંદુ સમાજ શુદ્ધ થાય તો એ ગુમાવી બેઠેલી શક્તિ પાછી મેળવે અને એને વધુ જીવતદાન મળે.

૧

દક્ષિણ ભારતમાં અસ્પૃશ્યતાનું જોર આજ સુધી વધારે ગણાતું, છતાં ત્યાં લગભગ બધાં જ મોટાં મોટાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં થયાં છે; જ્યારે ગુજરાતમાં મંદિરો ખૂલવાની વાત તો ક્યાંય રહી, સામાન્ય અસ્પૃશ્યતાનિવારણનું કામ પણ બહુ જ મંદ ગતિએ ચાલે છે. ગામડાંમાં થતી હરિજનોની હાડછેડ અને તેમને ભોગવવો પડતો ત્રાસ વર્ણવ્યાં જાય એમ નથી. એમને જાણે માણસો જ ગણવામાં આવતા નથી. એનું મુખ્ય કારણ એ છે કે ગુજરાતના જેટલી જ્ઞાતિમૂઢતા બીજા કોઈ પ્રાંતમાં નથી. જ્ઞાતિઓનાં જડ અને અન્યાયી બંધનોથી આપણે એટલા ઘેરાયેલા છીએ કે આપણા સારા સારા કાર્યકર્તાઓમાંથી બહુ ઓછા જ્ઞાતિઓના ગ્રાહમાંથી મુક્ત જણાય છે. ગુજરાત ગરવી બનશે કે ગાંડી રહેશે તેનો આધાર અસ્પૃશ્યતા એ કેટલી ઝડપથી નાબૂદ કરે છે એના ઉપર છે.

સાબરમતી
૬-૮-૧૯૪૭

નરહરિ દ્વા૦ પરીખ

# ઉપોદ્ઘાત

ગયા મે મહિનામાં હું ડાકોર ગયો હતો. ત્યાં એ અરસામાં રણછોડજીનું મંદિર હરિજનોને માટે ખુલ્લું મૂકવાને અંગે વિચારણા થતી હતી. હરિજનોનો મંદિરપ્રવેશ શાસ્ત્રસંમત છે એમ બતાવનારાં અનેક શાસ્ત્રવચનો મારી પાસે સંઘરેલાં હતાં, તે મેં મંદિરના તે વખતના (હાલ નિવૃત્ત) મૅનેજર શ્રી. અમૃતલાલભાઈને બતાવ્યાં. તેમને ફિલસૂફી તથા ધર્મશાસ્ત્રમાં ઊંડો રસ હોઈ તેમણે કહ્યું: 'આ બધું કોઈ પણ રીતે લોકો આગળ મૂકો; તો લોકોનો વિરોધ બહુ ઓછો થાય. લોકમત કેળવવાનું કામ આજે થાય છે તે કરતાં વધારે થવાની જરૂર છે.' શ્રી. નરહરિભાઈએ આ વિચારને પ્રોત્સાહન આપ્યું, અને આ વિષયનું સર્વ ઉપયોગી સાહિત્ય ભેગું કરવાનું મને કહ્યું. તેનું ફળ આ પુસ્તકરૂપે રજૂ થાય છે.

કોઈ પણ વિષયમાં કાયદો થાય તોયે તેને અંગે લોકશિક્ષણની જરૂર તો રહે જ છે. કાયદો જેટલે અંશે લોકમતને અનુકૂળ હોય તેટલે અંશે તેનો અમલ વધારે સરળ ને સહેલો બને છે. કાયદા ને લોકમત વચ્ચે કંઈક અંતર તો હંમેશાં રહે છે; પણ એ અંતર જેટલું ઓછું હોય તેટલું સારું. હરિજનોનો મંદિરપ્રવેશ શાસ્ત્ર-ધર્મથી વિરુદ્ધ નથી પણ તેને સર્વથા અનુકૂળ છે, અને આપણે શાસ્ત્રોના મર્મને ભૂલી બેઠા છીએ તેને બદલે અહીં તો શાસ્ત્રની આજ્ઞાનું જ પાલન કરવાનું છે, એમ જો વિચારશીલ વર્ગને સંતોષ-કારક રીતે બતાવી શકાય, તો તેનો લાભ દેખીતો છે.

વેદ, ધર્મસૂત્રો, સ્મૃતિઓ, પુરાણો વગેરે શાસ્ત્રગ્રંથોનું દોહન કરી, તેમાંથી આ વિષયને લગતાં વચનો ભેગાં કરી, તેનું વિવેચન કરવાનું

કામ આચાર્ય આનંદશંકર ધ્રુવ, મહામહોપાધ્યાય શ્રીધરશાસ્ત્રી પાઠક, મહામહોપાધ્યાય પાંડુરંગ વામન કાણે, તથા બીજા કેટલાક વિદ્વાનોએ સમર્થ રીતે કર્યું છે. તે સહુનાં સંશોધનનો લાભ આ પુસ્તક તૈયાર કરવામાં મેં સારી પેઠે ઉઠાવ્યો છે. સ્મૃતિપુરાણ ઉપરાંત રામાયણ, મહાભારત, ભાગવત, આપણા મહાન આચાર્યો, તથા ઇતર સાધુસંતોને લગતાં પ્રકરણો તૈયાર કરવામાં અગાઉના કોઈ એકબે ગ્રંથોની મદદ મળે એમ ન હતું. તેથી તેને લગતી સામગ્રી તે તે વિષયના કે સંપ્રદાયના જુદા જુદા અનેક મૌલિક ગ્રંથો તથા ઇતર વિવેચનો ભેગાં કરીને તેમાંથી તારવી છે. અસ્પૃશ્યતાને લગતી આ સામગ્રી પહેલી વાર સંગૃહીત કરીને રજૂ કરવામાં અનાયાસે ગાંધીજીની એક જૂની ઇચ્છાને સંતોષાઈ છે, એ મારે સારુ વિશેષ આનંદનો વિષય છે. આ પુસ્તક તૈયાર કરવા માટે જે અનેક પુસ્તકોની જરૂર પડી તે મેળવવામાં મદદ કરનાર મિત્રોનાં નામ આપી તેમનો દરેકનો શબ્દોથી આભાર માનવાની જરૂર નથી; કેમ કે તેઓ સહુ આપ્તજનો છે, ને મારે સદ્ભાગ્યે તેમની આ જાતની મદદ મને સર્વ પ્રસંગે મળતી આવી છે. કઈ માહિતી માટે હું કયા ગ્રંથનો આભારી છું તેનો નિર્દેશ તે તે સ્થળે ટિપ્પણોમાં કરેલો છે.

આધુનિક અસ્પૃશ્યતા કહે છે કે માણસ અસ્પૃશ્ય ગણાતી જાતિમાં જન્મે એટલે જીવનભર અસ્પૃશ્ય જ રહે; અને તેની કે તેની જાતિની અસ્પૃશ્યતા કદી ટળે નહીં. એવી અસ્પૃશ્યતાને શાસ્ત્રોનો આધાર નથી એમ બતાવ્યા પછી, મંદિરપ્રવેશનું જુદું સમર્થન કરવાનું સામાન્ય રીતે ન રહેવું જોઈએ. પણ હરિજનોનો મંદિરપ્રવેશ અને પૂજાનો અધિકાર સ્પષ્ટપણે સિદ્ધ કરનારાં વચનો એટલાં બધાં છે કે તે વાંચ્યા પછી મંદિરપ્રવેશનો વિરોધ શાસ્ત્રને નામે કરવાનું તો કોઈ સુજ્ઞ પુરુષને મન ન જ થાય. મંદિરમાંથી અસ્પૃશ્યતા ગઈ એટલે બીજે બધેથી તો ગઈ જ. વળી આજે હવામાં મંદિરપ્રવેશની વાત ગાજી રહી છે. તેથી આ પુસ્તકને 'મંદિરપ્રવેશ અને શાસ્ત્રો' એ નામ આપ્યું છે. 'અસ્પૃશ્યતા અને શાસ્ત્રો' એ વિષય તો એના પેટામાં આવી જ જાય છે.

શરૂઆતનાં પ્રકરણોમાં વેદ, તથા રામાયણ મહાભારત, અને સ્મૃતિઓ તથા પુરાણોનાં વચનોની આલોચના છે. જે પરંપરા 'સ્માર્ત-ધર્મ'ને નામે ઓળખાય છે તેમાં પણ આજના જેવી અસ્પૃશ્યતાને તથા મંદિરપ્રવેશના નિષેધને સ્થાન નથી, એમ તે તે ગ્રંથકારોનાં વચનો તથા દષ્ટાંતો પરથી જોઈ શકાય છે. આ પછી ભક્તિમાર્ગ અથવા ભાગવતધર્મની અનેક શાખાઓની આલોચના આવે છે. જ્ઞાનમાર્ગ તથા કર્મમાર્ગમાં મંદિરોને સ્થાન નથી. મંદિરોની જરૂર તથા તેનું સ્થાન ભક્તિમાર્ગમાં જ છે. તેથી ભક્તિમાર્ગના અગ્રેસરોનાં વચનો મંદિરોને અંગે વિશેષ પ્રમાણભૂત ગણાવાં જોઇએ. પણ બાહ્યાચારને પ્રાધાન્ય આપનારો કર્મમાર્ગ મંદિરો પર પોતાનો કબજો જમાવી બેઠો છે. તેથી આપણે જોઈએ છીએ કે ભક્તિમાર્ગના પ્રણેતાઓને છેક શરૂઆતથી તેની સામે સતત વિરોધનો અવાજ ઉઠાવવો પડ્યો છે.

વસ્તીપત્રકો ઉપરના પ્રકરણમાં આપેલી હકીકતો, શાસ્ત્ર-વિચારથી સ્વતંત્ર રીતે પણ, આપણી આંખ ઉઘાડે એવી છે. છેવટે, હિંદુ સમાજના આગેવાનોએ ૧૯૩૨માં કરેલી પ્રતિજ્ઞા, ને મંદિરપ્રવેશની હિલચાલે કરેલી પ્રગતિને લગતી હકીકતો આપી છે; અને રાજસત્તા મંદિરોના વહીવટ પર છેક પ્રાચીન કાળથી કેવો અંકુશ ધરાવતી આવી છે તેને લગતાં ઐતિહાસિક પ્રમાણો ટૂંકામાં આપ્યાં છે. 'આ વાતની ઉતાવળ શા સારુ કરો છો? હજુ જરા થોભી જાઓને,' એવું કેટલાક મિત્રો કહે છે. તેમને એટલું જ કહેવાનું કે માલવીયજી મહારાજ જેવા પુણ્યાત્માના પ્રમુખપદ નીચે હિંદુ સમાજના આગેવાનોએ ગંભીર પ્રતિજ્ઞા કર્યાને પંદર વરસ તો થયાં. હજુ વધારે કેટલું થોભવું? અને મંદિરપ્રવેશ જો શાસ્ત્રસંમત હોય, તો હજુ વધારે ઢીલ કરવાનો શો અર્થ છે?

આ પુસ્તક છપાતું હતું તે દરમ્યાન તેનાં કેટલાંક પ્રકરણો જુદા જુદા મિત્રોએ વાંચ્યાં. બીજા કેટલાકની જોડે મારે વાતો થઈ. તેમાંના ઘણાએ પૂછ્યું : 'તો પછી અસ્પૃશ્યતા આવી કેવી રીતે?'

આવી જિજ્ઞાસા થવી સ્વાભાવિક છે. પણ એ પુરાતત્ત્વના સંશોધનનો વિષય છે. એને વિષે પણ વિદ્વાનોએ શું લખ્યું છે તે જોવાનો પ્રયત્ન મેં કર્યો છે. એને વિષે જુદા જુદા અનેક મત બતાવાયા છે; પણ તે ફક્ત અટકળો જ છે. એટલું ચોક્કસ છે કે મનુસ્મૃતિ પહેલાંના કાળમાં કોઈ જાતિને અસ્પૃશ્ય ગણવાનો વિચાર જ લોકોનાં મનમાં નહોતો. ઊંચનીચભાવ હતો, પણ અસ્પૃશ્યતા નહોતી. અસ્પૃશ્યતાનો પહેલો ઉલ્લેખ મનુસ્મૃતિમાં આવે છે; અને મહામહોપાધ્યાય કાણેએ તો એમ પણ કહ્યું છે કે મનુસ્મૃતિ બે વાર લખાયેલી છે. વાત એ છે કે આવા રિવાજો કોઈ એક ઘડીએ, માણસોએ ભેગા બેસી ઠરાવ કરીને, ચાલુ કરેલા હોતા નથી. એ શરૂ થતાં ને ફેલાતાં વખત લાગ્યો હશે. તેમાં અનેક બળોએ કામ કર્યું હશે. અસ્પૃશ્યતાને લગતી સામગ્રી ભેગી કરતાં મારે જે કંઈ વાંચવું પડયું તે પરથી મારો એવો ખ્યાલ બંધાયો છે કે આપણે ત્યાં એક જમાનો એવો આવ્યો જ્યારે આપણે, રહીસહી જૂની ધાર્મિક મૂડીની બહારના હુમલા સામે રક્ષા કરવાના સારા હેતુથી, તેને દાબડામાં મૂકી બેસી ગયા; રખેને કોઈ આવીને આપણું સંસ્કારધન લૂંટી જાય એ બીકે આપણે ઘરનાં બારીબારણાં બંધ કરી દીધાં. એ જમાનામાં બાહ્ય સ્વચ્છતા વિષેનો આગ્રહ ઘણો વધી ગયો. બાહ્ય શૌચ બહુ સારી ને જરૂરી વસ્તુ છે; પણ આંતર શૌચ એના કરતાંયે વધારે જરૂરનું છે. બાહ્ય શૌચનો આગ્રહ છેક છેડે પહોંચે ત્યારે તેમાંથી અસ્પૃશ્યતા જેવું કંઈક પેદા થયા વિના ન રહે. જે જમાનામાં પોળોને દરવાજા કરવા પડયા, ઘરોની બારીઓ નાની કરવી પડી, ઘરોનાં બારણાં રસ્તા પર રાખવાને બદલે ખડકીઓમાં રાખવાં પડયાં, તે જમાનામાં અસ્પૃશ્યતાનો પણ જન્મ ને પ્રચાર થયો હોવો જોઈએ. ધર્મના આંતરિક મર્મ કરતાં તેના બાહ્ય આચારનું પાલન પ્રમાણમાં વધારે સહેલું છે, એમ હંમેશાં જોવામાં આવ્યું છે; અને તેથી બાહ્ય આચારને વિષે માણસો સામાન્ય રીતે વધારે આગ્રહ રાખતા પણ જોવામાં આવ્યા છે. ત્રણ દિવસ પર એક મિત્રે આ વિષયમાં કહી તે વાતમાં મને તો ઘણું સત્ય લાગે છે. તેમણે કહ્યું : ‘ આપણો ધર્મ અગાઉ ઉદાર, વિશાળ

અને ઉજ્જ્વળ હતો. વચ્ચે એક અંધારી રાત આવી ગઈ. તે હવે વીતી ગઈ છે. આપણે પાછા જાગૃત થયા છીએ, ને આપણા ધર્મનો જે મૂળ પ્રવાહ હતો તેને જ આપણે ફરી આગળ ચલાવવા માગીએ છીએ.'

અસ્પૃશ્યતા ઉપરાંત ઊંચનીચભાવ વિષે પણ આ પુસ્તકમાં ઘણાં વચનો ઉતારેલાં દેખાશે. આ બેને ઘણો ગાઢ સંબંધ છે. અસ્પૃશ્યતા એ ઊંચનીચભાવની પરાકાષ્ઠા છે. એ ઊંચનીચભાવ પણ જવો જોઈએ. કોઈ માણસને તેના ચારિત્ર યા વિદ્વત્તાને કારણે બીજા માણસો ઊંચો માને ને માન આપે એ જુદી વસ્તુ છે. પણ તે માણસ પોતે જ્યારે પોતાને બીજાથી ઊંચો માનવા માંડે ત્યારે તો તેનું પતન થયું સમજવું. એટલે જ સર્વ આચાર્યો ને સાધુસંતોએ નમ્રતા ને નિરભિમાનનો પાઠ નિરપવાદપણે શીખવ્યો છે. એ પાઠ પાકો કેમ કરાય? ઘાસણીના રોગીને ગંદી હવામાં રાખીને ગમે તેટલી દવાઓ આપીએ, તોયે તેનો રોગ જતો નથી. તેને પંચગની કે દેવલાલી જેવી ઊંચી જગાએ રાખ્યો હોય, તો તે સ્થળની શુદ્ધ હવા જ તેના રોગને ઘણે અંશે મટાડે છે. તે જ પ્રમાણે આ પુસ્તકમાં, ઊંચનીચભાવ વગેરે ઉપર સીધા પ્રહાર કરવાને બદલે, વાચકોને હિંદુ ધર્મની ઊંચી સપાટી પર લઈ જઈ તેનાં શિખરો — ગીતા, ભાગવત, આચાર્યો ને સાધુસંતોનાં જીવનો ને વચનો વગેરે — પર ફેરવવાનો પ્રયત્ન કર્યો છે. એ ગિરિવિહાર કરતાં તેમને એમ થયા વિના નહીં રહે કે આપણે તો આ 'ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં' છીએ; આપણામાં તે અસ્પૃશ્યતા ને ઊંચનીચભાવ જેવી સંકુચિત વૃત્તિઓ હોઈ જ કેમ શકે? આમ તેમનાં મનમાંથી એ વૃત્તિઓ આપોઆપ ખરી પડવા પામશે, અથવા ખરી પડવી જોઈએ. આ ક્રિયાને માનસશાસ્ત્રમાં 'સબ્લીમેશન' અર્થાત્ 'ઊર્ધ્વીકરણ' ને નામે ઓળખી છે. ભગવાન બુદ્ધે માણસોને આવા જ 'પ્રજ્ઞાપ્રાસાદ' ઉપર ચડાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું છે: 'એ પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચડીને, શોકરહિત થયેલો શોકવાળી પ્રજાને, પર્વત ઉપર ઊભેલો ભૂમિ ઉપર ઊભેલાને, જુએ છે તેમ, તે ધીર પુરુષ બાળકો — અજ્ઞો — ને જુએ

છે.'* ધર્મમાં આવી હીન સંકુચિત વસ્તુઓને સ્થાન ન હોય, એમ એવા માણસને જુદું સમજાવવું પડતું નથી. તેમ જ હિંદુ ધર્મનો ઉપહાસ કરનારને પણ આમાંથી ઘણું જાણવા વિચારવા જેવું મળી રહેશે. જે ધર્મે આવા મહાગ્રન્થો ને મહાપુરુષો ઉત્પન્ન કર્યા છે તે તો અત્યંત આદરને જ પાત્ર હોઈ શકે. ગાંધીજીએ કહ્યું છે : 'કોઈ પણ ધર્મની પરીક્ષા તેના ખરાબમાં ખરાબ નમૂના પરથી નહીં, પણ તેણે ઉપજાવેલા સર્વશ્રેષ્ઠ નમૂનાઓ પરથી જ થવી જોઈએ, કેમ કે તે નમૂના જ આપણે માટે સુધારવાના નહીં તો અનુસરવાના આદર્શરૂપ ગણી શકાય.' (હરિજનબંધુ, ૧૯–૭–'૩૬) એટલે મને લાગે છે કે હિંદુ ધર્મની વિશાળતા, ઉદારતા, ને ભવ્યતા બતાવનારાં કેટલાંક પ્રકરણો વિના આ પુસ્તક અધૂરું જ રહ્યું હોત.

આ પુસ્તક શાસ્ત્રનો ઉપહાસ કરનાર નર્યા બુદ્ધિવાદી સુધારકની દૃષ્ટિએ નથી લખાયું, પણ શાસ્ત્રને વિષે આદર ધરાવનાર ભાવિક હિંદુની દૃષ્ટિએ લખાયું છે, એ વાતની સાક્ષી હવે પછીનાં પાનાં પૂરશે એવી આશા છે. જે જે વચનોનો નિર્દેશ કર્યો છે તે સર્વ મૂળ વચનો આખાં, પૂરા સ્થળનિર્દેશ સાથે, ટિપ્પણોમાં આપ્યાં છે; જેથી એના જે અર્થો પુસ્તકમાં આપ્યા છે તે ખરા છે કે ખોટા, અને સરળ રીતે કર્યા છે કે મારીમચડીને કર્યા છે, તેની પરીક્ષા સુજ્ઞ વાચકો જાતે કરી શકે; તેમ જ ધારે તો તે તે મૂળ ગ્રન્થો ઉઘાડીને વધારે કસોટી પણ કરી શકે. મૂળ વચનોના શબ્દોને મારીમચડીને અર્થો કાઢ્યા હોય, તો તે વચનો વિવેચકના પક્ષને મજબુત બનાવવાને બદલે ઊલટાં તેને નબળો પાડે છે. સત્યની આવી આકરી કસોટીમાંથી પાર ઊતરે તે જ પક્ષ સાચો ગણાય.

આ પુસ્તક લખતાં મનમાં લગભગ એક પ્રતિજ્ઞા કરી હતી કે કોઈ પણ વર્ગને ઉતારી પાડવા જેવું દેખાય, અથવા કોઈ માણસનું

---

* पञ्ञापासादमारुय्ह असोको सोकिनिं पजं।
पब्बतट्ठो च भुम्मट्ठे धीरो बाले अवेक्खति॥
धम्मपद २८.

દિલ દુખાય એવું કશું લખવું નહીં. વિચારોના વિનિમયથી માણસોનાં દિલ દુખાતાં નથી, પણ તીખી ટીકા અને વાક્પ્રહારથી દુખાય છે ખરાં. એવાં વાગ્બાણોથી લાભ કશો જ થતો નથી. આ સંયમની મર્યાદા અહીં ઠીકઠીક અંશે જળવાઈ છે એવો વિશ્વાસ છે. આ પુસ્તક વડે કોઈ પણ પક્ષ ઉપર વાદવિવાદમાં જીત મેળવ્યાનો આનંદ લેવાનો નથી. આપણે તો વિનય અને સરળતા વડે તેમનાં મન જીતવાં છે. આપણા વિચારો કોઈને અળખામણા હોય ને એ કારણે તે નારાજ થાય એનો ઉપાય નથી. પણ એમાં આપણે વાક્પ્રહારથી વધારો ન કરીએ. એટલા માટે ગાંધીજીએ એક વાર કહેલું :

'સુધારકો જો માને કે તેઓ સનાતનીઓ કરતાં ચડી ગયા કેમ કે તેમને જ્ઞાન થયું ને પેલાઓ અંધારકૂપમાં પડેલા છે, તો તે સનાતનીઓનાં હાડને પલાળી નહીં શકે. . . મનુસ્મૃતિના બેચાર શ્લોક ટાંકીને સુધારક જો બતાવે કે સનાતનીઓ ઉપર વિજય મેળવ્યો, તો એમ વિજય નથી મળવાનો. જેમ જેમ આપણને આ વિષયની મહત્તાનું જ્ઞાન થતું જાય તેમ તેમ આપણામાં નમ્રતા આવવી જોઈએ, સનાતનીઓ વિષે આદર પણ વધવો જોઈએ. આદર શાને માટે? એમનામાં કેટલાક પાખંડી છે, ધર્મને નામે પાખંડ ચલાવે છે, એનો ઉલ્લેખ હું કોઈ જગ્યાએ કરી ચૂક્યો છું. એવું પાખંડ તો જગતમાં રહેવાનું. પણ હું નથી માનતો, ને સુધારકો પણ નથી માનતા, કે સનાતનીમાત્ર પાખંડી છે. સનાતનીઓમાં કેટલાયે શુદ્ધ હૃદયથી એમ માનનારા છે કે આજે જેમ અસ્પૃશ્યતા ચાલે છે તેમ ચાલવી જોઈએ, ને તેમ ન થાય તો સંકર પેદા થશે. ઘણા વખતથી ચાલતી આવેલી વસ્તુને માણસો ઝટ કાઢી નથી શકતા. એવું અસ્પૃશ્યતાને વિષે છે. ને એને તો વળી આપણે ધર્મ માનીને ચલાવેલી છે. તેથી હું સુધારકોને વિનંતી કરું છું કે તમે સનાતનીઓની નિન્દા ન કરતા. તેમની પાસે તમારો કેસ રજૂ કરજો; પણ વિનય, મર્યાદા, નમ્રતા નહીં ચૂકતા.' (હરિજનબંધુ, ૮–૭–'૩૪)

રામદાસ સ્વામી પણ બ્રાહ્મણોની દુર્દશા જોઈ ઊકળી ઊઠેલા, ને તેમણે સખત વાણીપ્રહાર કરેલા. પણ પછી દુઃખ અને નમ્રતાથી કહ્યું : 'હું પણ એવો એક બ્રાહ્મણ જ છું ને? મેં જે કંઈ વચન કહ્યાં છે તે તો અતિશય દર્દથી કહ્યાં છે. પ્રસંગ જોઈને મારા મોંમાંથી સ્વાભાવિકપણે એ બોલ નીકળી ગયા છે. તેની તમે ક્ષમા કરજો.'

आम्हीं ही तेन्हि ब्राह्मण । दुःखें बोलिलें हें वचन ॥
प्रसंगें बोलिलें स्वभावें । क्षमा केलें पाहिजे ॥
दासबोध १४; ७; ३८, ४०.

એમ ‘સનાતની’ ને ‘સુધારક’ બંને એક નાવમાં બેઠેલા છે. બંને સાથે જ તરવાના કે ડૂબવાના છે. વળી આપણને આજે જેમની જોડે મતભેદ દેખાય છે તેમના વિચાર કઈ પળે એકાએક બદલાશે એ વિષે આપણાથી શું કહી શકાય? દક્ષિણ ભારતનો તાજો દાખલો આપણી નજર સામે છે. એટલે કોઈ વક્તા કે લેખક એવું અભિમાન ન રાખે કે અમારા બોલવા કે લખવાથી આવું મતપરિવર્તન થયું. એ પરિવર્તન તો તે માણસોનાં હૃદયમાં બેઠેલો આત્મારામ જાગશે ત્યારે જ થવાનું છે. ભાષણો ને લેખો તો એ માણસોનાં હૃદય અને આત્માને સ્પર્શ કરવાના અલ્પ પ્રયત્નરૂપ છે. તેથી વાચકો જોશે કે આ પુસ્તકમાં આપણા મહાન આચાર્યો ને ધર્મવેત્તાઓનાં વચનો આપવા ને તેનો મર્મ સમજાવવા ઉપરાંત બીજો ઉપદેશ ક્યાંયે આપેલો નથી. એવો કશો ઉપદેશ આપવાનો આ લેખકનો તો અધિકાર નથી જ.

એક નમ્ર વિનંતી બીજી પણ છે. આ પુસ્તક અનેક શાસ્ત્રજ્ઞોના હાથમાં જવાનો સંભવ છે. તેમને પ્રાર્થના છે કે તેઓ તરત ખંડનમંડનમાં ઊતરી ન પડે, પણ શાંતિપૂર્વક આખું પુસ્તક વાંચી વિચાર કરે. ખંડનમંડનથી ભરેલા ‘શાસ્ત્રાર્થો’ આપણા દેશમાં ઓછા નથી થયા. એમાં ઘણે ભાગે સત્યાન્વેષણ કરતાં સામા પક્ષ પર વિજય મેળવવાની ઇચ્છા વધારે હોય છે. એવા ‘શાસ્ત્રાર્થ’-ને આપણા ન્યાયશાસ્ત્રે પણ નાપસંદ કર્યો છે. સત્ય શોધવાની વૃત્તિથી કરેલી વિચારોની આપલે તે ‘વાદ’; અને પ્રતિપક્ષ પર વિજય મેળવવાની ઇચ્છાથી કરેલી ચર્ચા તે ‘જલ્પ’. વાદને એ શાસ્ત્રમાં પસંદ કરી જલ્પને વિષે અરુચિ બતાવેલી છે. વળી અહીં તો ‘જલ્પ’ કરીને ખંડન પણ આપણા મહાન આચાર્યો ને સાધુ-સંતોનાં વચનોનું જ કરવાનું છે, એ ભૂલવું ઘટતું નથી.

કેટલાક પ્રસિદ્ધ સંપ્રદાયોના સ્થાપકો વિષે પણ આ પુસ્તકમાં લખેલું છે. તેની પાછળ અત્યંત આદર અને પૂજ્યભાવની વૃત્તિ રહેલી છે એ જુદું પુરવાર કરવાની જરૂર ભાગ્યે જ હોય. એ લખાણ સંપ્રદાયના — અર્થાત્ જેણે સંપ્રદાયની કંઠી બાંધી હોય એવા — માણસનું નથી, એટલા કારણસર તે તે સંપ્રદાયના અનુયાયીઓ એ વિષે વિચાર કરવાની ના પાડે એવું તો બનવાજોગ નથી. આપણા ધર્મગુરુનાં જ વચન સંપ્રદાય બહારના માણસે કાઢીને રજૂ કર્યાં હોય તેથી તેમાં શો ફરક પડે છે? ઊલટું આપણને તો આનંદ થવો જોઈએ કે આપણા મહાન ધર્મસ્થાપકનાં વચન બીજાઓને પણ આદરપાત્ર લાગે છે. વળી સંપ્રદાયનો ખરો માણસ તો તે ગણાય જે મૂળ સ્થાપકનાં વચનોને વાંચે, વિચારે ને અનુસરે; કંઠી બાંધવી ન બાંધવી એ મહત્ત્વની વાત નથી. કંઠી બાંધ્યા વિના પણ વલ્લભાચાર્ય કે સહજાનંદ સ્વામીના સાચા અનુયાયી થઈ શકાય છે. સૂર્યનું ઉપસ્થાન કરવાનો અધિકાર માણસમાત્રને છે; તેમાં કોઈનો આગવો હક નથી. આ મહાન ધર્મસ્થાપકો પણ સૂર્યના જેવા છે. તેમને વંદન કરવાનો અધિકાર કોઈને નથી એમ કેમ કહી શકાય? અથવા કહો કે તેઓ હિમાલયનાં શિખરો જેવા છે. એમના ઉપદેશમાં ગંગોત્રીમાંથી નીકળતી ગંગા જેવી વિશુદ્ધિ ને નિર્મળતા કેટલી બધી દેખાય છે! એના મર્મને આપણે અનુસરીએ તો ઘણું સારું, એટલું જ આ પુસ્તકમાં કહેવાનો આશય રખાયો છે. આપણે ગમે તે સંપ્રદાયના હોઈએ તોયે બીજા સંપ્રદાયોના સ્થાપકો વિષે આપણે આદર રાખવો ઘટે છે. ગાંધીજીએ કહ્યું છે કે 'સંપ્રદાય ઘણા છે, પણ ધર્મ તો એક જ છે.'

આ પુસ્તક સદ્‌ભાગ્યે મંગલ પ્રસંગે પ્રસિદ્ધ થાય છે. મહારાષ્ટ્રમાં સ્વરાજ સ્થપાયું ત્યારે રામદાસ સ્વામીએ ગાયેલું: 'આજે દેશમાં સદાનંદનો ઉદય થયો છે. સુખ ને સંતોષ ફેલાયાં છે. પરાધીનતા ગઈ છે. એક પ્રચંડ સત્તા દેશમાંથી ચાલી ગઈ છે.'

सदानंदीं उदो जाला । सुख संतोष फावला ।
पराधेनता गेली । सत्ता उदंड चालिली ॥

એવો પરાધીનતાના નાશનો શુભ અવસર આજે આપણે માટે આવ્યો છે. ગાંધીજીએ ૧૯૨૦માં નાગપુરની મહાસભા વખતે આપેલી એક મુલાકાતમાં કહેલું: 'સ્વરાજમાં વાઘબકરી એક આરે પાણી પીશે.' એ તો ત્યારે જ બની શકે જ્યારે નાનામાં નાનો, અને રાંકમાં રાંક, માણસ પણ પોતાના રાજકીય, સામાજિક ને ધાર્મિક હકો વગરઅડચણે ભોગવી શકે. એમાંનો જ એક હક તે મંદિરપ્રવેશનો છે.

વડોદરા, ૧૦-૮-'૪૭

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

# સંક્ષેપોની સમજ

अ. — अथर्ववेद
अत्रि. — अत्रिस्मृति
अनु. — अनुशासनपर्व
आदि. — आदिपर्व
आ. ध. सू. — आपस्तंबधर्मसूत्र
ઇં. ફિ. — ઇંડિયન ફિલોસોફી (રાધાકૃષ્ણન)
उद्योग. — उद्योगपर्व
ऋ. — ऋग्वेद
ए. भा. — एकनाथी भागवत
ऐ. आ. — ऐतरेय आरण्यक
ऐ. ब्रा. — ऐतरेय ब्राह्मण
का. श्रौ. सू. — कात्यायनश्रौतसूत्र
गी. — गीता
गौ. ध. सू. — गौतमधर्मसूत्र
चै. च. — चैतन्यचरितामृत
छां — छांदोग्योपनिषत्
त. दी. नि. — तत्त्वदीपनिबंध
तै. आ. — तैत्तिरीय आरण्यक
तै. ब्रा. — तैत्तिरीय ब्राह्मण
तै. सं. — तैत्तिरीयसंहिता
दु. स. — दुर्गासप्तशती
दे. भा. — देवीभागवत
ना. भ. सू. — नारदभक्तिसूत्र
प. पु. — पद्मपुराण
पारा. — पाराशरस्मृति
पू. मी. सू. — पूर्वमीमांसासूत्र
बृ. — बृहदारण्यकोपनिषत्
बृ. ना. — बृहन्नारदीयपुराण
ब्र. सू. — ब्रह्मसूत्र
भ पु. — भविष्यपुराण
भा. — भागवत
भा. श्रौ. सू. — भारद्वाजश्रौतसूत्र
भीष्म. — भीष्मपर्व
म. भा. — महाभारत
मनु. — मनुस्मृति
मै. सं. — मैत्रायणीसंहिता
याज्ञ. — याज्ञवल्क्यस्मृति
वन. — वनपर्व
व. पु. — वराहपुराण
वा. पु. — वामनपुराण
वा. रा. — वाल्मीकिरामायण
वा. सं. — वाजसनेयीसंहिता
वृ. हा. — वृद्धहारीतस्मृति
वि. ध. — विष्णुधर्मोत्तरपुराण
श. ब्रा. — शतपथब्राह्मण
शान्ति. — शान्तिपर्व
शां. ब्रा. — शांखायनब्राह्मण
शां. भ. सू — शांडिल्यभक्तिसूत्र
शां. भा. — शांकरभाष्य
शि. पु. — शिवपुराण
श्वे. — श्वेताश्वतरोपनिषत्
सु. — सुबोधिनी
स्कं. पु. — स्कंदपुराण
स्मृ. र. — स्मृतिरत्नाकर
स्मृ. सा. — स्मृत्यर्थसार

# અનુક્રમણિકા

૧

# વેદકાળ

વેદકાળમાં અસ્પૃશ્યતા નહોતી.[૧] આર્ય, અને દાસ અથવા દસ્યુ, એ બે પ્રજાઓ વચ્ચેનાં યુદ્ધોના ઉલ્લેખ ઋગ્વેદમાં ઠેકઠેકાણે આવે છે. આર્યો ગોરા, ને દસ્યુ કાળા હતા; ને તેમની ચામડીના જુદા રંગ પરથી નોખા ઓળખાતા. ઋગ્વેદમાં છેક શરૂઆતમાં આ બે વર્ણનો જ ઉલ્લેખ છે — આર્ય અને દસ્યુ. 'વર્ણ' શબ્દનો અર્થ છે રંગ; ને એ સમૂહો જુદા રંગની ચામડીવાળા તેથી જુદા 'વર્ણો' ગણાયા.[૨] ઋગ્વેદ આર્યોનો ધર્મગ્રન્થ હોઈ તેમાં દસ્યુઓની નિન્દા સૂચવનારાં અનેક વર્ણનો છે. આર્યોના દેવ તે દસ્યુઓના દેવ નહોતા. દસ્યુઓનો નાશ થાય તે માટે આર્યો ઇન્દ્રદેવને પ્રાર્થના કરતા. પણ દસ્યુઓ અસ્પૃશ્ય હતા એવું ઋગ્વેદમાં ક્યાંયે કહ્યું નથી. 'આર્ય અને દાસની વચ્ચે અસ્પૃશ્યતા તો નહોતી જ.'[૨ક]

આગળ જતાં આ બે જાતિઓ વચ્ચેનાં ઝેરવેર ઓછાં થયાં. આર્યો દસ્યુઓની મદદ લઈને માંહોમાંહે લડવા લાગ્યા; તેને લીધે એકબીજાનો પરિચય વધ્યો, ને પરસ્પર દ્વેષ ઓછો થયો. જે કાળે આ બે જાતિઓ લડતી ત્યારે પણ અગસ્ત્ય જેવા સમદર્શી ઋષિ આર્ય ને દાસ વચ્ચે ભેદભાવ ન રાખતાં બંનેનું શુભ ઇચ્છતા ને બંનેની સેવા કરતા.[૩] પછી તો દસ્યુઓને આર્ય પરિવારમાં સમાવી લેવાની પ્રવૃત્તિ શરૂ થઈ. વિશ્વામિત્રને જે ગાયત્રી મન્ત્રનું દર્શન થયેલું તે મન્ત્ર ભણાવી હજારો દસ્યુઓને આર્ય બનાવવામાં આવ્યા.[૪] ઘણી અનાર્ય જાતિઓ ને તેમના દેવોને આર્ય સંઘમાં ભેળવી લેવામાં આવ્યાં.[૫] દીર્ઘદર્શી ને ઉદાર મનના ઋષિ વિશ્વામિત્રે દસ્યુઓને પોતાના પુત્રો કરી સ્થાપ્યા.[૬] ઋગ્વેદમાં અસુર જાતિ (અસુર્ય વર્ણ)નો ઉલ્લેખ છે.[૭] આગળ પર તૈત્તિરીય બ્રાહ્મણમાં કહ્યું છે

કે 'બ્રાહ્મણ તે દૈવી વર્ણ, ને શૂદ્ર તે અસુર્ય અર્થાત્ અસુરનો વર્ણ.'[૮] આર્ય અને દસ્યુનો ભેદ અદષ્ટ થઈ, તેની જગાએ આર્ય અને શૂદ્રનો ભેદ ઊભો થયો;[૯] પણ તે થોડા કાળને માટે જ. આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે સંહિતાકાળમાં જેમને અસુર કે દસ્યુ ગણતા તેમને જ બ્રાહ્મણકાળમાં શૂદ્ર ગણ્યા હશે. 'હે ઇન્દ્ર, તમે દાસને ધરતીનું જ ઉસીકું કરાવ્યું, અર્થાત્ તેમને ભોંયભેગા કર્યા,'[૧૦] એ જૂની ભાષા હતી. તેને ઠેકાણે હવે પ્રાર્થના કરવામાં આવે છે કે 'બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યની સાથે શૂદ્રને પણ તેજસ્વિતા આપો.'[૧૧] વળી આત્મૈક્યજ્ઞાનની અવસ્થામાં એમ પણ કહે છે કે 'માછી, દાસ અને જુગારી સર્વ બ્રહ્મરૂપ છે.'[૧૨] પરસ્પર દ્વેષ અને સંગ્રામની જગાએ સ્નેહ અને ઐક્યની સ્થાપના થાય છે; અને આર્ય સંસ્કૃતિ વિશાળ રૂપ ધારણ કરી નવું પ્રસ્થાન આદરે છે.

સ્મૃતિઓમાં જેને 'અંત્યજ' ગણી છે એવી અનેક જાતિઓનો ઉલ્લેખ ઋગ્વેદમાં છે. 'આ લોકોની જુદી જાતિઓ હોય તોયે, તે કોઈ પણ રીતે અસ્પૃશ્ય હતા એવો નિર્દેશ તો વેદમાં ક્યાંયે નથી.'[૧૩] ઋગ્વેદની સંહિતામાં તો 'ચાંડાલ' અને 'પુલ્કસ' એ શબ્દ પણ ક્યાંય આવતા નથી.[૧૩ક] છાંદોગ્ય ઉપનિષદમાં 'ચાંડાલ'નો ઉલ્લેખ આવે છે, ને ત્યાં કહ્યું છે કે 'જેઓ આ લોકમાં હીન આચરણ કરે છે તેમને હીન યોનિમાં — અર્થાત્ કૂતરા, સૂવર કે ચંડાલની યોનિમાં — જન્મ મળે છે.'[૧૪] અહીં ચંડાલને 'હીન યોનિ'માં ગણ્યો છે; પણ તે અસ્પૃશ્ય છે એવું સૂચન જરાયે નથી.[૧૫] આ વાક્યમાં બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યનો ઉલ્લેખ છે, પણ શૂદ્રનો ઉલ્લેખ નથી. પહેલા ત્રણનાં નામ પછી, ચોથું નામ શૂદ્રને બદલે ચાંડાલનું આવે છે. તે પરથી એમ માની શકાય કે 'છાંદોગ્યના કાળમાં સુધ્ધાં ચાંડાલને ભલે હલકામાં હલકો પણ શૂદ્ર જ ગણવામાં આવતો હશે.'[૧૬]

બીજો એક નિર્દેશ બૃહદારણ્યક ઉપનિષદમાં છે, તેમાં કહ્યું છે: 'આ પ્રાણે દેવોના પાપનો, એટલે કે મૃત્યુનો, નાશ કર્યા પછી, મૃત્યુને જ્યાં દિશાઓનો છેડો આવે છે ત્યાં કાઢી મૂક્યો. ત્યાં તેણે દેવોના પાપનું રહેઠાણ બનાવ્યું. તેથી કોઈએ બહારના લોકોની

પાસે જવું નહીં; તેમ જ દિશાઓને છેડે જવું નહીં. ત્યાં જતાં રખેને પાપનો — મૃત્યુનો ભેટો થઈ જાય.'[૧૭] અહીં કોઈ જાતિઓનો ઉલ્લેખ નથી. શંકરાચાર્ય તેમના ભાષ્યમાં કહે છે: 'વૈદિક જ્ઞાનવાળા લોકો જેમાં રહેતા હોય તેવા પ્રદેશનો દિશા શબ્દમાં સમાવેશ થાય છે. વેદજ્ઞાનનો વિરોધ કરનારા લોકો જ્યાં રહેતા હોય તે પ્રદેશને દિશાઓનો છેડો કહેવાય.'[૧૮] કાણે કહે છે કે આ વર્ણન મ્લેચ્છ જેવા લોકો — જેમનો શતપથ બ્રાહ્મણમાં ઉલ્લેખ છે[૧૯] — લાગુ પડે છે, ચાંડાલને નહીં; કેમ કે ચાંડાલને ભલે વેદ ભણવાનો અધિકાર ન હોય, તેઓ વેદના વિરોધી તો નથી જ, તેમ તેઓ આર્ય પ્રદેશની બહાર પણ રહેતા નથી. 'તેથી, વેદકાળમાં અસ્પૃશ્યતા હતી એમ પુરવાર કરવામાં આ વચનથી મદદ મળતી નથી.'[૨૦] વળી આ વચનનો અર્થ કરવામાં રામાનુજે તો 'દિશામન્તઃ' એ શબ્દનો 'મ્લેચ્છદેશ' અને 'અંત્યજન' એટલે 'મ્લેચ્છ' એવો સ્પષ્ટ અર્થ કર્યો છે; તે પણ આ વિચારને ટેકો આપે છે.

## ટિપ્પણો

૧. જુઓ મહામહોપાધ્યાય પાંડુરંગ વામન કાણે: 'એ હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર', વૉ. ૨, પાર્ટ ૧, પ્રકરણ ૨ તથા ૪. મહામહોપાધ્યાય શ્રીધરશાસ્ત્રી પાઠક: 'અસ્પૃશ્યતેચા શાસ્ત્રાર્થ' (મરાઠી), ભાગ ૩, ૪. કનૈયાલાલ મુનશી: 'અખંડ હિંદુસ્તાન', પૃ. ૩૧૦–૩૩૭.

૨. हत्वा दस्यून् प्रार्यं वर्णमावत् । ऋ. ३; ३४; ९.

(ઇન્દ્રદેવે દસ્યુઓને મારી આર્ય વર્ણનું રક્ષણ કર્યું.)

यो दासं वर्णमधरं गुहाकः । ऋ. २; १२; ४.

(જેણે દાસ વર્ણને હરાવી તેને ગુફામાં ધકેલી દીધો.)

૨ક. નૃપેન્દ્રકુમાર દત્ત: 'આર્યનાઇઝેશન ઑફ ઇંડિયા', પૃ. ૧૧૨. જી. એચ. મીસ: 'ધર્મ ઍંડ સોસાયટી' (૧૯૩૫), પૃ. ૧૧૧.

૩. उभौ वर्णावृषिरुग्रः पुपोष सत्या देवेष्वाशिषो जगाम । ऋ. १; १७९; ६.

(સામર્થ્યવાન એવા ઋષિ અગસ્ત્યે બંને વર્ણોનો ઉત્કર્ષ કર્યો, ને દેવલોકમાં ખરેખરા આશીર્વાદ મેળવ્યા.)

૪. રૅગોઝીન : 'વેદિક ઇન્ડિયા', પૃ. ૩૧૮.

૫. રાધાકૃષ્ણન : 'વેદની વિચારધારા', પૃ. ૭૦-૧; 'હિંદુ જીવન-દર્શન', પૃ. ૩૩.

૬. त एते अन्ध्राः पुण्ड्राः शबराः पुलिन्दा मूतिबा इति उदन्त्या बहवो वैश्वामित्रा दस्यूनां भूयिष्ठाः । ऐ. ब्रा. ७; १४.

(આ લોકો — અન્ધ્ર, પુણ્ડ્ર, શબર, પુલિન્દ અને મૂતિબ — મોટી સંખ્યામાં સીમા પર રહે છે. ઘણાખરા દસ્યુઓ વિશ્વામિત્રનાં સંતાનો છે.)

૭. ऋ. ९; ७१; २.

૮. दैव्यो वै वर्णो ब्राह्मणः असुर्यः शूद्रः । तै. ब्रा. १; २; ६.

૯. तेनाहं सर्वं पश्यामि उत शूद्रमुतार्यम् । अ. ४; २०; ८.

(જેના વડે હું સર્વને જોઈ શકું — શૂદ્રને તેમ જ આર્યને.)

વળી : अ. ४; २०; ४. अ. १९; ३२; ८. वा. सं. १४; १३.

૧૦. क्षां दासायोपबर्हणीं कः । ऋ. १; १७४; ७.

૧૧. रुचं नो धेहि ब्राह्मणेषु रुचं राजसु नस्कृधि । रुचं विश्येषु शूद्रेषु मयि धेहि रुचा रुचम् । तै. सं. ५; ७; ६; ३, ४.

૧૨. ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मैवेमे कितवाः ।

૧૩. કાણે : એજન, પૃ. ૧૬૬.

૧૩ક. પ્રફુલ્લચન્દ્ર બસુ : 'ઇંડો–આર્યન પૉલીટી' (૧૯૨૫), પૃ. ૩૭.

૧૪. य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चण्डालयोनिं वा । छां. ५; १०; ७.

૧૫. કાણે : એજન, પૃ. ૧૬૬-૭.

૧૬. કાણે : એજન, પૃ. ૧૬૬.

૧૭. बृ. १; ३; १०.

૧૮. श्रौतविज्ञानवज्जनावधिनिमित्तकल्पितत्वाद्दिशां तद्विरोधिजना-ध्युषित एव देशो दिशामन्तः । बृ. शां. भा. १; ३; १०.

૧૯. तस्मान्न ब्राह्मणो म्लेच्छेत् । श. ब्रा. ३; २; १; २४.

૨૦. કાણે : એજન, પૃ. ૧૬૭. શ્રીધરશાસ્ત્રી પાઠક : એજન, પૃ. ૮૮-૯.

૨

# ચાતુર્વર્ણ્ય

અતિ પ્રાચીન કાળમાં આર્યોમાં એક જ વર્ણ હતો. મહાભારતમાં કહ્યું છે: 'વર્ણોમાં કશો ભેદ કે ફરક નથી. આખું વિશ્વ બ્રાહ્મ, અર્થાત્ બ્રહ્માનું સરજેલું, છે. બ્રહ્માએ તે અગાઉના યુગમાં રચ્યું, અને પછી તેમાંથી જુદાં જુદાં કર્મ અનુસાર જુદા જુદા વર્ણો પડ્યા.'[૧] ઉપનિષદમાં કહ્યું છે: 'છેક શરૂઆતમાં વિશ્વમાં જે કંઈ હતું તે બ્રહ્મ (બ્રાહ્મણ) જ હતું. તે બ્રાહ્મણ એકલો હતો. એકલો હોવાથી તે કામને પહોંચી શકતો નહીં. તેથી તેણે બહુ જ ઊંચા પ્રકારના રૂપવાળા ક્ષત્રિયને પેદા કર્યો . . . . આ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર પેદા થયા.'[૨] પણ આ ચાર વર્ણ તે સાક્ષાત્ બ્રહ્મનાં જ ચાર રૂપ હતાં. 'બ્રહ્મે દેવોમાં અગ્નિનું રૂપ લીધું, અને માણસોમાં બ્રાહ્મણનું. ક્ષત્રિયનું રૂપ લઈને બ્રહ્મ ક્ષત્રિય બન્યું; વૈશ્યનું રૂપ લઈને વૈશ્ય બન્યું; શૂદ્રનું રૂપ લઈને શૂદ્ર બન્યું.'[૩] અહીં ખાસ જોવા જેવું તો એ છે કે શૂદ્રને પણ બ્રહ્મનું જ એક રૂપ માન્યો છે; તેને બીજાઓ કરતાં હલકો ગણ્યો નથી. ઋગ્વેદના પુરુષસૂક્તમાં પણ એ જ વિચાર છે. ત્યાં કહ્યું છે: 'બ્રાહ્મણ એ વિરાટ પુરુષનું મુખ હતો. રાજન્ય એના બે હાથ બન્યો. વૈશ્ય એની જાંઘ છે. અને શૂદ્ર એના બે પગમાંથી જન્મ્યો.'[૪] શરીરને જેમ આ જુદા જુદા અવયવોની સરખી જરૂર છે, તેમ સમાજને આ જુદા જુદા વર્ણોની પણ સરખી જરૂર છે. શરીરના પગની પેઠે શૂદ્ર ચાલવાનું — સેવા તથા મજૂરીનું — કામ કરે માટે તેને પગમાંથી જન્મેલો કહ્યો છે; પણ તે બીજા કરતાં હલકો છે એવું કહ્યું નથી.

આર્ય સમાજમાં આ ચાર જ વર્ણો હતા, પાંચમો વર્ણ નહોતો. ઋગ્વેદમાં 'વિશ્' એ શબ્દ આવે છે, ત્યાં એનો અર્થ થાય છે પ્રજા

અથવા પ્રજાસમૂહ.[૫] વળી ઋગ્વેદમાં 'પંચજન' શબ્દ પણ આવે છે. એક જગાએ કહ્યું છે કે 'પાંચ સમૂહોની બનેલી પ્રજાએ મોટે અવાજે ઇન્દ્રની પ્રાર્થના કરી.'[૬] વિશ્ શબ્દના વિશેષણ રૂપે 'પાંચજન્ય' શબ્દ વાપર્યો છે, એ બતાવે છે કે 'જન' અને 'વિશ્'ના અર્થમાં ભાગ્યે જ કશો ફરક હોય. એટલે 'જન'નો અર્થ પણ પ્રજા કે પ્રજાસમૂહ થાય છે.[૭] ઋગ્વેદમાં તો અનુસ્, દ્રુહ્યુસ્, યદુ, તુર્વશસ્ અને પુરુ એ પાંચ જાતિઓને 'પંચજનાઃ' કહી છે.[૮] આ વાત આગળ જતાં ભુલાઈ ગઈ લાગે છે. યાસ્કે, તેમના 'નિરુક્ત'માં, તે વેળા પ્રચલિત એવા બે અર્થો નોંધ્યા છે. એક મત પાંચ સમૂહ આ પ્રમાણે ગણાવે છે — ગન્ધર્વો, પિતરો, દેવો, અસુરો, ને રાક્ષસો. બીજો મત ચાર વર્ણ ને ઉપરાંત પાંચમો નિષાદ એમ પાંચ વર્ણ એવો અર્થ કરે છે.[૯] આ બીજો અર્થ ખરો છે એમ જરા વાર માનો, તોયે એ પરથી તો એમ સૂચિત થાય છે કે નિષાદને સવર્ણ ગણવામાં આવ્યો હતો, અવર્ણ અથવા વર્ણબાહ્ય નહીં. ઘણાં સૈકાં પછી સાયણ આ અર્થ આપે છે. પણ ઋગ્વેદ પછી તરતના કાળમાં રચાયેલા શતપથ બ્રાહ્મણે ચાર જ વર્ણ ગણાવ્યા છે.[૧૦] ઋગ્વેદ પરથી તો દેખાય છે કે આ 'પંચજનો'ને તો યજ્ઞ કરવાનો પણ અધિકાર હતો.[૧૧] ગીતાએ 'ચાતુર્વર્ણ્ય' શબ્દ વાપર્યો છે.[૧૨] મહાભારતે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે 'વર્ણો ચાર છે; પાંચમો વર્ણ છે જ નહીં.'[૧૩] મનુએ પણ નિઃસંદેહ રીતે કહ્યું છે કે 'બ્રાહ્મણ, ક્ષત્રિય, ને વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજાતિ એટલે બે વાર જન્મેલા. ચોથો શૂદ્ર તે એક વાર જન્મેલો. તે ઉપરાંત પાંચમો વર્ણ નથી.'[૧૪] મહાભારત કહે છે: 'એ બ્રાહ્મણે (પરશુરામે) પૃથ્વી નક્ષત્રી કર્યા પછી ક્ષત્રિય સ્ત્રીઓ પુત્રો મેળવવાની ઇચ્છાથી બ્રાહ્મણો પાસે ગઈ; અને તેમાંથી બ્રાહ્મણો વગેરે ચાર વર્ણો ઉત્પન્ન થયા.'[૧૫] મહાભારતમાં 'પંચજનાઃ' શબ્દ આવે છે; ત્યાં મધ્યયુગીન ટીકાકાર નીલકંઠે અસુર, ગંધર્વ વગેરેને ગણાવ્યા છે.

ભાગવતમાં તો 'પંચજન' એ પ્રજાપતિનું નામ છે, અને તેમની પુત્રી અસિક્નીને 'પાંચજન્યા' કહી છે.[૧૬] વળી 'પંચજની' એ

વિશ્વરૂપની પુત્રી ને ભરતની પત્નીનું નામ છે.[૧૭] લિંગાયત સંપ્રદાયમાં ઊંચામાં ઊંચો વર્ગ લિંગી બ્રાહ્મણોનો છે. આ વર્ગમાં બે પેટાસમૂહ છે — એક આચાર્યોનો, અને બીજો પંચમોનો. શિવના ઈશાન-મુખમાંથી એક ગણેશ્વર નીકળ્યો, તેને પાંચ મોઢાં હતાં. આ પાંચ મોઢાંમાંથી પાંચ 'પંચમ' નીકળ્યા. તેમનાં નામ મખારિ, કાલારિ, પુરારિ, સ્મરારિ, અને વેદારિ હતાં. એ મૂળ તો શિવનાં જ મુખ હતાં; ને તેમણે કરેલાં જુદાં જુદાં કાર્યોને લીધે તેમને આ નામો અપાયેલાં હતાં.[૧૭ક] અહીં 'પંચમ' શબ્દનો અર્થ કેવો જુદો જ છે તે જોઈ શકાય છે. અમરકોષમાં 'પંચજન'નો અર્થ 'મનુષ્ય' એવો આપ્યો છે.

મહામહોપાધ્યાય કાણે લખે છે :

'આધુનિક કાળમાં કહેવાતા અસ્પૃશ્યોને પંચમ કહેવામાં આવે છે, એ વસ્તુ સ્મૃતિપરંપરાથી વિરુદ્ધ છે . . . . આ ઉપરથી એમ ફલિત થાય છે કે પાણિનિ અને પતંજલિએ ચાંડાલો ને મૃતપોનો શૂદ્રોમાં સમાવેશ કર્યો હતો. અંગિરસે 'અન્ત્યાવસાયી'ની ગણનામાં ચાંડાલ અને શ્વપચની જોડે ક્ષત્તા, સૂત, વૈદેહિક, માગધ અને આયોગવ (જે બધી પ્રતિલોમ જાતિઓ છે)નો ઉલ્લેખ કર્યો છે,[૧૮] તેમાં એ સ્પષ્ટ રીતે બતાવે છે કે પોતે ચાંડાલોને શૂદ્રોમાં સમાઈ ગયેલા માને છે. મનુએ કહ્યું છે કે સર્વ પ્રતિલોમ જાતિઓના ધર્મો શૂદ્રના ધર્મો જેવા છે.[૧૯] મહાભારતના શાન્તિ-પર્વમાં તો સાફ કહ્યું છે કે વિદ્વાન બ્રાહ્મણો વૈદેહિકને શૂદ્ર જ કહે છે.[૨૦] પણ ધીરે ધીરે શૂદ્રો તથા ચાંડાલ જેવી જાતિઓ વચ્ચે ભેદ પડવો શરૂ થયો. રૂઢિ તથા અળગાપણાની ભાવનાને લીધે અસ્પૃશ્યોની યાદીમાં નવી જાતિઓનો ઉમેરો કરવામાં આવ્યો; જોકે તેમ કરવા માટે શાસ્ત્રોમાં કશો આધાર નહોતો.'[૨૧]

વિષ્ણુધર્મોત્તરમાં 'અંત્યજ' અને 'શૂદ્ર' એ શબ્દ એક જ જાતિને લાગુ પડે છે એમ સ્પષ્ટ બતાવ્યું છે.[૨૨] એ જ ગ્રન્થમાં 'અંત્યજ' એ શબ્દ શૂદ્રના અર્થમાં વાપરેલો છે.[૨૩] જે જાતિઓને અત્રિસ્મૃતિમાં 'અન્ત્યજ' કહી છે તેને જ સ્કંદપુરાણમાં 'શૂદ્ર' કહી છે.[૨૪]

મહાભારતમાં પરાશર જનકને કહે છે : 'હે પુરુષવર ! શ્રુતિમાં તો ચાર જ વર્ણ ગણાવ્યા છે — બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. એ ચાર સિવાયનાં જે નામ છે, તે આ ચારના માંહોમાંહેના મિશ્ર વિવાહથી ઉત્પન્ન થયેલા લોકોનાં છે. હે અતિરથી ક્ષત્રિય ! અંબષ્ઠ, ઉગ્ર, વૈદેહક, શ્વપાક, પુલ્કસ, સ્તેન, નિષાદ, સૂત, માગધ, અયોગ, કરણ, વ્રાત્ય, અને ચાંડાલ એ બધા આ ચાર વર્ણોના મિશ્ર વિવાહની જ સંતતિ છે. મતલબ કે એ ચાર વર્ણોની બહારનું કોઈ નથી.'[૨૫]

મહામહોપાધ્યાય શ્રીધરશાસ્ત્રી પાઠક કહે છે :

'સારાંશ, હલકા ને અપવિત્ર ધંધા કરનાર ચાંડાલ, અન્ત્યજ, અન્ત્યાવસાયી વગેરે લોકો સુધ્ધાં ચાતુર્વર્ણ્યમાંના શૂદ્ર વર્ણમાં જ સમાયેલા હોવાથી તેમનો પાંચમો વર્ણ નહોતો.'[૨૬]

હિંદની હાઈકોર્ટોએ એવા ચુકાદા આપ્યા છે કે 'અસ્પૃશ્ય' ગણાતા વર્ગોનો લગ્ન પરત્વે શૂદ્રોમાં સમાવેશ થાય છે.[૨૭]

## ટિપ્પણો

૧. न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥

शान्ति. १८८; १०.

२. बृ. १; ४; ११, १५.

३. तदेतद् ब्रह्म क्षत्रं विट् शूद्रः । तदग्निनैव देवेषु ब्रह्माभवद् ब्राह्मणो मनुष्येषु क्षत्रियेण क्षत्रियो वैश्येन वैश्यः शूद्रेण शूद्रः । बृ. १; ४; १५.

४. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
उरू तदस्य यद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

ऋ. १०; ९०; १२.

दासीर्विशः सूर्येण सह्याः । ऋ. २; ११; ४.

(હે ઇન્દ્ર, સૂર્ય જેવા તેજસ્વી વજ્ર વડે તમે દાસ લોકોને મારી નાખો.)

५. इन्द्र क्षितीनामसि मानुषीणां विशां दैवीनामुत पूर्वयावा । ऋ. ३; ३४; २.

(હે ઇન્દ્ર, તમે મનુષ્યલોકની તેમ જ દેવલોકની પ્રજાના અગ્રેસર છો.)
अग्निर्दीदाय मानुषीषु विक्षु । ऋ. ४; ६; ७.
(મનુષ્યલોકમાં અગ્નિ દીપી ઊઠ્યો.)

૬. यत्पांचजन्यया विशेन्द्र घोषा असृक्षत । ऋ. ८; ६३; ७.

૭. કાણે : એન્જન, પૃ. ૩૨-૩.

૮. એ. બી. કીથ : 'વેદિક ઇંડેક્સ', વૉ. ૧, પૃ. ૪૬૭.

૯. गन्धर्वाः पितरो देवा असुरा रक्षांसीत्येके । चत्वारो वर्णा निषादः पञ्चम इत्यौपमन्यवः । निरुक्त ३; ८.

૧૦. श. ब्रा. ५; ४; ६; ९.

૧૧. पञ्चजना मम होत्रं जुषन्ताम् । ऋ. १०; ५३; ५.
(પંચજનો મારો હવન કરો.)
यज्ञियासः पञ्चजना मम होत्रं जुषध्वम् । ऋ. १०; ५३; ४.
(હે પંચજનો ! તમને યજ્ઞ કરવાનો અધિકાર છે. તમે મારો હવન કરો.)

૧૨. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः । गी. ४; १३.

૧૩. स्मृताश्च वर्णाश्चत्वारः पञ्चमो नाधिगम्यते । अनु. ४७; १८.

૧૪. ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।
चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ मनु. १०; ४.

૧૫. तदा निःक्षत्रिये लोके ब्राह्मणेन कृते सति ।
ब्राह्मणान् क्षत्रिया राजन् सुतार्थिन्योऽभिचक्रमुः ।
चत्वारोऽपि ततो वर्णा बभूवुर्ब्राह्मणोत्तराः ॥ शान्ति.

૧૬. एषा पञ्चजनस्याङ्ग दुहिता वै प्रजापतेः ।
असिक्नी नाम पत्नीत्वे प्रजेश प्रतिगृह्यताम् ॥
तस्यां स पाञ्चजन्यां वै विष्णुमायोपबृंहितः ।
भा. ६; ४; ५१. ६; ५; १.

૧૭. भरतस्तु पञ्चजनीं विश्वरूपदुहितरमुपयेमे । भा. ५; ७; १.

૧૭क. ભાંડારકર : 'વૈષ્ણવીઝમ, શૈવીઝમ, ઍંડ માઈનૉર રિલિજિયસ સિસ્ટિમ્સ', પૃ. ૧૩૭-૮.

१८. चाण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहिकस्तथा ।
मागधायोगवो चैव सप्तैतेऽन्त्यावसायिनः ॥
मध्यमाङ्गिरस्

વિદુર ક્ષત્તા, અને કર્ણ સૂત હતા, અને દિલીપ રાજાની રાણી સુદક્ષિણા માગધ (મગધવંશની) હતી, છતાં તેમને કોઈએ અસ્પૃશ્ય ગણ્યાં નથી.

१९. शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः । मनु. १०; ४१

२०. वैदेहिकं शूद्रमुदाहरन्ति
द्विजा महाराज श्रुतोपपन्नाः । शान्ति. २९७; २८.

૨૧. કાણે: એજન, પૃ. ૧૬૭–૮.

२२. ब्राह्मणश्च तथा विप्रो राजन्यः क्षत्रियः स्मृतः ।
कीनाशश्च स्मृतो वैश्यः शूद्रश्चान्त्यज उच्यते ॥
वि. ध. ३; १०.

(બ્રાહ્મણને વિપ્ર, ક્ષત્રિયને રાજન્ય, વૈશ્યને કીનાશ એટલે ખેડૂત, અને શૂદ્રને અન્ત્યજ, કહે છે.)

२३. शुश्रूषुष्वन्त्यजेषु च । वि. ध. १; २५.
(અન્ત્યજો શુશ્રૂષાનું કામ કરે છે.)

२४. रजकश्चर्मकारश्च नटो बुरुड एव च ।
कैवर्तमेदभिल्लाश्च सप्तैते चान्त्यजाः स्मृताः ॥ अत्रि. १९९.
છેલ્લું ચરણ: પાઠાંતર — चाण्डालाः शूद्रमानवाः ।
स्कं. पु. नागरखण्ड २६; ४४.

२५. चतुर्णामेव वर्णानामागमः पुरुषर्षभ ।
अतोऽन्ये त्वतिरिक्ता ये ते वै संकरजाः स्मृताः ॥
क्षत्रियातिरथाम्बष्ठा उग्रा वैदेहकास्तथा ।
श्वपाकाः पुल्कसाः स्तेना निषादाः सूतमागधाः ॥
अयोगाः करणा व्रात्याश्चाण्डालश्च नराधिप ।
एते चतुर्भ्यो वर्णेभ्यो जायन्ते वै परस्परात् ॥
शान्ति. २९६; ७–९.

૨૬. પાઠક: એજન, પૃ. ૪૮.
૨૭. કાણે: એજન, પૃ. ૧૭૯.

૩

# શૂદ્રના અધિકાર

આ ઉપરથી એટલું દેખાય છે કે જે સમૂહોનો સમાવેશ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યમાં થતો નથી તેમનો સમાવેશ શૂદ્રમાં થાય છે, ને થવો જોઈએ; તેમ જ એ વર્ગોને શૂદ્રના જેટલા અધિકાર તો મળવા જ જોઈએ. હવે શૂદ્રના અધિકારોમાંથી કેટલાક અગત્યના તરફ નજર કરીએ.

શૂદ્રોની સામે અનેક પ્રતિબન્ધો મુકાયેલા જુદા જુદા ગ્રન્થોમાં જોવામાં આવે છે એ ખરું. બ્રાહ્મણોની, પોતાની વિદ્યા, પોતાના સંસ્કાર વગેરે જાળવવાની, આતુરતા તેની પાછળ રહેલી હોય એ પણ બનવાજોગ છે. પણ સાથે સાથે શૂદ્રોને સંસ્કાર આપી તેમને અપનાવવાની, ને તેમના અધિકારોનું ક્ષેત્ર વધારવાની, પ્રવૃત્તિ પણ છેક પ્રાચીન કાળથી ચાલી આવતી દેખાય છે.

'શૂદ્રોમાં કોઈ પૈસાવાળા પણ હતા. યજ્ઞને માટે હૃષ્ટપુષ્ટ વાછરડો ધનવાન શૂદ્રની ગાયોના ટોળામાંથી લેવાનું લખ્યું છે.[૧] કેટલાક રાજાઓ એવા પણ હતા કે શૂદ્રોને પ્રધાન બનાવતા અને યજ્ઞ વખતે તેમને પણ સાથે રાખતા. શતપથ બ્રાહ્મણના કર્તાને આ વસ્તુ અયોગ્ય લાગી હતી એ વાત ખરી.[૨] પણ શૂદ્ર પ્રધાન થતો અને યજ્ઞમાં ભાગ લેતો એ વાત ચોક્કસ. . . . . ત્રણે દ્વિજ વર્ણ અને શૂદ્રો વચ્ચે સ્ત્રીપુરુષનો સંબન્ધ, કાયદેસર અને ગેરકાયદે, પુષ્કળ ચાલતો.'[૩]

રુદ્ર પ્રીત્યર્થે કરવાના એક યજ્ઞને વિષે વેદમાં એક જગાએ કહ્યું છે કે 'આ યજ્ઞ નિષાદસ્થપતિ પાસે કરાવવો.' પૂર્વમીમાંસાસૂત્રમાં આની ચર્ચા કરીને એવો નિર્ણય આપ્યો છે કે આ યજ્ઞ નિષાદ જાતિના સ્થપતિએ જ કરવાનો છે; પછી ભલે તે ત્રણ વર્ણોની બહાર હોય.[૪] જેણે વિશ્વજિત યજ્ઞ કરીને સર્વસ્વ આપી દીધું હોય

તેને નિષાદના વાસમાં રહેવાની ને તેને ત્યાં જમવાની છૂટ શાંખાયન બ્રાહ્મણમાં આપેલી છે.[5] કાત્યાયનશ્રૌતસૂત્ર નિષાદસ્થપતિનો યજ્ઞ કરવાનો હક તો કબૂલ રાખે છે, પણ એટલું જ કહે છે કે તે યજ્ઞ વેદમન્ત્રથી પવિત્ર થયેલા અગ્નિમાં નહીં પણ સામાન્ય અગ્નિમાં થાય.[6] પણ સત્યાષાઢકલ્પ તો છડેચોક કહે છે કે 'નિષાદ અને રથકારને અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાસ બંને કરવાનો અધિકાર છે.'[7]

આપસ્તંબધર્મસૂત્રમાં કહ્યું છે કે 'નાહીને સ્વચ્છ થયેલા આર્યોએ વૈશ્વદેવમાં રસોઈ કરવી; અથવા તો આર્યોની દેખરેખ નીચે શૂદ્રોએ રસોઈ કરવી.' શૂદ્રોની રાંધેલી રસોઈ જમવાનો તેમ જ વૈશ્વદેવમાં તેનો ઉપયોગ કરવાનો આર્યોને વાંધો નહોતો, એમ આ પરથી દેખાય છે. 'વળી વૈશ્વદેવની રસોઈમાંથી કૂતરા ને ચાંડાલથી માંડીને સર્વને ભાગ આપવો,' એમ પણ આપસ્તંબે કહ્યું છે.[8]

જૈમિનિએ વૈદિક યજ્ઞ કરવાનો શૂદ્રનો અધિકાર નથી માન્યો એ ખરું; પણ બાદરિ નામના બીજા એક પ્રસિદ્ધ આચાર્યનો ઊલટો મત જૈમિનિએ નોંધ્યો છે. બાદરિએ ચોખ્ખું કહેલું કે શૂદ્રને એ અધિકાર છે ને હોવો જોઈએ.[9] આવો જ મત બીજા પણ કેટલાકનો હતો, એવી નોંધ ભારદ્વાજશ્રૌતસૂત્રમાં કરેલી છે.[10] શતપથ બ્રાહ્મણમાં વર્ણવેલા એક યજ્ઞમાં ચારે વર્ણના માણસોને બોલાવવાનો વિધિ છે, તેમાં શૂદ્રને 'દોડતો આવ' એમ કહીને બોલાવે છે.[11] વળી સોમયાગમાં માત્ર દૂધ પીને રહેવાનો (પયોવ્રતનો) વિધિ છે, ત્યાં શૂદ્રે માત્ર મસ્તુ (છાશ) પીવી એમ કહેલું છે. તે બતાવે છે કે બીજા વર્ણોની જેમ શૂદ્રને પણ સોમયાગ કરવાનો અધિકાર હતો.[12] શૂદ્ર રોજ કરવાના પંચમહાયજ્ઞ ને શ્રાદ્ધ પણ જાતે કરી શકે, માત્ર તે વેદમન્ત્ર ન બોલતાં 'નમઃ' એટલું કહે, એમ લઘુવિષ્ણુસ્મૃતિમાં કહેલું છે.[13] બીજી બાજુ, શૂદ્રને માટે જીવનનો આચાર બીજા વર્ણો જેટલો કડક નહોતો; અને બીજા વર્ણો માટે નિષિદ્ધ એવી કેટલીયે વસ્તુઓ ખાવાની છૂટ પણ તેમને હતી.

આર્ય પરિવારમાં નવેનવા દાખલ થયેલા શૂદ્રોને વેદાધ્યયનનો અધિકાર ન અપાયો, એ વાત એ સમયની સંજોગોમાં સકારણ હતી,

ને સમજી શકાય એવી હતી. વેદગ્રન્થો મોઢે ગોખીને સાચવી રખાતા. એમાં અક્ષરે અક્ષરનું ઉચ્ચારણ શુદ્ધ હોવું જોઈએ. એ વેદોને તે કાળના બ્રાહ્મણોએ પેઢીઉતાર અતિશય પરિશ્રમપૂર્વક, જાણે અતિશય કીમતી વસ્તુ હોય એટલી કાળજીથી, સાચવી રાખ્યા; તેથી જ આજે તે અણીશુદ્ધ રૂપમાં મળે છે. એ સંપત્તિનું જતન કરવાના ઉદ્દેશથી તેમણે શૂદ્રોને તેના અધ્યયનનો અધિકાર ન આપ્યો, તે એ સમયના સંજોગો જોતાં જરૂરી હશે. અને એની પાછળ શૂદ્રો પ્રત્યેની ઘૃણા જ કામ કરતી હશે એમ ન કહી શકાય. પણ એ નિષેધ વેદકાળમાં એવો કડક ને નિરપવાદ નહોતો જેવો પાછળના સ્મૃતિગ્રન્થોએ એને બનાવ્યો છે.[૧૪] આમ બતાવનારા કેટલાયે દાખલા મોજૂદ છે. છાંદોગ્ય ઉપનિષદમાં જાનશ્રુતિ પૌત્રાયણ અને રૈકવની વાત છે. તેમાં જાનશ્રુતિ શૂદ્ર હોવા છતાં રૈકવ તેને સંવર્ગવિદ્યા (જે વેદવિદ્યાનો જ એક ભાગ છે) શીખવે છે; ને પોતે બ્રાહ્મણ છતાં જાનશ્રુતિની દીકરીને પરણે છે.[૧૫] દાસીપુત્ર સત્યકામ જાબાલની વાત જાણીતી છે.[૧૬] તેને સત્યવક્તા જોઈ, એટલા પરથી જ ગુરુ એને બ્રાહ્મણ તરીકે સ્વીકારે છે. ઐતરેય આરણ્યક અને ઉપનિષદના રચનાર મહીદાસ ઐતરેય ઇતરા નામની શૂદ્ર માના પુત્ર હતા, એમ સાયણ નોંધે છે.[૧૭] બ્રહ્મવાદી કવશ ઐલૂષ દાસીપુત્ર હતો.[૧૮] કણ્વ ઋષિના બે પુત્રો મેધાતિથિ અને વત્સ લડી પડ્યા. 'તું શૂદ્ર માનો પુત્ર છે,' એમ કહી મેધાતિથિએ વત્સનું અપમાન કર્યું. વત્સે મેધાતિથિની પેઠે જ અગ્નિ પર ચાલી બતાવીને પોતાના શુદ્ધ જાતિસંસ્કારની ખાતરી કરાવી. આ કથા તાંડ્યમહાબ્રાહ્મણમાં છે.[૧૯] આ પરથી દેખાય છે કે મોટા મોટા પ્રખ્યાત ઋષિઓ શૂદ્ર સ્ત્રીઓ જોડે પરણતા, ને તેમના પુત્રો ઋષિપદ પામી શકતા. 'મહામુનિ વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા. તપથી તે બ્રાહ્મણ થયા; તેમાં કારણ તેમના સંસ્કાર હતા. વ્યાસ માછણના, ને પરાશર શ્વપાકીના પુત્ર હતા. એમ બીજા પણ ઘણા, જે અગાઉ અદ્વિજ હતા, તે વિપ્રત્વને પામ્યા છે.'[૨૦]

તે જ પ્રમાણે આવા ઋષિઓ સાથે લગ્ન કરનારી, ઊતરતા વર્ણની, સ્ત્રીઓ પણ ઊંચા વર્ણની ગણાતી થયેલી. અક્ષમાલા નામની

ચાંડાલી વસિષ્ઠને પરણેલી, અને શાર્ઙ્ગી મન્દપાલને પરણવાથી માનને પાત્ર બનેલી.[૨૧] અક્ષમાલા તે જ પાછળથી અરુંધતી કહેવાઈ. બ્રાહ્મણને ચારે વર્ણની સ્ત્રીઓ પરણવાની છૂટ છે; ક્ષત્રિયને બ્રાહ્મણ સિવાયના ત્રણ વર્ણોની; વૈશ્યને બ્રાહ્મણ ક્ષત્રિય સિવાયના બે વર્ણની; અને શૂદ્રને સ્વજાતિની સ્ત્રી પરણવાની જ છૂટ છે. — આવો મત બૌધાયન, વસિષ્ઠ, વિષ્ણુ વગેરેએ દર્શાવ્યો છે. બીજા યાજ્ઞવલ્ક્ય વગેરે કેટલાકે તેની સામે વિરોધ પ્રગટ કર્યો છે. પણ એ બતાવે છે કે આવા અસવર્ણ અર્થાત્ મિશ્ર વિવાહ સમાજમાં થતા એમાં શક નથી.

'સિદ્ધાન્તની દૃષ્ટિએ જોતાં શૂદ્રોની સ્થિતિ બહુ નીચી હતી એ ખરું, પણ તેમાંના ઘણા શ્રીમંત હતા એમ બતાવનારો પુરાવો મોજૂદ છે. તેમાંના કેટલાક પોતાની દીકરીઓને રાજકુટુંબોમાં પરણાવી પણ શકયા હતા. દશરથની રાણી સુમિત્રા શૂદ્ર હતી. કેટલાક શૂદ્રોએ પ્રયત્ન કરીને રાજગાદી પણ મેળવી હતી. સમ્રાટ ચન્દ્રગુપ્ત શૂદ્ર માનો દીકરો હતો એ જાણીતું છે. દક્ષિણ પર કેટલાક વખત સુધી રાજ્ય કરનારા આભીરો શૂદ્ર હોવા જોઈએ.'[૨૨]

સમ્રાટ હર્ષના કાળમાં ને તે પછી પણ આવા મિશ્ર વિવાહો ચાલુ હતા.

'એક ચીની પ્રવાસીએ લખ્યું છે કે સમ્રાટ હર્ષ જાતે વૈશ્ય હતો. તેની દીકરી ક્ષત્રિયને પરણાવી હતી, છતાં તેની પ્રજા ક્ષત્રિય જ ગણાઈ હતી. નવમા સૈકાના ઉત્તરાર્ધનો જોધપુરનો એક લેખ જણાવે છે કે એક બ્રાહ્મણને બે સ્ત્રી હતી; તેમાંની એક ક્ષત્રિય હતી, ને તેની પ્રજાને ક્ષત્રિય ગણવામાં આવી હતી. દસમા સૈકામાં બ્રાહ્મણ કવિ રાજશેખરે ચાહમાન જાતિની સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. બાણે તેના હર્ષચરિતમાં કહ્યું છે કે તેના પિતાને — અર્થાત્ બ્રાહ્મણને — એક બ્રાહ્મણ સ્ત્રી ઉપરાંત એક શૂદ્ર સ્ત્રી પણ હતી.'[૨૩]

હિંદમાં સેંકડો વરસ સુધી શક, હૂણ, યુએચી, સિથિયન વગેરે અનેક વિદેશી જાતિઓનાં ધાડેધાડાં આવ્યાં; અને દૂધમાં સાકર ભળી જાય તેમ આ દેશના સમાજમાં ભળી ગયાં. તેઓ કયાં ગયાં ને કયા વર્ણોમાં ભળ્યાં તેની તવારીખ રખાઈ નથી, ને રખાય એમ હતું પણ નહીં. પોતે પરદેશી છે એવું સ્મરણ પણ કોઈને ન રહ્યું. સ્મૃતિકારોએ 'મિશ્ર' ને પ્રતિલોમ જાતિઓ વર્ણવી છે, તે તો એ વિશાળ

ને બહુમુખી પ્રવાહમાં કંઈક વ્યવસ્થા લાવવા સારુ; અને એમાં સ્મૃતિકારોએ પોતાની કલ્પનાનો જ મોટે ભાગે ઉપયોગ કર્યો છે.[૨૪] એટલું ચોક્સ કે ચાતુર્વર્ણ્યમાંનો એકે વર્ણ તેના મૂળ રૂપમાં કાયમ રહેવા પામ્યો નથી.

મહાભારતના શાન્તિપર્વમાં શૂદ્રના યજ્ઞ કરવાના અધિકાર વિષે સરસ ચર્ચા છે. ત્યાં ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે: 'પાકયજ્ઞો કરવાનો અધિકાર તો શૂદ્રને છે જ. (પાકયજ્ઞ એટલે ગ્રહશાન્તિ, વૈશ્વદેવ વગેરે.) એ પાકયજ્ઞમાં પૂર્ણપાત્ર જેટલી દક્ષિણા અપાય છે. (પૂર્ણપાત્ર એટલે ૨૫૬ મૂઠી જેટલું અનાજ.) પૈજવન નામના શૂદ્રે યજ્ઞ કર્યો તેમાં, ઇન્દ્ર અને અગ્નિના યજ્ઞ વિષે બતાવેલું તે પ્રમાણે, એક લાખ પૂર્ણપાત્ર જેટલું અનાજ દક્ષિણામાં આપેલું, એમ કહેવાય છે. બધા વર્ણો યજ્ઞ કરે તે યજ્ઞ શૂદ્રનો જ છે. શૂદ્ર શ્રદ્ધાપૂર્વક બીજાઓની સેવા કરે; એ શ્રદ્ધાયજ્ઞ સૌથી મોટો છે. ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ત્રણ વર્ણોની પ્રજા બ્રાહ્મણોએ જ ઉત્પન્ન કરી છે; એટલે એ ત્રણે વર્ણો પોતાની ઇચ્છાઓ પૂરી કરવા યજ્ઞ કરતા. શ્રદ્ધાયજ્ઞ કરવાનો તો સર્વ વર્ણને અધિકાર છે જ. ચોર કે પાપી, અથવા પાપીમાં પાપી પણ, જો યજ્ઞ કરવા ઇચ્છે, તો ઋષિઓ તેને સાધુ જ કહે છે. માટે વર્ણોએ સર્વથા સર્વદા યજ્ઞ કરવો જ ઘટે છે.'[૨૫]

આની ટીકામાં નીલકંઠે કેટલોક સારો ખુલાસો કર્યો છે: 'શૂદ્ર મન્ત્ર વિના પણ યજ્ઞ કેમ કરી શકે? — એવી શંકા ઊભી કરીને, ભીષ્મે કહ્યું છે: ત્રણ વર્ણોનો જે યજ્ઞ છે તે શૂદ્રનો જ યજ્ઞ છે, કેમ કે એ ત્રણનો સેવક છે. બ્રાહ્મણના કરેલા યજ્ઞમાં શૂદ્રનો ભાગ છે જ. બધા વર્ણો બ્રાહ્મણની સંતતિ છે; તેથી યજ્ઞ કરવાનો શૂદ્રનો પણ અધિકાર છે. ધર્મથી તેમ જ જન્મથી સર્વે વર્ણો બ્રાહ્મણે જ ઉત્પન્ન કરેલા છે. ब्राह्मणनी संतति होवाथी आ बीजा त्रणे वर्णो पण ब्राह्मण ज છે, એમ ભીષ્મના કહેવાનો અર્થ છે.'[૨૬]

મિશ્ર સંતતિ વિષે અત્રિએ એક જુદો જ નિયમ આપ્યો છે. તે કહે છે કે સ્ત્રીઓ ભલે ગમે તે વર્ણની હોય, તેમનાથી જો ચંડાલ, મ્લેચ્છ, શ્વપાક, અને કાપાલિકની સંતતિ થાય, તો તેમાં

પુરુષ પોતે જ સંતાનરૂપે જન્મતો હોવાથી, સંતાન પિતાના જેવું જ ગણાય. અર્થાત્ આવી મિશ્ર સંતતિમાં પિતાનો વર્ણ તે જ બાળકનો વર્ણ છે.[૨૭] આ નિયમ લાગુ પાડતાં, બ્રાહ્મણ મા ને શૂદ્ર બાપની સંતતિ શૂદ્ર જ ઠરે છે.

મહર્ષિ વ્યાસે તો સ્પષ્ટ રીતે કહ્યું છે કે 'ब्राह्मणथी मांडीने चारे वर्णने वेदनुं श्रवण कराववुं जोईए; અને વેદનું આ અધ્યયન તે ખરેખર ઘણું મોટું કામ છે.[૨૮]

## ટિપ્પણો

૧. यो वै वैश्यः शूद्रो वा बहुपुष्टः स्यात् तस्य गवां साण्डं वत्सतरं अपमयेत । मै. सं. ४; २; ७.

२. श. ब्रा. ५; ३; २; २.

૩. કનૈયાલાલ મુનશી : 'અખંડ હિંદુસ્તાન', પૃ. ૩૨૨–૩.

४. स्थपतिर्निषादः स्याच्छन्दसामर्थ्यात् । पू. मी. सू. ६; १; ५१.

५. शां. ब्रा. २५; १५.

६. का. श्रौ. सू. १; १; १२–४.

७. निषादरथकारयोराधानादग्निहोत्रं दर्शपूर्णमासौ च नियम्येते ।
सत्याषाढकल्प ३; १.

८. आर्याः प्रयता वैश्वदेवेऽन्नसंस्कर्तारः स्युः । आर्याधिष्ठिता वा शूद्राः संस्कर्तारः स्युः । आ. ध. सू. २; २; ३; १, ४.

सर्वान् वैश्वदेवभागिनः कुर्वीताश्वचाण्डालेभ्यः ।
आ. ध. सू. २; ४; ९; ५.

९. निमित्तार्थेन बादरिस्तस्मात्सर्वाधिकारं स्यात् ।
पू. मी. सू. १; ३; २७.

१०. विद्यते चतुर्थस्य वर्णस्याग्न्याधेयमित्येके न विद्यत इत्यपरे ।
भा. श्रौ. सू. ५; २; ८.

(ચોથા વર્ણ અર્થાત્ શૂદ્રને યજ્ઞ કરવાનો અધિકાર છે એમ કેટલાક માને છે; નથી એમ બીજા કેટલાક માને છે.)

૧૧. श. ब्रा. १; १; ४; १२.

૧૨. आधावेति शूद्रस्य मस्तु शूद्रस्येति सोमे पयोव्रतस्थाने ।
का. श्रौ. सू. १; ४; ५ नी टीका.

૧૩. पञ्चयज्ञविधानं तु शूद्रस्यापि विधीयते ।
तस्य प्रोक्तो नमस्कारः कुर्वन्नित्यं न हीयते ॥
लघुविष्णु. ५; ९.

૧૪. કાણે: એજન, પૃ. ૧૫૫.

૧૫. छां. ४; २; ३.

૧૬. छां. ४; ४.

૧૭. ऐ. ब्रा. सायणभाष्य — उपोद्घात.

૧૮. छागलेय उपनिषद्. ऐ. ब्रा. ६; ५. ब्र. सू. १; ३; ३४.

૧૯. तांड्यमहाब्राह्मण १४; ६; ६.

૨૦. गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तत्र कारणम् ॥
जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

૨૧. अक्षमाला वसिष्ठेन संयुक्ताधमयोनिजा ।
शार्ङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥
एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।
उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैः भर्तृगुणैः शुभैः ॥
मनु. ९; २३–४.

ટીકાકાર રાઘવાનંદે લખ્યું છે કે વસિષ્ઠ ચાંડાલીને પરણ્યા હતા. वसिष्ठश्चाण्डालीमुपयेमे ।

૨૨. ધુર્યે: 'કાસ્ટ ઍન્ડ રેઈસ ઈન ઇંડિયા', પૃ. ૫૮–૯.

૨૩. એજન, પૃ. ૯૧. વળી જુઓ રાધાકૃષ્ણન: 'હિંદુ ધર્મ', પૃ. ૧૩૦–૧.

૨૪. ટી. આર. વેંકટરામ શાસ્ત્રી: 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા', વૉ. ૧માંનો સ્મૃતિઓ વિષેનો લેખ.

૨૫. तस्माच्छूद्रः पाकयज्ञैर्यजेताव्रतवान्स्वयम् ।
पूर्णपात्रमयीमाहुः पाकयज्ञस्य दक्षिणाम् ॥

शूद्रः पैजवनो नाम सहस्राणां शतं ददौ ।
ऐन्द्राग्नेन विधानेन दक्षिणामिति नः श्रुतम् ॥
यतो हि सर्ववर्णानां यज्ञस्तस्यैव भारत ।
अग्रे सर्वेषु यज्ञेषु श्रद्धायज्ञो विधीयते ॥
अयजन्निह सत्रैस्ते तैस्तैः कामैः समाहिताः ।
संसृष्टा ब्राह्मणैरेव त्रिषु वर्णेषु सृष्टयः ।
ततः सर्वेषु वर्णेषु श्रद्धायज्ञो विधीयते ॥
स्तेनो वा यदि वा पापो यदि वा पापकृत्तमः ।
यष्टुमिच्छति यज्ञं यः साधुमेव वदन्ति तम् ॥
ऋषयस्तं प्रशंसन्ति साधु चैतदसंशयम् ।
सर्वथा सर्वदा वर्णैर्यष्टव्यमिति निर्णयः ॥

शान्ति. ६०; ३८–४०, ४२, ४५, ५२–३.

२६. कथमस्याममत्रोऽपि यज्ञ इत्याशंक्याह — सर्ववर्णानां त्रैवर्णिकानां यो यज्ञः स तस्यैव शूद्रस्यैव भवति तत्सेवकत्वात् । . . . एवं श्रद्धया ब्राह्मणादीनाराधयतः शूद्रस्यापि ब्राह्मणकृतयज्ञफलभागित्वमस्त्येवेत्यर्थः । सर्वेषां वर्णानां ब्राह्मणजत्वादस्त्येव शूद्रस्यापि यज्ञेऽधिकार इत्यर्थः । . . . तेन धर्मतो जन्मतश्च सर्वे वर्णा ब्राह्मणसंसृष्टा इति स्थितम् । ब्राह्मणसन्ततित्वात् सर्वेऽप्येते ब्राह्मणा एवेत्यर्थः ।

ઉપલા શ્લોકો પરની નીલકંઠની ટીકા.

२७. चण्डालम्लेच्छश्वपचकपालव्रतधारिणः ।
अकामतः स्त्रियो गत्वा पराकेण विशुध्यते ॥
कामतस्तु प्रसूतां वा तत्समो नात्र संशयः ।
स एव पुरुषस्तत्र गर्भो भूत्वा प्रजायते ॥ अत्रि. १८४–५.

२८. श्रावयेच्चतुरो वर्णान्कृत्वा ब्राह्मणमग्रतः ।
वेदस्याध्ययनं हीदं तच्च कार्यं महत्स्मृतम् ॥

शान्ति. ३२७; ४९.

૪

# જન્મ અને આચાર

બીજી ધ્યાન ખેંચે એવી વસ્તુ એ છે કે શૂદ્રોનું શૂદ્રત્વ કદી ન ટળી શકે એવું નથી. મહાભારત કહે છે: શૂદ્ર યોનિમાં જન્મેલો માણસ જો સદ્‌ગુણનું અનુશીલન કરે, તો તે વૈશ્ય બને છે, ને ક્ષત્રિય પણ બને છે; અને સરળ વર્તન રાખે તો બ્રાહ્મણપદને પામે છે.[૧] વળી કહે છે: જગતમાં બ્રાહ્મણમાત્ર સદ્વર્તન વડે બ્રાહ્મણ થાય છે. સદ્વર્તન કરનાર શૂદ્ર પણ બ્રાહ્મણત્વ પામે છે.[૨] વળી: સુશીલ અને ગુણવાન શૂદ્ર પણ બ્રાહ્મણ બને છે; અને ક્રિયાહીન બ્રાહ્મણ શૂદ્ર કરતાંયે હલકો બને છે.[૩] વ્યાસ કહે છે: અમુક જાતિમાં જન્મવાથી કલ્યાણ થતું નથી. સદ્વર્તન કરનાર ચાંડાલ હોય તોપણ તેને દેવો બ્રાહ્મણ માને છે.[૪] શુક્રનીતિ કહે છે: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને મ્લેચ્છ જન્મથી થતા નથી. એ વિભાગો ગુણકર્મ અનુસાર પાડેલા છે.[૫] અગ્નિપુરાણમાં કહ્યું છે કે નાભાગના બે વૈશ્ય પુત્રો બ્રાહ્મણ-પદને પામ્યા.[૬] ભવિષ્યપુરાણ કહે છે: શૂદ્ર પણ જો શીલવાન હોય તો બ્રાહ્મણ કરતાં ચડિયાતો છે. બ્રાહ્મણ જો અનાચારી હોય તો શૂદ્રથી હલકો છે.[૭] આના દાખલા આપતાં ભવિષ્યપુરાણ કહે છે: વ્યાસ માછણના, પરાશર ચાંડાલીના, શુક શુકીના, ને કણાદ ઉલૂકીના દીકરા હતા. હરિણીને પેટે જન્મેલા ઋષ્યશૃંગ તપ વડે બ્રાહ્મણ થયા હતા; એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે. ગણિકાને પેટે જન્મેલા મહામુનિ વસિષ્ઠ તપ વડે બ્રાહ્મણ થયા હતા; એટલે સંસ્કાર પરથી જ વર્ણ નક્કી થાય છે.[૮] મહાભારતમાં વિશ્વામિત્ર અને વીત-હવ્યના દાખલા આપીને કહ્યું છે કે તેઓ બન્ને ક્ષત્રિય હોવા છતાં તે જન્મે જ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી શક્યા હતા;[૯] અને એથી ઊલટું મતંગ ચાંડાલ (શૂદ્ર પિતા ને બ્રાહ્મણ માનો દીકરો) તેવો પ્રયત્ન

કરવા છતાં બ્રાહ્મણપદ ન પામ્યો, પણ મરી ગયા પછી દેવપદ પામ્યો.[૧૦] બ્રાહ્મણ બનેલા અનેક રાજાઓનાં નામ વાયુપુરાણમાં આપ્યાં છે.

બીજી બાજુ, મહાભારતમાં કહ્યું છે કે જે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે ને વર્ણસંકર થાય છે તે શૂદ્રત્વને પામે છે.[૧૧] દેવીભાગવત કહે છે કે બાર દિવસ લગી હોમહવન ન કરે તે બ્રાહ્મણ શૂદ્ર થાય છે.[૧૨] લઘ્વાશ્વલાયન સ્મૃતિ કહે છે: જે દ્વિજ વેદ સિવાયની બીજી વિદ્યાઓ ભણે છે તે આ જન્મે જ કુટુંબ સહિત શૂદ્ર થાય છે.[૧૩] બોધાયન કહે છે: ગાયનું રક્ષણ કરીને આજીવિકા મેળવનાર, વાણિજ્ય કરનાર, શિલ્પ તથા ગાયનનું કામ કરનાર, નોકરી કરનાર, અને વ્યાજવટાનો ધંધો કરનાર બ્રાહ્મણોને શૂદ્ર ગણી તેમની જોડે તે રીતે વર્તન કરવું.[૧૪] છાગલેય કહે છે: અગાઉ લીધેલા વ્રતનું પાલન ન કરનાર કામાન્ધ માણસ આ જન્મે ચાંડાલ બને છે, ને મૂઆ પછી કૂતરો થાય છે.[૧૫] અત્રિ કહે છે: માંસ, લાખ અને મીઠાનું વેચાણ કરનાર બ્રાહ્મણ તરત પતિત થાય છે; અને દૂધ વેચે તો ત્રણ દિવસમાં શૂદ્ર બને છે. હંમેશાં મત્સ્યમાંસની લાલચમાં રહેનાર બ્રાહ્મણ નિષાદ કહેવાય છે. वाव, कूवा, तळाव, धर्मशाळा, सरोवर वगेरे स्थळोनो उपयोग करतां कोई पण माणसने रोकनार ब्राह्मण म्लेच्छ कहेवाय छे. જાહેર સ્થળોનો ઉપયોગ કરતાં કોઈ પણ માણસને રોકવું એ ગુનો છે, એમ અહીં ભારપૂર્વક બતાવ્યું છે. જે બ્રાહ્મણ ક્રિયાહીન, મૂર્ખ, ધર્મહીન અને સર્વ પ્રાણીઓ પ્રત્યે નિર્દય હોય તે ચાંડાલ કહેવાય.[૧૬] વસિષ્ઠસૂત્રમાં કહ્યું છે કે તપ, અધ્યયન અને અગ્નિહોત્ર વિનાના બ્રાહ્મણો તે શૂદ્રના જેવા જ છે.[૧૭]

આ વચનો બતાવે છે કે માણસોના આચાર ઉપર કેટલો બધો ભાર મુકાતો હતો. એક તરફ આચાર જોઈને વર્ણ ઠરાવવાના મતવાળા આ માણસો હતા. બીજી તરફ જન્મથી જ વર્ણ નક્કી થવો જોઈએ, એવા આગ્રહવાળા લોકો પણ હતા.[૧૮] એ બેની વચ્ચે પતાવટ કરવાને ત્રીજો વચલો રસ્તો કાઢેલો પણ જોવામાં આવે છે. ભવિષ્યપુરાણ કહે છે: ફરી વિસ્તારથી નહીં પણ સંક્ષેપમાં કહું છું તે સાંભળો. માણસો જાતિ અને કર્મનો સમુચ્ચય કરવાથી મોક્ષ પામે છે.[૧૯]

જાતિના ઉત્કર્ષ અને અપકર્ષના આ સિદ્ધાન્તથી, શૂદ્ર વગેરેને સદાચારી થઈને બ્રાહ્મણત્વ સુધી પહોંચવાની તક મળતી; તેમ જ બ્રાહ્મણને માથે સદાચારી બનવાની જવાબદારી રહેતી. મનુ જેવા પ્રસિદ્ધ સ્મૃતિકારે પણ આ સિદ્ધાન્તનું સમર્થન કર્યું છે. તે કહે છે : અંતર્બાહ્ય સ્વચ્છતાવાળો, પોતાથી શ્રેષ્ઠ માણસોની સેવા કરનારો, મૃદુ વાણી બોલનારો, અહંકાર વિનાનો, અને હંમેશાં બ્રાહ્મણાદિને આશ્રયે રહેલો માણસ ચડીને પોતાના કરતાં ઉત્કૃષ્ટ જાતિમાં જાય છે.[૨૦] વળી દરેક યુગમાં માણસો, તપ અને બીજના પ્રભાવ વડે, જન્મની જાતિ છોડીને ઉત્કર્ષ કે અપકર્ષ પામ્યા છે. આ ક્ષત્રિય જાતિઓ ધીરે ધીરે કર્મો ને સંસ્કારોના લોપથી, ને બ્રાહ્મણોનું દર્શન ન થવાથી, જગતમાં શૂદ્રત્વને પામી છે.[૨૧]

જે વર્ણવ્યવસ્થા આવી સ્થિતિસ્થાપક અને પરિવર્તનશીલ હતી તે આગળ ઉપર અગતિક બની ગઈ; એને લીધે એનાથી જે લાભ થવો જોઈતો હતો તે પૂરેપૂરો ન થવા પામ્યો, ને એની અંદર રહેલું જે કંઈ સારું તત્ત્વ હતું તે ઘણે અંશે ઢંકાઈ ગયું.

## ટિપ્પણો

૧. शूद्रयोनौ हि जातस्य सद्गुणानुपतिष्ठतः ।
वैश्यत्वं भवति ब्रह्मन् क्षत्रियत्वं तथैव च ।
आर्जवे वर्तमानस्य ब्राह्मण्यमभिजायते ॥ वन. २१६; ११–२.

२. सर्वोऽयं ब्राह्मणो लोके वृत्तेन तु विधीयते ।
वृत्ते स्थितस्तु शूद्रोऽपि ब्राह्मणत्वं नियच्छति ॥
अनु. १४३; ४९–५०.

३. शूद्रोऽपि शीलसम्पन्नो गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीनः शूद्रात्प्रत्यवरो भवेत् ॥ वन.

४. न जातिः कारणं तात गुणाः कल्याणकारणम् ।
वृत्तस्थमपि चाण्डालं तं देवा ब्राह्मणं विदुः ॥ व्यासस्मृति

५. न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव वा ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥

शुक्रनीति १; ३८.

६. नाभागस्य च पुत्रौ द्वौ वैश्यौ ब्राह्मणतां गतौ ।

अग्निपुराण

७. शूद्रोऽपि शीलसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्राद्धीनतरो भवेत् ॥

भ. पु. १; ४४; ३१.

८. जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः ।
शुक्याः शुकः कणादाख्यस्तथोलूक्याः सुतोऽभवत् ॥
हरिणीगर्भसंभूत ऋष्यशृंगो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तत्र कारणम् ॥
गणिकागर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारास्तेन कारणम् ॥

भ. पु. १; ४२; २२, २६, २९.

९. विश्वामित्रेण च पुरा ब्राह्मण्यं प्राप्तमित्युत ।
वीतहव्यश्च नृपतिः श्रुतो मे विप्रतां गतः ॥

अनु. ३०; २, ३.

१०. प्राणांस्त्यक्त्वा मतङ्गोऽपि संप्राप्तः स्थानमुत्तमम् ।

अनु. २९; २६.

११. स्वस्थानात्स परिभ्रष्टो वर्णसंकरतां गतः ।
ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रत्वं याति तादृशः ॥

अनु. १४३; १४.

१२. द्वादशाहमनग्निः सन् द्विजः शूद्रत्वमाप्नुयात् ।

दे. भा. ११; ३; ९.

१३. अनधीत्य द्विजो वेदानन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

लघ्वाश्वलायनस्मृति

૧૪. गोरक्षकान् वाणिजकांस्तथा कारुकुशीलवान् ।
प्रेष्यान् वार्धुषिकांश्चैव विप्रान् शूद्रवदाचरेत् ॥
बोधायनस्मृति ५; १.

બ્રાહ્મણ વર્ણમાં જન્મેલા કેટલાયે માણસો અનાચારને લીધે કેવી અધોગતિએ પહોંચ્યા હતા તે બતાવનારી લાંબી યાદી મનુસ્મૃતિમાં આપી છે. બ્રાહ્મણનો મહિમા હિંદુ ધર્મશાસ્ત્રોમાં ઘણો ગાયો છે. પણ તે સાચા સુશીલ બ્રાહ્મણનો. કેવળ જન્મથી બ્રાહ્મણ હોય ને સદાચારી ન હોય તેમના પ્રત્યે ઘૃણા દર્શાવવા 'જાતિબ્રાહ્મણ', 'બ્રહ્મબન્ધુ' વગેરે શબ્દો શાસ્ત્રકારોએ જ વાપર્યા છે. દેશમાં જમાને જમાને સાચા 'બ્રાહ્મણ' પણ અનેક થયા; તેમને લીધે હિંદુ ધર્મ ટક્યો છે ને શોભ્યો છે.

૧૫. पूर्वं व्रतं ग्रहीत्वा तु नाचरेत्काममोहितः ।
जीवन् भवति चाण्डालो मृतः श्वा चाभिजायते ॥
छागलेयस्मृति

१६. सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ।
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥
मत्स्यमांसे सदा लुब्धो विप्रो निषाद उच्यते ।
वापीकूपतडागानामारामस्य सरःसु च ।
निःशंकं रोधकश्चैव स विप्रो म्लेच्छ उच्यते ॥
क्रियाहीनश्च मूर्खश्च सर्वधर्मविवर्जितः ।
निर्दयः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥
अत्रि. २१, ३८०, ३८२–३.

१७. अश्रोत्रिया अननुवाक्या अनग्नयो वा शूद्रसधर्माणो भवन्ति । वसिष्ठधर्मसूत्र ३.

१८. सूतसंहिता. शातातप. अनुशासनपर्व.

१९. पुनर्वच्मि निबोधध्वं समासान्न तु विस्तरात् ।
संसिद्धिं यान्ति मनुजा जातिकर्मसमुच्चयात् ॥
भ. पु. १; ४६; २.

२०. शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ मनु. ९; ३३५.

२१. तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥
शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ मनु. १०; ४२–३.

पापयोनिं समापन्नाश्चाण्डाला मूकचूचुकाः ।
वर्णान्पर्यायशश्चापि प्राप्नुवन्त्युत्तरोत्तरम् ॥
आश्वमेधिकपर्व १४; ३०.

(પાપયોનિમાં જન્મેલા ચાંડાલ, મૂક, ચૂચુક વગેરે એક પછી એક ઉપલા વર્ણમાં જાય છે.)

આ વિષયના વધુ સવિસ્તર વિવેચન માટે જુઓ રાધાકૃષ્ણન: 'હિંદુ ધર્મ', પૃ. ૭૧–૮; રાધાકૃષ્ણન: 'વેદની વિચારધારા', પૃ. ૬૪–૫; કાણે: એજન, પૃ. ૬૧–૯.

૫

# અસ્પૃશ્યતા

વેદકાળમાં અસ્પૃશ્ય ગણાતી એવી કોઈ જાતિ નહોતી, એ આપણે પાછળ જોઈ ગયા. નિષાદને પણ ત્યાં અસ્પૃશ્ય કહ્યો નથી. સંહિતાકાર તો કહે છે: 'સુતાર, રથકાર, કુંભાર, લુહાર, પુંજિષ્ઠ, નિષાદ, શ્વનિન્, શિકારી, શ્વાન અને શ્વપતિ — તેમને બધાને હું નમસ્કાર કરું છું.'[1] અહીં તો શ્વાન અને શ્વપતિ એ બંને રુદ્રનાં નામ છે; એટલે કે એ બંનેને ઋષિએ રુદ્ર માની તેમને પ્રણામ કર્યાં છે. 'આખા વૈદિક સાહિત્યમાં જમવાનો કે સ્પર્શવાનો બાધ કોઈ પણ જાતિ વિષે હોય એમ મળતું નથી.'[2] એક જ જગાએ કહ્યું છે કે 'વેદવિદ્યા જાણનારાએ વેદવિદ્યા ન જાણનારા જોડે વાદવિવાદ ન કરવો, જમવું નહીં, અને ગમ્મત પણ કરવી નહીં.'[3] ત્યાં પણ અસ્પૃશ્યતા તો નથી જ. વાજસનેયી સંહિતામાં ચાંડાલનો ઉલ્લેખ છે ત્યાં એટલું જ કહ્યું છે કે 'વાયુને ચાંડાલનો બલિ આપવો.' તે પરથી ચાંડાલ અસ્પૃશ્ય ઠરતો નથી, કેમ કે ત્યાં તો બ્રહ્મને બ્રાહ્મણનો, ક્ષત્રને રાજન્યનો, ને મરુતને વૈશ્યનો, બલિ આપવાનું પણ કહેલું છે.[4] બૃહદારણ્યક ઉપનિષદમાં તો કહ્યું છે કે 'એ સ્થિતિમાં બાપ તે બાપ રહેતો નથી; ચંડાળ તે ચંડાળ રહેતો નથી; પૌલ્કસ તે પૌલ્કસ રહેતો નથી.'[5]

આગળ જતાં જેમ ધર્મમાં સંકુચિતતા વધી તેમ અસ્પૃશ્યતા આવી, ને પછી તો તેમાં નવા નવા સમૂહો ઉમેરાવા લાગ્યા. જે ધંધા કરનારાઓને સ્મૃતિઓએ અસ્પૃશ્ય ગણાવ્યા છે તે ધંધા વેદ, ઉપનિષદ, રામાયણ અને મહાભારતના કાળમાં પણ થતા. પણ તે ધંધા કરનારા અસ્પૃશ્ય ગણાતા નહોતા. અસ્પૃશ્ય કોને ગણવા એ વિષે સ્મૃતિગ્રન્થોમાં તરેહ તરેહના નિયમો આપેલા છે, ને તેમાં એકબીજાની જોડે મેળ રહેલો નથી.

દાખલા તરીકે, ધોબી, મોચી, નટ, બુરુડ, કૈવર્ત, મેદ અને ભિલ્લ એ સાતને યમ અને અત્રિએ 'અન્ત્યજ' ગણાવ્યા છે.[૬] અંગિરસ્ વળી બીજા જ સાતની યાદી આપે છે; તેમાં ચાંડાલ, શ્વપાક, ક્ષત્તા, સૂત, વૈદેહિક, માગધ અને આયોગવને 'અન્ત્યાવસાયી' કહ્યા છે.[૭] વ્યાસ વળી 'અન્ત્યજ'ની ત્રીજી જ યાદી આપે છે; તેમાં મોચી, ભટ, ભીલ, ધોબી, પુષ્કર, નટ, વરાટ, મેદ, ચાંડાલ, દાશ, શ્વપાક, કૌલિક, અને બીજા જે કોઈ ગોમાંસ ખાતા હોય તે બધાનો સમાવેશ કરે છે; અને તેમની સાથે બોલીને સ્નાન કરવું જોઈએ, ને તેમનું દર્શન થઈ જાય તો સૂર્યદર્શન કરવું જોઈએ, એમ કહે છે.[૮] દેવલ કહે છે સભામાં મ્લેચ્છનો સ્પર્શ થઈ જાય તો સચૈલ સ્નાન કરવું, ને એક દિવસનો ઉપવાસ કરવો. ગૌતમ કહે છે કે ગુરુશિષ્ય વર્ગમાં બેઠા હોય તેમાં જો વચ્ચે થઈને કૂતરું, નોળિયો, દેડકો કે બિલાડી પસાર થઈ જાય તો ત્રણ દિવસ ઉપવાસ કરવો![૯] બૌધાયન ચાંડાલની પેઠે કૂતરાને અડાય તોપણ સ્નાન કરવાનું કહે છે.[૧૦] વૃદ્ધહારીત વળી ચાંડાલ અને શ્વપાકની જોડે વરાહ, કૂતરા, કાગડા, ગધેડાં, ઊંટ, મદ્ય, માંસ, શબ તથા બિલાડીને મૂકે છે; એ અસ્પૃશ્યોની યાદીમાં શૈવને પણ સામેલ કરે છે; અને કહે છે કે બૌદ્ધ, શૈવ ને પિશાચને ઘેર જાય તેણે નાહીને ત્રણસો ગાયત્રીમન્ત્રનો જાપ કરવો! પ્રજાપતિ સીમાંતરે, સ્મશાનમાં અને જૈન મન્દિરમાં જવાનો નિષેધ કરે છે.[૧૧] ચાર વર્ણનો કોઈ પણ માણસ જમીને મોં ધોયા પહેલાં બ્રાહ્મણને અડે, તો તે બ્રાહ્મણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, એમ અંગિરસે કહ્યું છે. એવા માણસને 'ઉચ્છિષ્ટ' કહે છે. ઉચ્છિષ્ટ બ્રાહ્મણ અડે, તો આચમન કરવું. ઉચ્છિષ્ટ ક્ષત્રિય અડે, તો સ્નાન કરવું ને જપ કરવો; તો અડધે દહાડે શુદ્ધિ થઈ રહે! (એટલે કે જમીને ઊઠેલો ને એઠા મોઢાવાળો ક્ષત્રિય, અને ચાંડાલ, બે બરાબરીના!) ઉચ્છિષ્ટ વૈશ્ય કે શૂદ્ર, અથવા કૂતરો, અડે તો બ્રાહ્મણે એક રાત ઉપવાસ કરવો; પછી પંચગવ્ય વડે શુદ્ધિ થાય. અત્રિ કહે છે કે બ્રાહ્મણ અને ચાંડાલ એક ઝાડ પર ચડીને ત્યાં બેઠા બેઠા ફળ ખાય — સ્પર્શ થવાની જરૂર નહીં —

તોપણ બ્રાહ્મણે સવસ્ત્ર સ્નાન કરવું, દિવસરાત ઉપવાસ કરવો, ને પંચગવ્યનું પ્રાશન કરવું.[૧૧क] વૃદ્ધશાતાતપ શિયાળ, કૂકડાં, તથા વરાહને અસ્પૃશ્ય ગણાવે છે, ને તેમને અડીને પણ નાહવાનું ફરમાવે છે.[૧૨] વિષ્ણુધર્મોત્તરમાં પાખંડી, પતિત ને નાસ્તિક જોડે બોલવાની તથા તેમને જોવાની પણ મનાઈ કરી છે.[૧૩] આચારમયૂખે બૌદ્ધો, પાશુપતો, જૈનો, લોકાયતિકો, કાપિલો, ને કર્મહીન દ્વિજો સહુને એક પીંછીએ રંગી, એમનું દર્શન થતાં જ સવસ્ત્ર સ્નાનની આજ્ઞા કરી છે.[૧૪] બીજાઓએ તો શ્વપાકના સ્પર્શથી નાહવાનું કહેલું, પણ અંગિરસ્ તો એની છાયાનો પણ સ્પર્શ થતાં નાહવાનું કહે છે![૧૫] પદ્મપુરાણ કહે છે કે ભલે બ્રાહ્મણો હોય પણ તે જો વૈષ્ણવ ન હોય તો તેમનો સ્પર્શ ન કરવો, તેમની જોડે બોલવું નહીં, તેમનું દર્શન ન કરવું.[૧૬] વૃદ્ધયાજ્ઞવલ્ક્ય અસ્પૃશ્યોમાં પારસીઓને પણ ગણાવે છે.[૧૬क] વિજ્ઞાનેશ્વરની મિતાક્ષરા ટીકામાં કહ્યું છે કે દેવલક બ્રાહ્મણો — એટલે કે ત્રણ વરસ સુધી દેવનું દ્રવ્ય કે નૈવેદ્ય લઈને દેવપૂજા કરે તે — અને આખા ગામના પુરોહિત હોય તે, તથા જોશીઓ પણ અસ્પૃશ્ય છે; ને એમને 'બ્રાહ્મણચાંડાલ' કહ્યા છે. દેવલક એટલે મંદિરોના 'સેવકો'; તેમને અડીને પણ સવસ્ત્ર સ્નાન કરવું જોઈએ![૧૬ख] કાર્તિક માસમાં માંસ ખાવાથી ચાંડાલ બની જવાય, એવી નવી જ વ્યાખ્યા વળી બૃહન્નારદીયે આપી છે.[૧૭] સૌરપુરાણ કહે છે કે માધ્વ સંપ્રદાયના માણસોનું દર્શન થતાં જ સ્નાન કરવું![૧૮] લિંગપુરાણ કહે છે કે જેના ઘરમાં બિલાડી હોય તે માણસ અન્ત્યજના જેવો જ જાણવો!![૧૯] (આમાંથી કોણ બાકી રહી શકે? એટલે કે આ વ્યાખ્યા પ્રમાણે આપણે બધા 'અંત્યજ' ઠર્યા ને!) સ્મૃત્યર્થસારે સોની અને દરજીને પણ બીજા 'અંત્યજ'ની હારમાં મૂકયા.[૨૦] સંપ્રદાયોમાં જ્યારે સામસામી લડાઈઓ ચાલી ત્યારે કૂર્મપુરાણે કહ્યું કે પાંચરાત્રો ને પાશુપતો બંનેને વાણીથી સુધ્ધાં માન આપવું નહીં.[૨૧] શૌનકે લુહાર, સોની, સુતાર, સલાટ, કંસારા ને વણકર બધાને 'અન્ત્યજ' તરીકે વર્ણવ્યા.[૨૨] આમ અસ્પૃશ્યોની ગણતરી કરવામાં કશી મર્યાદા જ ન રહી. અને ખૂબી

— અથવા કહો કે ખેદની વાત — એ કે જેમને અન્ત્યજ અને અસ્પૃશ્ય ગણ્યા તેમને ત્યાં ફળફૂલનાં ઝાડ હોય તો તેનાં ફળફૂલ લેવામાં કશો બાધ નથી![૨૩] પારાશર કહે છે કે ધોબણ, મોચણ, વાઘરણ, અથવા વાંસફોડાની સ્ત્રી જો અજાણમાં ચાર વર્ણના કોઈ ઘરમાં પેસી જાય, તો આખા ઘરમાંથી સામાન કાઢી નાખીને ઘર ધોઈ નાખવું. માત્ર ઘરને બાળવાનું બાકી રાખવું.[૨૪] એની પહેલાં એ જ પારાશર કહે છે કે માલિકની અજાણમાં જો કોઈ ઘરમાં ચાંડાલ પેસી જાય, તો ઘરની ચીજો બધી શુદ્ધ કરવી, કસુંભ, ગોળ, કપાસ, મીઠું, તેલ, ઘી ને અનાજ ઘરની બહાર કાઢી ઘરને આગ લગાડવી! [૨૫] આ તો અબુદ્ધિની પણ હદ જ થઈ ગણાય; ને કોઈ પણ ધર્મની આના કરતાં મોટી હાંસી બીજી શી હોઈ શકે?

કોઈ માણસો અમુક ધંધાને અંગે — તે અસ્વચ્છ કામ કરે ને પછી નાહીને સ્વચ્છ ન થાય તેટલા વખત પૂરતા — અસ્પૃશ્ય ગણાય, એમાં સ્વચ્છતાનો નિયમ રહેલો છે. પણ તે જન્મતઃ અસ્પૃશ્ય ગણાય, મેલા ગણાતા ધંધા ન કરે અથવા તો તે કર્યા પછી નાહીને સ્વચ્છ થાય તોયે તેની અસ્પૃશ્યતા ન છૂટે, એમાં સ્વચ્છતાનો નિયમ રહેતો નથી. ઉપર જે 'અસ્પૃશ્યો' ગણાવ્યા છે તે બધા વર્ગો આજે અસ્પૃશ્ય ગણાય છે ખરા? કૂતરાં, બિલાડાં, કૂકડાં, ગધેડાં, કાગડા વગેરેને અડીને નાહનારા આજે કેટલા હશે? એ બતાવે છે કે 'શાસ્ત્ર' નામે ઓળખાતા ગ્રન્થોમાં જે 'અસ્પૃશ્ય' વર્ગો ગણાવ્યા હોય તેમની અસ્પૃશ્યતા ન ટળે એવો કંઈ નિયમ નથી; કેમ કે એમાંના કેટલાયે વર્ગોને આજે કોઈ અસ્પૃશ્ય ગણતું નથી. એ વળી બતાવે છે કે આ સ્મૃતિ વગેરે શાસ્ત્રોનાં વચનો સદાકાળને માટે પ્રમાણભૂત નથી, ને તેમાં સમય અનુસાર ફેરફાર થયાં કરે છે. જે નિયમ અનુસાર કેટલીક જાતિઓની અસ્પૃશ્યતા દૂર થઈ છે, તે જ નિયમ અનુસાર બીજી પણ જાતિઓની અસ્પૃશ્યતા દૂર કરવાને શાસ્ત્રનો બાધ કેમ આવી શકે? ચોખ્ખાં કપડાં પહેરેલો હરિજન શું કૂતરાં, બિલાડાં, કૂકડાં, ગધેડાં, શિયાળ અને ઊંટથી પણ નપાવટ છે?

મહામહોપાધ્યાય કાણે લખે છે:

'જે જાતિ રૂઢિથી અસ્પૃશ્ય મનાતી હોય તે જાતિમાં જન્મેલો માણસ ગમે તે ધંધોરોજગાર કરે કે કશો જ ધંધો ન કરે તોયે અસ્પૃશ્ય રહે છે, એવું પ્રાચીન અને મધ્યયુગીન શાસ્ત્રકારો માનતા નહોતા. વળી કોણ કોણ અસ્પૃશ્ય, ને કેટલે અંશે અસ્પૃશ્ય, એ વિષે પણ ઘણો મતભેદ હતો. . . . અળગાપણાની ભાવનાએ ને કર્મઠ શુદ્ધિના વધારેપડતા ખ્યાલે જોર કર્યું, એટલે એ વસ્તુઓમાં ઘણો જ અતિરેક થઈ ગયો.'[26]

વળી કહે છે:

'પ્રાચીન સ્મૃતિકાર મ્લેચ્છ, અશુચિ અને અધાર્મિક એ ત્રણ વર્ગોને સમાન ગણી તેમની સાથે સંભાષણનો નિષેધ કરે છે (ગૌ. ૯; ૧૭, વિષ્ણુ. ૬૪; ૧૫). સાહેબ લોક પણ આ સ્મૃતિ પ્રમાણે મ્લેચ્છ જ ગણાય ના? પણ એમની સાથે બોલવા માટે તો આપણે હૂંસાતૂંસી કરવામાં કમી રાખતા નથી. પૌણ્ડ્રક, દ્રાવિડ, યવન, શક ઇ૦ને મનુએ ક્ષત્રિય તરીકે ગણાવ્યા છે, અને પાછળથી ક્રિયાલોપ થવાથી તેઓ શૂદ્રત્વને પામ્યા એમ જણાવ્યું છે (મનુ. ૧૦; ૪૩-૪).[26क] ઐતરેય બ્રાહ્મણમાં આ સહુને વિશ્વામિત્રની સંતતિમાંથી થયેલા વર્ણવ્યા છે. . . . આ પ્રમાણે તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ તોપણ અન્ત્યજ એ કંઈ મ્લેચ્છ, શક, પુણ્ડ્ર ઇત્યાદિ કરતાં હીન ઠરતા નથી. એ લોકો ગવાશન એટલે ગોભક્ષક, અને મૂર્તિભંજક છે. પણ આપણા અન્ત્યજો તો તેવા નથી, અને વળી તેઓ દેવાદિની મૂર્તિની પૂજા પણ કરે છે. તાસાંઢોલ વગાડનારા મુસલમાનો અસ્પૃશ્ય ગણાતા નથી એટલે મંદિરમાં જાય, પણ અંત્યજો બિચારા મંદિરમાં પ્રવેશ ન કરી શકે! આ બહુ વિચારવા જેવો પ્રશ્ન છે. . . . ચંડાલ તથા પુક્કસો સિવાયના બાકીના બધા તો આજે સ્પૃશ્ય થયા છે. ત્યારે ચંડાલોએ શી ગુનેગારી કરી? આ મ્લેચ્છો વગેરે જબરદસ્તી કરીને સ્પૃશ્ય થયા છે, એવો ઉત્તર દેવામાં આવે છે; પણ એ ઉત્તર શોભે છે ખરો? ચંડાલોએ પણ સ્પૃશ્ય થવાને જબરદસ્તી કરવી ત્યારે?'[27]

આચાર્ય આનંદશંકર ધ્રુવે લખ્યું છે:

'आपणा पूर्वजोए अनार्यने पण आर्य करी लीधा, अने आपणे आर्यने पण अस्पृश्य कही बहार काढीशुं? ક્ષણવાર માનો કે હાલની અસ્પૃશ્ય જાતિ એ પ્રાચીન ચાંડાલો અને શ્વપચોની જ સંતતિ છે, તથાપિ પૂર્વની સ્થિતિથી उतरी पडेला બ્રાહ્મણોને તમે પૂર્વવત્ બ્રાહ્મણ માનો છો, તો પૂર્વની

સ્થિતિમાંથી સુધરેલી અસ્પૃશ્ય જાતિને તમે સ્પૃશ્ય નહીં માનો? કેટલો અન્યાય! ધંધાની અને આચારની મલિનતાના કારણથી એમનો સ્પર્શ કરવો ઠીક ન લાગે એ સમજાય એવું છે. પણ તેઓ ખ્રિસ્તી થઈ સ્વચ્છ રહેતાં શીખે છે ત્યારે આપણે એમને અડીએ છીએ — અને તે યોગ્ય છે — તે જ રીતે હિંદુ રહીને તેઓ સ્વચ્છતા પાળે તો શા માટે એ અસ્પૃશ્ય રહેવા જોઈએ?' ૨૮

શ્રી. ચિંતામણરાવ વૈદ્ય લખે છે :

'આ યાદીમાંની કેટલીક જાતિઓ હવે સ્પૃશ્ય બની છે, તો એ જ યાદીમાંની બીજી પાંચ જાતિઓને અસ્પૃશ્ય રાખવાનું કંઈ જ કારણ નથી. ડોમ અને હાડી એ શબ્દો સ્મૃતિઓમાં મળતા નથી, અને બહુતો એ શબ્દનો તો અર્થ જ કળી શકાતો નથી.'૨૯

## ટિપ્પણો

૧. नमस्तक्षभ्यो, रथकारेभ्यश्च वो नमः, नमः कुलालेभ्यः, कर्मारेभ्यश्च वो नमः, नमः पुञ्जिष्ठेभ्यो, निषादेभ्यश्च वो नमः, नमः श्वनिभ्यो, मृगयुभ्यश्च वो नमः, नमः श्वभ्यः, श्वपतिभ्यश्च वो नमः ।

मै. सं. १७; १२; १३.

આચાર્ય ધ્રુવ કહે છે : अपि च 'नमः श्वभ्यः श्वपतिभ्यश्च वो नमः' इति श्वपतीनां श्वपचानां वा रुद्रत्वे सिद्धे तेषां देवतायतनप्रवेश-निषेधो नैव संगच्छते ।

આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૪૭૦.

૨. મુનશી : એજન, પૃ. ૩૩૦.

૩. नेदंविद् अनिदंविदा समुद्दिशेन्न सह भुंजीत न सधमादी स्यात् । ऐ. आ. ५. ३; ३.

૪. ब्रह्मणे ब्राह्मणं, क्षत्राय राजन्यं, मरुद्भ्यो वैश्यं. . . . वायवे चाण्डालम् । वा. सं. ३०; ५, ६.

૫. अत्र पिता अपिता भवति . . . . . चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः । बृ. ४; ३; २२.

૬. रजकश्चर्मकारश्च नटो बुरुड एव च ।
कैवर्तमेदभिल्लाश्च सप्तैते अन्त्यजाः स्मृताः ॥ अत्रि. १९९.

७. चाण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहिकस्तथा ।
मागधायोगवौ चैव सप्तैतेऽन्त्यावसायिनः ॥ मध्यमाङ्गिरस्

८. चर्मकारो भटो भिल्लो रजकः पुष्करो नटः ।
वराटो मेदचाण्डालौ दाशश्वपचकौलिकाः ॥
एतेऽन्त्यजाः समाख्याता ये चान्ये च गवाशनाः ।
एषां संभाषणात्स्नानं दर्शनादर्कवीक्षणम् ॥
वेदव्यासस्मृति १२, १३.

९. सभायां स्पर्शने चैव म्लेच्छेन सह संविशेत् ।
कुर्यात् स्नानं सचैलं तु दिनमेकमभोजनम् ॥ देवलस्मृति
श्वनकुलसर्पमण्डुकमार्जाराणामन्तरागमने त्र्यहमुपवासः ।
गौतमधर्मसूत्र २; १; ६०.

१०. स्पृष्ट्वा समाचरेत् स्नानं श्वानं चाण्डालमेव च ।
बौधायन ५; १४०.

११. विड्वराहं शुनं काकं गर्दभं यूपमेव च ।
मद्यं मांसं तथैवोष्ट्रं विण्मूत्रं शवमेव च ॥

११क. एकं वृक्षं समारूढश्चण्डालो ब्राह्मणस्तथा ।
फलान्यत्ति स्थितस्तस्य प्रायश्चित्तं कथं भवेत् ॥
ब्राह्मणान्समनुज्ञाय सवासाः स्नानमाचरेत् ।
अहोरात्रोषितो भूत्वा पञ्चगव्येन शुध्यति ॥
अत्रि. १७७-८.

कर्ममध्ये तु मार्जारं स्पृष्ट्वा स्नानं समाचरेत् ।
बौद्धशैवपिशाचानामालयं योऽनुगच्छति ।
सचैलमवगाह्यापः सावित्रीं त्रिशतं जपेत् ॥
बृ. हा. ९; ३६१-४.

न च सीमान्तरं गच्छेन्न श्मशानं जिनालयम् । प्रजापति ९५.

१२. शृगालं. . . .
श्वकुक्कुटवराहांश्च ग्राम्यान् स्पृशति मानवः ।
सचैलं सशिरः स्नात्वा तदानीमेव शुध्यति ॥ वृद्धशातातप २३.

१३. पाखण्डान् पतितांश्चैव तथैवान्त्यावसायिनः ।
नास्तिकांश्चित्रवृत्तींश्च पापानन्यांश्च नालपेत् ॥
पाखण्डपतितानां च दर्शनं परिवर्जयेत् ॥
वि॰ ध॰ ३; २१६; १. २; १०९; २६.

१४. बौद्धान् पाशुपताञ्जैनान् लोकायतिककापिलान् ।
विकर्मस्थान् द्विजान् दृष्ट्वा सवासा जलमाविशेत् ॥
आचारमयूख २४.

१५. यस्तु छायां श्वपाकस्य ब्राह्मणो ह्यधिरोहति ।
तत्र स्नानं प्रकुर्वीत घृतं प्राश्य विशुध्यति ॥ अंगिरस्

१६. किमत्र बहुनोक्तेन ब्राह्मणा येऽप्यवैष्णवाः ।
न स्प्रष्टव्या न वक्तव्या न द्रष्टव्याः कदाचन ॥
प॰ पु॰ ६; २३५; २६.

१६क. चण्डालपुक्कसम्लेच्छभिल्लपारसिकादिकम् ।
महापातकिनश्चैव स्पृष्ट्वा स्नायात्सचैलकम् ॥ वृद्धयाज्ञवल्क्य

स्पृष्ट्वा देवलकं चैव सवासा जलमाविशेत् । याज्ञ॰ ३; ३० ની મિતાક્ષરામાં આપેલું વચન.

१६ख. आह्वायका देवलका नाक्षत्रा ग्रामयाजकाः ।
एते ब्राह्मणचाण्डाला महापथिकपञ्चमाः ॥ शान्ति॰ ७६; ६.

(નીલકંઠે અર્થ આપ્યા છે: આહ્વાયક – ધર્માધિકારી. દેવલક – પૈસા લઈને દેવપૂજા કરનાર. મહાપથિક – નાવમાં બેસીને સમુદ્રમાં મુસાફરી કરનાર, અથવા તો રસ્તા પર જકાત કે દાણ લેનાર દાણી.)

મનુએ 'દેવલક' બ્રાહ્મણને શ્રાદ્ધમાં બોલાવવાની ના કહી છે. (મનુ. ૩; ૧૫૨). કુલ્લૂક કહે છે કે દેવલક એટલે પ્રતિમાનો 'સેવક' (प्रतिमा-परिचारकः). દેવલ કહે છે: 'દેવના ભંડારનો ઉપભોગ કરે તે દેવલક.'

देवकोशोपभोजी च नाम्ना देवलको भवेत् .

१७. चाण्डालो जायते देवि कार्तिके मांसभक्षणात् । बृ॰ ना॰

१८. एतेषां (माध्वानां) दर्शनादेव सचैलं स्नानमाचरेत् । सौ॰ पु॰

१९. मार्जारश्च गृहे यस्य सोऽप्यन्त्यजसमो नरः । लिंगपुराण ८५.

२०. . . . स्वर्णकारश्च सौचिकः । स्मृ॰ सा॰

૨૧. पंचरात्रान् पाशुपतान् वाङ्मात्रेणापि नार्चयेत् ।
कूर्मपुराण — उत्तरार्ध १६.

૨૨. अयस्कारः स्वर्णकारस्तक्षा पाषाणवर्धकः ।
कांस्यताम्रकरस्तन्तुवायश्च ध्वजिनोऽन्त्यजाः ॥ शौनक

૨૩. अन्त्यजस्य तु ये वृक्षा बहुपुष्पफलोपगाः ।
उपभोग्यास्तु ते सर्वे पुष्पेषु च फलेषु च ॥ अत्रि. २०५.

૨૪. रजकी चर्मकारी च लुब्धकी वेणुजीवनी ।
चातुर्वर्ण्यस्य तु गृहे त्वविज्ञातानुतिष्ठति ॥
ज्ञात्वा तु निष्कृतिं कुर्यात्पूर्वोक्तस्यार्धमेव च ।
गृहदाहं न कुर्वीत शेषं सर्वं च कारयेत् ॥
पारा. ६; ४४–५.

૨૫. अविज्ञातस्तु चाण्डालो यत्र वेश्मनि तिष्ठति ।
विज्ञाते तूपसंन्यस्य द्विजाः कुर्युरनुग्रहम् ॥ . . . .
कुसुंभगुडकार्पासलवणं तैलसर्पिषी ।
द्वारे कृत्वा तु धान्यानि दद्याद्वेश्मनि पावकम् ॥
એજન, ૬; ૩૪, ૪૦.

૨૬. કાણે : એજન, પૃ. ૧૭૧–૨.

૨૬क. वर्धकी नापितो गोप आशापः कुम्भकारकः ।
वणिक् किरातकायस्थमालाकारकुटुम्बिनः ।
एते चान्ये च बहवः शूद्रा भिन्नाः स्वकर्मभिः ॥
वेदव्यासस्मृति १; १०–१.

અહીં વાળંદ, ગોવાળ, કુંભાર, વણિક, કાયસ્થ અને માળીની જોડે કિરાતને પણ શૂદ્રનો એક પેટાવિભાગ ગણાવ્યો છે. અનુ. (૩૫; ૧૭–૮) માં કહ્યું છે કે મેકલ, દ્રાવિડ, લાટ, કાન્વશિર, શૌણ્ડિક, દરદ, દાર્વ, ચૌર, શબર, બર્બર, કિરાત અને યવન એ બધા મૂળ તો ક્ષત્રિય જાતિના હતા; પણ બ્રાહ્મણનો કોપ સહન ન થવાથી શૂદ્ર થઈ ગયા. કર્ણપર્વ (૭૩; ૨૦)માં કિરાતને ‘ઉગ્ર પરાક્રમવાળા’ (ઉગ્રવિક્રમાઃ) કહેલા છે.

૨૭. કાણે : ‘ધર્મશાસ્ત્રવિચાર’ (મરાઠી).

૨૮. આ. બા. ધ્રુવ : ‘આપણો ધર્મ’, પૃ. ૪૬૧.

૨૯. વૈદ્ય : ‘મિડીવલ હિંદુ ઇંડિયા’ વૉ. ૩, પૃ. ૩૯૩.

## ૬

# કેટલીક 'ઇતિહાસ'કથાઓ

હવે 'ઇતિહાસ' નામે ઓળખાતાં આપણાં મહાકાવ્યો — રામાયણ અને મહાભારત — માંનાં કેટલાંક દૃષ્ટાન્તો પર સહેજ નજર કરવા જેવી છે. દશરથ રાજાએ જે અશ્વમેધ યજ્ઞ કર્યો તેમાં જુદા જુદા દેશોમાંથી હજારો માણસોને બોલાવી તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો; અને તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ સહુ સામેલ હતા. સેવકોને આજ્ઞા આપવામાં આવી હતી કે 'સર્વ વર્ણોની સારી રીતે પૂજા થાય, તેમનો સારો સત્કાર થાય, એવી રીતે વર્તજો. તેમને જમવાનું માનપૂર્વક પીરસજો, અનાદરથી ન પીરસશો.'[1] 'વળી જે શિલ્પીઓએ યજ્ઞની રચનામાં એકાગ્રતાથી કામ કર્યું છે તેમની પણ યથાક્રમે ખાસ પૂજા કરજો.'[2] પછીના કોઈ ગ્રન્થે 'સૂત'ને અસ્પૃશ્યમાં ગણાવ્યો છે, પણ રામાયણમાં સૂત સુમન્ત્ર તે અસ્પૃશ્ય નથી, એટલું જ નહીં પણ તે રથ હાંકવાના કામની સાથે મન્ત્રીનું પણ કામ કરે છે.[3]

ઇક્ષ્વાકુ વંશના રાજા ત્રિશંકુને યજ્ઞ કરીને જીવતેજીવત સ્વર્ગે જવાની ઇચ્છા થઈ. ગુરુ વસિષ્ઠે કહ્યું: 'અશક્ય. મૂઆ વિના સ્વર્ગે કેમ જવાય?' રાજા વસિષ્ઠના સો પુત્રો પાસે ગયો. તેમણે ક્રોધથી રાજાને શાપ આપ્યો કે 'તું ચંડાલ થશે.' રાત પૂરી થતાં રાજાનું મોઢું કદરૂપું થઈ ગયું. ભૂરાં વસ્ત્ર, ભૂરી ચામડી, ખરી પડેલા વાળ, ચિતાની ભસ્મ શરીરે લગાડેલી, સ્મશાનમાં ઊગતાં ફૂલની માળા પહેરેલી, ને લોઢાનાં ઘરેણાં — એવી રાજાની આકૃતિ થઈ ગઈ. તેનું આ ભયાનક ચંડાલરૂપ જોઈ મંત્રીઓ ને શહેરીઓ ભાગી ગયા.[4] આ આખી કથામાં, તે 'અસ્પૃશ્ય' હતો એવું ક્યાંયે કહ્યું નથી. રાજા દિવસરાત મનમાં બળવા લાગ્યો. ચંડાલપણું એના કોઈ પાપને લીધે આવ્યું નહોતું. એણે સો તો યજ્ઞો કર્યા હતા. તે

કદી — સંકટમાં પણ — જૂઠું બોલ્યો નહોતો, જૂઠું ન બોલવાનો તેનો નિશ્ચય હતો.[5] રાજાની આવી દશા જોઈ વિશ્વામિત્રના હૃદયમાં કરુણા ઊપજી (मुनिःकारुण्यमागतः). સાચો બ્રાહ્મણ દયાહીન હોય જ નહીં. બીજાની પીડા જોઈ જેનું હૃદય દ્રવે તે જ સાચો બ્રાહ્મણ. પ્રાણીમાત્ર પ્રત્યેની કરુણા એ તો બ્રાહ્મણનું પરમ ધન.[6] રાજાની ઇચ્છાથી, તેની પાસે યજ્ઞ કરાવવાની ને તેમાં પોતે પુરોહિત થવાની ઋષિએ હા પાડી. દેશદેશથી બ્રાહ્મણોને બોલાવી લાવવા શિષ્યોને મોકલ્યા.[7] વસિષ્ઠના પુત્રોએ આંખ રાતી કરીને કહ્યું: 'જ્યાં પુરોહિત ક્ષત્રિય — ને તે પણ વળી ચાંડાલને યજ્ઞ કરાવનાર — હોય ત્યાં દેવો એનો હવિ કેવી રીતે ખાશે? અને મહાત્મા બ્રાહ્મણો ચાંડાલનું ભોજન ખાઈ ને સ્વર્ગે કેવી રીતે જશે?'[8] પણ આવો મત ધરાવનારમાં વસિષ્ઠપુત્રો એકલા હતા. બીજા તો બધા દેશોમાંથી બ્રહ્મવાદી ઋષિઓ આવ્યા. વિશ્વામિત્રનું વચન પાછું ઠેલવાની કોઈની હિંમત નહોતી. તેમણે કહ્યું: 'યજ્ઞ થવા દો. બધા પોતપોતાને કામે લાગી જાઓ.' એમ કહી મહર્ષિઓએ યજ્ઞની બધી ક્રિયાઓ કરી. વિશ્વામિત્ર યજ્ઞમાં પુરોહિત થયા. મન્ત્રોમાં નિષ્ણાત એવા ઋત્વિજોએ બધાં કર્મો યથાવિધિ સાંગોપાંગ કર્યાં.[9] દેવો ભાગ લેવા ન આવ્યા. વિશ્વામિત્રે પોતાના તપના પ્રભાવ વડે ત્રિશંકુને સ્વર્ગે મોકલ્યો, ને ઇંદ્રે તેને પાછો કાઢ્યો. ખાસ જાણવા જેવું તો એ છે કે તેમ કરવાના કારણમાં એમ ન કહ્યું કે 'તું ચાંડાલ છે.' પણ કહ્યું કે 'તને ગુરુએ શાપ આપ્યો છે, માટે તને સ્વર્ગમાં પ્રવેશ નહીં મળે. તું ઊંધે માથે નીચે પડ.'[10] વિશ્વામિત્રે અંતરિક્ષમાં નવી સૃષ્ટિ રચી. દેવોએ કહ્યું: 'એને ગુરુનો શાપ છે, માટે એ સદેહે સ્વર્ગમાં નહીં આવી શકે.' દેવોએ વિશ્વામિત્રની સ્તુતિ કરી. ઋષિ માની ગયા, ને ત્રિશંકુ અંતરિક્ષમાં કાયમને માટે તારો બનીને રહ્યો. આ કથામાં ચાંડાલ વિકરાળ રૂપવાળો હોઈ ઘૃણાપાત્ર છે, પણ અસ્પૃશ્ય નથી; તેના યજ્ઞમાં બ્રાહ્મણોએ ઘણી સંખ્યામાં ભાગ લીધો છે; દેવોએ તેના ચંડાલત્વનું બહાનું આગળ ધર્યું નથી; અને રાજા ચંડાલ બન્યો હોવા છતાં તેના વંશજો પર જરાયે કલંક લાગ્યું નથી, વંશનો મહિમા જરાયે ઝાંખો

પડ્યો નથી. વિશ્વામિત્ર ઉપર પણ ઇંદ્રને આ પ્રસંગથી ક્રોધ ચડ્યો નથી; કેમ કે ત્યાર પછી યજ્ઞમાં પશુની જગાએ બાંધેલા શુનઃશેપે વિશ્વામિત્રે રચી આપેલાં ઇંદ્ર અને વિષ્ણુનાં બે સૂક્તો સાંભળીને ઇંદ્રે પ્રસન્ન થઈ શુનઃશેપને છોડી મૂક્યો છે. અને છેવટે વસિષ્ઠે પણ વિશ્વામિત્રનું બ્રહ્મર્ષિપદ સ્વીકાર્યું છે.[૧૦ક]

વનવાસે નીકળેલાં રામ લક્ષ્મણ ને સીતા ગંગાતીરે શૃંગવેરપુર આગળ આવ્યાં, ત્યાં તેમને ગુહ નામના નિષાદ રાજાનો મેળાપ થયો. તે નિષાદ હોવા છતાં રામનો મિત્ર હતો, ને રામ એને પોતાની બરોબરીનો માનતા હતા. તે અમાત્યો ને સગાઓ સાથે આવી, રામના દુઃખે દુઃખી થતો, રામને ભેટી પડ્યો ને કહેવા લાગ્યો : 'હે રામ! જેવી તમારી અયોધ્યા તેવી આ ભૂમિ પણ તમારી જ છે. હે મહાબાહુ! તમારા જેવા પ્રિય અતિથિ કોને ત્યાં આવે?' પછી તરત તેણે જાતજાતનાં ભાવતાં ભોજન અને અર્ઘ્ય મંગાવીને કહ્યું : 'હે મહાબાહુ! આ આખી ધરતી તમારી છે. અમે તમારા ચાકર, ને તમે અમારા સ્વામી. તમે અહીં સારી રીતે રાજ્ય કરો. આ બધા ખાવાપીવાના જાતજાતના પદાર્થો આણ્યા છે, સૂવાની પણ સામગ્રી છે, ને ઘોડાનું ખાવાનું પણ આણ્યું છે.' રામ સ્નેહપૂર્વક બે હાથે ગુહને ભેટી પડ્યા. વનવાસે નીકળેલાં એમણે તો ફળમૂળ વગેરે ખાવાનો જ નિશ્ચય કર્યો હતો. 'તમે નિષાદ છો માટે તમારું ન ખવાય,' એમ એમણે ન કહ્યું. તેમ જ નિષાદને ભેટતાં, ને કૈવર્તોની હાંકેલી નાવડીમાં બેસતાં એમને કશીયે અડચણ ન આવી, કેમ કે એ કાળે અસ્પૃશ્યતાનો વિચાર જ ન હતો. તેથી ગુહે કહ્યું કે 'રામ મારા સ્વામી છે ને સખા છે; અને મને જગતમાં રામ કરતાં અધિક પ્રિય કોઈ નથી.'[૧૧] ગુહ જેવા આપણા અનેક ભાઈઓ આજે આપણને ભેટવાને હાથ લંબાવી રહ્યા છે. રામની પેઠે આપણે બે હાથ પહોળા કરી એમને ભેટીએ એટલી જ વાર છે. વળી, રામ કદાચ મને પાછા બોલાવે એ આશાએ સુમન્ત્ર ઘણો વખત નિષાદરાજ ગુહને ત્યાં રહ્યો પણ હતો.[૧૧ક] એ નિષાદ અસ્પૃશ્ય તો ન જ હોય.

ત્યારે સમય પરસ્પર વિખવાદ અને કલહ કરવાનો નહોતો. જોખમ બહારથી ઝઝૂમતું હતું. ખરી જરૂર હતી આર્યાવર્ત અને આર્યત્વના વિસ્તારની. દીર્ઘદર્શી વિશ્વામિત્રે તે જોયું, ને રામને એ કાર્યની દીક્ષા આપી. તેમણે રામને કહ્યું : 'બ્રાહ્મણ અને ક્ષત્રિય બેને એક કોણ કરે? બંનેનો વિશ્વાસ સંપાદન કોણ કરે? રાક્ષસોના ભયમાંથી પ્રજાને મુક્ત કોણ કરે? રાક્ષસોને હરાવી તેમને આર્ય કોણ બનાવે? વિંધ્યની દક્ષિણે આર્યાવર્તનો વિસ્તાર કરી હિમાલયથી સાગર સુધીની ધરણીને ધર્મના, પ્રેમના, શાન્તિના છત્ર નીચે એક કોણ કરે? આર્ય અને અનાર્ય, વાનર અને રાક્ષસ, સહુ હળીમળીને રહે એવો શુભ દિવસ કોણ લાવે? એ ચિન્તા મને નિરંતર થયાં કરે છે. એવો પ્રેમનો દિગ્વિજય કરનારો સમ્રાટ આ ભરતભૂમિમાં ક્યારે નીપજશે એ સ્વપ્નું મારી આંખ આગળથી ખસતું જ નથી.'

પછી કહે છે : 'હા, સ્વપ્નું સાચું જરૂર પડશે. આર્યાવર્ત એક અને અખંડ થશે; સર્વત્ર પ્રેમધર્મનો વિજય થશે; આર્ય અને અનાર્ય, વાનર અને રાક્ષસ ભાઈભાઈ થઈને રહેશે; દીનદુઃખીનો, દાસદલિતનો, સ્ત્રીશૂદ્રનો ઉદ્ધાર થશે; અને એ પ્રેમસામ્રાજ્યનો મહિમા ભૂમિ પર અમર થઈ જશે.' એ કાર્ય રામે પાર ઉતાર્યું, અને વિશ્વામિત્રનું સ્વપ્નું ખરું પાડ્યું.

શબરીના ગુરુ મતંગ ઋષિએ ભવિષ્યવાણી ભાખેલી : 'રામને મન એવો ભેદભાવ નહીં હોય. એનો જન્મ જ એ ભેદભાવ ભુલાવવા માટે હશે. એને પ્રતાપે આર્ય અને અનાર્ય, શબર અને દાસ, વાનર અને રાક્ષસ સહુ ભેદભાવ ભૂલી એક થવાના છે. પતિતો અને તજાયેલાંનો એને હાથે ઉદ્ધાર થવાનો છે. ભારતવર્ષના ઉત્તર છેડાથી દક્ષિણ છેડા સુધી પ્રેમની પતાકા ફરકવાની છે.' એ આશા પણ રામે સાચી પાડી.

શબરી અનાર્ય; તેને રામે માતા સમાન ગણી, ને શબરીના પ્રાણસંન્યાસ વખતે તેના દેહને પોતાને હાથે અગ્નિસંસ્કાર કર્યો. સુગ્રીવ, અંગદ અને હનુમાન વાનર. સુગ્રીવ સાથે રામે મિત્રતા બાંધી, ને તેને રાજ્ય મેળવી આપ્યું. હનુમાન તો રામનો સેવક બન્યો. તેની

વિદ્વત્તા ને કુશળતા ઉપરથી ભવભૂતિએ તેને લક્ષ્મણને મોઢે 'આર્ય' હનુમાન કહેવડાવ્યો છે; અને રામને મોઢે કહેવડાવ્યું છે કે 'એ અંજનાપુત્રના પરાક્રમથી આપણે અને જગત બંને કૃતાર્થ થયાં છીએ.'[૧૧ख] વિભીષણ રાક્ષસ જાતિનો છતાં સાધુચરિત અને ધર્માત્મા છે. એને પણ રામે મિત્ર બનાવ્યો છે. લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, તથા ગુહ, હનુમાન, સુગ્રીવ અને વિભીષણ એમાં રામને મન કશો ફરક નહોતો; બધા જ એમના ભાઈ હતા. રામની આ ઉદારતા એ દરેક હિંદુને માટે તેમનો જીવનસંદેશ છે; અને તેમણે પ્રેમના છત્ર નીચે કરેલું ભારતનું આ એકીકરણ એ એમની મોટામાં મોટી રાષ્ટ્રસેવા છે.

પણ રામાયણના કવિ એટલેથી અટકતા નથી. ક્રૌંચ જેવા પક્ષીનો વધ થયેલો જોતાં એમનું હૃદય દ્રવે છે; તેઓ નિષાદને કહે છે કે 'હે નિષાદ! તું ઝાઝો કાળ નહીં જીવે, કેમ કે તેં ક્રૌંચના જોડામાંથી કામમોહિત ક્રૌંચને માર્યો છે.'[૧૧ग] એમના એ શોકમાંથી કાવ્યની સરિતા વહે છે. અહીં મનુષ્યેતર સૃષ્ટિ પ્રત્યે માણસની કેવી સહૃદયતા બતાવી છે! વળી ગીધ જટાયુને રામ પિતા સમાન ગણે છે; અને જટાયુ એક અબળાને બચાવવા પોતાના પ્રાણ પાથરી આર્તત્રાણનો ક્ષાત્રધર્મ પાળી બતાવે છે. જટાયુ ને શબરીનાં જીવન જોઈ રામ લક્ષ્મણને કહે છે: 'ખરું છે, લક્ષ્મણ, જગતમાં આર્યતાને, ભલાઈને જાતિ કે જન્મનાં બંધન નથી. મનુષ્યની સર્વ જાતિઓમાં — અરે, મનુષ્યેતર એવી તિર્યગ્ યોનિમાં પણ — સાધુચરિત, ધર્માચરણી, શૂર, અને શરણે જવા લાયક એવી વ્યક્તિઓ પડેલી છે.'[૧૧घ] માણસ માણસનું જ નહીં, પણ માણસ અને પશુપંખીનું — અર્થાત્ જીવમાત્રનું — પણ ઐક્ય, એ રામાયણનો મુખ્ય સંદેશો છે.

મહાભારતમાં, બ્રાહ્મણ ઋષિ શુક્રની કન્યા દેવયાની યયાતિ રાજાને પરણી હતી.[૧૨] એ પ્રતિલોમ વિવાહ થયો. છતાં એના વંશજો ક્ષત્રિય જ ગણાયા. સત્યવતી દાસની કન્યા હોવા છતાં એને માટે મહર્ષિ અસિતનું પણ માગું આવ્યું હતું. છેવટે શાન્તનુ રાજા એને

પરણ્યો, ને એનો દીકરો રાજા થયો.[૧૩] વ્યાસજી સત્યવતીના કાનીન પુત્ર હતા.[૧૪] વિદુર વ્યાસજી — કૃષ્ણ દ્વૈપાયન અને દાસીના દીકરા હતા. તે ધર્માત્મા અને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ હતા.[૧૫] ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુર એ ત્રણેય ભાઈઓને ભીષ્મે દીકરાની પેઠે ઉછેર્યા. તેમને બધા સંસ્કાર કરાવ્યા, અધ્યયન કરાવ્યું; ત્રણેને વેદ અને વેદાંગનો પણ અભ્યાસ કરાવ્યો. વિદુરના જેવું ધર્મજ્ઞાન તે વખતે કોઈને નહોતું.[૧૬] ભીષ્મે વિદુરને પણ પોતાના 'કુલતન્તુ' કહ્યા છે.[૧૭] વિદુરે કરેલા ધર્મોપદેશ મહાભારતમાં ઠેકઠેકાણે આવે છે. કૃષ્ણને પણ વિદુર પ્રત્યે ઘણો જ પ્રેમ હતો. વ્યાસે કહેલું: 'વિદુર મહાબુદ્ધિશાળી, મહાન યોગી, અને મહામના છે. એ પુરુષવર જેવો બુદ્ધિશાળી તો દેવોમાં બૃહસ્પતિ કે અસુરોમાં શુક્ર પણ નથી.'[૧૮] યુદ્ધને અન્તે યુધિષ્ઠિરે વિદુરની શોધ કરી. એ તો હિમાલયમાં તપ કરતા હતા. શરીર જીર્ણ થઈ ગયું હતું. યુધિષ્ઠિરને જોયા પછી વિદુરનો પ્રાણ નીકળી ગયો ને શરીર સ્તબ્ધ થઈ ગયું. એને દાહ દેવાની આકાશવાણીએ ના કહી, કેમ કે એમણે તો યતિધર્મ સ્વીકારેલો હતો.[૧૯] શૂદ્ર માતાના દીકરા આવા ધર્માત્મા પણ થઈ શકતા હતા.

નિષાદ જાતિનો એકલવ્ય દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખવા આવ્યો ત્યારે દ્રોણે એને ના પાડી; એમાં કારણ એ ન બતાવ્યું કે 'તું નિષાદ હોઈ અસ્પૃશ્ય છે.' એને ભણાવ્યો નહીં, કેમ કે એ અર્જુનથી ચડી જાય એ દ્રોણને રુચતું નહોતું. પણ એ દ્રોણના ચરણ પકડી પગે લાગેલો, દ્રોણે તેની પૂજા સ્વીકારેલી, ને તેણે દ્રોણને ગુરુદક્ષિણામાં જમણો અંગૂઠો પણ કાપી આપેલો.[૨૦] નિષાદો જો અસ્પૃશ્ય ગણાતા હોત તો આવું બની શકત નહીં.

યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞમાં મ્લેચ્છ ગણાતી જાતિના લોકો પણ આવેલા.[૨૧] એવી અનેક જાતિઓએ ભારતયુદ્ધમાં પણ ભાગ લીધેલો.[૨૧ક] શાન્તિપર્વમાં નિષાદની ઉત્પત્તિની કથા આપેલી છે. તેમાં કહ્યું છે કે અધર્મી અને રાગદ્વેષથી વર્તનારા વેન રાજાને ઋષિઓએ મંતરેલા દર્ભથી મારી નાખ્યો. તેના જમણા સાથળને ઋષિઓએ મંત્રોથી વલોવ્યો. તેમાંથી વિકૃત, ઠીંગણો, બળેલા ઠૂંઠા

જેવા દેખાવવાળો, અને રાતી આંખ તથા કાળા વાળવાળો માણસ નીકળ્યો. બ્રહ્મવાદી ઋષિઓએ તેને કહ્યું કે 'બેસ' (निषीद). એ પુરુષમાંથી ક્રૂર, અને પર્વત પર તથા વનમાં રહેનારા નિષાદો, તથા બીજા વિન્ધ્યવાસી મ્લેચ્છો લાખોની સંખ્યામાં જન્મ્યા. આ કથા જો ખરી હોય, તો એમાં એમને અસ્પૃશ્ય માનવાનું કારણ ક્યાં આવ્યું? અને વસ્તુતાએ મહાભારતમાં તેમને અસ્પૃશ્ય માન્યા નથી જ.[૨૧ख]

અર્જુન તપ કરીને શિવજી પાસેથી શસ્ત્રાસ્ત્ર લેવા હિમાલય ગયો ત્યારે સર્વ પાપ હરનાર પિનાકપાણિ એવા ભગવાન હરે કિરાતનો વેષ લીધો હતો, ને ઉમાએ પણ કિરાતીનું રૂપ લીધું હતું.[૨૨] મહાદેવે જે જાતિનું રૂપ લીધું તે હલકી કેમ હોઈ શકે? ઊલટું આપણને તો એમ થવું જોઈએ કે એ જાતિનાં કેવાં સદ્‌ભાગ્ય કે ભગવાને એનું રૂપ લેવાનું ઉચિત માન્યું!

અભિમાની માણસો જેમને હલકા ગણે છે એવાનાં જ રૂપ લેવાનું ભગવાનને પણ ગમતું લાગે છે! મહાભારતમાં જ ઉત્તંક નામના એક તપસ્વી બ્રાહ્મણની વાત છે. તેણે કૃષ્ણ ભગવાન પાસે વર માગ્યો કે 'હું રણમાં પણ જો પાણી માગું તો તે મને મળે એવું કરી આપો.' ભગવાન કહે: 'સારું. પાણી જોઈએ ત્યારે મને યાદ કરજે.' આટલું કહી કૃષ્ણ તો દ્વારકા ગયા. પછી કેટલેક વખતે રણમાં ફરતાં ઉત્તંકને તરસ લાગી, ને તેણે ભગવાનનું સ્મરણ કર્યું. ત્યાં તો ધૂળથી મેલો ને ઉઘાડા શરીરવાળો એવો એક માતંગ (ચાંડાળ) દેખાયો. તેની જોડે કૂતરાનું ટોળું હતું. માતંગના હાથમાં ધનુષબાણ હતું, ને પીઠે ભાથું બાંધેલું હતું. તેના પગ આગળ એક વહેળો હતો, તેમાં પુષ્કળ પાણી હતું. માતંગે સહેજ હસીને ઉત્તંકને કહ્યું: 'હે ભાર્ગવ! આ પાણી હું આપું તે લો પીઓ. તમે તરસ્યા છો, એ જોઈ મને બહુ દયા આવે છે.' મુનિએ એ પાણી લેવાની ના પાડી, ને ભૂંડા શબ્દોથી કૃષ્ણની નિન્દા કરી. માતંગે ફરી ફરી ઘણું સમજાવી જોયો, પણ ક્રોધે ભરાયેલા ઉત્તંકે પાણી પીધું નહીં, ને માતંગની અવગણના કરી. માતંગ કૂતરાં સાથે ત્યાં જ અંતર્ધાન

થઈ ગયો. એ જોઈ ઉત્તંક મનમાં શરમાયો, ને એને થયું કે કૃષ્ણે મને ખરો છેતર્યો! એટલામાં એ જ રસ્તે શંખ ચક્ર ગદાધારી ભગવાન પધાર્યા. ઉત્તંક એમને કહેવા લાગ્યા: 'પ્રભુ! આ કંઈ સારું ન કહેવાય! હું બ્રાહ્મણ. માતંગના ઝરામાંથી હું પાણી કેમ પી શકું?' ભગવાને એને સાંત્વન આપતાં કહ્યું: 'જે રીતે પાણી આપવું યોગ્ય હતું તે રીતે આપ્યું. પણ તેં તે લીધું નહીં. ખરી વાત તો એ છે કે તારે માટે મેં ઇંદ્રને વાત કરી ને કહ્યું કે "તમે ઉત્તંકને પાણીના રૂપમાં અમૃત આપો." ઇંદ્ર કહે: "એ કેમ બને? માણસને અમર કેમ બનાવાય? માટે એને બીજો કોઈ વર આપો." મેં ફરી ફરીને કહ્યું: "ના, એને અમૃત જ આપો." ઇંદ્ર મને રાજી કરવા માગતા હતા, એટલે કહે: "અમૃત આપવું જ હોય તો એક શરત છે. હું માતંગનું રૂપ લઈ ઉત્તંકને પાણીરૂપે અમૃત આપવા જાઉં. એ જો મારો સત્કાર કરશે ને મારા હાથનું પાણી પીશે તો એને અમૃત મળશે. પણ એ જો મને ચાંડાલ માની મારી અવગણના કરશે ને મારા હાથનું પાણી નહીં પીએ, તો એને અમૃત નહીં મળે." ઇંદ્રની વાત મેં સ્વીકારી; અને ઇંદ્ર ચાંડાલરૂપે તને અમૃત આપવા આવ્યા. પણ તેં તો એમનો તિરસ્કાર કર્યો. ચાંડાલ રૂપે આવેલા એ ભગવાનનું આપેલું પાણી પીવાની તેં ના પાડી, એ ઘણું મોટું પાપ કર્યું. હશે, તને અમૃત તો ન મળ્યું. પણ તું મને યાદ કરશે ત્યારે તને પાણી તો મળશે.' [૨૩]

અનુગીતામાં આપેલી આ વાર્તાનો બોધ દેખીતો છે. આપણને પણ ભગવાન ચાંડાલરૂપે કેટલીયે વાર દર્શન દેતો હશે, ને આપણે કેટલીયે વાર એનો તિરસ્કાર કરતા હઈશું. ભગવાનનો ભક્ત તો જાણે છે કે પ્રભુ ક્યારે કયું રૂપ લઈને આવશે એનો કાંઈ નિયમ નથી; માટે એ તો માણસમાત્રને ભગવાન ગણી તેમનો સત્કાર કરવાનું ચૂકતો નથી. તેથી જ એક ગ્રંથમાં કહ્યું છે કે તમારે ઘેર વૈશ્વદેવને વખતે ચોર, ચાંડાલ, શત્રુ, કે ભલે તમારા સગા બાપને મારનારો પણ આવે, તોયે તે અતિથિનો સત્કાર કરજો; એ તમને સ્વર્ગે લઈ જશે.' [૨૪]

ધર્મરાજ યુધિષ્ઠિર ચાર ભાઈઓ અને દ્રૌપદી સાથે મહાપ્રસ્થાન કરી સ્વર્ગે જવા નીકળ્યા. જોડે એક કૂતરો હતો. દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન અને ભીમ એક પછી એક રસ્તામાં ભોંય પર પડી ગયાં; તેમનાં પુણ્ય ખૂટ્યાં, એટલે આગળ એમનાથી જઈ શકાયું નહીં. એકલો કૂતરો સ્વર્ગના દ્વાર સુધી જોડે રહ્યો. ઇંદ્રે ધર્મરાજને કહ્યું: 'તમારી પત્ની અને તમારા ભાઈઓ મરીને સ્વર્ગે ગયાં છે, એટલે તમે એમને સ્વર્ગમાં મળી શકશો. તમારે પોતાને તો મૂઆ વિના, આ માનવદેહે જ, સ્વર્ગમાં આવવાનું છે.'

યુધિષ્ઠિર કહે: 'હે ઇંદ્રદેવ! આ મારો વફાદાર કૂતરો હંમેશાં મારી જોડે રહ્યો છે. એને પણ મારી જોડે સ્વર્ગમાં આવવા દો.'

ઇંદ્ર કહે: 'તમને અમરપદ મળે છે. મારી બરોબરીનું સ્થાન સ્વર્ગમાં મળે છે. તમે એ કૂતરાને અહીં જ મૂકી દો. એમાં કશું ખોટું નથી.'

યુધિષ્ઠિર કહે: 'એ તો બને જ નહીં. આર્યથી આવું વર્તન કરાય જ નહીં. મારા વફાદાર કૂતરાને છોડીને જે સંપત્તિ અને સુખ મને મળતાં હોય તે મારે નથી જોઈતાં.'

ઇંદ્ર કહે: 'સ્વર્ગલોકમાં કૂતરાવાળા માણસને માટે જગા નથી તેનું શું?'

ધર્મરાજ કહે: 'તો હું અહીં સ્વર્ગને દરવાજે જ રહી જઈશ. પણ આ કૂતરાનો તો, હે મહેન્દ્ર, હું કદી ત્યાગ નહીં કરું. ભાઈઓ અને પત્ની તો મરી ગયાં છે. તેમની જોડેની લેણાદેણી પૂરી થઈ. તેમને હું જીવતાં કરી શકવાનો નથી. એમને સ્વર્ગમાં જોવાનો આનંદ હું જતો કરી શકીશ, પણ આ કૂતરાનો ત્યાગ તો મારાથી નહીં જ કરી શકાય.'

સાક્ષાત્ ધર્મે પ્રગટ થઈ યુધિષ્ઠિરને કહ્યું: 'ભૂતમાત્ર પ્રત્યેની તમારી આ દયા સાચી છે. મેં અગાઉ દ્વૈતવનમાં તમારી પરીક્ષા લીધી હતી, ને પાણી લેવા આવેલા તમારા ભાઈઓને મારી નાખ્યા હતા. તેમાંયે એક ભાઈને જીવતો કરવાનું મેં કહ્યું, ત્યારે તમે બંને માને સરખી ગણી નકુલને જીવતો કરવાનું માગ્યું હતું. આજે તમે વફાદાર

કૂતરાને ખાતર દેવનો રથ આવેલો પાછો ઠેલો છો. હે રાજા, સ્વર્ગમાં તમારા જેવો કોઈ નથી. અને તેથી જ આ માનવદેહે અક્ષયલોકમાં જવાનો જે લહાવો કોઈને પણ મળ્યો નથી તે તમને મળ્યો છે.'[૨૫] આ જ ખરો હિંદુ ધર્મ છે! જે ધર્મમાં યુધિષ્ઠિરે દીર્ઘ કાળ સાથે રહેલા કૂતરાને સુધ્ધાં સાથે લીધા વિના દેવોના ધામમાં પ્રવેશ કરવાની સાફ ના પાડી, તે જ હિંદુ ધર્મને માતાની પેઠે સ્નેહ અને મમતાથી વળગી રહેલા આપણા ભાઈઓને મૂકીને દેવોના ધામમાં — દેવાલયોમાં, દેવમંદિરોમાં — પ્રવેશ કરતાં આપણો જીવ કેમ ચાલવો જોઈએ?

'નીચ અને દીનહીન લોકોને માટે એકલી ફિલસૂફી જે કામ ન કરી શકત, જે કામ મનુસ્મૃતિએ ખોબા જેટલા લોકોને માટે થોડેક અંશે કર્યું છે, તે જ કામ રામાયણ અને મહાભારતે સર્વ વર્ગોને માટે અગણિત યુગો સુધી એકસરખું કર્યું છે, ને હજુ પણ કરે છે. તેઓ પ્રજાને હિંદુ બનાવવાનું કામ નિત્ય નિરંતર કરી રહ્યાં છે, કેમ કે તેઓ હિંદુ જીવન અને આચારનાં મૂર્તિમંત આદર્શ રૂપો છે. સ્મૃતિઓ ને સિદ્ધાન્તો એ જીવન અને આચારના ટૂંકામાં ટૂંકા સાર જ આપી શકે છે; છતાં દરેક હિંદુ બાળકનાં આશા ને પ્રયાસ તે તરફ વાળવાં એ આપણું કર્તવ્ય છે.'[૨૬]

## ટિપ્પણો

૧. ब्राह्मणान् क्षत्रियान् वैश्यान् शूद्रांश्चैव सहस्रशः ।
समानयस्व सत्कृत्य सर्वदेशेषु मानवान् ॥
दातव्यमन्नं विधिवत्सत्कृत्य न तु लीलया ।
सर्वे वर्णा यथा पूजां प्राप्नुवन्ति सुसत्कृताः ॥

वा. रा. बाल. १३; २०–१, १४.

૨. यज्ञकर्मसु येऽव्यग्राः पुरुषाः शिल्पिनस्तथा ।
तेषामपि विशेषेण पूजा कार्या यथाक्रमम् ॥

એજન, ૧૩; ૧૫–૬.

૩. ततोऽब्रवीन्महातेजाः सुमन्त्रं मन्त्रिसत्तम ।

એજન, ૮; ४.

ટીકાકાર રામ કહે છે: स हि राज्ञ उभयधर्मा सूतो मन्त्री च ।

૪. अथ रात्र्यां व्यतीतायां राजा चण्डालतां गतः ।
नीलवस्त्रधरो नीलः परुषो ध्वस्तमूर्धजः ॥
चित्यमाल्याङ्गरागश्च आयसाभरणोऽभवत् ।
ते दृष्ट्वा मन्त्रिणः सर्वे त्यज्य चण्डालरूपिणम् ॥
प्राद्रवन्सहिता राम पौरा येऽस्यानुगामिनः ॥

એજન, ૫૮; ૧૦-૧૨.

૫. मया चेष्टं क्रतुशतं तच्च नावाप्यते फलम् ।
अनृतं नोक्तपूर्वं मे न च वक्ष्ये कदाचन ।
कृच्छ्रेष्वपि गतः सौम्य क्षत्रधर्मेण ते शपे ॥

એજન, ૫૮; ૧૯-૨૦.

૬. ब्राह्मणो दारुणो नास्ति मैत्रो ब्राह्मण उच्यते । अनु. ३; १३.
मैत्री समस्तभूतेषु ब्राह्मणस्योत्तमं धनम् ।

૭. सर्वान् शिष्यान्समाहूय वाक्यमेतदुवाच ह ।
सर्वानृषीन्सवासिष्ठानानयध्वं ममाज्ञया ।
सशिष्यान् सुहृदश्चैव सर्त्विजः सुबहुश्रुतान् ॥

वा. रा. बाल. ५९; ७, ८.

૮. क्षत्रियो याजको यस्य चण्डालस्य विशेषतः ।
कथं सदसि भोक्तारो हविस्तस्य सुरर्षयः ॥
ब्राह्मणा वा महात्मानो भुक्त्वा चाण्डालभोजनम् ।
कथं स्वर्गं गमिष्यन्ति विश्वामित्रेण पालिताः ।
एतद्वचननैष्ठुर्यमूचुः संरक्तलोचनाः ॥

એજન, ૧૩-૫.

૯. ततः प्रवर्त्यतां यज्ञः सर्वे समधितिष्ठत ।
एवमुक्त्वा महर्षयः संजह्रुस्ताः क्रियास्तदा ॥
याजकश्च महातेजा विश्वामित्रोऽभवत्क्रतौ ।

ऋत्विजश्चानुपूर्व्येण मन्त्रवन्मन्त्रकोविदाः ।
चक्रुः सर्वाणि कर्माणि यथाकल्पं यथाविधि ॥

એજન, ६०; ८-१०.

१०. त्रिशङ्को गच्छ भूयस्त्वं नासि स्वर्गकृतालयः ।
गुरुशापहतो मूढ पत भूमिमवाक्शिराः ॥

એજન, ६०; १७-८.

१०क. इमे च गाथे द्वे दिव्ये गायेथा मुनिपुत्रक ।
अम्बरीषस्य यज्ञेऽस्मिंस्ततः सिद्धिमवाप्स्यसि ॥

એજન, ६२; २०.

(હે મુનિપુત્ર! આ બે દિવ્ય ગાથાઓ — સૂક્તો — તું અંબરીષના યજ્ઞમાં ગાજે. એનાથી તારું કામ સફળ થશે.)

ततः प्रीतः सहस्राक्षो रहस्यस्तुतितोषितः ।
दीर्घमायुस्तदा प्रायाच्छुनःशेपाय वासवः ॥

એજન, ६२; २६.

(એ રહસ્યસ્તુતિથી સન્તુષ્ટ થયેલા ઇન્દ્ર રાજી થયા; અને તેમણે શુનઃશેપને દીર્ઘ આયુષ્ય આપ્યું.)

ततः प्रसादितो देवैर्वसिष्ठो जपतां वरः ।
सख्यं चकार ब्रह्मर्षिरेवमस्त्विति चाब्रवीत् ॥

એજન, ६५; २५.

(પછી દેવોએ મુનિવર વસિષ્ઠને રાજી કર્યા. અને એ બ્રહ્મર્ષિએ તેમની વાત સ્વીકારીને વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહ્યા.)

११. तत्र राजा गुहो नाम रामस्यात्मसमः सखा ।
निषादजात्यो बलवान्स्थपतिश्चेति विश्रुतः ॥
तमार्तः संपरिष्वज्य गुहो राघवमब्रवीत् ।
यथायोध्या तथेदं ते राम किं करवाणि ते ॥
ईदृशं हि महाबाहो कः प्राप्स्यत्यतिथिं प्रियम् ।
ततो गुणवदन्नाद्यमुपादाय पृथग्विधम् ॥
अर्घ्यं चोपानयच्छीघ्रं वाक्यं चेदमुवाच ह ।
स्वागतं ते महाबाहो तवेयमखिला मही ॥

वयं प्रेष्या भवान्भर्ता साधु राज्यं प्रशाधि नः ।
भक्ष्यं भोज्यं च पेयं च लेह्यं चैतदुपस्थितम् ॥
वा. रा. अयोध्या. ५०; ३३, ३५-९

भर्ता चैव सखा चैव रामो दाशरथिर्मम ।
એજન, ८४; ९

न हि रामात्प्रियतरो ममास्ति भुवि कश्चन ।
એજન, ८९; ५.

११क. गुहेन सार्धं तत्रैव स्थितोऽस्मि दिवसान्बहून् ।
आशया यदि मां राम पुनः शब्दापयेदिति ॥
वा. रा. अयोध्या. ५९; ३.

११ख. दिष्ट्या सोऽयं महाबाहुरञ्जनानन्दवर्धनः । उत्तररामचरित

११ग. मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥
वा. रा. बाल. ५; १५.

११घ. सर्वत्र खलु दृश्यन्ते साधवो धर्मचारिणः ।
शूराः शरण्याः सौमित्रे तिर्यग्योनिगतेष्वपि ॥ वा. रा. अरण्य.

१२. म. भा. आदि. ८१.

१३. साब्रवीद्दाशकन्यास्मि धर्मार्थं वाहये तरिम् ।
असितो ह्यपि देवर्षिः प्रत्याख्यातः पुरा मया ।
सत्यवत्या भृशं चार्थी स आसीदृषिसत्तमः ॥
आदि. १००; ४८, ८१.

१४. कन्यापुत्रो मम पुरा द्वैपायन इति श्रुतः ।
आदि. १०५; १४.

१५. धर्मात्मा भविता लोके सर्वबुद्धिमतां वरः ।
स जज्ञे विदुरो नाम कृष्णद्वैपायनात्मजः ।
धृतराष्ट्रस्य वै भ्राता पाण्डोश्चैव महात्मनः ॥
आदि. १०६; २७-८.

મહાભારતમાં વિદુરને કેટલીક જગાએ 'પારસવ' અને કેટલીક જગાએ 'ક્ષત્તા' કહ્યા છે; તે બતાવે છે કે આ શબ્દોની વ્યાખ્યા કેવી અનિશ્ચિત છે ને વખતોવખત બદલાતી રહી છે.

૧૬. जन्मप्रभृति भीष्मेण पुत्रवत्परिपालिताः ।
संस्कारैः संस्कृतास्ते तु व्रताध्ययनसंयुताः ॥
धनुर्वेदे च वेदे च गदायुद्धेऽसिकर्मणि ।
तथैव गजशिक्षायां नीतिशास्त्रेषु पारगाः ॥
इतिहासपुराणेषु नानाशिक्षासु बोधिताः ।
वेदवेदाङ्गतत्त्वज्ञाः सर्वत्र कृतनिश्चयाः ॥
त्रिषु लोकेषु न त्वासीत्कश्चिद् विदुरसंमितः ।
धर्मनित्यस्तथा राजन्धर्मे च परमं गतः ॥

आदि. १०९; १७–२०, २२.

૧૭. समवस्थापितं भूयो युष्मासु कुलतन्तुषु । आदि. ११०; ३.

૧૮. महाबुद्धिर्महायोगी महात्मा सुमहामनाः ।
बृहस्पतिर्वा देवेषु शुक्रो वाप्यसुरेषु च ।
न तथा बुद्धिसंपन्नो यथा स पुरुषर्षभः ॥

आश्रमवासिकपर्व २८; १२–३.

૧૯. भो भो राजन्न दग्धव्यमेतद्विदुरसंज्ञकम् ।
कलेवरमिहैवं ते धर्म एष सनातनः ॥
लोकाः सान्तानिका नाम भविष्यन्त्यस्य भारत ।
यतिधर्ममवाप्तोऽसौ नैव शोच्यः परंतप ॥

એજન, ૨૬; ૩૩.

આના પર ટીકા કરતાં નીલકંઠ લખે છેઃ

यतिधर्मो दाहाद्ययोग्यत्वम् । एतेन शूद्रयोनौ जातानामपि यतिधर्मोऽस्तीति दर्शितम् ।

(યતિધર્મ એટલે કે દાહાદિને માટે અયોગ્યતા. આ વચન દ્વારા બતાવ્યું છે કે શૂદ્ર યોનિમાં જન્મેલાઓને પણ યતિધર્મ અર્થાત્ સંન્યાસનો અધિકાર છે.)

૨૦. ततो निषादराजस्य हिरण्यधनुषः सुतः ।
एकलव्यो महाराज द्रोणमभ्याजगाम ह ॥

स तु द्रोणस्य शिरसा पादौ गृह्य परंतपः । . . .
पूजयित्वा ततो द्रोणं विधिवत्स निषादजः ॥ . . .
छित्त्वाऽविचार्यं तं प्रादाद्द्रोणायांगुष्ठमात्मनः ॥

એજન, ૧૩૨; ૩૧, ૩૩, ૫૩, ૫૮.

२१. अनन्तरं द्विजातिभ्यः क्षत्रिया जह्रिरे वसु ।
तथा विट्शूद्रसंघाश्च तथान्ये म्लेच्छजातयः ॥

आश्वमेधिक. ८९; २६.

२१क. यवनाः किराता गान्धाराश्चीनाः शबरबर्बराः ।
शकास्तुषाराः कङ्काश्च पल्लवाश्चान्ध्रमद्रकाः ।
पौण्ड्राः पुलिन्दा रमठाः काम्बोजाश्चैव सर्वशः ॥

शान्ति. ६५; १३-४.

(યવન, કિરાત, ગાન્ધાર, ચીન, શબર, બર્બર, શક, તુષાર, કંક, પહ્લવ, આન્ધ્ર, મદ્રક, પૌણ્ડ્ર, પુલિન્દ, રમઠ, અને કામ્બોજ.)

२१ख. तं प्रजासु विधर्माणं रागद्वेषवशानुगम् ।
मन्त्रपूतैः कुशैर्जघ्नुर्ऋषयो ब्रह्मवादिनः ॥
ममन्थुर्दक्षिणं चोरुमृषयस्तस्य मन्त्रतः ।
ततोऽस्य विकृतो जज्ञे ह्रस्वाङ्गः पुरुषो भुवि ॥
दग्धस्थूणाप्रतीकाशो रक्ताक्षः कृष्णमूर्धजः ।
निषीदेत्येवमूचुस्तमृषयो ब्रह्मवादिनः ॥
तस्मान्निषादाः संभूताः क्रूराः शैलवनाश्रयाः ।
ये चान्ये विन्ध्यनिलया म्लेच्छाः शतसहस्रशः ॥

शान्ति. ५९; ९४-७.

२२. पिनाकपाणिर्भगवान्सर्वपापहरो हरः ।
कैरातं वेषमास्थाय काञ्चनद्रुमसंनिभम् ॥
विभ्राजमानो विपुलो गिरिर्मेरुरिवापरः । . . .
देव्या सहोमया श्रीमान्समानव्रतवेषया ॥ वन. ३९; १-३.

२३. स तथा समयं कृत्वा तेन रूपेण वासवः ।
उपस्थितस्त्वया चापि प्रत्याख्यातोऽमृतं ददत् ॥

चाण्डालरूपी भगवान्सुमहांस्ते व्यतिक्रमः ॥

अनु. ५५; ३३–४.

२४. चौरो वा यदि चाण्डालः शत्रुर्वा पितृघातकः ।
वैश्वदेवे तु संप्राप्ते सोऽतिथिः स्वर्गसंक्रमः ॥

पारा. १; ६२.

२५. युधिष्ठिर — अयं श्वा भूतभव्येश भक्तो मां नित्यमेव हि ।
स गच्छेत मया सार्धमानृशंस्या हि मे मतिः ॥
अनार्यमार्येण सहस्रनेत्र शक्यं कर्तुं दुष्करमेतदार्य ।
मा मे श्रिया सङ्गमनं तयाऽस्तु यस्याः कृते भक्तजनं त्यजेयम् ॥
तस्मान्नाहं जातु कथंचनाद्य त्यक्ष्याम्येनं स्वसुखार्थी महेन्द्र ॥

धर्म — अभिजातोऽसि राजेन्द्र पितुर्वृत्तेन मेधया ।
अनुक्रोशेन चानेन सर्वभूतेषु भारत ॥ . . .
अयं श्वा भक्त इत्येवं त्यक्तो देवरथस्त्वया ।
तस्मात्स्वर्गे न ते तुल्यः कश्चिदस्ति नराधिपः ॥
अतस्तवाक्षया लोकाः स्वशरीरेण भारत ।
प्राप्तोऽसि भरतश्रेष्ठ दिव्यां गतिमनुत्तमाम् ॥

महाप्रस्थानिकपर्व ३; ७, ९, ११, १८, २०–२.

२६. निवेदिता : 'ध वेब ऑफ इंडियन लाईफ', पृ. ११३–४.

૭

# ભાગવતધર્મનો વિશાળ પ્રવાહ

હિંદુ ધર્મના આગેવાનોમાં આમ બે પ્રકારનાં માનસ છેક શરૂઆતથી ચાલ્યાં આવતાં હતાં. એક વર્ગ આર્યોની મૂળ વિદ્યા, તેના ગ્રંથો, ને તેના સંસ્કારની શુદ્ધિ વિષે આગ્રહ રાખનારો હતો. બહારથી આવતી જાતિઓના મિશ્રણને લીધે 'બોળાવાડો' થતો અટકાવવાનો તેનો સતત પ્રયાસ ચાલુ હતો. જૂનું સંસ્કારધન રખે અશુદ્ધ થઈ જાય એવી તેની હંમેશની ચિંતા હતી. બીજો વર્ગ બહારથી આવનાર માણસોને વિશાળ હૃદયથી અપનાવવાના મતનો હતો. નવી આવનારી જાતિઓને આર્ય પરિવારમાં દાખલ કરી આર્યોની વિદ્યા ને તેના સંસ્કારોનું ક્ષેત્ર વિસ્તારવાનો તેનો આગ્રહ હતો. તેને થતું, આર્યોના સંસ્કાર શું એવા તકલાદી છે કે બીજાઓ તેના સમાગમમાં આવવાથી તે સંસ્કારો અશુદ્ધ થઈ જાય? આર્યોનાં ધર્મતત્ત્વમાં શું અસંસ્કારીને પણ સંસ્કારી બનાવવાની શક્તિ નથી? આર્યોના દેવો પણ શું માણસોમાં ભેદભાવ રાખનારા છે? વસિષ્ઠ અને વિશ્વામિત્ર આ બે વર્ગના પ્રતિનિધિ કહેવાય.

'પાછળના સમયમાં વસિષ્ઠના શિષ્યો ને સંતાનો સંકુચિત દૃષ્ટિના, ચુસ્ત બ્રાહ્મણ સંપ્રદાયના, પ્રતિનિધિ થયા. વિશ્વામિત્રના અનુયાયીઓ અને સંતાનો ઔદાર્ય અને પ્રગતિ, સમાધાન અને સંમિશ્રણની પદ્ધતિના પ્રતિનિધિ બન્યા.'[1]

આ બીજો વર્ગ હૃદયધર્મી હતો. તેણે હજારો અનાર્યોને ગાયત્રી મંત્ર ભણાવી આર્ય સંઘમાં દાખલ કર્યા. માણસનું હૃદય જાતિ અને લોહીના ભેદ સહન કરી શકતું નથી. હૃદયધર્મને માનનાર જ્ઞાની યાજ્ઞવલ્ક્યે પણ જનકને કહ્યું હતું:

'હૃદય એ બ્રહ્મનું રહેઠાણ છે. હૃદય એ જ સ્થિરતા છે. હૃદય એ પ્રાણીમાત્રનું રહેઠાણ છે. હે સમ્રાટ! હૃદય એ પ્રાણીમાત્રનો આધાર છે.

હે સમ્રાટ ! પ્રાણીમાત્ર હૃદયને આધારે જ ટકી રહે છે. હે સમ્રાટ ! હૃદય એ પરબ્રહ્મ છે, એમ જાણીને જે માણસ તેને પૂજે છે તેને હૃદય કદી તજી દેતું નથી. બધાં પ્રાણીઓ તેની પાસે ચાલ્યાં આવે છે; તે દેવ બનીને દેવો પાસે જાય છે.'[૨]

આર્ય ધર્મના ચાલુ પ્રવાહમાં શૂદ્ર, સ્ત્રી વગેરે વર્ગોને અમુક અધિકારથી વંચિત રાખવામાં આવ્યાં હતાં. તેમ કરવાનાં કારણ તે વખતે ગમે તેટલાં સબળ હશે, છતાં માનવમાત્રને ઈશ્વરનાં સંતાન ને તેનાં સ્વરૂપ માનનાર ઋષિઓને તે ખૂંચતું હતું. આખી માનવજાતિ એક પિતાનો પરિવાર છે. એ પિતાને મન માણસ માણસ વચ્ચે ભેદ ન જ હોય. એ પરમ પિતાની સ્તુતિ કરવાનો અધિકાર સૌને તેણે આપેલો જ છે. વેદ ભણવા ને યજ્ઞો કરવા જેટલું જ્ઞાન ભલે સહુને ન હોય, પણ પ્રભુની પ્રાર્થના કરવા માટે એવા જ્ઞાનની જરૂર નથી. આર્ત હૃદયમાંથી પોકાર થતાંવેંત એ પ્રભુ જવાબ દે છે. આવા વિચારોમાંથી ભક્તિમાર્ગનો ઉદય થયો. સંહિતા ને ઉપનિષદોમાં સમાયેલું જ્ઞાન સાવ સામાન્ય માણસોને હળવા રૂપમાં આપવાને જ મહાભારતની રચના થઈ. ભાગવતે કહ્યું છે: 'સ્ત્રીઓ, શૂદ્રો, ને કેવળ નામધારી દ્વિજોને વેદ સાંભળવા મળતા નથી, એટલા માટે વ્યાસ મુનિએ કૃપા કરીને ભારત આખ્યાન રચ્યું. . . . મેં ભારતને નિમિત્તે વેદનો અર્થ બતાવ્યો. એ ભારતમાંથી સ્ત્રીઓ અને શૂદ્રો પણ ધર્મ વગેરે સમજી શકે છે.'[૩]

'બૌદ્ધ સંઘ પાસેથી બ્રાહ્મણો એક પાઠ શીખ્યા હતા. વિશાળ જનસમૂહને પોતાની જોડે ન લેવામાં જે ભૂલ પોતે કરેલી તે તેમને દેખાઈ. તેમણે પોતાના જ્ઞાનને એક પ્રકારના ગુહ્ય સિદ્ધાન્તનું રૂપ આપ્યું હતું; માણસમાત્રને લાગુ પડી શકે એવો જીવનધર્મ એને બનવા દીધું નહોતું. તમામ સામાજિક ભેદભાવ તોડી પાડવાનું જો દેશના વિશિષ્ટ સંજોગોમાં ઇષ્ટ નહોતું, તો સમાજના નીચલા થરોને ઉપર ચડાવવાની તેમની ફરજ હતી. . . ઉપનિષદોમાં શીખવાયેલું જે જ્ઞાન હતું તેને રામાયણ અને મહાભારતનાં કથાઓ, સંવાદો ને આદર્શ પાત્રો દ્વારા સામાન્ય માણસો સમજી શકે એ રીતે રજૂ કરવામાં આવ્યું. આ રીતે એ મંદિરનાં દ્વાર છેવટે સર્વ વર્ગોને માટે ખોલી નાખવામાં આવ્યાં. જે જ્ઞાન એક

વર્ગની આગવી માલિકીનું હતું તે સહુને મળી શકે એવી જોગવાઈ કરવામાં આવી.'[૪]

મહાભારતનો ધર્મ ભક્તિપ્રધાન છે.[૫] તેના નારાયણીય પ્રકરણમાં વાસુદેવ–કૃષ્ણની ઉપાસનાના સંપ્રદાયનું વર્ણન છે. 'એ ઉપાસના જ ભગવદ્‌ગીતા તેમ જ અર્વાચીન વૈષ્ણવ સંપ્રદાય બંનેનો મૂળ પાયો છે.'[૬] ઋગ્વેદની સંહિતામાં ભક્તિનાં જે બીજો હતાં તેનો અહીં વિસ્તાર કરવામાં આવ્યો છે. આ ભક્તિમાર્ગ દયાધર્મી છે. તેથી તેણે યજ્ઞોમાં થતી પશુહિંસા બંધ કરાવી. રાજા ઉપરિચર વસુના યજ્ઞમાં પશુઓનો વધ ન થયો, તેથી ભગવાન પ્રસન્ન થયા.[૭] વળી ત્યાં કહ્યું છે કે ભગવાન જેના પર પ્રસન્ન થાય એને દર્શન આપે. પણ ભક્તિ વિનાનો માણસ તેને કદી જોઈ શકતો નથી.[૮] જે નિષ્કામપણે કર્મ કરે છે તે જ એ પ્રભુને પામે છે.[૯] ખાસ નોંધવા જેવી વાત તો એ છે કે એ ભગવાનની સેવા ને તેની અર્ચના કરવાનો અધિકાર સહુને છે. એમાં શૂદ્રની સામે કશો નિષેધ નથી;[૧૦] કેમ કે હરિ કોઈ અમુકનો નહીં પણ પ્રાણીમાત્રનો પિતા છે, ને તેમની માતા પણ છે.[૧૧] આ જ કાળમાં 'મંદિરોમાં થતી મૂર્તિપૂજા અને તીર્થયાત્રા ધીરે ધીરે પગપેસારો કરે છે.'[૧૨] યજ્ઞયાગાદિથી ભરેલા કર્મ-માર્ગમાં મન્દિરોની જરૂર નથી પડતી. મન્દિરોની જરૂર ભક્તિ-માર્ગમાં જ પડે છે. એ મન્દિરો ઓછામાં ઓછાં ઈ. સ.ના પાંચમા સૈકાથી થવા માંડ્યાં હશે, એમ વિદ્વાનો માને છે.

આ જ પ્રપત્તિધર્મ ગીતામાં પણ કહેલો છે.[૧૩] માણસને સમાજમાં જે કંઈ કામ મળેલું હોય તે ભલે લોકદૃષ્ટિએ હલકું ગણાતું હોય તોપણ જો માણસ તે પ્રામાણિકપણે કરે તો તે જ ભગવાનની પૂજારૂપ બની જાય છે, ને ભગવાન તેથી પ્રસન્ન થાય છે. એને રીઝવવાને યજ્ઞોની, ખરચાળ પૂજાની ને ઠાઠમાઠની જરૂર નથી. એ તો એકાદ પત્ર, પુષ્પ કે ફળથી પણ સંતોષ પામે છે.[૧૩ક] એ માગે છે માત્ર શુદ્ધ હૃદયનો ભક્તિભાવ. એની આવી પૂજા કરવાનો રસ્તો જેમ બ્રાહ્મણો તથા રાજર્ષિઓ માટે તેમ જ સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો, તથા 'પાપયોનિ' ગણાતાઓ માટે પણ ખુલ્લો છે; અને તેમને છેક

પરમ ગતિ સુધી પહોંચવાનો અધિકાર છે. ત્યાં મોટા દુરાચારીને પણ મનાઈ નથી. એ દુરાચારીના પગ ભગવાનની તરફ વળ્યા, એ એનો શુભ નિશ્ચય જ એને 'સાધુ' બનાવવાને પૂરતો છે. એવો દુરાચારી મેલો છે એટલા માટે તેને ભગવાન દૂર રાખતો નથી, પણ તેને પોતાની પાસે આવવા દઈ તેને તરત ધર્માત્મા બનાવે છે. ગીતામાં ભગવાન કહે છે કે પંડિતોએ બ્રાહ્મણ અને ગાય, તથા શ્વાન અને શ્વપાક એ સર્વની પ્રત્યે સમદૃષ્ટિ રાખવી જોઈએ.[૧૪] ટીકાકાર અભિનવગુપ્ત કહે છે : 'કૂતરો અપવિત્ર કે અપકારી છે એમ ન માનવું જોઈએ; ને ચંડાળ પાપી કે અપવિત્ર છે એવો વિચાર મનમાં ન લાવવો જોઈએ.'[૧૫]

'યજ્ઞો વડે દેવોને રીઝવી તેમની પાસે ધાર્યું કામ કરાવવાની શક્તિ એકલા ધનિકોમાં જ હોય છે; અને જ્ઞાનમાર્ગનું અનુશીલન એકલા શિષ્ટ ને સંસ્કારી લોકો જ કરી શકે છે; પણ ગીતા જે ભક્તિમાર્ગનો ઉપદેશ કરે છે તે માર્ગે જવાનું સામર્થ્ય તો સહુ કોઈમાં હોય છે. . . . નબળાં ને નીચાં ગણાતાં, નિરક્ષર ને અજ્ઞાન, એ સહુને માટે આ માર્ગ ખુલ્લો છે.'[૧૬] 'ઈશ્વર પ્રેમસ્વરૂપ છે. તેને નાત નથી, વર્ણ નથી, લિંગ નથી, રાષ્ટ્રીયતા નથી. ગીતાએ ભક્તિમાર્ગનો ઉપદેશ કરવામાં, ભક્તિમય પ્રેમનાં દ્વાર સહુને માટે ખુલ્લાં કરી દીધાં છે; અને તેમાં નાતજાતના, સાધુઅસાધુના, કે સ્ત્રીપુરુષના કશા ભેદ રાખ્યા નથી. ભક્તિમાર્ગ સહુને માટે ખુલ્લો છે. ઈશ્વર પ્રત્યે પ્રેમ ધરાવવાના કોઈનાયે હકનો ઇનકાર કોઈનાથી કરી શકાય નહીં.'[૧૭]

'સાદી છતાં ભવ્ય એવી શૈલીવાળી ગીતા આ મહેનતમજૂરી કરનારાં, નિરક્ષર ને નિર્ધન માણસોને માટે જ લખાઈ હતી. આ માણસોએ માનેલું કે વેદનું જ્ઞાન આપણે માટે જેટલું અપ્રાપ્ય છે તેટલો જ આપણે માટે મોક્ષ અને ઈશ્વરદર્શન પણ અલભ્ય છે. આ નમ્ર આત્માઓને ભગવાનની વાણી પોકારીને કહે છે કે ઈશ્વરને પૂજીને તથા પોતાને ભાગે આવેલું નિયત કર્મ કરીને દરેક માણસ પૂર્ણત્વ સુધી પહોંચી શકે છે.'[૧૮]

ભક્તિમાર્ગના પ્રાચીન સાહિત્યમાં નારદ અને શાંડિલ્યનાં ભક્તિસૂત્રો ઘણાં પ્રસિદ્ધ છે. નારદ કહે છે : 'ભગવાનના ભક્તોમાં

જાતિ, વિદ્યા, રૂપ, કુલ, ધન અને ક્રિયા આદિનો ભેદ નથી; કેમ કે એ બધા પ્રભુના જ છે.'[१९] 'તેઓ પ્રભુમાં તન્મય હોય છે.'[२०] શાંડિલ્ય કહે છે કે 'નિન્દ્ય જાતિઓ ગણાય છે ત્યાં સુધીના સહુને પણ, ઉપદેશપરંપરા વડે — બીજા સામાન્ય ધર્મોની પેઠે જ — ભક્તિ કરવાનો અધિકાર છે.'[२१] આ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્વપ્નેશ્વર કહે છે: 'નિન્દિત ચાંડાલ વગેરે જાતિ સુધીના સહુને ભક્તિનો અધિકાર છે.'[२२] એવા ભક્તો 'કુલોને તથા પૃથ્વીને પાવન કરે છે; તીર્થોને તીર્થ બનાવે છે, કર્મોને સુકર્મ બનાવે છે. એમને જોઈને પિતરો આનંદ પામે છે, દેવો નાચે છે, ને પૃથ્વી સનાથ થાય છે.'[२३] 'એવા ભક્તને લીધે કુલ પવિત્ર થાય છે, જનની કૃતાર્થ થાય છે, ને વસુન્ધરા પુણ્યવતી બને છે.'[२४]

## ટિપ્પણો

૧. રૅગોઝીન: 'વેદિક ઇંડિયા', પૃ. ૩૨૦.

૨. हृदयमेवायतनम् । का स्थितता याज्ञवल्क्य ? हृदयमेव सम्राडिति होवाच । हृदयं वै सम्राट् सर्वेषां भूतानामायतनम् । हृदयं वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा । हृदये ह्येव सम्राट् सर्वाणि भूतानि प्रतिष्ठितानि भवन्ति । हृदयं वै सम्राट् परमं ब्रह्म । नैनं हृदयं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति, देवो भूत्वा देवानप्येति, य एवं विद्वानेतदुपास्ते ।

बृ. ४; १; ७.

३. स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा ।
इति भारतमाख्यानं मुनिना कृपया कृतम् ॥
भारतव्यपदेशेन ह्याम्नायार्थः प्रदर्शितः ।
दृश्यते यत्र धर्मादि स्त्रीशूद्रादिभिरप्युत ॥ भा. १; ४; २५, २९.

૪. ડી. એસ. શર્મા: 'ધ રૅનેસાં ઑફ હિંદુઈઝમ', પૃ. ૨૩–૪.

૫. રાધાકૃષ્ણન: 'મહાભારત', પૃ. ૧૯.

૬. એજન, પૃ. ૨૨.

૭. संभृताः सर्वसंभारास्तस्मिन्राजन् महाक्रतौ ।
न तत्र पशुघातोऽभूत् स राजैवं स्थितोऽभवत् ।

प्रीतस्ततोऽस्य भगवान्देवदेवः पुरातनः ॥
ऋषयः—नैष धर्मः सतां देवा यत्र वध्येत वै पशुः ।
शान्ति. ३३६; १०, १२. ३३७; ५.

८. यस्य प्रसादं कुरुते स वैतं द्रष्टुमर्हति ।
न स शक्यस्त्वभक्तेन द्रष्टुं देवः कथंचन ॥
शान्ति. ३३६; २०, ५४.

९. अहमेव गतिस्तेषां निराशीःकर्मकारिणाम् ।
शान्ति. ३४१; ३४.

१०. ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैश्च कृतलक्षणैः ।
सेव्यतेऽभ्यर्च्यते चैव नित्ययुक्तैः स्वकर्मभिः ॥
भीष्म. ६६; ३९.

११. एष माता पिता चैव सर्वेषां प्राणिनां हरिः ।
शान्ति. ६७; १७.

૧૨. રાધાકૃષ્ણન : 'મહાભારત', પૃ. ૨૦.

૧૩. ये च कृष्णं प्रपद्यन्ते ते न मुह्यन्ति मानवाः ।
भये महति मग्नांश्च पाति नित्यं जनार्दनः ॥
भीष्म. ६७; २४.

૧૩क. तुलसीदलमात्रेण जलस्य चुलुकेन वा ।
विक्रीणीते स्वमात्मानं भक्तेभ्यो भक्तवत्सलः ॥ गौतमतन्त्र

(ભક્તવત્સલ ભગવાન માત્ર તુલસીના એક પાંદડા સાટે કે પાણીના એક ખોબા સાટે પોતાનો પંડ ભક્તને વેચે છે.)

સરખાવો : ગી. ૯; ૨૬.

૧૪. ગીતા ૧૮; ૪૫-૬. ૯; ૨૬. ૯; ૩૨. ૯; ૩૦. ૫; ૧૮.

૧૫. शुनि नापवित्रापकारितादिनिश्चयः । श्वपाके च न पापापवित्रादिधिषणा । गी. ५; १८ — अभिनवगुप्तव्याख्या.

૧૬. રાધાકૃષ્ણન : 'ગીતાદર્શન', પૃ. ૧૮, ૬૭.

૧૭. જદુનાથ સિંહ : 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા', વૉ. ૨, પૃ. ૬૪.

૧૮. નિવેદિતા : 'ધ વેબ ઑફ ઇંડિયન લાઈફ', પૃ. ૨૧૦.

१९. नास्ति तेषु जातिविद्यारूपकुलधनक्रियादिभेदः । यतस्तदीयाः । ना. भ. सू. ७२-३.

२०. तन्मयाः । ना. भ. सू. ७०.

२१. आनिन्द्ययोन्यधिक्रियते पारम्पर्यात् सामान्यवत् ।

शां. भ. सू. २; २; २२.

२२. निन्दितचाण्डालादियोनिपर्यन्तं भक्तावधिक्रियते । स्वप्नेश्वरः

शां. भ. सू. भाष्य

२३. पावयन्ति कुलानि पृथिवीं च । तीर्थीकुर्वन्ति तीर्थानि सुकर्मीकुर्वन्ति कर्माणि सच्छास्त्रीकुर्वन्ति शास्त्राणि । मोदन्ते पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति । ना. भ. सू.

२४. कुलं पवित्रं जननी कृतार्था वसुन्धरा पुण्यवती च तेन ।

स्कं. पु.

## ૮

# ભાગવતનો માનવધર્મ

ભાગવતની ભક્તિ માનવપ્રેમ અને ભૂતદયાથી તરબોળ છે. તેમાં કહ્યું છે કે એ ઈશ્વર સહુનો પુત્ર, સહુનો આત્મા, સહુનો પિતા, ને સહુની માતા છે.[૧] તે જ આપણી માતા છે, આપણો પિતા છે, ને આપણો પતિ છે.[૨] તે ભૂતમાત્રનો પ્રિય મિત્ર છે, સર્વનો આત્મા છે.[૩] તે અકિંચનનું ધન છે, ને અકિંચન માણસો એને પામી શકે છે.[૪] નવી વિયાયેલી ગાય જેમ પોતાના વાછરડાનું રક્ષણ કરે છે, તેમ કૃપાળુ ભગવાન આપણું દીનનું આ રીતે રક્ષણ કરે છે.[૫] પૃથ્વીની પીડા જાણીને તે પૃથ્વી પર તેનો ભાર ઉતારવા આવે છે.[૬] પ્રાણીઓ એના સુધી પહોંચે એની પણ એ વાટ નથી જોતો. કોઈ પણ પ્રાણી આર્તનાદ કરીને એની સામે નજર કરે કે તે ભીડભંજન આવીને ઊભો રહે છે. ગજેન્દ્ર જેવા પશુએ પોતાની શક્તિનું અભિમાન છોડી સૂંઢ ઊંચી કરી, ને એનું નામ દઈને ચીસ પાડી કે તરત હરિ આવીને ઊભો રહ્યો.[૭] પ્રહ્લાદ જેવા 'ખલયોનિ'માં જન્મેલા ભક્તની વહારે પણ ધાવાનું એ ચૂકતો નથી.[૮] જગતનો સમાજ જેને પીડે છે તેનો તે બેલી બને છે.

તેણે કૃષ્ણાવતાર લઈને પણ ગરીબ ને ભાવિક એવા વનવાસી ગોપ લોકોની વચ્ચે રહેવાનું ઉચિત માન્યું, ને ગાયો ચારી ગોપગોપી જોડે જાતજાતના બાળખેલ કર્યા. કૃષ્ણ ભારતવર્ષના શ્રેષ્ઠ પુરુષ ગણાતા હોવા છતાં તેમણે યજ્ઞમાં અતિથિઓના ચરણ ધોવાનું કામ માથે લીધું. એ જમાનાના સર્વોત્તમ સુભટ હોવા છતાં એમણે રથ હાંકવામાં હીણપત માની નહીં. દ્રૌપદી જેવી બહેનના એ સખા હતા, ભાઈ હતા; અને તેથી એ બહેન જ્યારે અસહાય બની ત્યારે તેણે એ દીનબન્ધુને ધા નાખી કે 'હે જનાર્દન! કૌરવાર્ણવમાં ડૂબેલી મને તું બહાર કાઢજે.'[૯]

ભાગવતમાં જે ઈશ્વરની ભક્તિ છે તેને અભિમાન તરફ કટ્ટો દ્વેષ છે. તેને હૃદયની દીનતા ગમે છે.[૧૦] તેણે તો પ્રતિજ્ઞા કરી છે કે 'જેને ધન, વૈભવ, સત્તા, શરીરબળ, વર્ણ કે તપ કશાનો પણ ગર્વ ચડશે તેનો ગર્વ હું ઉતાર્યા વિના રહેવાનો નથી; પછી તે ભલેને દેવરાજ ઇન્દ્ર કાં ન હોય. હું તો અભિમાનનો હણનાર (अभिमातिहन्) છું. જેનો ગર્વ હું હણું તેણે સમજવું કે મારા પર ઈશ્વરની કૃપા થઈ. હું તો જેના પર કૃપા કરવા ઇચ્છું છું તેની સંપત્તિ હરી લઉં છું.'[૧૧] એટલે જ શ્રીકૃષ્ણ દુર્યોધન જેવા મદાન્ધ રાજાના મહેલમાં ઊતરવાનું નોતરું નકારી સુશીલ અને નમ્ર એવા વિદુરને ઘેર રહેવાનું પસંદ કરે છે.[૧૨] ભગવાને તો કહી રાખ્યું છે કે 'હું અમુક વર્ણમાં જન્મ્યો માટે બીજા કરતાં ઊંચો એવું જન્મનું અભિમાન જેને નહીં થાય, જેને પોતાનાં કર્મ, વય, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય, ધન વગેરેનો ગર્વ નહીં ઊપજે, તેના પર જ હું અનુગ્રહ કરીશ.'[૧૩]

ભાગવતે કહ્યું છે કે 'તમારે જો ઈશ્વરની ભક્તિ કરવી હોય, તો જીવમાત્ર પ્રત્યે આદર રાખવો જોઈએ — દયા નહીં; પણ આદર; પૂજ્યભાવ. દયા કરનાર તમે કોણ છો? તમે તો મનથી પ્રાણીમાત્રને અતિ આદરભેર પ્રણામ કરો; કેમ કે એ પ્રાણીમાત્રના હૃદયમાં તો જીવરૂપે ઈશ્વર બેઠો છે, ભગવાન બેઠો છે. કોઈ પણ જીવની અવગણના કરશો, તેને હલકો ગણી તેનો તિરસ્કાર કરશો, તો તે ભગવાનની અવગણના, તેનો જ તિરસ્કાર થશે.'[૧૪] ભગવાન કહે છે કે મહાન અને શાન્ત એવા જે સમદર્શી મુનિ હોય તે તો જીવમાત્ર પર વાત્સલ્ય રાખે છે.[૧૫]

એટલે ભાગવત આગળ જઈને કહે છે કે જગતનાં પ્રાણીઓની ઉપેક્ષા કરીને કરેલી ભગવાનની અર્ચના સાવ નકામી છે. ભગવાન પોતે કહે છે: 'હું સર્વ પ્રાણીઓમાં પ્રાણીઓના આત્મારૂપે સદા રહેલો છું. એવા મારું અપમાન કરીને માણસ મારી પૂજાઅર્ચાનો ઢોંગ કરે છે! હું ભૂતમાત્રમાં તેમના આત્મારૂપે રહેલો ઈશ્વર છું; તેને છોડીને જે માણસ મૂઢતાથી પૂજાઅર્ચા પાછળ પડે છે તે ભસ્મમાં જ હોમ કરે છે, અર્થાત્ તેની એ બધી પૂજાઅર્ચા એળે

જાય છે. જે માણસ અભિમાની છે, પારકાના શરીરમાં રહેનાર મારો દ્વેષ કરે છે, પ્રાણીઓને પોતાનાથી જુદાં ને પરાયાં ગણે છે, અને તેમની જોડે વેર બાંધે છે, તે માણસના મનને કદી શાન્તિ મળતી નથી. હે નિષ્પાપ માતા! માણસ એક તરફ નાનામોટા પદાર્થોથી રચેલી સામગ્રી વડે મૂર્તિ દ્વારા મારી પૂજા કરે, અને બીજી તરફ પ્રાણીઓના સમુદાયનું અપમાન કરે, તો તેની પૂજાથી હું પ્રસન્ન થતો નથી. પ્રાણીમાત્રમાં, તેમના અંતરાત્મારૂપે, વાસ કરનારો જે હું, તેનું માણસે પૂજન કરવું ઘટે છે — દાન, માન, મૈત્રી, અને અભેદભાવવાળી અર્થાત્ આત્મૌપમ્યવાળી દૃષ્ટિ વડે.'[૧૬] આના કરતાં વધારે બુલંદ પોકાર બીજો શો હોઈ શકે?

વળી, ઈશ્વરભક્તિમાંથી ફલિત થતા આ માનવસેવાના ધર્મ વિષે ભાગવત કહે છે: 'આ જગતમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલું જ છે કે તેઓ પોતાનાં પ્રાણ, ધન, બુદ્ધિ, ને વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે.' વળી લોકરક્ષાને કાજે હળાહળ પીવા તૈયાર થતા શિવજી કહે છે: 'બળવાનનું કામ જ એ છે કે દીનનું પાલન કરવું. સાધુ પુરુષો તો પોતાના ક્ષણભંગુર પ્રાણ વડે પ્રાણીઓની રક્ષા કરે છે. હે ભદ્રે! એવા દયાવાન માણસ પર સર્વાત્મા હરિ પ્રસન્ન થાય છે; અને ભગવાન હરિ પ્રસન્ન થાય, એટલે સચરાચર એવો હું પણ પ્રસન્ન થાઉં છું. તેથી હું આ ઝેર પી જઈશ. મારે હાથે આ પ્રજાનું કલ્યાણ થાઓ.' ભાગવતકાર કહે છે: 'પાણીમાંથી નીકળેલા એ ઝેરે એમને પણ પોતાનું જોર દેખાડી આપ્યું. તેણે શિવજીના કંઠ પર જે નીલ રંગનો આંકો કરી દીધો, તે સાધુજનને માટે તો ભૂષણરૂપ છે. સાધુપુરુષો મોટે ભાગે જગતને દુઃખે દુઃખ પામે છે. ભૂતમાત્રના આત્મા એવા પુરુષોત્તમની એ જ મોટામાં મોટી આરાધના છે.'[૧૭] વળી ભક્તજન કહે છે: 'નથી મને રાજ્યની કામના, નથી સ્વર્ગની, કે નથી મોક્ષની. માત્ર દુઃખથી તપેલાં પ્રાણીઓની પીડા દૂર થાય એટલી એક જ કામના મને છે.'[૧૮] જનસેવા ને તેને કાજે આત્મવિલોપન અને આત્મબલિદાનની, તથા

એમાં જ જગદાત્માની ખરી અર્ચના છે એમ માનવાની, આ ભાવના — જે ભક્તિયોગ અને કર્મયોગ બંનેની પરાકાષ્ઠા છે — તેનો ઉપદેશ કરવામાં તો ભાગવત બીજા કોઈ વૈદિક ગ્રંથ કરતાં જ નહીં, પણ ગીતા કરતાંયે, કંઈક આગળ જાય છે; અથવા કહો કે ગીતામાં જે વસ્તુ ગર્ભિત હતી તે ભાગવતે ઘણી ઉપસાવીને રજૂ કરી છે. જેઓ ભક્તિમાર્ગને અનુસરવા માગે છે તેમને માટે તો આ વચનો દીવાદાંડીરૂપ છે.

ભાગવતના દશમ સ્કંધમાં વનક્રીડાનો એક પ્રસંગ છે. કૃષ્ણ અને બળરામ ગોવાળો જોડે ગાયો ચારતા ચારતા વૃંદાવનથી ઘણે દૂર નીકળી ગયા. તડકો સખત હતો. તડકામાં સરસ શીતળ છાયા આપતાં વૃક્ષોને જોઈ કૃષ્ણે સોબતીઓને બોલાવ્યા, ને કહ્યું : ‘આ વૃક્ષો તો જુઓ. કેવાં ઉદાર છે! કેવળ પારકાને કાજે જીવે છે! પોતે પવન, વરસાદ, તડકો ને ટાઢ સહન કરે છે! તેઓ પ્રાણીમાત્રની સેવા કરે છે. અહો! કેવો સરસ એમનો જન્મારો છે!’ અને પછી એમાંથી બોધ તારવે છે : ‘આ જગતમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલું જ છે કે તેઓ પોતાનાં પ્રાણ, ધન, બુદ્ધિ, વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે.’[૧૯] આજે જો શ્રીકૃષ્ણ હરિજનોને ટાઢ તડકા ને વરસાદમાં શહેરો ને ગામડાંની સફાઈ કરતા જુએ, પોતે મેલા થઈને પણ સમાજને સ્વચ્છ કરતા જુએ, તો તેમના મોંમાંથી જરૂર પેલું વચન નીકળી જાય કે ‘આ કેવા માણસોની સેવા કરે છે! અહો! કેવો સરસ એમનો જન્મારો છે!

अहो एषां वरं जन्म सर्वमानुषसेवनम्!’

બીજી એક જગાએ ભાગવતકાર કહે છે : ‘ગૃહસ્થે પોતાના ભોજનમાંથી કૂતરાં, પાપી ને ચાંડાલ સુધીના સર્વને ભાગ આપવો જોઈએ.’[૨૦]

રાજા પરીક્ષિતને જુદા જુદા ઋષિઓ ભાગવતધર્મ સમજાવે છે. તેમાં ચમસ ઋષિ કહે છે : ‘સ્ત્રી શૂદ્ર વગેરે ઉપર તમારા જેવાએ તો દયા રાખવી જોઈએ.’[૨૧] હરિ કહે છે : ‘જે માણસ ભૂતમાત્રમાં ભગવાનનું — આત્માનું દર્શન કરે છે, અને ભગવાનમાં — આત્મામાં

ભૂતમાત્રને જુએ છે, તે ભગવાનનો ઉત્તમ ભક્ત છે. પોતે ઊંચા વર્ણમાં જન્મ્યો છે કે સારાં કર્મ કરે છે એવો ગર્વ જેને નથી અથવા પોતાનાં વર્ણ આશ્રમ કે જાતિનું અભિમાન નથી, ને દેહને વિષે જેને અહંભાવ કે આસક્તિ ઊપજતાં નથી તે માણસ હરિને વહાલો છે.'[૨૨] વળી શૌનક કહે છે: 'જે માણસો પ્રભુપરાયણ છે તેઓ જગતના સુખ માટે, કલ્યાણ માટે, ને તેની આબાદી માટે જ જીવે છે, સ્વાર્થ સાધવા માટે જીવતા નથી. છતાં પરીક્ષિત રાજાએ નિર્વેદ આણીને, પારકાને આશ્રયરૂપ એવા દેહનો ત્યાગ કેમ કર્યો?'[૨૨ક]

કૃષ્ણે ગોકુળમાં ઇંદ્રનો યજ્ઞ થતો બંધ કરાવીને કહ્યું: 'આપણે તો ગાય, બ્રાહ્મણ ને પર્વતનો યજ્ઞ શરૂ કરો. ઇંદ્રયાગને માટે ભેગી કરેલી સામગ્રી વડે જ આ યજ્ઞ કરો. દૂધપાકથી માંડીને સૂપ સુધીની જાતજાતની રસોઈ કરો. લાપસી, માલપૂડા, ને પૂરીઓ તૈયાર કરો. બધી ગાયોનું દૂધ ભેગું કરો. બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણો પાસે અગ્નિમાં હોમ કરાવો. તેમને જાતજાતનું અન્ન અને ગાયોની દક્ષિણા આપો.' પછી, રખેને ધમાલમાં બધા ભૂલી જાય માટે ખાસ યાદ કરીને કહે છે કે 'કૂતરાં, ચાંડાલ અને પતિતોને પણ ખાવાનું આપો. ગાયોને ઘાસ આપો. અને પછી ગોવર્ધન પર્વતને બલિ આપો.'[૨૩] અહીં ભગવાને કૂતરા ને ચાંડાલને ખાસ યાદ કર્યાં છે એ જોવા જેવું છે. વળી કૃષ્ણ મહાભારતયુદ્ધ પછી દ્વારકા ગયા ત્યારે દ્વારકાની આખી પ્રજા તેમનો સત્કાર કરવા સામી આવી હતી. ભગવાને પણ સામે આવેલાં સગાંઓ તથા નગરવાસીઓને યથોચિત રીતે મળી તેમનું સન્માન કર્યું. તેમણે મસ્તક નમાવીને, વંદન કરીને, ભેટીને, હાથનો સ્પર્શ કરીને, મંદ હાસ્ય કરીને, સામી નજર નાખીને, આશ્વાસન આપીને, તથા વરદાન આપીને, એમ અનેક રીતે — શ્વપાકથી માંડીને સર્વનો સત્કાર કર્યો.[૨૩ક] અહીં પણ તેઓ શ્વપાક — ચાંડાલને ભૂલ્યા નથી; અને બીજા પુરવાસીઓના જેવો જ તેમનો પણ સત્કાર કર્યો છે. શ્વપાક ને ચાંડાલ પ્રત્યે બીજાઓથી જુદી કોઈ જાતનું વર્તન તેમણે કર્યું એમ કહેલું નથી.

રાજા રંતિદેવનો યશ આ લોક ને પરલોકમાં ગવાય છે. તે અકિંચન હતો. ભગવાન કંઈ ખાવાનું આપે તો ખાય; ને તે મળ્યું હોય તેમાંથી પણ, જો કોઈ બીજો ભૂખ્યો દેખાય તો, તેને આપી દે. એક વાર એને અડતાળીસ દિવસના નિર્જળ ઉપવાસ થયા. ૪૯મે દિવસે સવારમાં તેને ઘી, દૂધપાક, લાપસી ને પાણી એટલું મળ્યું. તે જમવાની તૈયારી કરે છે ત્યાં એક અતિથિ બ્રાહ્મણ આવી ચડ્યો. રંતિદેવ તો પ્રાણીમાત્રમાં હરિનું દર્શન કરનારો. તેણે બ્રાહ્મણને આદર આપીને શ્રદ્ધાપૂર્વક જમાડ્યો. તે ગયો ત્યાં એક શૂદ્ર આવ્યો, તેને પણ જમાડ્યો. શૂદ્ર ગયો ત્યાં એક શ્વપતિ કૂતરાં લઈને આવ્યો ને કહેવા લાગ્યો : 'રાજા! હું અને મારાં કૂતરાં ભૂખ્યાં છીએ. અમને ખાવાનું આપો.' રાજાએ બહુ આદરપૂર્વક કૂતરાં તથા શ્વપતિને નમસ્કાર કર્યા, અને જે ખાવાનું વધ્યું હતું તે એમને આપી દીધું. હવે રહ્યું પાણી. તે પીવા જાય છે, ત્યાં એક તરસ્યો પુલ્કસ (ચાંડાલ) આવી ચડ્યો. રાજાને એની દીન વાણી સાંભળી દયા આવી. તેણે તરસે મરતાને પાણી પાયું, અને આ 'અમૃત વચન' ઉચ્ચાર્યું : 'હું ઈશ્વર પાસેથી આઠ પ્રકારની મહાસિદ્ધિઓ-વાળી પરમ ગતિ કે મોક્ષ પણ માગતો નથી. હું તો સર્વ દેહધારીઓનાં અંતરમાં રહીને તેમને થતી પીડા ભોગવવા માગું છું, જેથી કરીને મારા દુઃખથી તેમનું દુઃખ દૂર થાય.'[૨૪] દુઃખી પ્રાણીઓની સેવા કરવામાં, તેમને કાજે પ્રાણાર્પણ કરવામાં, જે આનન્દ છે તેની આગળ ભક્તને મન મોક્ષનું સુખ પણ કશી વિસાતમાં નથી, અને તેથી ભગવાન મોક્ષ આપે તો પણ ભક્તો તે લેવાની ના પાડે છે.

આ પાઠ ભાગવતે જુદી જુદી અનેક રીતે માણસોના મન પર ઠસાવવા પ્રયત્ન કર્યો છે. ચાંડાલના કે કોઈનાયે સ્પર્શથી આભડછેટ થાય છે, એવો ઉલ્લેખ તો ભાગવતમાં પણ કોઈ જગાએ નથી. પણ અમુક જાતિઓને હલકી ગણવાનો જે રિવાજ ચાલુ હશે તેની સામે પણ ભાગવતપુરાણે ને ભાગવતધર્મે બળવાનો પોકાર ઉઠાવ્યો છે.

કૃષ્ણના બાળજીવનની એક બીજી કથા ભાગવતમાં છે. કૃષ્ણ ને બળરામ ગોપકુમારો સાથે ફરવા નીકળેલા. છોકરાઓને ભૂખ લાગી. કૃષ્ણને કહે: 'ખાવાનું આપો.' કૃષ્ણ કહે: 'અહીં પાસે બ્રાહ્મણો સ્વર્ગ મેળવવાને યજ્ઞ કરે છે. ત્યાં જઈને કહો કે કૃષ્ણે કહેવડાવ્યું છે, ખાવાનું આપો.' છોકરાઓ ગયા. બ્રાહ્મણોને દંડવત્ પ્રણામ કરી કૃષ્ણનો સંદેશો કહ્યો. બ્રાહ્મણો કહે: 'આ તો યજ્ઞનું નૈવેદ્ય છે. યજ્ઞ પૂરો થતા સુધીમાં અપાય નહીં.' ભૂખ્યા છોકરાઓ કરગર્યા, પણ બ્રાહ્મણો પલળ્યા નહીં. બ્રાહ્મણો પ્રભુના ભક્ત તો હતા; અને યજ્ઞ, યજમાન ને યજ્ઞની સામગ્રી બધું વિષ્ણુરૂપ છે એમ ભણેલા. છતાં, માણસ એ પણ વિષ્ણુનું જ રૂપ છે એ સમજેલા નહીં. છોકરા કૃષ્ણ પાસે પાછા ગયા. કૃષ્ણ કહે: 'હવે ફરી જાઓ, ને એ બ્રાહ્મણોની પત્નીઓ પાસે ખાવાનું માગજો. એ જરૂર આપશે.' છોકરાઓએ બ્રાહ્મણપત્નીઓ પાસે જઈ કૃષ્ણનો સંદેશો કહ્યો. સ્ત્રીની પાસે તો માનું હૃદય. તેઓ બોલી ઊઠી: 'ભૂખ્યા છો, દીકરા? આ બધી રસોઈને કરવાની છે શું? પણ તમે નાના છોકરા આટલો ભાર ઉપાડશો કેવી રીતે? ઊભા રહો, અમે જ એ લઈને ત્યાં આવીએ છીએ. બ્રાહ્મણપત્નીઓએ જઈને છોકરાઓને જમાડ્યા. એમને તો ખબરેય નહોતી ને આશા પણ નહોતી કે અહીં ભગવાનનાં દર્શન થશે. પણ ભૂખ્યા ભગવાનને — તેનાં બાળકોને — ખવડાવવાનો ધર્મ તે સમજેલી. એટલે એમને કૃષ્ણનાં સાચાં દર્શન થયાં. નિરક્ષર ને જ્ઞાનહીન એવી સ્ત્રીઓ વિષ્ણુનાં દર્શન કરી આવી એમ જાણી બ્રાહ્મણો પસ્તાયા. માનવસેવાને પ્રભુભક્તિ સાથે કેવો ગાઢ સંબંધ છે તે અહીં બતાવ્યું છે.

સ્માર્તધર્મે વર્ણભેદ ને તેની વિગતોનું ઘણું વર્ણન કર્યું હશે, પણ ભાગવતધર્મનો આખો ઝોક તે ભેદ રદ કરવા તરફ — અથવા, ઓછામાં ઓછું, તેમાંથી ઊંચનીચપણાનો વિચાર ટાળવા તરફ — રહેલો છે. તેણે ચાંડાલની વ્યાખ્યા જ બદલીને કહ્યું છે કે જે દુરાચારી તે ચાંડાલ. આવા ચાંડાલની કોઈ જાતિ ન હોઈ શકે. માણસ હાથે કરીને ચાંડાલ થાય, ને પાછો સદાચારી બને તો તેનું

ચાંડાલત્વ પણ દૂર થાય. ભાગવતમાં દેવહૂતિ કહે છે : 'હે ભગવાન! તમારા નામના શ્રવણ તથા કીર્તનથી, તમને પ્રણામ કરવાથી, ને તમારું સ્મરણ કરવાથી ચાંડાલ પણ તત્કાળ યજ્ઞ કરવાને લાયક બને છે, તો પછી તમારા દર્શનની તો વાત જ શી કરવી? જેની જીભને ટેરવે તમારું નામ રહેલું છે તે શ્વપાક પણ શ્રેષ્ઠ છે.'[૨૫]

'ભાગવત પણ ભક્તિનાં દ્વાર સહુને માટે ખુલ્લાં મૂકી દે છે.'[૨૫ક] ગમે તેવો પાપી, દુરાચારી, ચાંડાલ હોય, તેને ભગવાનની ભક્તિ શુદ્ધ કરે છે. ભગવાન કહે છે : 'મારે વિષેની ભક્તિ શ્વપાકોને પણ પવિત્ર બનાવી તેમને મોક્ષ આપે છે.'[૨૬] ભગવાનનું નામ લીધાથી અજામિલનાં પાપ ધોવાઈ ગયાની કથા ભાગવતમાં છે. 'પાપીમાત્રને માટે હૃદયપૂર્વક ભગવાનના નામનું ઉચ્ચારણ એ જ પ્રાયશ્ચિત્ત છે. તે ભગવાનનું નામ લેવા, તેનાં દર્શન માટે જવા, તૈયાર થાય એ જ બતાવે છે કે તેનું મન ભગવાન તરફ વળ્યું છે.' 'વિષ્ણુના નામનો ઉચ્ચાર એ સર્વ પાપનો નાશ કરનાર છે.' એવો એ 'સુમંગલ ધર્મ' છે.[૨૭]

વળી ભાગવત કહે છે : 'જે માણસ બ્રાહ્મણ અને પુલ્કસ, ચોર અને દાતા, સૂર્ય અને ચિનગારી, તથા દયાવાન અને નિર્દય એ સર્વની પ્રત્યે સમદૃષ્ટિ રાખે છે તે ખરો પંડિત અથવા જ્ઞાની છે. જે માણસ મનુષ્યમાત્રમાં મારું જ દર્શન કરે છે, સર્વ માણસોને ઈશ્વરરૂપ માને છે, તેના મનમાંથી થોડા જ વખતમાં હરીફાઈ, અદેખાઈ, તિરસ્કાર અને અહંકાર નાશ પામે છે. સમદર્શી માણસે દેહ તે જ હું એવા અભિમાનનો ત્યાગ કરવો જોઈએ; અને કૂતરાં, ચાંડાલ, ગાય અને ગધેડાંથી માંડીને સર્વને દંડવત્ પ્રણામ કરવા જોઈએ; અને આમ કરતાં જે મિત્રો હાંસી કરે તેમનો ત્યાગ કરવો જોઈએ. ભૂતમાત્ર તે ભગવાન જ છે એવી ભાવના મનમાં ન ઊપજે ત્યાં લગી, વાણી, મન, શરીર અને વૃત્તિથી આ રીતે ઉપાસના કરવી જોઈએ.'[૨૮]

ભગવાનના ભક્તો તે કાળે સ્પર્શદોષથી ને બીજાના સમાગમથી ડરીને દૂર રહેતા નહોતા. તીર્થો પણ સંતોના આગમનથી પાવન

થતાં. એવા સાધુસંતો ને મુનિઓ જગતમાં ફરતા, ને તેઓ જ્યાં જતા ત્યાં સ્થળો ને માણસો પાવન થતાં. ભગવાન કહે છે: 'મારી ભક્તિવાળો માણસ આખા જગતને પાવન કરે છે.'[૨૮ક] 'એવા ભક્તો તે ભગવાનના પાર્ષદો છે; ને તેઓ વિષ્ણુનાં સરજેલાં ભૂતમાત્રને પાવન કરવા પૃથ્વી પર વિચરે છે.'[૨૯] 'એવા સાધુચરિત બ્રાહ્મણોની વાણીના શ્રવણથી ને તેમના દર્શનથી મોટા પાતકી તેમ જ અન્ત્યજો વગેરે શુદ્ધ થઈ જાય, તો તેમની જોડે પરસ્પર સંભાષણ થાય તેનું તો પૂછવું જ શું?'[૩૦] 'સત્સંગ તો એવી પાવનકારી વસ્તુ છે. એને લીધે દૈત્યો, રાક્ષસો, મૃગો, પક્ષીઓ, . . . વિદ્યાધરો, અને માણસોમાં વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ, અને અન્ત્યજો. . . . વગેરે ઘણાં મારા પદને પામ્યાં છે.'[૩૧] આમ, ભાગવતના કહેવા પ્રમાણે, જેઓ પ્રભુના ભક્ત હતા, જેમને ધર્મોપદેશ કરવાનો અધિકાર હતો, તેઓ જાતિ વર્ણ આદિના ભેદ માન્યા વિના સર્વને પોતાના સમાગમનો લાભ આપતા; સમાજના નીચલા ગણાતા થરોમાં ફરતા; ને તેમને સાદો સરળ પ્રભુભક્તિનો ધર્મ શીખવી તેમને સંસ્કારની ઊંચી કક્ષાએ ચડાવતા. પ્રભુના સરજેલા કોઈ પણ માણસને હીન ગણી તેને પ્રભુભક્તિથી વંચિત રહેવા દેતા નહીં. એ ભાગવતધર્મનો મોટો મહિમા હતો; ને તેને લીધે જ એ ધર્મ ઘણો લોકપ્રિય થયો ને બહુ ફેલાયો.

ભાગવતધર્મ આવો વિશાળ, ઉદાર અને પતિતપાવન છે. ભારતના પ્રાચીન ઇતિહાસકાળમાં પરદેશીઓનાં ધાડેધાડાં, સમુદ્રનાં મોજાંની પેઠે, અહીં આવ્યાં ને હિંદુ ધર્મના પરિવારમાં સમાઈ ગયાં.[૩૧ક] એ ક્રિયામાં ભાગવતધર્મે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. એ પરદેશીઓ આગળ તેણે કશી શરતો મૂકી હતી શું? વેદકાળમાં ગાયત્રીમન્ત્ર ભણાવી આર્યેતરોને હિંદુ ધર્મમાં પ્રવેશ અપાતો. પછીના આ કાળમાં ભાગવતધર્મના આચાર્યો ને સન્તોએ તે ઉપરાંત વાસુદેવમન્ત્ર (ॐ नमो भगवते वासुदेवाय) ભણાવીને પરદેશીઓને હિંદુ પરિવારમાં લીધા. એ ધર્મમન્દિરનાં દ્વાર કોઈ પણ આગંતુકને માટે બંધ નહોતાં. ભાગવતધર્મની આ ભવ્ય વિશાળતાનું સૂચન કરનારો એક સુન્દર

શ્લોક ભાગવતમાં છે: 'કિરાત, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન, શક વગેરે જાતિના લોકો, તથા બીજા પણ પાપીઓ, જેમના ભક્તોના આશ્રયથી શુદ્ધ થાય છે તે મહાસમર્થ પ્રભુને હું નમન કરું છું.'[૩૨] શક, યવન, સિથિયન, યુએચી, પલ્લવ, બર્બર — ક્યાં છે એ બધા લોકો આજે? એ સહુને સમાવીને આત્મસાત્ કરી લેવા જેવી વિશાળતા હિંદુ ધર્મમાં તે કાળે હતી.[૩૩] દેશની મુલાકાતે આવનાર વિદેશીઓ, વિધર્મી રહીને પણ, વિષ્ણુના ભક્ત બની શકતા. એક ગ્રીક એલચીએ ઊભો કરાવેલો દેવાધિદેવ વાસુદેવનો જે ગરુડધ્વજ બેસનગરમાં છે તે જુઓ. તેના પર બ્રાહ્મી લિપિમાં લખ્યું છે: '**भगवानना भक्त** હિલિયોડૉરસ, ડાયનના પુત્ર, ને તક્ષશિલાના નિવાસી.'[૩૪] એ બતાવે છે કે ભગવદ્ભક્તિનાં દ્વાર યવનોને માટે પણ બંધ નહોતાં.

દશમસ્કંધમાં રાસલીલાના વર્ણનમાં એક પ્રસંગ આપેલો છે. ગોપીઓને અભિમાન ચડ્યું કે જગતના તુચ્છ જીવો કરતાં આપણે કેવાં ભાગ્યશાળી છીએ કે આપણને આ લાભ મળ્યો! એ અહંકાર ઊપજતાંવેંત ભગવાન ત્યાંથી અલોપ થઈ ગયા. વળી તેમનામાંની જ એક ગોપી જોડે ભગવાન એકલા વનમાં ગયા. એ ગોપીને થયું: હું બીજીઓ કરતાં કેવી ચડિયાતી — કેવી માનીતી — કે ભગવાન એ બધીને મૂકીને મારી એકલીની જોડે ફરે છે! ભગવાન મારી એકલીના છે; પેલી બીજીઓના નથી. એણે ભગવાનને કહ્યું: 'મને તમારે ખભે બેસાડીને ફેરવો.' ભગવાન કહે: 'હા, ઊભી રહે, હું નીચો નમું!' કહીને ભગવાન તો અલોપ થઈ ગયા. કારણ અભિમાન. પેલી બીજી ગોપીઓને થયું: 'પેલી કેવી ભગવાનને લઈ ગઈ! એણે કેવા ભગવાનને પોતાના કરી સંતાડી રાખ્યા છે! આપણને ભગવાનનાં દર્શન પણ કરવા દેતી નથી. ભગવાન આપણા પણ નથી શું? આપણને પણ ભગવાન ઉપર સ્નેહ નથી શું?' એમને બિચારીને ખબર નહોતી કે ભગવાન તો પેલી એકની પાસેથી પણ ક્યારના ચાલ્યા ગયા હતા! બધી ભેગી મળીને રોવા લાગી, ને કહ્યું: 'હે પ્રભુ! તમે પાછા આવો. અમારી ભૂલ થઈ. તમે

અમારા એકના નથી, સહુના છો. અમારા એકલાંના નથી, માણસમાત્રના છો. અમે તમારાં દાસ છીએ.' રોઈ રોઈને ગોપીઓનો અહંકાર ધોવાઈ ગયો ત્યારે ભગવાન પાછા હસતા હસતા પ્રગટ થયા.[૩૫] ભગવાન બીજાનો નથી ને મારો છે એમ કહેવાનો, તથા એ સર્વશક્તિમાન અને પતિતપાવનની શક્તિ પર મર્યાદા મૂકવાનો, આપણને શો અધિકાર છે? ભગવાન આપણા છે કે આપણે ભગવાનના છીએ? શંકર જેવા પરમ જ્ઞાની ને પરમ ભક્તે તો કહ્યું કે 'હે નાથ! હું તમારો છું, તમે મારા નથી. તરંગ સમુદ્રનો હોય, સમુદ્ર તરંગનો હોય નહીં.'[૩૬]

ભાગવતમાં આપેલી જયવિજયની કથા જુઓ. એક વાર બ્રહ્માના પુત્રો — સનન્દન વગેરે — ત્રિભુવનમાં ફરતા ફરતા વિષ્ણુલોક આગળ આવી ચડચા. તેઓ પૂર્વજોના પણ પૂર્વજ હોવા છતાં, પાંચ છ વરસના નાગાપૂગા બાળકના રૂપમાં ફરતા હતા. આવાં રખડુ નાગાં છોકરાંને વિષ્ણુના ધામમાં કેમ જવા દેવાય? એમ ધારી દ્વારપાળ જયવિજયે એમને રોકચા. બાળકો કહે: 'પ્રભુના ચરણ આગળ તે આવી પ્રવેશની મનાઈ હોય? ત્યાં આ ગર્વ શો? આ ભેદભાવ શો? આ અજ્ઞાન શું? અમને પ્રભુનાં બાળકોને અંદર જતા રોકનાર તમે આ દેવાધિદેવના ધામમાં રહેવાને લાયક નથી. તમે પાપીમાં પાપી એવી આસુરી યોનિમાં જાઓ.'[૩૭] દેવમંદિરનાં દ્વાર પ્રભુનાં કોઈ પણ બાળક સામે રોકવાનું શું પરિણામ છે તે ભાગવતે બેધડક બતાવ્યું છે. વળી તેણે સ્પષ્ટ કહી રાખ્યું છે કે 'એકલા આ પુરુષવરો જ નહીં, પણ સ્ત્રીઓ, શૂદ્રો, હૂણો, શબરો તથા બીજા પાપી જીવો પણ — ભક્તિ દ્વારા — ભગવાનની આ માયાને જાણે છે ને તરી જાય છે.'[૩૮]

આવો પુનિત, આવો ભવ્ય એ ભાગવતધર્મનો, વૈષ્ણવધર્મનો, ભક્તિમાર્ગનો, પ્રપત્તિયોગનો સંદેશો છે. ભગવાનની વેણુ વાગતી ત્યારે માણસો તો શું પણ પશુપંખી સુધ્ધાં સ્તબ્ધ થઈને તે સાંભળી રહેતાં — એવી અજબ એ વેણુની મોહની હતી. એ ભગવાનના મુખમાંથી ઝરેલી ગીતાએ પણ પોતાની મોહની એવી જ રીતે

ફેલાવી છે. એવી મોહની 'ભુવનમંગલ' એવા એ ભગવાનના સંદેશામાં છે ( नरलोकमनाभिरामम् ).[૩૯] ભાગવતધર્મમાં ગતિ, વેગ, ક્રિયાશક્તિ, નિર્ભયતા ને પરાક્રમ કેટલાં છે તે ગીતા અને ભાગવતે બતાવી આપ્યું છે. એનો ફેલાવો કરવાની આતુરતા એક કાળે ભગવદ્ભક્તોમાં હતી. નારદની પેઠે પૃથ્વી પર ફરતાં તેઓ ન થાકતા. અમે જગતના નિવાસી છીએ, ને ત્રિભુવન અમારો સ્વદેશ છે ( स्वदेशो भुवनत्रयम् ), એમ કહેવા જેટલી હૃદય અને આત્માની વિશાળતા એમનામાં હતી.

ભાગવતમાં કહ્યું છે: 'હે રાજા ! કલિયુગમાં બીજી જગાએ નારાયણના ભક્તો થોડા થોડા થશે, પણ દ્રવિડ દેશમાં તો ઘણા થશે. એ દેશમાં તામ્રપર્ણી નદી છે, કૃતમાલા છે, મહાપુણ્યવતી કાવેરી છે, મહાનદી પ્રતીચી છે. એ સરિતાઓનાં પાણી જે માણસો પીશે તે મોટે ભાગે નિર્મળ મનવાળા, ને વાસુદેવના ભક્તો થશે.'[૪૦] આ સર્વ નદીઓને તીરે આવેલાં પ્રાચીન, પ્રસિદ્ધ ને વિશાળ દેવમંદિરો ત્યાંના મહામના પુરુષોએ સ્વેચ્છાએ હરિજનો માટે ખુલ્લાં મૂક્યાં છે. જેઓ આપણાં નાનાં ભાઈબહેનો છતાં આજ લગી તિરસ્કૃત અને દેવદર્શનથી વંચિત હતાં તેમને હેત અને ઉમળકાથી આવકાર આપ્યો છે; અને ભાગવતની આર્ષવાણી સાચી પાડી છે.

## ટિપ્પણો

૧. सर्वेषामात्मजो ह्यात्मा पिता माता स ईश्वरः । भा. १०; ४७; २.

२. त्वमेव माताथ सुहृत् पतिः पिता । भा. १; ११; ७.

३. आत्मत्वात्सर्वभूतानां सर्वभूतप्रियो हरिः । भा. ६; १७; ३३.

४. अकिञ्चनवित्ताय; अकिञ्चनगोचरम् । भा. १; ८; २६–७.

५. अप्येवमार्य भगवान्परिपाति दीनान्
वाश्रेव वत्सकमनुग्रहकातरोऽस्मान् । भा. ४; ९; १७.

६. अवतीर्णोऽसि विश्वात्मन् भूमेर्भारापनुत्तये । भा. १०; २७; २१.

૭. ગજેન્દ્ર સ્તુતિ કરતાં કહે છે: 'મારા જેવા જે પશુ એને શરણે આવે છે તેના પાશ એ છોડવે છે. તે મુક્ત છે, દયાધન છે, ને લય વિનાનો છે.

माद्दक्प्रपन्नपशुपाशविमोक्षणाय

मुक्ताय भूरिकरुणाय नमोऽलयाय । भा. ८; ३; १७.

એ સ્તુતિ સાંભળીને, સર્વદેવમય એવા હરિ ત્યાં પ્રગટ થયા.

तत्राखिलामरमयो हरिराविरासीत् । भा. ८; ३; ३०.

८. कस्माद्वयं कुसृतयः खल्योनयस्ते.

दाक्षिण्यदृष्टिपदवीं भवतः प्रणीताः । भा. ८; २३; ७.

९. कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन । सभापर्व ६९; ४२.

१०. ईश्वरस्याप्यभिमानद्वेषित्वाद् दैन्यप्रियत्वाच्च । ना. भ. सू. २७.

११. मया तेऽकारि मघवन् मखभंगोऽनुगृह्णता ।
मदनुस्मृतये नित्यं मत्तस्येन्द्रश्रिया भृशम् ॥
मामैश्वर्यश्रीमदान्धो दण्डपाणिं न पश्यति ।
तं भ्रंशयामि संपद्भ्यो यस्य चेच्छाम्यनुग्रहम् ॥
भा. १०; २७; १५–६.

१२. ततो दुर्योधनो राजा वार्ष्णेयं जयतां वरम् ।
न्यमन्त्रयद् भोजनेन नाभ्यनन्दच्च केशवः ॥
ततोऽनुयायिभिः सार्धं मरुद्भिरिव वासवः ।
विदुरान्नानि बुभुजे शुचीनि गुणवन्ति च ॥
उद्योगपर्व ९१; ११–२, ४१.

१३. जन्मकर्मवयोरूपविद्यैश्वर्यधनादिभिः ।
यद्यस्य न भवेत् स्तम्भस्तत्रायं मदनुग्रहः ॥
भा. ८; २२; २६.

१४. मनसैतानि भूतानि प्रणमेद् बहु मानयन् ।
ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ॥ भा. ३; २९; ३४.

१५. शान्ता महान्तोऽखिलजीववत्सलाः । भा. ११; १४; १७.

१६. अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥

यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वार्चां भजते मौढयाद् भस्मन्येव जुहोति सः ॥
द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥
अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयानघे ।
नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥
अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम् ।
अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा ॥

भा. ३; २९; २१–४, २७.

१७. एतावान्हि प्रभोरर्थो यद्दीनपरिपालनम् ।
प्राणैः स्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ॥
पुंसः कृपयतो भद्रे सर्वात्मा प्रीयते हरिः ।
प्रीते हरौ भगवति प्रीयेऽहं सचराचरः ।
तस्मादिदं गरं भुञ्जे प्रजानां स्वस्तिरस्तु मे ॥ . . .
तस्यापि दर्शयामास स्ववीर्यं जलकल्मषः ।
यच्चकार गले नीलं तच्च साधोर्विभूषणम् ॥
तप्यन्ते लोकतापेन साधवः प्रायशो जनाः ।
परमाराधनं तद्धि पुरुषस्याखिलात्मनः ॥

भा. ८; ७; ३८–४०, ४३–४.

१८. न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥

१९. अहो एषां वरं जन्म सर्वप्राण्युपजीवनम् ।
एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥

भा. १०; २२; ३३, ३५.

२०. आश्वाद्यान्तेवसायिभ्यः कामान् संविभजेद्यथा। भा. ७; १४; ११.

२१. स्त्रियः शूद्रादयश्चैव तेऽनुकम्प्या भवादृशाम्। भा. ११; ५; ४.

२२. सर्वभूतेषु यः पश्येद् भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

न यस्य जन्मकर्मभ्यां न वर्णाश्रमजातिभिः ।
सज्जतेऽस्मिन्नहंभावो देहे वै स हरेः प्रियः ॥

भा. ११; २; ४५, ५१.

२२क. शिवाय लोकस्य भवाय भूतये य उत्तमश्लोकपरायणा जनाः ।
जीवन्ति नात्मार्थमसौ पराश्रयं मुमोच निर्विद्य कुतः कलेवरम् ॥

भा. १; ४; १२.

२३. हूयन्तामग्नयः सम्यग् ब्राह्मणैर्ब्रह्मवादिभिः ।
अन्नं बहुविधं तेभ्यो देयं वो धेनुदक्षिणाः ॥
अन्येभ्यश्चाश्वचाण्डालपतितेभ्यो यथार्हतः ।
यवसं च गवां दत्त्वा गिरये दीयतां बलिः ॥

भा. १०; २४; २७–८.

२३क. भगवांस्तत्र बन्धूनां पौराणामनिवर्तिनाम् ।
यथाविध्युपसंगम्य सर्वेषां मानमादधे ॥
प्रह्वाभिवादनाश्लेषकरस्पर्शस्मितेक्षणैः ।
आश्वास्य चाश्वपाकेभ्यो वरैश्चाभिमतैर्विभुः ॥

भा. १; ११; २१–२.

२४. न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः ॥

भा. ९; २१; १२.

२५. यन्नामधेयश्रवणानुकीर्तनाद्यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् ।
श्वादोऽपि सद्यः सवनाय कल्पते कुतः पुनस्ते भगवन्नु दर्शनात् ॥
अहो बत श्वपचोऽतो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ॥

भा. ३; ३३; ७.

२५क. જદુનાથ સિંહ: એ જન, પૃ. ૬૪.

२६. भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ।

भा. ११; १४; २१.

२७. सर्वेषामप्यघवतामिदमेव सुनिष्कृतम् ।
नामव्याहरणं विष्णोर्यतस्तद्विषया मतिः ।
वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः ॥ भा. ६; २; १०, १४.

हन्त ते कथयिष्यामि मम धर्मान् सुमङ्गलान् ।
भा. ११; २९; ८.

२८. ब्राह्मणे पुल्कसे स्तेने ब्रह्मण्येऽर्के स्फुलिङ्गके ।
अक्रूरे क्रूरके चैव समदृक् पण्डितो मतः ॥
नरेष्वभीक्ष्णं मद्भावं पुंसो भावयतेऽचिरात् ।
स्पर्धासूयातिरस्काराः साहंकारा वियन्ति हि ॥
विसृज्य स्मयमानान् स्वान् दृशं व्रीडां च दैहिकीम् ।
प्रणमेद् दण्डवद् भूमावाश्वचाण्डालगोखरम् ॥
यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते ।
तावदेवमुपासीत वाङ्मनःकायवृत्तिभिः ॥
भा. ११; २९; १४–७.

२८क. स्वयं हि तीर्थानि पुनन्ति सन्तः । भा. १; १९; ८.
मद्भक्तियुक्तो भुवनं पुनाति । भा. ११; १४; २४.

२९. मन्ये भगवतः साक्षात् पार्षदान्वो मधुद्विषः ।
विष्णोर्भूतानि लोकानां पावनाय चरन्ति हि ॥
भा. ११; २; २८.

३०. श्रवणाद्दर्शनाद्वापि महापातकिनोऽपि वः ।
शुध्येरन्नन्त्यजाश्चापि किमु संभाषणादिभिः ॥
भा. १२; १०; २५.

३१. सत्सङ्गेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥
विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः ।
बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादयः ॥
भा. ११; १२; ३–५.

31क. મહાભારતના સ્ત્રીપર્વ (૨૨; ૧૧)માં લખ્યું છે કે જયદ્રથના અન્તઃપુરમાં કાંબોજ અને યવન સ્ત્રીઓ હતી. 'કોઈ માણસ, પરદેશી પૂર્વજોનો વંશજ હોય તોપણ, જો આચારમાં હિંદુ સામાજિક પ્રણાલિકાને અનુસરે તો કાળે કરીને તેના વંશજો વિશાળ હિંદુ સમાજમાં સમાઈ જતા. આ ક્રિયા ઓછામાં ઓછાં બે હજાર વરસ લગી ચાલી છે.

એની શરૂઆત શાન્તિપર્વના ૬૫મા અધ્યાયમાં મળે છે; ત્યાં ઇન્દ્ર સમ્રાટ માંધાતાને કહે છે કે તમે યવનો જેવી પરદેશી પ્રજાઓને બ્રાહ્મણોની અસર તળે લાવો.' (કાણે: એજન, પૃ. ૩૮૮–૯.) નાશિક, કારલા તથા બીજાં ઘણાં સ્થળોની ગુફાઓમાં દાતાઓ તરીકે યવનોનાં નામ આપેલાં છે. હિંદી રાજાઓ પરદેશી હૂણ સ્ત્રીઓને પરણ્યાના દાખલા અનેક શિલાલેખોમાં આપેલા છે. દા. ત. ગુહીલ વંશનો રાજા અલ્લટ હરિયદેવી નામની હૂણ રાજકુમારીને પરણ્યો હતો. કલચુરી વંશના રાજા યશઃકર્ણદેવનો પિતા કર્ણદેવ હતો, ને તેની માતા આવલ્લદેવી હૂણ રાજકુમારી હતી. મિશ્ર વિવાહો પણ ઘણા થતા. રાજા મહાપદ્મ નંદ મહાનંદી નામની શૂદ્ર માનો પુત્ર હતો. વાકાટક વંશના રાજાઓ વિષ્ણુવૃદ્ધ ગોત્રના બ્રાહ્મણો હતા. ક્ષત્રિય જાતિના ગુપ્ત રાજા ચંદ્રગુપ્ત બીજાની દીકરી પ્રભાવતી (ઈ. સ.નો પાંચમો સૈકો) વાકાટક વંશના રાજા રુદ્રસેન બીજાની પટરાણી થઈ હતી. કદંબ વંશનો સ્થાપક મયૂરશર્મા નામનો બ્રાહ્મણ હતો. તેના વંશજોનાં નામને છેડે ક્ષત્રિયના જેવો 'વર્મા' શબ્દ આવે છે. એના ચોથા વંશજ કકુસ્થવર્માએ પોતાની દીકરીઓને ગુપ્ત વંશના તથા બીજા ક્ષત્રિય રાજાઓ જોડે પરણાવી હતી. વાકાટક રાજા દેવસેનના પ્રધાન હસ્તિભોજના એક વંશજ સોમ નામના બ્રાહ્મણે બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિની સ્ત્રીઓ જોડે લગ્ન કર્યાં હતાં. પૂર્વ બંગાળના એક સરદાર લોકનાથ, જેના પૂર્વજો ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણો હતા, તેની માનો બાપ કેશવ પારસવ (અર્થાત્ બ્રાહ્મણ બાપ અને શૂદ્ર માનો દીકરો) હતો; અને કેશવનો બાપ વીર બ્રાહ્મણ હતો. વિજયનગરના રાજા બુક્કા પહેલા (ઈ. સ. ૧૨૬૮—૧૨૯૮)ની દીકરી વિરૂપાદેવી આરગ પ્રાન્તના સૂબા બ્રહ્મ અથવા બોમણ્ણ વોડેયા નામના બ્રાહ્મણને પરણાવેલી હતી. ગુહીલ વંશનો સ્થાપક ગુહદત્ત નામનો બ્રાહ્મણ હતો, ને તેનો વંશજ ભર્તૃપટ્ટ રાષ્ટ્રકૂટ વંશની ક્ષત્રિય રાજકુમારી જોડે પરણેલો. બ્રાહ્મણ જાતિના શુંગ કુળના સેનાપતિ પુષ્યમિત્રનો દીકરો અગ્નિમિત્ર માલવિકા નામની રાજકુમારી સાથે પરણ્યો હતો, એમ કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' નાટક પરથી જણાય છે.

૩૨. किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा आभीरकंका यवनाः शकादयः ।
येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥
भा. २; ४; १८.

૩૩. 'તાંડ્યમહાબ્રાહ્મણમાં જે વ્રાત્યસ્તોમનું સવિસ્તર વર્ણન આપેલું છે તે બતાવે છે કે કેવળ વ્યક્તિઓનો જ નહીં પણ આખી કોમોની કોમોનો

સમાસ હિંદુ ધર્મમાં કરી લેવામાં આવ્યો હતો.' — રાધાકૃષ્ણન: 'હિંદુ જીવનદર્શન', પૃ. ૩૩.

૩૪. બેસનગરના ગરુડધ્વજ પરનો લેખ બ્રાહ્મી લિપિમાં છે, ને તે આ પ્રમાણે છે:

देवदेवस वा (सुदे) वस गरुडध्वजे अयं कारिते इ हिलिओडोरेण भागवतेन दियस पुत्रेण तखसिलाकेन योनदूतेन आगतेन महाराजस अंतलिकितस उपंता सकासं रञो काशीपुत्रस भागभद्रस त्रातारस वसेन (चतु) दसेम्न राजेन वधमानस। त्रीणि अमुतपदानि (सु) अनुठितानि नयंति स्वग दम चाग अप्रमाद।

(ભગવાનના ભક્ત હિલિયોડોરસ, ડાયનના પુત્ર ને તક્ષશિલાના નિવાસી, જે મહારાજ ઍંટીઅલ્કીડાસ તરફથી, ગ્રીક એલચી તરીકે, પોતાના રાજ્યકાળના ચૌદમા વરસમાં આબાદીથી રાજ્ય કરતા રાજા કાશીપુત્ર ભાગભદ્રને ત્યાં આવ્યા હતા, તેમણે અહીં દેવાધિદેવ વાસુદેવનો આ ગરુડધ્વજ ઊભો કરાવેલો છે. દમ, ત્યાગ ને અપ્રમાદ એ ત્રણ અમૃત પદ છે. તેનું આચરણ કરવાથી સ્વર્ગે જવાય છે.)

૩૫. तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः।
प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत ॥ भा. १०; २९; ४८.

सा च मेने तदात्मानं वरिष्ठं सर्वयोषिताम्।
हित्वा गोपीः कामयाना मामसौ भजते प्रियः।
ततश्चान्तर्दधे कृष्णः सा वधूरन्वतप्यत ॥

भा. १०; ३०; ३६, ३८.

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक्।
भज सखे भवत्किंकरीः स्म नो जलरुहाननं चारु दर्शय।

भा. १०; ३१; ४, ६.

रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः।
तासामाविरभूच्छौरिः स्मयमानमुखाम्बुजः ॥

भा. १०; ३२; १, २.

૩૬. सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ षट्पदी ३.

૩૭. एकदा ब्रह्मणः पुत्रा विष्णोर्लोकं यदृच्छया ।
सनन्दनादयो जग्मुश्चरन्तो भुवनत्रयम् ॥
पञ्चषड्ढायनार्भाभाः पूर्वेषामपि पूर्वजाः ।
दिग्वाससः शिशून्मत्वा द्वाःस्थौ तान्प्रत्यषेधताम् ॥
अशपन्कुपिता एवं युवां वासं न चार्हथः ।
रजस्तमोभ्यां रहिते पादमूले मधुद्विषः ।
पापिष्ठामासुरीं योनिं बालिशा यातमाश्वतः ॥
भा. ७; १; ३५–७.

૩૮. ते वै विदन्त्यतितरन्ति च देवमायां
स्त्रीशूद्रहूणशबरा अपि पापजीवाः । भा. २; ७; ४६.

૩૯. यस्यामलं दिवि यशः प्रथितं रसायां
भूमौ च ते भुवनमङ्गल दिग्वितानम् । भा. १०; ७०; ४४.

(હે ભુવનમંગલ ભગવાન ! તમારો યશ સર્વ દિશાઓમાં ફેલાયેલો છે. તે સ્વર્ગ, પાતાળ અને પૃથ્વી એ ત્રણે લોકમાં વ્યાપેલો છે.)

૪૦. कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ।
क्वचित् क्वचिन्महाराज द्रविडेषु च भूरिशः ॥
ताम्रपर्णी नदी यत्र कृतमाला पयस्विनी ।
कावेरी च महापुण्या प्रतीची च महानदी ॥
ये पिबन्ति जलं तासां मनुजा मनुजेश्वर ।
प्रायो भक्ता भगवति वासुदेवेऽमलाशयाः ॥
भा. ११; ५; ३८–४०.

૯

# અહીં આભડછેટ નથી

અસ્પૃશ્યતાને લગતા કેટલાક તરેહવાર ને અરસપરસ મેળ વિનાના જે નિયમો પાછળ આપણે જોયા તેમાં પણ કેટલાક અપવાદ કરવા પડ્યા જ હતા. કેટલાક વહેવારની સવડને ખાતર; ને બીજા કેટલાક ભાગવતધર્મની સારી અસરને લીધે. દાખલા તરીકે એક ગ્રંથકારે કહ્યું કે દહીં, ઘી, દૂધ અને મધના વાસણને દોષ લાગતો નથી. તેમ જ બિલાડી (!), યજ્ઞની કડછી, અને વાયુ હંમેશાં પવિત્ર જ છે.[1] બીજાએ કહ્યું કે તેલ, શેરડીનો રસ, ગોળ અને છાશનાં વાસણ પણ શૂદ્રનાં હોય તો ચાલે.[2] પરાશરે કહ્યું કે 'આટલી ચીજો કદી અભડાતી નથી — ગાય, અગ્નિ, માણસની છાયા, પાણી, ઘોડો, ધરતી, માખ, અને પવન.'[3] પાણી અભડાતું નથી એમ કહ્યું છે, તે ખાસ નોંધવા જેવું છે. એકે ઉંદરડીને પણ 'સદાશુચિ' ગણાવી![4] ચાંડાલને અડ્યા પછી માત્ર પવનથી જ શુદ્ધ થાય એવી ચીજોમાં એકે આસન અને પથારી પણ ગણાવ્યાં[5] — એટલે કે પહેરેલાં કપડાં બોળવાં પડે, પણ પથારીનાં ગાદલાં બોળવાની જરૂર નહીં! યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ઉપર વિજ્ઞાનેશ્વરની જે મિતાક્ષરા ટીકા છે તેમાં કહ્યું છે: 'અન્ત્યજોનાં બનાવેલાં કૂવા, પુલ કે વાવ હોય ત્યાં નાહવા કે પાણી પીવાથી પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર નથી.'[6] કાઠિયાવાડનાં કેટલાંક ગામમાં સવર્ણોના કૂવાનું પાણી સારું નથી, અને હરિજનવાસના કૂવાનું પાણી સારું છે; તેથી સવર્ણો હરિજનવાસને કૂવેથી વિનાસંકોચે પાણી ભરે છે.[7] હરિજનને આપણે કૂવે પાણી ભરવા ન દેવાય; તેને કૂવે આપણી સવડે પાણી ભરવામાં વાંધો નહીં! ઘણી રસોઈ કરેલી હોય ને તેને કાગડા કે કૂતરાં અડી જાય કે ચાટી જાય, અથવા તો ગાય કે ગધેડું સૂંઘી જાય, તો તેથી બધી રસોઈ ફેંકી દેવાની

જરૂર નથી; બગડેલો ભાગ ફેંકી દીધે ચાલે. શિલ્પીઓ, કારીગરો, ડાક્ટરવૈદો, દાસદાસીઓ, વાળંદો, રાજાઓ ને શ્રોત્રિયો તરત જ સ્વચ્છ થઈ શકે છે. (પરાશર) રસોઇયાની જરૂર હંમેશની રહી. બીજા કોઈને તેનું કામ આવડે નહીં. એટલે રસોઇયો હંમેશનો શુદ્ધ![૮] આમાં જેમ વહેવારુ સવડ જોઈને અપવાદ કર્યો છે, તેમ એના પરથી એમ પણ દેખાઈ આવે છે કે અસ્પૃશ્યતા એ સનાતન, નિરપવાદ ધર્મરૂપ નથી; અને સગવડ-અગવડનો તથા સારાસારનો વિચાર કરીને એમાં ફેરફાર થઈ શકે છે. તે પ્રમાણે આજે બની રહ્યું પણ છે.

બીજા કેટલાક અપવાદ આ ગ્રંથકારોએ વહેવારુ ડહાપણ અને ધર્મનો સાર બંનેનો વિચાર કરીને રાખ્યા છે. તેમાંથી ઘણા અપવાદ અગત્યના છે. કિલ્લાના ઘેરા વખતે, વિષમ પ્રદેશમાં, લશ્કરની છાવણીમાં, આગ વખતે, શરૂ થયેલા યજ્ઞોમાં અને મહોત્સવોમાં સ્પર્શાસ્પર્શનો વિચાર કરવાનો નથી. (લઘુહારીત)[૯] અત્રિ કહે છે: देवालयमां, યાત્રામાં ને વિવાહમાં, યજ્ઞપ્રકરણોમાં તથા સર્વ ઉત્સવોમાં આભડછેટ લાગતી નથી.[૧૦] સ્મૃત્યર્થસાર કહે છે: સંગ્રામમાં, બજારમાં, યાત્રામાં, देवमंदिरोमां, ઉત્સવો, તીર્થો ને યજ્ઞોમાં, ગ્રામ અને દેશમાં, વિપ્લવ વખતે, મોટાં જળાશય પાસે, માણસોની મેદનીમાં, આગ વેળાએ, ને મોટી આફત વખતે આભડછેટ લાગતી નથી.[૧૧] પરાશર કહે છે: વિવાહ, ઉત્સવો, યજ્ઞો, સંગ્રામ, જળપ્રલય, પાણીની પરબ, અને જંગલ એટલી જગાએ સ્પર્શદોષ નથી.[૧૨] બૃહસ્પતિ કહે છે: तीर्थमां, વિવાહમાં, यात्रामां, દેશના વિપ્લવ વખતે, આગ વખતે, અને प्रवासमां આભડછેટ લાગતી નથી.[૧૩] બૃહત્પારાશરીય અને પૈઠીનસિ આ વિચારોને ટેકો આપે છે.[૧૪] હારીત કહે છે: વાસુદેવના ઉત્સવમાં આભડછેટની શંકાથી નવાય જ નહીં; જે માણસ નહાય તે પતિત છે.[૧૫] એ જ વાત પારાશરસંહિતાએ કહી છે.[૧૬] નિત્યાચારપદ્ધતિ એક શ્લોક ટાંકે છે, તેમાં કહ્યું છે કે જે ચાંડાલો ને પુલ્કસો વિષ્ણુના મંદિરની પાસે ઊભા હોય કે વિષ્ણુની સેવા માટે આવ્યા હોય તેમને અડીને નાહવું નહીં.[૧૬क] આથી વધારે સ્પષ્ટ વચનો શાં હોઈ શકે?

પાણી અભડાતું નથી, એ મતલબનું વચન આપણે પાછળ જોઈ ગયા. યમસ્મૃતિ કહે છે કે પાણી વાસણમાં હોય કે જમીન પર હોય, પણ તે સદા પવિત્ર છે.[૧૭] શંખસ્મૃતિ કહે છે કે જમીન પરનું પાણી શુદ્ધ છે, પથ્થરમાંથી ઝરતું પાણી શુદ્ધ છે, નદીમાં વહેતું પાણી શુદ્ધ છે, અને વીરડા પણ શુદ્ધ છે.[૧૮] એટલે ખરું જોતાં તો કોઈ પણ જળાશયમાંથી કોઈ પણ માણસને પાણી લેતાં રોકવું એ વાત જ શાસ્ત્રવિરુદ્ધ છે.

હવે જમવાને લગતાં વચનો જોઈએ. આપસ્તંબ કહે છે: સર્વ વર્ણો, જે પોતપોતાના ધર્મનું પાલન કરતા હોય, તેમને ત્યાં જમી શકાય એમ કેટલાક કહે છે; પણ ધર્મિષ્ઠ શૂદ્ર હોય તો તેનું જમવામાં વાંધો નથી, એવો મારો મત છે.[૧૯] યાજ્ઞવલ્કય કહે છે: દાસ, ગોવાળ, કુળનો મિત્ર, અને નાપિત (વાળંદ), તથા અડધા ભાગથી કામ કરનાર ખેડૂત — શૂદ્રમાંથી આટલાને ત્યાં જમવામાં વાંધો નથી.[૨૦] મનુનો પણ એવો જ મત છે.[૨૧] અત્રિ કહે છે: કમળની દાંડી, દૂધ, દડો, દહીં, સાથવો, ઘીતેલથી તળેલી ચીજો, અને છાશ એટલી ચીજો શૂદ્રની હોય તોયે તે અભડાતી નથી.[૨૨] અત્રિ, લઘુશંખ અને લિખિત કહે છે કે કાચું અનાજ, માંસ, ઘી, મધ, કોઈ પણ બીજનાં તેલ, તે ભલે અન્ત્યજના વાસણમાં હોય, તોપણ તે વાસણમાંથી નીકળે ત્યારે શુદ્ધ જ ગણાય છે.[૨૩] પોતાનો દાસ, વાળંદ, ગોવાળ, કુંભાર, અને ખેડૂત — શૂદ્રોમાંના આ પાંચ વર્ગની રસોઈ બ્રાહ્મણો પણ જમી શકે છે.[૨૪] સુમન્તુ અને અંગિરસ કહે છે કે ગોરસ, સાથવો, તેલ, ખોળ, પૂરી, ને બીજું દૂધ (મૂળ શબ્દ पयसा છે, એનો અર્થ પાણી પણ થઈ શકે)નું બનેલું જે કંઈ હોય તે, આટલી ચીજો શૂદ્રની ખાઈ શકાય.[૨૫] હારીત આ મતનું સમર્થન કરે છે.[૨૬] ગૌતમ કહે છે કે પશુ ચારનાર, ખેતર ખેડનાર, કુળનો મિત્ર, અને પોતાનો નોકર, એટલાનું અન્ન જમી શકાય.[૨૭] અત્રિ યતિધર્મને અંગે કહે છે કે યતિએ મ્લેચ્છ કુળમાંથી પણ માધુકરી લેવી. કોઈ એક જ માણસને ત્યાં જમવું નહીં; પછી તે બૃહસ્પતિ જેવો કાં ન હોય.[૨૮]

આ શાસ્ત્રવચનો, અને આજનો આચાર, બેને સરખાવી વિચાર કરી જોવા જેવો છે.

'અંત્યજ' ગણાતી જાતિઓ સામેના પ્રતિબંધો વહેવારમાં ઢીલા હતા, એના અનેક દાખલા છે. એમ કહેવાય છે કે દક્ષિણ ભારતમાં કેટલીક જગાએ જમીનમાલિકીના ઝઘડાઓમાં હરિજનોનો ચુકાદો છેવટનો ગણાય છે. ઇસવી સનના અગિયારમા સૈકાના એક શિલાલેખ પરથી જણાય છે કે વેરાળી નામના એક પરાયા (હરિજન) અને તેના પંચનો ચુકાદો એક મન્દિરની માલિકીની જમીન બાબતમાં છેવટનો ગણવામાં આવ્યો હતો. મદ્રાસમાં જ્યૉર્જ ટાઉન નામનો જાણીતો લત્તો છે, ત્યાંની દેવીના વાર્ષિક ઉત્સવમાં દેવીને મંગળસૂત્ર બાંધવાનું કામ એક હરિજન, એ આખી કોમની વતી, કરે છે. ત્રિચિનાપલ્લી ને મદુરાની વચ્ચે આવેલા ડિંડીગલ ગામમાં થતી બળદની રમતોમાં હરિજન કોમનો એક માણસ પુરોહિતનું કામ કરે છે. કાંચી, શ્રીવલ્લીપુત્તુર, કુંભકોણુમ, તિરૂવોત્તિયુર ને બીજાં કેટલાંયે ગામોમાં રથયાત્રાને પ્રસંગે હરિજનોને રથ ખેંચવા દેવામાં આવે છે. પશ્ચિમ ગોદાવરી જિલ્લાના ઉપ્પાલપુર ગામમાં ગામમન્દિરના પૂજારી હરિજન છે. તાંજોર જિલ્લાના તિરૂવલ્લુર ગામમાં શિવના ઉત્સવ વખતે હરિજન કોમના મુખીને ખાસ માન અપાય છે—તેને હાથીની અંબાડીમાં મૂર્તિની જોડે બેસાડવામાં આવે છે, ને મૂર્તિને પંખો ઢોળવા માટેની ચમરી તેના હાથમાં આપવામાં આવે છે. આ તો ગઈ ગુજરી વાત થઈ. હવે તો આ મન્દિરોમાં હરિજનોને પ્રવેશની પૂરી છૂટ થઈ ગઈ છે.

આજના ચાલુ વહેવારના કેટલાક દાખલા લઈએ. આન્ધ્ર પ્રાન્તનાં બરહમપુર, વિજિયાનગરમ અને પારલાકીમીડી એ ગામોમાં ટાંગાવાળા મોટે ભાગે હરિજન છે. ગંજામ, વૈઝાગ અને પૂર્વ ગોદાવરી જિલ્લામાં ફળ અને શાક વેચનારા ભંગી કોમના છે. પહેલા બે જિલ્લામાં તો એમની પાસે ફળના વેપારનો ઇજારો છે. ૧૯૩૧ના હિંદના વસ્તીપત્રકના સરકારી રિપોર્ટમાં રાયબહાદુર હીરાલાલનો,

મધ્ય પ્રાન્તને લગતી હકીકતોથી ભરેલો, એક લેખ છે, તેમાંથી નીચેનું અવતરણ લીધું છે:

'ઘણી વાર સગવડને ખાતર આભડછેટને ઊંચી મૂકવામાં આવે છે. ઢીમર અને સુંગરિયા કુંભાર બંને સરખા અશુચિ છે, કેમ કે બંને ડુક્કરનું માંસ ખાય છે. ઊંચામાં ઊંચો બ્રાહ્મણ ઢીમરના હાથનું પાણી પીવામાં સંકોચ નહીં રાખે, પણ એ જ બ્રાહ્મણ પોતાથી ઊતરતા ગણાતા બ્રાહ્મણના હાથનું પાણી નહીં પીએ. છત્તીસગઢ વિભાગમાં ઢીમર ઓછા હશે એટલે ત્યાં રાવતને પવિત્ર માન્યો; અને તેથી ત્યાં ઢીમરના હાથનું પાણી કોઈ પીતું નથી. વળી ભારિયાના હાથનું પાણી કોઈ નથી પીતું. પણ ઘણી નાતોવાળા લગ્ન વખતે પાકી રસોઈ ઢીમર પાસે ઉપડાવીને કન્યાને ગામથી વરને ગામ, ને વરને ગામથી કન્યાને ગામ લઈ જાય છે. વરાડમાં બ્રાહ્મણો લગ્નને વખતે કણબી ને માળીના હાથનું પાણી પીએ છે, પણ બીજે વખતે પીતા નથી. . . . ગંગાજળ ગમે તે નાતનું આણેલું હોય તોયે બ્રાહ્મણ તે પી શકે છે. ગંગાજળ તો પવિત્ર છે એમ કદાચ કહેવામાં આવશે; પણ સોડાવૉટર તો પવિત્ર નથી જ ને! મુસલમાને કૂવામાંથી કાઢીને આણેલું પાણી ન પીનાર બ્રાહ્મણને, એ જ પાણી ઍરેટેડ એટલે કે સોડા લેમન વ. ના રૂપમાં હોય ત્યારે તે પીતાં બાધ આવતો નથી. ચામડાની મશકમાં આણેલું પાણી પિવાય નહીં, પણ જ્યાં પાણીની તંગી હોય ત્યાં — દા. ત. વરાડમાં — મશકનું પાણી પિવાય છે. . . . વરાડમાં, જે ગાડામાં ઊંચ વરણના માણસો બેઠા હોય તે ગાડાને મહાર બળદ જોડે તેનો વાંધો આવતો નથી. જબલપુરમાં મહારો ભાડૂતી ટાંગા હાંકે છે, તેમાં સહુ બેસે છે. . . .

બાલાઘાટ અને ભંડારાના પુનવાર લોકો નારાયણ નામના દેવની પૂજા કરે છે. આ મૂર્તિ એક મહારના ઘરમાં રાખવામાં આવે છે. પુનવારોને જ્યારે પૂજા કરવી હોય ત્યારે મહાર એ મૂર્તિ પુનવારો પાસે લઈ આવે છે. આવે પ્રસંગે મહારો પુનવારના ઘરમાં, બીજી નાતોના માણસો જોડે બેસીને જમે છે; અને નાતજાતના પ્રતિબંધો પાળતા નથી. મળસકે કૂકડો બોલે એટલે ઉત્સવ પૂરો થાય છે, ને નાતજાતના પ્રતિબંધો પાછા શરૂ થાય છે. . . .

મહેતર કે ચમાર ખ્રિસ્તી કે મુસલમાન થાય છે ત્યારે તે પોતાના ધર્મની સાથે પોતાની અસ્પૃશ્યતા પણ ગુમાવે છે. પંજાબમાં કેટલાંક વરસો પર બનેલો એક બનાવ છે. રેલવે પર કામ કરનાર મેઘ

(હરિજન) મજૂરોને બહુ તરસ લાગેલી, એટલે એક કૂવે પાણી કાઢવા ગયા. પડોશના એક સવર્ણે હોહા કરી મૂકી. પડોશમાં ક્યાંયે બીજું જળાશય નહોતું. મજૂરોએ, રોષ ને નિરાશાના માર્યા, એક ઉપાય શોધી કાઢ્યો, તેને લીધે તેમને બે કલાકમાં કૂવેથી પાણી ભરવાનો અધિકાર મળી ગયો. એ કૂવેથી મુસલમાન પાણી ભરી શકે, પણ હરિજન મેઘ ન ભરી શકે! પેલા મજૂરો નજીકની મસ્જિદમાં જઈ મુસલમાન થયા, અને મુસલમાનોની એક ટોળીને લઈ કૂવે આવ્યા; તે વખતે પેલા સવર્ણે ચૂં કે ચાં કશું કર્યું નહીં. થોડાક વખત પર ૩૦ હજાર મેઘને ફરી પાછા હિંદુ ધર્મમાં લેવામાં આવ્યા છે. હવે તેમનો દરજ્જો વધ્યો છે. પણ એ દરજ્જો તેઓ સામાન્ય સંજોગોમાં — એટલે કે મુસલમાન યા ખ્રિસ્તી થયા વિના — ન મેળવી શક્યા હોત.'

રાધાકૃષ્ણન કહે છે: 'જે સમાજ અસ્પૃશ્યતાના કલંકને સાંખી રહે છે તેને સુધરેલો કહેવડાવવાનો કશો હક નથી. . . . અસ્પૃશ્યતા જેવા સામાજિક કુરિવાજોને સાંખી લેવામાં આવે છે તેનું કારણ માત્ર એટલું છે કે આપણામાં રહેલા પ્રાણને રૂઢિના બળે કચડી નાખ્યો છે. . . . સ્ત્રીઓ તથા હલકા ગણાતા વર્ણો પ્રત્યે આપણે ગંભીર અપરાધ કરેલા છે, ને તેને માટે ભારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈશે.'[૨૯]

## ટિપ્પણો

૧. લઘુહારીત.

૨. શાતાતપ.

૩. પરાશર.

૪. સ્મૃતિરત્નાકર.

૫. બૌધાયનધર્મસૂત્ર.

૬. अन्त्यैरपि कृते कूपे सेतौ वाप्यादिके तथा ।
तत्र स्नात्वा च पीत्वा च प्रायश्चित्तं न विद्यते ॥ मिताक्षरा

૭. કાઠિયાવાડ હરિજન સેવક સંઘના ૧૯૩૪–૩૫ના હેવાલમાં લખેલું: 'રૂઢિચુસ્ત કાઠિયાવાડમાંયે જૂનાગઢ રાજ્યનાં કેશોદ, વડાલ, મરુંઢા, રાઈડી, દેદુ, કાણેક, કુકસવાવા ગોતાણા, ચર, ખંભાળિયા, લાઠી, ખીરસરા, જામનગર રાજ્યના દબાસિંગ, બાબરા એજન્સીના ચરખા, પોરબંદર રાજ્યના નાગકા,

અને ગોરખમઢીના મોરાસરમાં સર્વ વર્ણો એક જ સાર્વજનિક કૂવામાંથી કાંઈ પણ ભેદભાવ રાખ્યા વિના વર્ષોથી પાણી ભર્યા કરે છે, અને ત્યાં કૂવા પૂરતી આભડછેટ પાળવામાં આવતી નથી. કેશોદમાં ભંગીના કૂવાનું પાણી સારું જણાતાં, આસપાસ રહેતા સવર્ણ હિંદુઓ એ કૂવાનું જ પાણી વાપરે છે, એ અમે નજરેનજર જોયું છે.'—'હરિજનબંધુ', ૬–૧૦–'૩૫.

८. सूपकारेण यत्कर्म करणीयं नरेष्विह ।
तदन्यो नैव जानाति तस्माच्छुध्दः स सूपकृत् ॥ पराशरमाधवीय

९. प्राकाररोधे विषमप्रदेशे सेनानिवेशे भवनस्य दाहे ।
आरब्धयज्ञेषु महोत्सवेषु तथैव दोषा न विकल्पनीयाः ॥
लघुहारीतस्मृति

१०. **देवयात्राविवाहेषु यज्ञप्रकरणेषु च ।
उत्सवेषु च सर्वेषु स्पृष्टास्पृष्टिर्न विद्यते ॥**
अत्रिस्मृति

११. संग्रामे हट्टमार्गे च **यात्रादेवगृहेषु** च ।
**उत्सवक्रतुतीर्थेषु** विप्लवे ग्रामदेशयोः ॥
महाजलसमीपेषु महाजनवरेषु च ।
अग्न्युत्पाते महापत्सु स्पृष्टास्पृष्टिर्न विद्यते ॥ स्मृत्यर्थसार

१२. विवाहोत्सवयज्ञेषु संग्रामे जलविप्लवे ।
प्रपालये तथारण्ये स्पर्शदोषो न विद्यते ॥
पराशरसंहिता — उ. खं. अ. ६.

१३. **तीर्थे** विवाहे **यात्रायां** संग्रामे देशविप्लवे ।
ग्रामदाहे प्रवासे च स्पृष्टास्पृष्टिर्न विद्यते ॥ बृहस्पति

१४. विवाहोत्सवयज्ञेषु संग्रामे जलसंप्लवे ।
पलायने तथारण्ये स्पर्शदोषो न विद्यते ॥ बृहत्पाराशरीय अ. ६.
विवाहदुर्गयज्ञेषु यात्रायां तीर्थकर्मणि ।
न तत्र सूतकं तद्वत् कर्म यज्ञादि कारयेत् ॥ पैठीनसि

१५. उत्सवे वासुदेवस्य यः स्नाति स्पर्शशंकया ।
पतितः स नरश्चैव रौरवं नरकं व्रजेत् ॥ हारीतस्मृति

१६. उत्सवे वासुदेवस्य यः स्नाति स्पर्शशंकया ।
स्वर्गस्थाः पितरस्तस्य पतन्ति नरके क्षणात् ॥
पाराशरसंहिता उ. खं. अ. ८.

१६क. विष्ण्वालयसमीपस्थान् विष्णुसेवार्थमागतान् ।
चाण्डालपुक्कसान्वापि स्पृष्ट्वा न स्नानमाचरेत् ॥
नित्याचारपद्धति

१७. भाण्डस्थं धरणिस्थं वा पवित्रं सर्वदा जलम् । यमस्मृति

१८. भूमिष्ठमुदकं शुद्धं शुचि तोयं शिलागतम् ।
शुद्धं नदीगतं तोयं सर्वदैव तथाकरः ॥ शंखस्मृति

આ વિષે બાણની 'કાદંબરી'માં પણ કહ્યું છે: 'ફળ તો ચાંડાલનાં પણ લેવાય છે. પાણી પણ ચાંડાલના પાત્રમાંથી ભોંય પર પડેલું સુધ્ધાં પવિત્ર જ છે એમ લોકો કહે છે.'

फलानि तु ततोऽपि प्रतिगृह्यन्त एव । पानीयमपि चाण्डालभाण्डादपि भुवि पतितं पवित्रमेवेत्येवं जनः कथयति । कादंबरी — उत्तरभाग.

ચાંડાલની કન્યાને શૂદ્રકના રાજભવનના છેક અંદરના ભાગ સુધી લઈ જવામાં આવેલી, એ સૂચક વસ્તુ છે.

'કાદંબરી'ના ટીકાકાર સિદ્ધચન્દ્ર ગણિ મ્લેચ્છ જાતિઓમાં આટલાને ગણાવે છે: પુલિંદ, નાહલ, નિષ્ઠ, શબર, વરુટ, ભટ, માલ, ભિલ્લ, ને કિરાત. ચાંડાલને પણ તેમણે 'મ્લેચ્છ' કહ્યો છે.

पुलिन्दा नाहला निष्ठाः शबरा वरुटा भटाः ।
माला भिल्लाः किराताश्च सर्वेऽपि म्लेच्छजातयः ॥
चाण्डालदारिका – म्लेच्छबालिका. — कादंबरीटीका

१९. सर्ववर्णानां स्वधर्मे वर्तमानानां भोक्तव्यं शूद्रवर्जमित्येके ।
तस्यापि धर्मोपनतस्य । आ. ध. सू. १; १६; १८; १३-४.

२०. शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणः ।
भोज्यान्ना नापितश्चैव यश्चात्मानं निवेदयेत् ॥ याज्ञवल्क्यस्मृति १.

२१. मनुस्मृति, ४; २५३.

२२. आरनालं तथा क्षीरं कन्दुकं दधि सक्तवः ।
स्नेहपक्वं च तक्रं च शूद्रस्यापि न दुष्यति ॥ अत्रि

૨૩. आममांसं तथा क्षीरं कन्दुकं दधि सक्तवः ।
स्नेहपक्वं च तक्रं च शूद्रस्यापि न दुष्यति ॥
अत्रि. लघुशंख. लिखितस्मृति.

૨૪. स्वदासो नापितो गोपः कुम्भकारः कृषीवलः ।
ब्राह्मणैरपि भोज्यान्नाः पञ्चैते शूद्रयोनयः ॥ सनातनधर्मप्रदीप

૨૫. गोरसं चैव सक्तुं च तैलं पिण्याकमेव च ।
अपूपान्भक्षयेच्छूद्राद्यच्चान्यत् पयसाश्रितम् ॥
मदनपारिजाते — सुमन्त्वाङ्गिरसौ

૨૬. कन्दु पक्वं स्नेहपक्वं पायसं दधि सक्तवः ।
एतान्यशूद्रान्नभुजो भोज्यानि मनुरब्रवीत् ॥ हारीतस्मृति

૨૭. पशुपालक्षेत्रकर्षककुलसंगतकारयितृपरिचारका भोज्यान्नाः ।
वणिक् चाशिल्पी । गौ. ध. सू. २; ८; १२–३.

૨૮. चरेन्माधुकरीं वृत्तिमपि म्लेच्छकुलादपि ।
एकान्नं नैव भोक्तव्यं बृहस्पतिसमो यदि ॥ अत्रि

૨૯. રાધાકૃષ્ણન: ‘યુવાનોની સંસ્કારસાધના’, પૃ. ૮૭, ૯૮, ૧૦૩.

# ૧૦

# હરિજનને પૂજાનો અધિકાર

હવે હરિજનોને શાસ્ત્રોએ દેવપૂજા તથા મંદિરપ્રવેશનો જે અધિકાર આપ્યો છે તેને લગતાં વચનોનો વિચાર આ અને આની પછીના પ્રકરણમાં કરીશું.

ભાગવત કહે છે : 'જે શ્વપાકની જીભે હરિનું નામ છે તે શ્રેષ્ઠ છે. કોઈ બ્રાહ્મણ ભલે બારે ગુણવાળો હોય, પણ તે જો ભગવાનના ચરણ-કમળથી વિમુખ હોય, તો તેના કરતાં જેણે પોતાનાં મન, વચન, અર્થ ને પ્રાણ સુધ્ધાં ભગવાનને અર્પણ કર્યાં હોય તેવા શ્વપાકને હું ચડિયાતો માનું છું. એવાઓ કુળને પાવન કરે છે, બહુ માન પામનારો માણસ નહીં. પ્રભુના શ્રવણ, કીર્તન અને ધ્યાનથી અન્તેવસાયીઓ (એટલે કે ગામને છેડે, ભાગોળે રહેનારા) પવિત્ર થાય છે. ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, તેની સેવા, પૂજા (इज्या), નમન, દાસ્ય, સખ્ય, અને આત્મસમર્પણ, એને સર્વ માણસોને માટે પરમ ધર્મ કહેલો છે.'[1]

બ્રહ્મપુરાણ કહે છે: 'બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, સ્ત્રીઓ, શૂદ્રો અને અન્ત્યજો, એ સુરવરની પૂજા કરીને પરમ ગતિને પામે છે. ક્ષત્રિયો, વૈશ્યો, સ્ત્રીઓ ને અન્ત્યજો, જો મારાં ભક્ત હોય તો, પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. તો પછી, હે દ્વિજશ્રેષ્ઠ, તમારું તો પૂછવું જ શું ? મારો ભક્ત અને શ્રદ્ધાળુ એવો શ્વપાક પણ પરમ સિદ્ધિ પામે છે; તો પછી બીજાંની તો વાત જ શી ?'[2]

બ્રહ્માંડપુરાણે શ્રાદ્ધ કરવાનો, તથા શ્રાદ્ધમાં પિતૃઓનું યજન કરવાનો અધિકાર સહુને આપ્યો છે. 'ચારેય વર્ણ શ્રાદ્ધમાં પિતૃ-દેવોનું શાસ્ત્રાનુસાર યજન કરે છે. એવું યજન સંકરજાતિઓ અને મ્લેચ્છો પણ કરે છે.'[3]

'સ્ત્રી, શૂદ્ર અને શ્વપાક બાળકના જાતકર્મ વખતે હંમેશાં, પાર્વણ વિધિ વડે, આમશ્રાદ્ધ કરે.' (પ્રચેતસ્)[4]

દેવીપુરાણ કહે છે કે સુખની ઇચ્છાવાળા ચારે વર્ણના લોકોએ વિષ્ણુની મૂર્તિ સ્થાપીને તેની પૂજા કરવી. તે જ પ્રમાણે અન્ત્યજો ભૈરવની પૂજા કરે. પણ ભૈરવ કંઈ એવો નીચો કે હલકો દેવ નથી કે એની પૂજા એકલા અન્ત્યજોથી જ કરાય. ભૈરવની પૂજા પણ ચારે વર્ણોએ કરવી ઘટે છે.

શિવપુરાણે બીજાઓની સાથે પ્રતિલોમ જાતિઓ (જેમાં નિષાદ, ચાંડાલ ઇ૦ સર્વનો સમાવેશ થાય છે) તેમને પણ મન્ત્રોચ્ચારપૂર્વક શિવલિંગની પૂજાનો અધિકાર આપ્યો છે.[૫]

'હીન યોનિમાં જન્મેલો માણસ જ્યોતિર્લિંગનાં દર્શન કરે ત્યાર પછી તેનો જન્મ પવિત્ર સત્કુળમાં થાય છે. એવો માણસ મ્લેચ્છ, અન્ત્યજ કે પણ્ઢ હોય તોપણ તે દ્વિજ થઈને મુક્તિ પામે છે. માટે જ્યોતિર્લિંગનું દર્શન કરવું.' (શિવપુરાણ)[૬]

'અંત્યજ, મૂર્ખ, મૂઢ, પતિત, નિર્મર્યાદ, અને નીચ એમાંથી કોઈને આ મન્ત્ર ફળ્યા વિના રહેતો નથી. અન્ત્યજ અથવા અધમ, મૂર્ખ કે પંડિત શ્રદ્ધાપૂર્વક પંચાક્ષરી મન્ત્ર (નમઃ શિવાય)નો જપ કરે તો પાપપંજરમાંથી છૂટી જાય. મારા સર્વ ભક્તોને મારા પંચાક્ષર મન્ત્રનો જાપ કરવાનો અધિકાર છે. તેથી તે મન્ત્ર શ્રેષ્ઠ છે, કેમ કે તેનો જપ કરવાનો અધિકાર ઠરાવવામાં માણસની જાતિ જોવાની રહેતી નથી.' (શિવપુરાણ)[૭]

અહીં હરિજનોને પણ, બીજાઓની પેઠે, મૂર્તિ કે લિંગનો સ્પર્શ કરીને પૂજવાનો અધિકાર આપેલો છે, એ કહેવાની જરૂર નથી. બીજા કરતાં એને ઓછો અધિકાર છે, અથવા તેને મૂર્તિના સ્પર્શનો અધિકાર નથી, એવું ઉપલાં વચનોમાં કહ્યું નથી. એમાં કશી શંકા ન રહે એવાં આ બૃહન્નારદીયનાં વચનો છે :

'બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, સ્ત્રીઓ, અન્ત્યજો વગેરે એ સિંહરૂપધારી સુરશ્રેષ્ઠ વિષ્ણુની પૂજા કરીને, કોટિ જન્મમાં ઉપજેલા અશુભ દુઃખમાંથી છૂટી જાય છે. તેમણે ત્યાં નરસિંહની પ્રદક્ષિણા કરવી, ચન્દન, પુષ્પ, ધૂપ વગેરેથી તથા માથું ને શરીર નમાવીને,

તેની પૂજા કરવી. કપૂર, અને ચંદન ચોપડેલાં જાસવંતીનાં ફૂલ નરસિંહના માથા પર ચડાવવાં.'[૮]

આવી પૂજા મૂર્તિને સ્પર્શ કર્યા વિના કેવી રીતે થાય?

વિષ્ણુધર્મોત્તર કહે છે: 'અંધ, ષંઢ, જડ, અપંગ, પતિત, રોગીઓ ને અન્ત્યજો શાલિગ્રામશિલાની પૂજા કરીને ઉત્તમોત્તમ પદને પામે છે.'[૯]

દેવીભાગવતે બીજાઓની પેઠે મ્લેચ્છ અને ચાંડાલને પણ રુદ્રાક્ષ પહેરવાનો અધિકાર આપ્યો છે. તે રુદ્રાક્ષ પહેરે તો રુદ્ર થઈ જાય છે.[૧૦] તેવાને શિવના ધામમાં આવવાની મનાઈ કેમ કરાય?

'જેના શરીર પર રુદ્રાક્ષ છે ને જેના કપાળમાં ત્રિપુંડ્ર છે તે ચાંડાલ પણ અત્યંત પૂજ્ય છે. તે સર્વ વર્ણોમાં ઉત્તમોત્તમ છે.' (શિવપુરાણ)[૧૧]

'વિષ્ણુનો ભક્ત વર્ણબાહ્ય હોય તો પણ તે ત્રણે લોકને શુદ્ધ કરે છે. ભગવાનનો ભક્ત શૂદ્ર, નિષાદ કે શ્વપચ હોય તેને વિષે સામાન્ય જાતિભેદની દૃષ્ટિએ જોનાર માણસ અચૂક નરકે જાય છે.' (વામનપુરાણ)[૧૨]

મતલબ કે વૈષ્ણવોમાં જાતિભેદનું ઊંચનીચપણું ન હોઈ શકે. વૈષ્ણવ એટલે બધા સરખા. વૈષ્ણવધર્મ— અથવા ભાગવતધર્મ—નો આખો ઝોક જ આ ઊંચનીચપણું ભૂંસવા તરફ છે.

'ગોમૂત્ર, છાણ, દૂધ, દહીં, ઘી, કુશોદક, અને એક રાતનો ઉપવાસ શ્વપાકને પણ શુદ્ધ કરે છે.' (વિષ્ણુધર્મોત્તર ૨; ૪૨.)[૧૩]

મતલબ કે એ ચાંડાલત્વ ન ભૂંસી શકાય એવું તો છે જ નહીં.

'જેના કપાળમાં ગોપીચંદનનું શુભ્ર ઊર્ધ્વપુણ્ડ્ર (ઊભું તિલક) દેખાય તે ચાંડાલ હોય તોયે તે શુદ્ધાત્મા છે, અને પૂજ્ય જ છે, એમાં સંશય નથી.' (પદ્મપુરાણ)

ઊર્ધ્વપુણ્ડ્ર એકલા બ્રાહ્મણે કરવું એવો મત બ્રહ્માણ્ડપુરાણમાં દર્શાવેલો હતો. તેનો વિરોધ કરતાં પદ્મપુરાણે કહ્યું કે 'ઊર્ધ્વપુણ્ડ્ર કરવાની મનાઈ કોઈને કહી છે જ નહીં. ક્ષત્રિયો વગેરે જે કોઈ વિષ્ણુના ભક્ત હોય તે સહુને તે ધારણ કરવાનો અધિકાર છે.'[૧૪]

'તિલક ધારણ કરવાથી, ચાંડાલથી માંડીને સહુ શુદ્ધ થાય છે.' (સ્કંદપુરાણ)[૧૫]

પદ્મપુરાણ એ વૈષ્ણવ સંપ્રદાયનો ઘણો અગત્યનો ગ્રંથ છે. તેના વચન પ્રમાણે તો, ઊભું તિલક ધારણ કરનાર ચાંડાલ પૂજાને પાત્ર છે, ને તેને વૈષ્ણવ મંદિરમાં આવવાની મનાઈ ન કરાય.

'ચાંડાલ કરતાં નઠારો તો વૈષ્ણવોનો નિંદક છે. ચાંડાલને તો વિષ્ણુ સમાન જાણવો. એને વિષે વિચાર કરવાનો હોય જ નહીં.' (સ્કંદપુરાણ)[૧૬]

'વારાણસી પુરીને ધન્ય છે. તે પુણ્યપાપનો ખારો પાટ છે. ત્યાં ચંડાલ અને પંડિત બંનેને સરખી રીતે મોક્ષ મળે છે.'[૧૭] 'કાશીનો અન્ત્યજ પણ શ્રેષ્ઠ છે; બીજી જગાનો શ્રોત્રિય પણ એવો શ્રેષ્ઠ નથી.' (સ્કંદપુરાણ)[૧૮]

આ વચનોના શબ્દાર્થ તરફ જોવાનું નથી. એમાં જે ભાવ રહેલો છે તે અગત્યનો છે. ભક્તિમાર્ગે ભક્તિના વિષયમાં બ્રાહ્મણ અને ચાંડાલને સમાન ગણ્યા છે, એ ખાસ નોંધવા જેવું છે. ચાંડાલ બીજા કરતાં નીચો નથી, તેમ એ પ્રદેશમાં કોઈ કોઈથી ઊંચું કે નીચું નથી, અને ભગવાનની ભક્તિ ને પૂજા કરવાનો તથા તિલક વગેરે ધારણ કરવાનો સહુને અધિકાર છે, એમ બતાવવાનો આ વચનોનો આશય છે.

'બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને અન્ત્યજો સહુ ગંડિકા નદીના પાણીના દર્શનથી મુક્તિ પામે છે.' (પદ્મપુરાણ)[૧૯]

'જે માણસ મારો ભક્ત હોય ને દિવ્ય ચિહ્નો ધારણ કરે, તે શ્વપાક કે ગોઘાતક હોય તોપણ મારા લોકમાં આવે છે.' (ભવિષ્યપુરાણ)[૨૦]

'ઊર્ધ્વપુણ્ડ્ર ધારણ કરનારો, ભલે શ્વપાક હોય તોપણ, તે જ્યાં ક્યાંક મરી જાય ત્યાંથી વિમાનમાં બેસીને મારી પાસે આવે છે.' (ભવિષ્યપુરાણ)

'ચાંડાલથી માંડીને સર્વ વર્ણના જે માણસો પાપી, અધર્મી, અંધ, મૂક, પંગુ, કુલહીન, દુરાત્મા હોય તેઓ, તેમ જ બીજાઓ

धवलेश्वरनी आराधना करीने સ્વર્ગમાં ગયા છે, ને હજુ પણ જશે. પુલ્કસ, શ્વપાક, કે બીજા પણ જે કોઈ મ્લેચ્છ જાતિના લોકો હરિના ચરણની એકાગ્રપણે સેવા કરે તે મહાત્માઓ વંદનીય છે. ભક્તિમાન શ્વપાકની તો દેવો પણ પૂજા કરે છે.' (પદ્મપુરાણ) [૨૧]

એથીયે અગત્યની વાત હવે કહે છે. વૈષ્ણવ કોને કહેવાય?

'જેના મુખમાં હરિનું નામ છે, જેના હૃદયમાં સનાતન વિષ્ણુનું સ્મરણ છે, ને જેના ઉદરમાં વિષ્ણુનું નૈવેદ્ય છે તે — ભલે શ્વપાક હોય તોયે — વૈષ્ણવ છે.' (પદ્મપુરાણ) [૨૨]

જેના મુખમાં હરિનું નામ છે, ને જેના મનમાં હરિનું દર્શન કરવાની આતુરતા જાગી છે, તે તો વૈષ્ણવ છે જ. એનું મુખ ને એના પગ હરિમંદિર તરફ વળ્યા છે એટલું બસ છે.

'ચારે વેદ ભણેલો માણસ મને પ્રિય નથી. મારો ભક્ત શ્વપાક હોય તોયે તે મને પ્રિય છે. તેને આપવું, તેની પાસેથી લેવું, ને જેમ મારી પૂજા કરો તેમ તેની પૂજા કરવી.' (પુરાણ) [૨૩]

'રામ રામ રામ રામ એવો જપ કરવાથી ચંડાલ પણ પવિત્ર થાય છે.' (પદ્મપુરાણ) [૨૪]

દસ્યુઓને પણ વેદધર્મક્રિયા કરવાનો અધિકાર છે, એમ વાલ્મીકિરામાયણના માહાત્મ્યમાં કહ્યું છે.[૨૫] પદ્મપુરાણ કહે છે કે ચાંડાલો ને હીન વર્ણો હલકા છે એ વાત વીસરી જાઓ, ને વિષ્ણુની પેઠે તેમની પણ પૂજા કરો.

'चांडालो तथा बीजा हीन गणाता वर्णोमां जन्मेला माणसोने पग धोवानुं पाणी तथा पुष्कळ भोजन आपी, विष्णुनी पेठे तेमनी पूजा करो.'[२६]

આવાં વચનો હિંદુ ધર્મનું ખરું હાર્દ પ્રગટ કરે છે. તેને કેમ વિસારે પાડી શકાય?

આ વિષયને અંગે મહામહોપાધ્યાય શ્રીધરશાસ્ત્રી પાઠક કહે છે:

'ઉપર જે વચનો આપ્યાં છે તે પરથી જણાય છે કે અસ્પૃશ્ય ગણાતા લોકોની અસ્પૃશ્યતા દૂર કરવાની શક્તિ આટલી ચીજોમાં છે: (૧) ઊર્ધ્વપુણ્ડ્રધારણ, (૨) તુલસીમાલાદિ વિષ્ણુનિર્માલ્ય, (૩) વૈષ્ણવ,

(૪) રુદ્રાક્ષ અને ત્રિપુણ્ડ્રનું ધારણ, (૫) ગોમૂત્ર, ગોમય, દૂધ, દહીં, ઘી, કુશોદક, એક રાત્રિનો ઉપવાસ, (૬) ઘરમાં ગાય, (૭) તિલક-ધારણ, (૮) ગાયનું ધારોષ્ણ દૂધ, (૯) કાશીનિવાસ, (૧૦) અર્થ-શુદ્ધિ, એટલે પૈસાના વહેવારમાં ચોખ્ખાઈ; એને બીજી પાવન વસ્તુઓ કરતાં પણ અધિક મહત્ત્વ આપ્યું છે. આ યાદી જોવાથી જગતમાંથી અસ્પૃશ્યતા નાબૂદ કરવી એ કેટલું સહેલું છે તે દેખાઈ આવશે. શૈવ અથવા વૈષ્ણવ થવાથી કોઈ પણ માણસ અસ્પૃશ્યતામાંથી મુક્ત થઈને સ્પૃશ્ય થાય એવું અભિમાન અગાઉના શૈવો ને વૈષ્ણવોને હતું. તો પછી આજના જ શૈવો ને વૈષ્ણવોએ અસ્પૃશ્યતાથી શા સારુ ડરવું જોઈએ એ સમજાતું નથી! ઊર્ધ્વપુણ્ડ્ર આદિ બાહ્ય ચિહ્નો ધારણ કરવાનો જો આટલો પ્રભાવ કહ્યો છે, તો પ્રત્યક્ષ ભક્તિવાળા અંતઃ-કરણનો મહિમા આથી ઘણો જ મોટો હોય એ દેખીતું છે; અને તેને લીધે જ ભક્તિમાન ચાંડાલને પણ અત્યંત શ્રેષ્ઠ અને પૂજ્ય માનવો એમ ઠેકઠેકાણે કહેલું છે.'[૨૭]

વળી અત્રિસ્મૃતિમાં કહ્યું છે: 'કપિલા ગાયનું ધારોષ્ણ (શેડ-કઢું) દૂધ પીવું તે કૃચ્છ્ર વ્રત છે, એમ વ્યાસે કહ્યું છે. આવું દૂધ પીવાથી શ્વપાક પણ શુદ્ધ થાય છે.'[૨૮] એ બતાવે છે કે આ અન્ત્યજ-પણું ને આ અસ્પૃશ્યતા કદી દૂર ન થઈ શકે એવું શાસ્ત્રકારોએ તો માન્યું નહોતું જ.

## ટિપ્પણો

૧. अहो बत श्वपचोऽतो गरीयान् यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ।
भा. ३; ३३; ७.

विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थ-
प्राणं पुनन्ति सकुलं न तु भूरिमानः ॥ भा. ७; ९; १०.

श्रवणात् कीर्तनाद् ध्यानात् पूयन्तेऽन्तेवसायिनः ।
भा. १०; ७०; ४३.

श्रवणं कीर्तनं चास्य स्मरणं च महामते ।
सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ।
नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः ॥ भा. ७; ११; ११-२.

२. ब्राह्मणाः क्षत्रिया वैश्याः स्त्रियः शूद्रान्त्यजातयः ।
संपूज्य तं सुरवरं प्राप्नुवन्ति परां गतिम् ॥
मद्भक्ताः क्षत्रिया वैश्याः स्त्रियः शूद्रान्त्यजातयः ।
प्राप्नुवन्ति परां सिद्धिं किं पुनस्त्वं द्विजोत्तम ॥
श्वपाकोऽपि च मद्भक्तः सम्यक्श्रद्धासमन्वितः ।
प्राप्नोत्यभिमतां सिद्धिमन्येषां वै च का कथा ॥ ब्रह्मपुराण

३. सर्वे वर्णा यजन्त्येतांश्चत्वारश्च यथागमम् ।
तथा संकरजात्यश्च म्लेच्छाश्चापि यजन्ति वै ॥ ब्रह्माण्डपुराण

४. स्त्री शूद्रः श्वपचश्चैव जातकर्मणि चाप्यथ ।
आमश्राद्धं सदा कुर्याद्विधिना पार्वणेन तु ॥ प्रचेतस्

५. ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा प्रतिलोमजः ।
पूजयेत् सततं लिंगं तत्तन्मन्त्रेण सादरम् ॥ शि. पु.

६. हीनयोनौ यदा जातो ज्योतिर्लिंगं च पश्यति ।
तस्य जन्म भवेत्तत्र विमले सत्कुले पुनः ॥
म्लेच्छो वाप्यन्त्यजो वापि षण्ढो वापि मुनीश्वराः ।
द्विजो भूत्वा भवेन्मुक्तस्तस्मात्तद्दर्शनं चरेत् ॥ शि. पु.

७. अन्त्यजस्यापि मूर्खस्य मूढस्य पतितस्य च ।
निर्मर्यादस्य नीचस्य मन्त्रोऽयं न च निष्फलः ॥
अन्त्यजो वाधमो वापि मूर्खो वा पण्डितोऽपि वा ।
पञ्चाक्षरजपे निष्ठो मुच्यते पापपञ्जरात् ॥
किमत्र बहुनोक्तेन भक्ताः सर्वेऽधिकारिणः ।
मम पञ्चाक्षरे मन्त्रे तस्मात् श्रेष्ठतरो हि सः ।
अस्य मन्त्रस्य जात्यादीननपेक्ष्य प्रवर्तनात् ॥ शि. पु.

८. ब्राह्मणाः क्षत्रिया वैश्याः स्त्रियः शूद्रान्त्यजादयः ।
संपूज्य तं सुरश्रेष्ठं भक्त्या सिंहवपुर्धरम् ॥

मुच्यन्ते चाशुभाद् दुःखाज्जन्मकोटिसमुद्भवात् ।
कृत्वा प्रदक्षिणं तत्र नरसिंहं प्रपूजयेत् ॥
गन्धपुष्पादिभिर्धूपैः प्रणम्य शिरसा वपुः ।
कर्पूरचन्दनाक्तानि जातिपुष्पाणि मस्तके ।
प्रदद्यान्नरसिंहस्य ततः सिद्धिः प्रजायते ॥
बृहन्नारदीय — उ. खं. अ. ५५.

९. अन्धाः क्लीबा जडा व्यङ्गाः पतिता रोगिणोऽन्त्यजाः ।
शालग्रामशिलां पूज्य पदं गच्छन्त्यनुत्तमम् ॥ वि. ध.

१०. म्लेच्छो वाप्यथ चाण्डालो युतो वा सर्वपापकैः ।
रुद्राक्षधारणादेव स रुद्रो नात्र संशयः ।
ब्राह्मणो वापि चाण्डालो निर्गुणः सगुणोऽपि च ॥ दे. भा.

११. रुद्राक्षा यस्य गात्रेषु ललाटे तु त्रिपुण्ड्रकम् ।
स चाण्डालोऽपि संपूज्यो सर्ववर्णोत्तमोत्तमः ॥ शि. पु.

१२. वैष्णवो वर्णबाह्योऽपि पुनाति भुवनत्रयम् ।
शूद्रं वा भगवद्भक्तं निषादं श्वपचं तथा ।
वीक्षयते जातिसामान्यं स याति नरकं ध्रुवम् ॥ वा. पु.

१३. गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।
एकरात्रोपवासश्च श्वपाकमपि शोधयेत् ॥ वि. ध. २; ४२.

१४. ऊर्ध्वपुण्ड्रं मृदा शुभ्रं ललाटे यस्य दृश्यते ।
चाण्डालोऽपि विशुद्धात्मा पूज्य एव न संशयः ॥ प. पु. ४; २१.
ऊर्ध्वपुण्ड्रं तु सर्वेषां न निषिद्धं कदाचन ।
धारयेयुः क्षत्रियाद्या विष्णुभक्ता भवन्ति ये ॥ प. पु.

१५. आचाण्डालाद् विशुध्यन्ति तिलकस्य च धारणात् ।
स्कं. पु. ४; २९.

१६. चाण्डालादधिकं मन्ये वैष्णवानां हि निन्दकम् ।
स च विष्णुसमो ज्ञेयो नात्र कार्या विचारणा ॥
स्कं. पु. ४; २९.

१७. ऊषरः पुण्यपापानां धन्या वाराणसी पुरी ।
ध्रुवं लभन्ते मोक्षं च समं चण्डालपण्डिताः ॥
स्कं. पु. ५; ६२.

१८. अन्त्यजोऽपि वरं काश्यां नान्यत्र श्रुतिपारगः ।
संसारपारगः पूर्वश्चान्यश्चात्यन्ततोऽप्यधः ॥ स्कं. पु. ४; ९७.

१९. ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चैवान्त्यजातयः ।
सर्वे ते वै विमुच्यन्ते दर्शनाद् गण्डिकाम्बुनः ॥
प. पु. ६; ७५.

२०. यो नरो मम भक्तस्तु दिव्यचिह्नानि धारयेत् ।
श्वपाको वाथ गोघ्नो वा मम लोकं स गच्छति ॥ भ. पु.

२१. ये पापिनोऽप्यधर्मिष्ठा अन्धा मूकाश्च पङ्गवः ।
कुलहीना दुरात्मानः श्वपचाद्या हि मानवाः ॥
यादृशास्तादृशाश्चान्ये आराध्य धवलेश्वरम् ।
गतास्तेऽपि गमिष्यन्ति नात्र कार्या विचारणा ॥
प. पु. ६; ५१.

पुल्कसाः श्वपचो वापि ये चान्ये म्लेच्छजातयः ।
तेऽपि वन्द्या महाभागा हरिपादैकसेवकाः ॥ प. पु. ३; ५०.
श्वपचो भक्तियुक्तस्तु त्रिदशैरपि पूज्यते । प. पु. ६; ३१२.

२२. येषां वक्त्रे हरिर्नाम हृदि विष्णुः सनातनः ।
उदरे विष्णुनैवेद्यं स श्वपाकोऽपि वैष्णवः ॥ प. पु. ५; १०.

२३. न मे प्रियश्चतुर्वेदी मद्भक्तः श्वपचः प्रियः ।
तस्मै देयं ततो ग्राह्यं स च पूज्यो यथा ह्यहम् ॥

२४. राम रामेति रामेति रामेति च पुनर्जपन् ।
स चण्डालोऽपि पूतात्मा जायते नात्र संशयः ॥
प. पु. ६; ७१; २०.

२५. भूमिपानां च शुश्रूषा कर्तव्या सर्वदस्युभिः ।
वेदधर्मक्रियाश्चैव तेषां धर्मो विधीयते ॥ वा. रा. माहात्म्य

२६. चाण्डालप्रमुखा येऽन्ये हीनवर्णसमुद्भवाः ।
विष्णुवत्पूजितव्यास्ते पाद्याद्यैर्भूरिभोजनैः ॥ प. पु.

२७. પાઠક: એજન, પૃ. ૧૪૩–૪.

२८. कपिलायास्तु दुग्धाया धारोष्णं यत्पयः पिबेत् ।
एष व्यासकृतः कृच्छ्रः श्वपाकमपि शोधयेत् ॥ अत्रि. १२८.

૧૧

# હરિજનને મંદિરપ્રવેશનો અધિકાર

ગયા પ્રકરણમાં, દેવોની મૂર્તિની પૂજા કરવાનો હરિજનોનો અધિકાર સિદ્ધ કરનારાં વચનો ટાંક્યાં છે, તેમાં ગર્ભિત રીતે મન્દિરપ્રવેશનો અધિકાર આવી જાય છે. મૂર્તિનો સ્પર્શ કરવાનો નિષેધ તો એમને માટે નથી જ, એટલું એ વચનો બહુ સ્પષ્ટ કરે છે. વૃદ્ધહારીત પ્રતિલોમ તથા અનુલોમને દુર્ગા, ગણપતિ, ને ભૈરવની પૂજા કરવાની છૂટ આપે છે.[૧] વેંકટેશ્વર દેવની અષ્ટવિધા ભક્તિ ગણાવી છે, તેમાં જાતે પૂજન કરવું એ પણ એક અંગ છે; અને કહ્યું છે કે આવી અષ્ટવિધા ભક્તિ જે મ્લેચ્છમાં પણ હોય તે જ મુક્તિ પામે છે. અર્થાત્ મ્લેચ્છનો વેંકટેશ્વરની પૂજા કરવાનો અધિકાર આ પરથી સાબિત થાય છે.[૨] દેવીની પૂજા કરવાનો અધિકાર ચાર વર્ણો ઉપરાંત બીજાઓને — જાતજાતની મ્લેચ્છ જાતિઓ તથા સર્વ દસ્યુઓને છે, એમ ભવિષ્યપુરાણમાં કહ્યું છે.[૩] જયસિંહકલ્પદ્રુમમાં આ વચન ટાંકી તેને ટેકો આપ્યો છે.[૪] હેમાદ્રિમાં કહ્યું છે કે દેવીપૂજામાં અંત્યજ કુમારીની પૂજા વિધિપૂર્વક ને આદરભેર કરવી એ પણ આવશ્યક છે.[૫] આવી પૂજા સ્પર્શ વિના કેમ થઈ શકે? સ્કંદપુરાણ કહે છે કે 'જે સ્ત્રીઓ અથવા શૂદ્રો, શ્વપાકો ને અન્તવાસીઓ લિંગરૂપી શિવની અર્ચા અર્થાત્ પૂજા કરે છે તે સર્વ દુઃખ હરનાર શિવને મેળવે જ છે.'[૬] શિવપુરાણ કહે છે : 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અથવા પ્રતિલોમ જાતિના માણસે, તે તે મન્ત્ર સાથે, આદરપૂર્વક શિવલિંગની સતત પૂજા કરવી જોઈએ.'[૭] સ્મૃતિરત્નાકર શાલિગ્રામ-શિલાની પૂજા કરવાના અધિકારીમાં અન્ત્યજને પણ ગણાવેછે.[૮] આ પૂજા હરિજનોથી પોતાના ઘરમાં કેમ થઈ શકે? તેમને ત્યાં શાલિગ્રામ, શિવલિંગ કે જુદા જુદા દેવોની મૂર્તિઓ હોઈ શકે નહીં.

સ્વર્ગદ્વારતીર્થમાં મરણ પામનાર સ્વર્ગે જાય છે, એમ સ્કંદપુરાણમાં કહ્યું છે. એમાં બીજાઓની સાથે વર્ણસંકરો, કૃમિઓ, મ્લેચ્છો, ને સંકીર્ણ પાપયોનિઓની પણ ગણના કરી છે. એટલે એ તીર્થમાં જવાની આ બધાંને છૂટ છે જ.[૯] ઋણમોચનતીર્થમાં ચાર વર્ણો ઉપરાંત બીજાઓને પણ સ્નાન કરવાનો અધિકાર છે.[૧૦] દેવીભાગવતમાં દેવીપીઠતીર્થનું વર્ણન છે, ત્યાં કહ્યું છે કે 'એ તીર્થમાં ચાણ્ડાલો વગેરે જે કોઈ હાજર હોય તે સર્વ દેવીનાં રૂપ છે, ને તેથી તેમની પૂજા કરવી જોઈએ.'[૧૧] પુરીમાં આવેલા જગન્નાથના મન્દિરમાં શ્રીકૃષ્ણ, બલભદ્ર ને સુભદ્રાની જે મૂર્તિઓ છે તેને વિવિધ વાદ્યોના નાદ સાથે મંચ ઉપર મૂકીને, લાખો બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો ને બીજાઓએ — સ્ત્રીઓ તેમ જ પુરુષોએ — તેમનું પૂજન કરવું, એમ બૃહન્નારદીયપુરાણમાં કહ્યું છે.[૧૨] એ જ મન્દિરને વિષે બ્રહ્મપુરાણ કહે છે: 'પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અન્ય જાતિઓનાં લાખો સ્ત્રીપુરુષોથી વીંટળાયેલા, હલાયુધની સાથે મંચ પર સ્થાપિત એવા, કૃષ્ણને લાખો ગૃહસ્થો, સ્નાતકો, યતિઓ ને બ્રહ્મચારીઓ સ્નાન કરાવે છે.'[૧૩]

રામેશ્વરના મન્દિરને વિષે સ્કંદપુરાણ વિસ્તારથી કહે છે:

'माणसोमां कोई ऊंचु नथी ने कोई नीचुं नथी. माणसमात्र समान छे. જે માણસ ભક્તિભાવે રામેશ્વરના મહાલિંગનાં દર્શન કરે, જે શ્વપાક હોઈને પણ રામેશ્વરનો ભક્ત હોય, તેની બરોબરી આખા ભૂતળમાં કોઈ કરી શકતું નથી. મારી ભક્તિ કરવાની આઠ રીત છે — મારા ભક્તોને વિષે વાત્સલ્ય, તેમની પૂજા ને તેમનું પરિતોષણ, એ લિંગનું ભક્તિભાવે પૂજન, ને તેને અર્થે દેહની ક્રિયાઓ. . . . આવી અષ્ટધા ભક્તિ જે મ્લેચ્છમાં પણ હોય તેને જ મુક્તિક્ષેત્રનો ભાગીદાર કહેવાય.'[૧૪]

વૃષભધ્વજતીર્થમાં બીજાઓ ઉપરાંત અન્ત્યજોનાં નામ દઈને પણ પિંડ આપી શકાય છે.[૧૫] ધ્રુવતીર્થમાં બ્રાહ્મણો વગેરે ઉપરાંત પ્રતિલોમ તેમ જ અનુલોમ બંને પ્રકારની સંતતિને પણ પિતાનું

નામ દઈને શ્રાદ્ધ કરવાનો અધિકાર છે.[16] દોલોત્સવમાં ઠાકોરજીનો હીંડોળો હલાવવાનો અધિકાર સહુને છે, એમ પદ્મપુરાણે કહ્યું છે.[17]

સ્કંદપુરાણમાં કહ્યું છે કે પારધી (વાઘરી)એ પણ ચૌદશે શિવમન્દિરમાં દીવો કર્યો.[18] વળી એ જ પુરાણમાં કહ્યું છે કે એક વ્યાધ નાહીને મુક્તિલિંગ પાસે ગયો; બ્રાહ્મણની સાથે તેણે મુક્તિલિંગનાં દર્શન કર્યાં; અને તે જ ક્ષણે તેને દિવ્ય દેહ પ્રાપ્ત થઈને તે એ લિંગમાં લય પામ્યો.[19] અહીં મૂળમાં समीपतः શબ્દ છે. મંદિરમાં પ્રવેશ કર્યા વિના શિવલિંગની પાસે જઈને દર્શન કરવાનું કેવી રીતે બની શકે?

પદ્મપુરાણમાં એક કથા છે. નીલ પર્વત પર એક મન્દિર હતું. તેના દર્શનથી કેટલાક હરિજનો પવિત્ર થયા. તે જાણી રાજા પાંચ જણને લઈ ત્યાં ગયો, પૂજા કરી, ને ચારે સેવકો સાથે રાજારાણીએ નૈવેદ્ય ખાધું. રાજા સાથે ગયેલાં પાંચ જણ તે પ્રધાન, રાણી, કરંભ, વણકર (તન્તુવાયક), અને બ્રાહ્મણ એટલાં હતાં.[20] વરાહપુરાણમાં એક વ્યાધને વિષે કહ્યું છે કે તે અગ્નિહોત્ર રાખતો ને હંમેશાં અગ્નિની પૂજા કરતો.[21] સ્કંદપુરાણમાં કહ્યું છે કે ગંગાના પાણીમાં સ્નાન કરવું, ને પછી હાટકેશ્વર મહાદેવના લિંગનું દર્શન કરવું; એમ કરવાથી ચંડાલનું ચંડાલપણું દૂર થઈને તે શુદ્ધ થાય છે. એક રાજા ગંગામાં સ્નાન કરવાથી જ ચંડાલપણામાંથી છૂટી ગયો.[22] સ્કંદપુરાણમાં એક વાત છે કે એક શિવલિંગ વધવા જ લાગ્યું. લોકોને ચિન્તા પેઠી કે હવે આ કેવડું મોટું થશે? તેમણે મહાદેવની સ્તુતિ શરૂ કરી. આકાશવાણી થઈ કે 'એક ચાંડાલને મારી પાસે લઈ આવો.' લોકો તો એક જાતિચાંડાલને લઈ આવ્યા. છતાં લિંગ વધતું અટક્યું નહીં. પછી એક કર્મચાંડાલને પકડી લાવ્યા ત્યારે લિંગ વધતું અટક્યું!

પદ્મપુરાણમાં એક વાત એવી છે કે એક પુલ્કસ મરણપથારીએ પડેલો હતો, ત્યાં એક બ્રાહ્મણે તેને માથે તુલસી મૂકી ને છાતી પર શાલિગ્રામ મૂક્યો. તેને લીધે તે પુલ્કસ સ્વર્ગે ગયો. એ સ્પર્શ પછી બ્રાહ્મણ નાહ્યો એમ વાતમાં કહ્યું નથી.[23] વળી શાલિગ્રામ ને મૂર્તિના

સ્પર્શથી માણસો પવિત્ર થતા; માણસના સ્પર્શથી મૂર્તિ અભડાતી નહોતી.[૨૪] सर्व देवोनी मूर्तिओनी पूजा करवानो अधिकार सर्व वर्णोने हतो.[૨૫]

'મૂળ જે જાતિઓ અન્ત્યજમાં ગણાતી હતી તેમાંની કેટલીકના માણસો જ આજે કેટલાંક પ્રસિદ્ધ દેવાલયોના વતનદાર પૂજારી છે. દાખલા તરીકે, ઇંદોર સંસ્થાનમાં આવેલા ઓંકારેશ્વરના પૂજારી ભીલ છે. કાગવાડનાં સંતુબાઈના પૂજારી માંગ છે. કર્ણાટકના હુકેરી તાલુકામાં આવેલી વળવ્યા દેવીના પૂજારી બેરડ (બુરુડ) છે. જેજુરીના પ્રસિદ્ધ મંદિરની રોજની વાળઝૂડ કરનાર કોષ્ટિક (કોળી) છે. મહીપતિના 'સંતવિજય'માં ચોખામેળા મહારને પંઢરીનાથ પોતે પોતાના મંદિરના ગભારામાં લઈ આવ્યાની વાત છે. સારાંશ જે અંત્યજાદિકના સ્પર્શથી એક મૂર્તિની પવિત્રતાનો નાશ થતો નથી તેમના સ્પર્શથી કોઈ પણ મૂર્તિ અભડાય એ શક્ય નથી. સારાંશ, અંત્યાજ્નદિના સ્પર્શથી દેવમૂર્તિનું દેવત્વ નષ્ટ થાય છે અથવા તેમાં કંઈ બાધ આવે છે એવી કલ્પના ધર્મગ્રંથોને માન્ય હોય એમ જરા પણ દેખાતું નથી.'[૨૬]

બિહાર પ્રાન્તમાં વૈદ્યનાથ મહાદેવનું પ્રસિદ્ધ મન્દિર છે. વૈદ્યનાથ બાર જ્યોતિર્લિંગોમાંનું એક ગણાય છે. આજે અસ્પૃશ્ય મનાય છે એવી અમુક જાતિઓ પ્રાચીન કાળથી આ મન્દિરમાં દર્શન અને પૂજન માટે છડેચોક જાય છે. બંગાળના નમોશૂદ્ર, નાથભંગી, કચોંટ (કૈવર્ત), પોદ, બાગતી, ઝાલોમાલો, બિહારના દુસદ, ગોદાઈ, કોરી, પાસી, દબગર (ચમાર), ભગત (ચમાર), યુક્ત પ્રાન્તના કોરી (મહાર), કોલ, કપાલી વગેરે જાતિઓને વૈદ્યનાથના પંડા મન્દિરમાં લઈ જાય છે, અને તેમને હાથે પૂજા પણ કરાવે છે. આ જ્યોતિર્લિંગના મૂળ પૂજકો સંથાલ (ભીલ) લોકો જ હતા. પદ્મપુરાણમાં આ ક્ષેત્રનું વર્ણન આ પ્રમાણે છે: ગંગાજીના દક્ષિણ પ્રદેશમાં રણખંડ નામનું જંગલ છે. તેમાં નંદન પહાડ છે. એ પહાડની પાસે ભગવાન વૈદ્યનાથજીનું રાવણે સ્થાપેલું જ્યોતિર્લિંગ છે. એની પૂજા એ અરણ્યમાં રહેનારા કાળી ચામડીના ભીલો કરે છે. વૈદ્યનાથજી પાર્વતીને કહે

છે, 'गजनीला महाभिल्लाः सर्वे मल्लिङ्गपूजकाः। હાથીના જેવા કાળા મોટા મોટા ભીલો મારા લિંગની પૂજા કરે છે. ભીલોનો રાજા જવ મારો ભક્ત હતો, તે મારી પૂજાભક્તિ કરવાથી મોક્ષ પામ્યો.' વૈદ્યનાથમાં એ ભીલનું મન્દિર છે, તેની પૂજા આજે સર્વ વર્ણના લોકો કરે છે.

હરિજનના પ્રવેશથી મંદિરની શુદ્ધિ કરવી પડે, એવું એક વચન વૃદ્ધહારીતનું બતાવવામાં આવે છે :

'ચંડાલ, પતિત વગેરે મહેલ અને દેવમંદિરની અંદર પેસે, તો તેની શુદ્ધિ કેમ કરાય? તે જગાએ ગાયો ફેરવવી, ગોમૂત્રનો લેપ કરવો, મંત્ર ભણી દર્ભથી પાણી છાંટવું, અને પછી શ્રીસૂક્ત ભણીને આરતી કરવી.' ૨૭

પણ ખૂબી તો એ છે કે કોઈ પણ અવૈષ્ણવ — એટલે કે શૈવ, સ્માર્ત, શાક્ત, જૈન, બૌદ્ધ વગેરે કોઈ પણ — મંદિરમાં જાય તોપણ ઉપર કહી તે બધી જ શુદ્ધિ કરવી, એવી આજ્ઞા વૃદ્ધહારીતે કરી છે!!૨૮ એટલે કે વૈષ્ણવ સિવાયના સર્વ એની દૃષ્ટિએ ચાંડાલના જેટલા જ 'અશુદ્ધ' છે! 'શાસ્ત્ર'ને નામે ઓળખાતા ગ્રન્થોમાં જેને જેને 'ચાંડાલ' કહ્યા છે તે બધાને મંદિરમાં પેસવાની મનાઈ છે એમ ગણવામાં આવે તો તેનું શું પરિણામ આવે?

મન્દિરપ્રવેશની વિરુદ્ધ બીજું વચન ભૃગુસંહિતાનું ટાંકવામાં આવે છે. તેમાં કહ્યું છે: 'ચંડાલો, અન્ત્યજો, બીજી પ્રતિલોમ જાતિઓ, મ્લેચ્છો, નીચ ચંડાલો, ગુરુનિન્દા વગેરેથી પતિત થયેલા, વગેરે દેવાલયને સ્પર્શ કરે, તેમાં પ્રવેશ કરે, ને પૂજા વખતે દર્શન કરે, તેમાં વાંધો છે.'૨૯

આ વિષે મહારાષ્ટ્રના એક વિદ્વાન લખે છે :

'અહીં ચંડાલ શબ્દ સાવ મોઘમ છે. શૂદ્ર અને બ્રાહ્મણીની સંતતિ, સંન્યાસ લીધા પછી સ્વસ્ત્રીથી જન્મેલો દીકરો, સગોત્ર પત્નીનો પુત્ર, અને કાનીન પુત્ર, એટલા જન્મચંડાલ છે.* નાસ્તિક, પિશુન,

---

* મહાભારત, ભાગવત વગેરેના રચનાર મહર્ષિ વ્યાસ — કૃષ્ણદ્વૈપાયન સત્યવતીના કાનીન પુત્ર હતા, પણ એમને કોઈએ ચંડાલ માન્યા નથી.—ચં.

કૃતઘ્ન, દીર્ઘદ્વેષી અને નિર્દય ક્રિયાહીન મૂર્ખ, એ પાંચ કર્મચંડાલ છે. જ્ઞાતચંડાલ ૧૬ છે : રંગરેજ, ચમાર, બહુરૂપી અથવા નટ, બુરુડ, કોળી, મ્લેચ્છ, ભીલ, સોની, દરજી, ગારુડી, તેલી, માંગ, કુંભાર, કલાલ, વાળંદ અને શિલ્પજીવી. આ બધાએ મન્દિરોમાં ન જવું એમ જ માનવું રહ્યું ના?' [30]

અને વસિષ્ઠ વગેરે સ્મૃતિકારોએ મંદિરોના પૂજારીઓને ચાંડાલ અને અસ્પૃશ્ય કહ્યા છે,[31] તેનું શું? શાસ્ત્રીજી વળી કહે છે :

'ગુરુનિન્દા વગેરે દોષ કરનારા ને બીજા દોષોથી પતિત થયેલા જે અનેક હિંદુઓ છે, તેમણે પતિતપાવનને દર્શને ન જવું એમ કહેવામાં આવે તો અનવસ્થા થવાનો વખત આવશે. શિક્ષકોની મજાક ઉડાવનારા, ને તે કારણે સજા ને દંડ પામેલા, વિદ્યાર્થી કંઈ થોડા નહીં હોય. વળી પતિતોની યાદી કરવા બેસીએ, તો દુર્લભસ્તુ શુચિર્નરઃ એમ જ કહેવું પડે. એક બ્રાહ્મણ જ શાસ્ત્રદૃષ્ટિએ કઈ કઈ રીતે પતિત થાય છે તે જોઈએ — સાયંપ્રાતઃસંધ્યા ન કરવી; વેદાભ્યાસ ન કરવો; દૂધ ઘી વેચવાં ને ગમે તે ધંધો કરવો; કાંદા, લસણ, ગાજર વગેરે ખાવાં; અવિવાહિત રહેવું; ઘરમાં અગ્નિહોત્ર ન રાખવું; કોઈ પણ જાતનું શિલ્પ કરીને રોજી મેળવવી; આઠમે વર્ષે છોકરીને ન પરણાવવી; અવકીર્ણી બ્રહ્મચારીએ પ્રાયશ્ચિત્ત ન કરવું; દેવપૂજાનો ધંધો કરવો, અર્થાત્ એ પૂજામાંથી સીધી આડકતરી કોઈ પણ રીતે દ્રવ્ય મેળવવું; પૈસા લઈને ભણાવવું; શૂદ્રકર્મો કરવાં; સર્વ સંસ્કારો યથાવિધિ ન કરવા; અને અનેક પાતકોનાં શાસ્ત્રોમાં બતાવેલાં પ્રાયશ્ચિત્ત ન કરવાં; આજ આમાંથી કોઈ ને કોઈ રીતે પતિત ન થયેલો બ્રાહ્મણ મળવો મુશ્કેલ! એટલે તેમણે તથા તે પ્રમાણે દ્વિજોએ અર્થાત્ ક્ષત્રિયો ને વૈશ્યોએ સુધ્ધાં, મન્દિરોમાં ન જવું. ભૃગુસંહિતાના ઉપર આપેલા વચનનું પૂરેપૂરું પાલન કરવું હોય, તો તમામ મન્દિરોને તાળાં જ મારવાં રહ્યાં! એટલે બીજી બધી શાસ્ત્રવિરુદ્ધ વાતો જેમ ખપે છે, ને તેને રૂઢિ તથા વહીવટે માન્યતા આપી છે, તે જ પ્રમાણે મન્દિરપ્રવેશને પણ માન્યતા આપવી જોઈએ.' [32]

## ટિપ્પણો

१. प्रतिलोमानुलोमानां दुर्गागणसुभैरवाः ।
पूजनीया यथार्हेण बिल्वचन्दनधारणम् ॥ बृ. हा. २; ४५.

२. वेंकटेश्वरदेवस्य भक्तिरष्टविधा स्मृता ।
तद्भक्तजनवात्सल्यं तत्पूजापरितोषणम् ॥
स्वयं तत्पूजनं भक्त्या तदर्थे देहचेष्टितम् ।
तन्माहात्म्यकथावाञ्छा श्रवणेष्वादरस्तथा ॥
एवमष्टविधा भक्तिर्यस्मिन् म्लेच्छेऽपि वर्तते ।
स एव मुक्तिमाप्नोति . . . ॥

३. ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैरन्यैश्च मानवैः ।
एवं नानाम्लेच्छगणैः पूज्यते सर्वदस्युभिः ॥ भ. पु.

४. स्नातैः प्रमुदितैर्हृष्टैर्ब्राह्मणैः क्षत्रियैर्नृप ।
वैश्यैः शूद्रैर्भक्तियुक्तैर्म्लेच्छैरन्यैश्च मानवैः ॥ जयसिंहकल्पद्रुम

५. दारुणे चान्त्यजातीयां पूजयेद्विधिनादरात् । हेमाद्रौ स्कान्दे

६. येऽर्चयन्ति शिवं नित्यं लिङ्गरूपिणमेव च ।
स्त्रियो वाप्यथवा शूद्राः श्वपचा ह्यन्तवासिनः ।
ते शिवं प्राप्नुवन्त्येव सर्वदुःखोपनाशनम् ॥
स्कं. पु. १; १; ८; ११६–७.

७. ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा प्रतिलोमजः ।
पूजयेत्सततं लिङ्गं तत्तन्मन्त्रेण सादरम् ॥ शि. पु.

८. अन्धाः क्लीबा जडा व्यङ्गाः पतिता रोगिणोऽन्त्यजाः ।
शालिग्रामशिलां पूज्य पदं गच्छन्त्यनामयम् ॥ स्मृ. र.

९. ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा वै वर्णसंकराः ।
कृमिम्लेच्छाश्च ये चान्ये संकीर्णाः पापयोनयः ॥
स्कं. पु. २; ८; ३; १६.

१०. ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वाप्यन्य एव च ।
अस्मिंस्तीर्थवरे स्नात्वा वियोनिं न प्रयाति वै ॥
स्कं. पु. ३; १; ४२; १७.

११. तस्मिन् क्षेत्रे स्थिता ये तु चाण्डालाद्या अपि प्रभो ।
देवीरूपाः स्मृताः सर्वे पूजनीयास्ततो हि ते ॥
दे. भा. ७; ३०; ९०–१.

१२. तत्र नानाविधैर्वाद्यैः कृष्णं नीलाम्बरं सती ।
मंचे संस्थाप्य भद्रां च जयमङ्गलनिःस्वनैः ॥
ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैश्चान्यैश्च मोहिनी ।
अनेन शतसाहस्रैर्वृतं स्त्रीपुरुषैस्तथा ॥
बृ. ना., उ. खं. ६०; ४३–४.

१३. ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैः शूद्रैश्चान्यैश्च जातिभिः ।
अनेकशतसाहस्रैर्वृतं स्त्रीपुरुषैर्द्विजाः ॥
गृहस्थाः स्नातकाश्चैव यतयो ब्रह्मचारिणः ।
स्नापयन्ति तदा कृष्णं मञ्चस्थं सहलायुधम् ॥
ब्र. पु. ६२; ९, १०.

१४. न न्यूना नाधिकाश्च स्युः किंतु सर्वे जनाः समाः ।
रामेश्वरमहालिङ्गं यः पश्यति सभक्तिकम् ॥
न तेन तुल्यतामेति चतुर्वेद्यपि भूतले ।
रामेश्वरमहालिङ्गं भक्तो यः श्वपचोऽपि सन् ॥
मद्भक्तजनवात्सल्यं तत्पूजापरितोषणम् ।
स्वयं तत्पूजनं भक्त्या तदर्थे देहचेष्टितम् ॥ . . .
एवमष्टविधा भक्तिर्यस्मिन् म्लेच्छेऽपि वर्तते ।
स एव मुक्तिक्षेत्राणां दायभाक् परिकीर्त्यते ॥
स्कं. पु. ३; १; ४२; ३६, ३७. ३; १; ४३; २५, २९.

१५. ब्रह्मक्षत्रविशां वंशे शूद्रवंशेऽन्त्यजेषु च ।
येषां नाम गृहीत्वात्र दीयते ते समुद्धृताः ॥
स्कं. पु. ४; १; ६२; ७९.

१६. प्रतिलोमानुलोमानां शूद्राणां श्राद्धकर्मणाम् ।
सर्वेषां च त्वया दृष्टं येषां संततिरव्यया ॥
व. पु. १८०; ३१–२.

१७. आन्दोलनं ततः सर्वैः कर्तव्यं च विशेषतः ।
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा याश्चान्यजातयः

शङ्खचक्रगदाधारा ज्ञातव्या नगनन्दिनि ॥
प. पु. ६; ८३; ३२, ३४.

१८. लुब्धकोऽपि चतुर्दश्यां दीपं दत्त्वा शिवालये। स्कं. पु. २; ४.

१९. द्विजेन सहितो देवि दृष्ट्वा लिङ्गं सनातनम् ।
तत्क्षणाद्दिव्यदेहस्तु तस्मिंल्लिङ्गे लयं गतः ॥
स्कं. पु. ५; २; २५.

२०. अमात्यो राजपत्नी च करम्भस्तन्तुवायकः ।
राजा विप्रश्च पञ्चैते . . . . . ॥ प. पु. ५; १८–२२.

२१. मिथिलायां वरारोहे सदा पर्वणि पर्वणि ।
अग्निं परिचरन्नित्यं वदन् सत्यं सुभाषितम् ॥ व. पु. ८.

२२. करोतु जाह्नवीतोये स्नानं श्रद्धासमन्वितः ।
पश्चात्पश्यतु तल्लिङ्गं हाटकेश्वरसंज्ञितम् ॥
भविष्यति ततः शुद्धश्चण्डालत्वविवर्जितः ।
स्नातमात्रोऽथ राजासौ हाटकेश्वरदर्शनात् ।
चण्डालत्वेन निर्मुक्तो . . . . ॥ स्कं. पु. ६; ९.

२३. तुलसीं मस्तके तस्य धारयामास वैष्णवः ।
शिलां हृदि महाविष्णोर्धृत्वा प्राह स वैष्णवः ॥
प. पु. ५; २०; ६९.

२४. अशुचिर्वा दुराचारी सत्यशौचविवर्जितः ।
शालग्रामशिलां स्पृष्ट्वा सद्य एव शुचिर्भवेत् ॥ सारसंग्रह

२५. सर्ववर्णैस्तु संपूज्याः प्रतिमाः सर्वदेवताः । धर्माब्धिसार

२६. પાઠક: એજન, પૃ. ૧૯૨.

२७. प्रासाददेवहर्म्याणां चण्डालपतितादिषु ।
अन्तः प्रविष्टेषु तथा शुद्धिः स्यात्केन कर्मणा ।
गोभिः संक्रमणं कृत्वा गोमूत्रेणैव लेपयेत् ॥
पुण्याहं वाचयित्वा तु तत्तोयैर्दर्भसंयुतैः ।
संप्रोक्ष्य सर्वतः पश्चादेवं समभिषेचयेत् ।
श्रीसूक्तेन तदा दिव्यैर्दद्यान्नीराजनं द्विजः ॥ ह. हा. ९; ४०८.

२८. अवैष्णवस्पर्शनेऽपि एवं कुर्वीत वैष्णवः । ह. हा. ९; ४१३.

૨૯. चण्डालैरन्त्यजैश्चैव तथान्यप्रतिलोमजैः ।
म्लेच्छैश्च नीचचण्डालैर्गुरुनिन्दादिदूषितैः ॥
एवमादिभिः संस्पृष्टे देवागारे विशेषतः ।
स्पृष्टे प्रवेशने बाधा पूजाकाले च दर्शने ॥ भृगुसंहिता

૩૦. મહાદેવશાસ્ત્રી દિવેકર : 'ધર્મશાસ્ત્રમંથન' (મરાઠી), પૃ. ૧૨૦.

૩૧. बहिर्देवालकं स्पृष्ट्वा सवासा जलमाविशेत् । वसिष्ठस्मृति

ગણેશ, ભૈરવ, દુર્ગા, રુદ્ર વગેરેની ભક્તિપૂર્વક પૂજા કરનારો બ્રાહ્મણ હોય તે પણ દેવાલક, ને તેથી અસ્પૃશ્ય !

गणेशं भैरवं दुर्गां रुद्रादीनुग्रदैवतान् ।
योऽर्चयेद् भक्तिमान् विप्रः स वै देवालकः स्मृतः ॥

૩૨. દિવેકર : એજન, પૃ. ૧૨૧.

## ૧૨

# આ તે ધર્મ?

શાસ્ત્રોની ચર્ચાને અંગે 'કલિવર્જ્ય' પ્રકરણ'નો નિર્દેશ ઘણી વાર કરવામાં આવે છે. તેની મતલબ એ છે કે અમુક વસ્તુઓ કરવાની અગાઉનાં શાસ્ત્રોમાં લખી હોય તોપણ તે આ જમાનામાં કરવી નહીં. આ પ્રકરણ કોઈ જાણીતી સ્મૃતિમાં નથી, પણ આદિત્ય, બ્રહ્મ, બૃહન્નારદીય વગેરે પુરાણોમાં છે. અતિથિને માટે ગાય મારવાની ને નિયોગની જે પ્રથા વેદમાં જણાવી છે તે બંધ કરવી; અગ્નિહોત્ર રાખવું નહીં; સંન્યાસ લેવો નહીં; સંન્યાસીએ બધા વર્ણનું જમવું નહીં; દરિયાની મુસાફરી કરવી નહીં; વગેરે.

આની ચર્ચામાં ઊતરીએ તે પહેલાં એટલું જણાવવું જરૂરનું છે કે પાછલાં બે પ્રકરણ (૧૦ ને ૧૧)માં હરિજનોનો પૂજા ને મંદિરપ્રવેશનો અધિકાર સિદ્ધ કરનારાં જે વચનો આપ્યાં છે તેનો અમલ કરવો નહીં, એવું તો કલિવર્જ્ય પ્રકરણમાં કહેલું નથી જ.

કલિવર્જ્ય પ્રકરણ જેમાં આપેલું છે તે પુરાણો ઘણાં મોડેથી લખાયેલાં છે. કલિયુગની શરૂઆત પરીક્ષિત રાજાના વખતથી થઈ ગણાય છે. કૃષ્ણનો જીવનકાળ મહાવીર અને બુદ્ધની પણ પહેલાં હતો.[1] વળી, આપસ્તંબધર્મસૂત્ર — જેમાં શૂદ્રને વૈશ્વદેવની રસોઈ રાંધવાની છૂટ આપી છે — તે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાના અરસામાં લખાયેલાં.[2] એ જમાનામાં લોકો અગ્નિહોત્ર રાખતા, સંન્યાસ લેતા, ને દરિયાની મુસાફરી પણ પુષ્કળ કરતા. ઓછામાં ઓછી ગણતરીએ હજારેક વરસ સુધી કલિયુગમાં આ બધી વાતો બની ગયા પછી કલિવર્જ્ય પ્રકરણ લખાયું, ને તેણે કહ્યું કે આટલાં કામો કલિયુગમાં ન કરાય! પણ કલિયુગ શરૂ થયા પછી હજાર ઉપરાંત વરસ સુધી એ કામો થઈ ગયાં તેનું શું?

વળી કલિવર્જ્ય પ્રકરણની આજ્ઞાઓને ધર્મના આગેવાનો ને ધર્મવેત્તાઓ કેટલે અંશે અનુસર્યા છે તે જોઇએ. નિયોગની પ્રથા તો ક્યારની બંધ પડી ગઈ હતી. અતિથિ આવે તેને માટે ગાય મારવાનો ઉલ્લેખ વૈદિક ગ્રંથોમાં ક્યાંક છે ખરો; પણ તેની સામે વિરોધનો પોકાર તે જમાનામાં જ ઊઠેલો, કેમ કે ઋગ્વેદમાં ગાયને અવધ્ય કહી છે. ગાયને માટે ઋગ્વેદસંહિતામાં 'અધ્ન્યા' (અવધ્ય) શબ્દ વપરાય છે. એ બતાવે છે કે એ બે રિવાજ બંધ કરવામાં કલિવર્જ્યે કશી નવી વાત કહી નથી. એ રિવાજો તો સેંકડો વરસથી બંધ પડી જ ગયા હતા. વળી એ પ્રકરણમાં અગ્નિહોત્રનો નિષેધ કર્યો છે. પણ મીમાંસકોએ તે માન્યો નથી, ને દેશમાં તે પછી ઘણાયે અગ્નિહોત્રી થયા છે. તેમાં સંન્યાસનો નિષેધ કર્યો છે, પણ તેની સામે મોટામાં મોટો બળવો આદ્યશંકરાચાર્યે ઉઠાવ્યો છે. તેમણે કહ્યું કે સંન્યાસનો નિષેધ હોઈ શકે જ નહીં (न चतुर्थाश्रमप्रतिषेधः).[૩] શંકર તથા મધ્વ બ્રહ્મચારીમાંથી સંન્યાસી થયા હતા. રામાનુજે ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસ સ્વીકારેલો. વલ્લભે જીવનના છેલ્લા દિવસોમાં સંન્યાસ લીધેલો. આમ આપણા ચારેય મહાન આચાર્યોએ કલિવર્જ્ય પ્રકરણને કશા લેખામાં લીધું નથી. આજે શંકરાચાર્યો ને બીજા સંન્યાસીઓ છડેચોક તેનો ભંગ કરે જ છે. શૂદ્રનું રાંધેલું નાતમાં નથી ખવાતું, પણ હોટેલોમાં તો ખવાય જ છે. અને દરિયાની મુસાફરી કરવામાં હવે કોણ વાંધો ગણે છે ? કલિવર્જ્ય પ્રકરણની કિંમત આપણા ધર્મના આગેવાનોએ તથા સામાન્ય લોકોએ કેટલી નજીવી આંકી છે, તે આ ઉપરથી જોઈ શકાશે.

પણ 'કલિવર્જ્ય' લખનારની હિંમત વખાણવા જેવી છે. તેણે સાફ કહી દીધું કે 'અમુક રિવાજના ટેકામાં વેદનાં કે સ્મૃતિનાં વચન હોય તેથી શું ? તે જમાનો જુદો હતો. આ જમાનામાં એવી બેહૂદી વાતો નહીં ચાલે.' આ હિંમતનું અનુકરણ ખરેખર કરવા જેવું છે.

પાછા આપણે મુખ્ય વિષય પર આવીએ. 'ચાંડાલ'ને માટે મન્દિરપ્રવેશનો નિષેધ છે એમ ઘડીભર માની લો. સંસ્કૃતમાં લખેલા

જુદા જુદા સંપ્રદાયોના ગ્રન્થોમાં કોને કોને 'ચાંડાલ' કહ્યા છે તે જોઈએ. એક વચન વસિષ્ઠનું કહેલું અપાય છે. તેમાં કહ્યું છે કે 'જન્મે અન્ત્યજ તે કંઈ ખરો અન્ત્યજ નથી. પણ શ્રીવિષ્ણુ સિવાયના બીજા કોઈ પણ દેવનો ભક્ત તે ખરો અન્ત્યજ છે, અને તે જો બ્રાહ્મણ હોય તોયે તરત જ ચાંડાલ બની જાય છે.'[૪] જે વિષ્ણુભક્તોના સંસર્ગથી એક કાળે કિરાત, હૂણ, પુલિન્દ, પુલ્કસ, શક વગેરે પાવન થતા તે જ વિષ્ણુના ભક્તો બીજાના સંસર્ગથી 'વૈષ્ણવ' મટી જવા લાગ્યા![૫] પારસના સ્પર્શથી લોઢું પારસ થાય એમ ભાષા અલંકારની છે; પણ તેમાં ખરું પારસ લોઢાને અડે ત્યારે લોઢું પારસ થાય છે કે પારસ લોઢું થાય છે? ભાગવતકાળમાં લોઢું પારસ થતું હતું; પછીના કાળમાં પારસ લોઢું થવા લાગ્યું!

વળી કહે છે કે 'જે બ્રાહ્મણ કપાળમાં ત્રિપુણ્ડ્ર ( આડું તિલક ) કરે છે તે ચાંડાલ છે, ને તેનો ત્યાગ કરવો.'[૬] 'વાંકું કે પટાના આકારનું તિલક કરનાર બ્રાહ્મણને શ્વપાક ગણવો, ને તેની સાથે કદી બોલવું સુધ્ધાં નહીં.[૭]

વિષ્ણુ સિવાયના દેવો એ પણ પરમાત્માનાં જ રૂપો છે. તેમનો આવો દ્વેષ શો? વલ્લભાચાર્યે તો કહેલું કે શિવ અને વિષ્ણુ બંને જગતના હિતકર્તા છે;[૮] અને તેમના સંપ્રદાયના તો પ્રથમ આચાર્ય જ રુદ્ર છે. એટલે ઉપર આપેલાં શિવનિંદા સૂચવનારાં વચનોનો આચાર્યશ્રીનાં પોતાનાં વચનો જોડે તો મેળ બેસતો નથી જ.

હવે કોઈ બ્રાહ્મણ, શૈવ અને વૈષ્ણવ બંને સંપ્રદાયને રાજી રાખવા માગતો હોય ને બન્ને તિલક એકસાથે કરે તો? તો કહે છે કે 'એને અડાઈ જાય કે એ ભૂલેચૂકે પણ ક્યાંક નજરે પડી જાય, તો વૈષ્ણવે સવસ્ત્ર સ્નાન કરવું!!'[૯]

આ લોકોને મન ચાંડાલો, શાક્તો, શૈવો, ભૈરવપૂજકો, જૈન, બૌદ્ધ,—તેમ જ કૂતરા ને કાગડા, એ બધા એકસરખા છે! એમાંથી કોઈની પણ નજર જો વૈષ્ણવની રસોઈ પર પડે તો વૈષ્ણવથી તે રસોઈ જમાય નહીં, ને તેને ભૂખ્યા રહેવા વારો આવે.[૧૦] એટલું જ નહીં પણ દ્વાદશીને દિવસે પારણાં ન કરનાર માણસની નજર રસોઈ

પર પડી જાય તો તે પણ ન ખવાય. અરે, રાંધવાના વાસણ પર કે પાણી પર અવૈષ્ણવની દૃષ્ટિ પડે, તો તે રસોઈ ફેંકી દઈને વાસણ માંજી નાખવું જોઈએ![૧૧]

આ જાતનાં વચનો શૈવ સંપ્રદાયનાં પણ મળે. તેમાં ઊર્ધ્વપુણ્ડ્રની નિન્દા કરી હોય. આમ આપણે બધા કોઈ ને કોઈ સંસ્કૃત 'શાસ્ત્ર-ગ્રન્થ'ના કહેવા પ્રમાણે 'ચાંડાલ' ગણાવાના જ. એવા ચાંડાલને મંદિરમાં પ્રવેશ કરવાનો હક ગણાય ખરો? આ જાતની આભડછેટનું એક પરિણામ એ આવ્યું કે બ્રાહ્મણોમાંથી પણ કેટલાક, 'અમે બ્રાહ્મણોમાં પણ શ્રેષ્ઠ છીએ' એમ કહીને, બીજા બ્રાહ્મણોને જમતી વેળા છેટા બેસાડતા; અને અમુક પ્રાન્તની બ્રાહ્મણ સ્ત્રીઓ બીજા પ્રાન્તની બ્રાહ્મણ સ્ત્રીઓનો સ્પર્શ થતાં પણ સ્નાન કરતી. સદ્‌ભાગ્યે એ દિવસો હવે રહ્યા નથી.

આમ બહારના દેખાવ ઉપરથી જ માણસ અમુક સંપ્રદાયનો ગણાવા લાગ્યો. ઊભું તિલક કરે તે બ્રાહ્મણને જ વૈષ્ણવો બોલાવે; આડું તિલક કરે તેને જ શૈવો બોલાવે. કેટલાયે લોકો આનો લાભ લઈ વારાફરતી બધાં તિલક કરીને પોતાનો સ્વાર્થ સાધવા લાગ્યા. એવા 'મહાધૂર્તો' પણ ઘણા થઈ પડ્યા હશે. એટલે એક શ્લોકમાં એમનું વર્ણન કરતાં કહ્યું છે કે 'કલિયુગમાં આવા મહાધૂર્તો જાતજાતનાં રૂપ ધારણ કરે છે. તેઓ મનથી તો શાક્ત હોય; બહારથી શૈવ હોવાનો દેખાવ કરે, ને સભા હોય ત્યારે વૈષ્ણવની પેઠે ઊભું ટીલું કરીને હાજર થાય!'[૧૨]

'શાસ્ત્રો'ને નામે ઓળખાતા ગ્રંથોમાં કેવી કેવી વાતો લખેલી છે તે જરા જોવા જેવી છે. આવતી કાલે શું થવાનું છે એ જાણવાની શક્તિ જ્યાં ઈશ્વરે માણસને આપી નથી, ત્યાં મરણ પછી માણસ અમુક યોનિમાં જવાનો છે ને અમુક નરકમાં કેટલો વખત રહેવાનો છે, તે ચોક્કસ કેવી રીતે કહી શકાય? સ્વર્ગ ને નરક એ કંઈ ભૌગોલિક સ્થાનો નથી; છતાં સ્મૃતિઓમાં ને પુરાણોમાં ડગલે ડગલે નરકનો ભય દેખાડવામાં આવે છે, ને કેટલાંક પુરાણો તો એનાં ભયંકર વર્ણનો પણ આપે છે. (ભાગવત પુરાણમાં એવાં વર્ણનો

નથી એ મહત્ત્વની વસ્તુ છે.) દા. ત. 'નારદપાંચરાત્ર' નામના ગ્રન્થમાં લખ્યું છે કે 'વિષ્ણુનું ચરણામૃત પીવાથી કરોડ જન્મનાં પાપ નાશ પામે છે; અને તેનું એક ટીપું ભોંય પર પડે તો એ પાપ આઠગણું થાય છે!' ગરુડપુરાણમાં કહ્યું છે: 'વિષ્ણુને નૈવેદ્ય ધરાવ્યા વિના ખાનાર માણસ સાઠ હજાર વરસ સુધી વિષ્ટામાં કૃમિ જન્મે છે!' સાઠ હજાર વરસની કોઈ માણસને કેમ ખબર પડી? રાજાને ત્યાં જમનાર બ્રાહ્મણને પણ અત્રિએ એવી જ સજા ફરમાવી છે! વળી અત્રિ કહે છે કે એક અક્ષર પણ શીખવનાર (એટલે કે એકડિયાં પણ ભણાવનાર) શિક્ષકનું કહ્યું જે ન માને તે કૂતરાની સો યોનિમાં જન્મે છે ને પછી ચાંડાલોમાં જન્મ લે છે. જે માણસ વેદ ભણ્યા પછી શાસ્ત્રની અવગણના કરે છે તે એકવીસ ભવ સુધી પશુ જન્મે છે.

રજસ્વલા માટેના નિયમો જુઓ. તેણે ત્રણ દિવસ દાતણ ન કરવું. ખાખરાના પડિયામાં કે માટીના પાકા વાસણમાં પાણી ન પીવું. વાળ ઓળવા નહીં. નખ કાપવા નહીં. કાંતવું નહીં. દહાડે સૂવું નહીં. આકાશમાં તારા જોવા નહીં. હસવું નહીં. એને માટેની રસોઈ કે એની માલિકીનું અનાજ બીજાએ ખાવાં નહીં. થાળીની જગાએ હથેળીનો ઉપયોગ કરવો. તે જો વિધવા હોય તો ત્રણ દિવસ તેણે લાંઘણ કરવી; સધવા હોય તો એકટાણું કરવું. રજસ્વલાઓએ એક જ વર્ણની હોય તોયે એકબીજીને અડવું નહીં. અડે તો એક રાતની લાંઘણ. તે જો નીચલા ગણાતા વર્ણની રજસ્વલાને અડે તો તેણે ચોથા દિવસના સ્નાન સુધી જમવું નહીં. રજસ્વલાને ચાંડાલ કે અન્ત્યજ કે કૂતરું કે કાગડો અડે, તો તેણે ચોથા દિવસના સ્નાન સુધી ભૂખી રહેવું. ઊંટ, શિયાળ કે શંબર અડે તો પાંચ દિવસની લાંઘણ કરવી. રજસ્વલા ચોથે દિવસે માંદી હોય, તો તેને નવડાવવી નહીં; પણ બીજી સાજી બાઈ તેને સ્પર્શ કરે ને પોતે સવસ્ત્ર નહાય. આવું સ્નાન દસ વાર કરે, ને દર વેળા આચમન કરે. પણ કર્ણાટકમાં જે લિંગાયત સંપ્રદાય છે તેમાં રજસ્વલાની અસ્પૃશ્યતા મુદ્દલ પળાતી જ નથી,[૧૩] તેનું શું?

હવે આહારના પદાર્થો જુઓ. વાયુપુરાણે બકરી, હરણી, ને ઊંટડીનાં દૂધની સાથે ભેંસના દૂધની પણ મનાઈ કરી છે. બીજા એકે ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રને કપિલા ગાયનું દૂધ ન પીવાનું ફરમાવ્યું છે. બીજા એકે એ જ દૂધથી ચાંડાલ પણ શુદ્ધ થાય, એમ કહ્યું છે; ને યમ પણ કપિલાના ઘીને મહાપાપનો નાશ કરનાર કહે છે. કાંદા લસણની મનાઈ તો છે જ. માષ, મેથી, મસૂર, અડદ, જવ વગેરે અનાજ ખાવાં નહીં ને કોઈને આપવાં નહીં, એમ બ્રહ્મપુરાણ કહે છે. વિષ્ણુ કહે છે કાંસાના વાસણમાં કદી જમવું નહીં. વળી આંગળીથી દાંત ઘસવા, કે સમુદ્રનું મીઠું ખાવું, અને માટી ખાવી, તે ગોમાંસભક્ષણ સમાન છે. પરાશર કહે છે: જે માણસ માથે કપડું વીંટીને, દક્ષિણ તરફ મોં કરીને, કે ડાબા પગ પર હાથ મૂકીને જમે તેનું અન્ન રાક્ષસ ખાય છે. બ્રાહ્મણને કૂતરું, વરુ કે શિયાળ કરડે તો સમુદ્રદર્શન, મહાનદીસંગમ, ગાયત્રીજપ વગેરે પ્રાયશ્ચિત્ત કહ્યાં છે. એ જાનવરો જો બ્રાહ્મણીને કરડે, તો તે તારા જોઈને શુદ્ધ થાય છે. (જેને કૂતરું કરડે, તેની દવા કરાવવાની હોય કે પ્રાયશ્ચિત્ત કરાવવાનું?) ઉંદર, બિલાડી, સાપ, અજગર ને ડુંડુભને માર્યાં હોય તો બ્રાહ્મણોને દૂધપાક જમાડવો, તથા લોઢાનો સળિયો ને દક્ષિણા આપવાં. ચોર, શ્વપાક ને ચંડાલનો જીવ બ્રાહ્મણે લીધો હોય, તો રાતદિવસ ઉપવાસ, સ્નાન ને પંચગવ્યપ્રાશનથી તેની શુદ્ધિ થાય છે. (આજનો કાયદો આ વાત કબૂલ કરશે?) જે જે પાપ થાય છે તે બધાં માથાના વાળમાં રહે છે, માટે પુરુષને મુંડન કરાવવું, ને સ્ત્રીના વાળને છેડેથી બબ્બે આંગળ જેટલા કાપી નાખવા. એક પંગતમાં જમવા બેઠેલા બ્રાહ્મણમાંથી એક જો અધવચ ઊઠી જાય, તો બીજા બધાએ પણ ભોજન અધૂરું મૂકીને ઊઠી જવું. કાંદા, ગાજર, રીંગણાં, ઝાડનો ગુંદર વગેરે ખાધાં હોય તો ત્રણ દિવસની લાંઘણ કરવી, ને પંચગવ્ય પી શુદ્ધ થવું. છીંક, બગાસું, કે ખાંસી આવે, જૂઠું બોલાઈ જાય કે પતિત જોડે સંભાષણ થાય, તો જમણા કાનને સ્પર્શ કરવો. જે બ્રાહ્મણ દક્ષિણા લઈને શૂદ્રના હવિનો અગ્નિમાં હોમ કરે તે બ્રાહ્મણ શૂદ્ર થઈ જાય; પણ પેલો શૂદ્ર બ્રાહ્મણ થાય! જે દ્વિજો વૈશ્વદેવ કર્યા વિના જમતા હોય તેમનું અન્ન

ન ખાવું; કેમ કે એવા લોકોને તો આવતે ભવે કાગડાનો અવતાર આવવાનો છે.

સંવર્ત કહે છે: દેડકું, બિલાડી, સાપ ને ઉંદરની હત્યા કર્યા પછી ત્રણ દિવસનો ઉપવાસ કરવો ને બ્રાહ્મણ જમાડવા. આપસ્તંબ કહે છે: બીજાએ ખોદેલાં કૂવાતળાવમાં સ્નાનપાન કર્યા પછી પંચગવ્યથી શુદ્ધિ થાય છે. અંગિરસ કહે છે: જે માણસ પાવડીઓ પહેરીને પોતાને ઘેરથી બીજાને ઘેર જાય તેના બંને પગ ધાર્મિક રાજાએ કાપી નાખવા. અગ્નિહોત્રી, તપસ્વી, ને શ્રોત્રિય એટલાએ જ પાવડી પહેરીને રસ્તા પર ચાલવું. બીજો કોઈ તેમ કરે, તો રાજાએ તેને દંડાથી માર મરાવવો.

અત્રિસંહિતા કહે છે: માણસને સાપ કરડે, તો તે સમુદ્રદર્શન, મહાનદીના સંગમમાં સ્નાન, કિંવા ગોશૃંગોદકથી સ્નાન કરવાથી શુદ્ધ થાય. વરુ, કૂતરું કે શિયાળ કરડે તો સોનું ધોઈ તે પાણી ઘીમાં ઉમેરી, તે ઘી પાવાથી શુદ્ધિ થાય. જે બ્રાહ્મણ જમ્યા પછી ભીને હાથે ફરે, તેનાં ધન, બળ, યશ ને આયુષ્ય બધું નાશ પામે છે. નખ, છીપ, કોડી, માછલી, શિયાળનું હાડકું એટલાને અડાયું હોય તો સોનું નાખીને તપાવેલું ઘી પીને શુદ્ધ થવું. બૃહદ્યમે અસ્પૃશ્ય માણસોમાં રાતાં કપડાં વેચનારનો, તથા અસ્પૃશ્ય વસ્તુઓમાં લાખનો, પણ સમાવેશ કર્યો છે. પદ્મપુરાણ કહે છે કે જપ ને હોમ કરતાં જો ચંડાલ નજરે પડી જાય તો આચમન કરવું.

વૃદ્ધશાતાતપ કહે છે કે અમાસને દહાડે દાતણ કરવાથી સાત પેઢીની અધોગતિ થાય. લઘુઆશ્વલાયન કહે છે કે મલમૂત્રવિસર્જન યથાવિધિ યથાધિકાર માટીના ગોળા લઈને કરવું. દક્ષ કહે છે કે એ ગોળાની સંખ્યા શાસ્ત્રે જણાવી હોય તેમાં વધઘટ થાય તો પ્રાયશ્ચિત્ત કરવું. ડાબે હાથે પ્યાલો પકડીને મોઢેથી પાણી પીનાર તે જાણે દારૂ જ પીએ છે ને તરત નરકે જાય છે. દાળભાત ખાતાં, દહીં ને ખીર ખાતાં, દૂધ પીતાં ને દાળ વગેરે ખાતાં સબડકા ન મારવા;

સબડકાના અવાજથી માણસ પતિત બને છે. તે જ પ્રમાણે હાથે વલોવેલું દહીં, સમુદ્રનું મીઠું, ને કેરી પીણાં વગેરે દારૂ જેવાં સમજવાં.

અત્રિ કહે છે: સ્ત્રીની હત્યા કરનાર માણસ ત્રણ મહિના નક્તભોજન કરે, ને ભોંય પર સૂએ, તો શુદ્ધ થઈ જાય! શઠ બ્રાહ્મણની હત્યા કરીને શૂદ્રની હત્યા જેટલું વ્રત કરવું! આમ માણસોની હત્યા કરીને વ્રતો કરી શુદ્ધ થવાની વાત કયો સમાજ કબૂલ કરે? વળી અત્રિ કહે છે: જેને વેદ ન આવડતા હોય તે શાસ્ત્ર ભણે. શાસ્ત્ર ન આવડતાં હોય તે પુરાણનો પાઠ કરે, પુરાણ ન વાંચી શકે તે ખેતી કરે, ને ખેતીમાંથી નાસી છૂટવું હોય તે ભાગવતધર્મી (એટલે કે વૈષ્ણવ અથવા 'ભગત') થાય.[૧૩ક] વસિષ્ઠસ્મૃતિને અન્તે જે વાક્યો છે તે તો લખી કે છાપી શકાય એવાં નથી. સ્મૃતિઓનાં પ્રાયશ્ચિત્ત પ્રકરણો લો. એમાં એવાં એવાં પાપના નિર્દેશ આવે છે કે આજના સમાજમાં તો એવાં પાપ થતાં નથી. જે સમાજમાં એવાં પાપ થતાં હોય તે સમાજ કેવો પડેલો હોવો જોઈએ!

આપણો ધર્મ શું ઉપલાં વચનોમાં લખ્યો છે એવો જ છે? ના, ખસૂસ નહીં. વેદ, ઉપનિષદો, ગીતા, ભાગવત એ આપણા શાસ્ત્રગ્રંથો નથી? એમાં ધર્મનું જે રહસ્ય બતાવ્યું છે તે વાંચી, વિચારી, અમલમાં મૂકવા જેવું છે. એ અમર ગ્રંથોમાં વર્ણવાયેલો આપણો ધર્મ કેવો ભવ્ય, કેવો ઉદાત્ત, કેવો વિશાળ છે!

સ્મૃતિઓમાં પણ અતિશય ઉદાત્ત વચનોની જોડાજોડ, ઉપર જણાવ્યાં એવાં વચનો મળે છે. એ પરથી એમ લાગે છે કે એમાં પાછળથી ઘણાં વચનો ઘુસાડેલાં હોવાં જોઈએ. મનુસ્મૃતિ તો બે વાર લખાયેલી છે જ. એવો મત મહામહોપાધ્યાય કાણેએ દર્શાવ્યો છે.[૧૪] એટલે આપણે માટે સારો રસ્તો એ છે કે સ્મૃતિઓ ને પુરાણોનાં જે વચનો વેદ, ઉપનિષદ, ગીતા ને ભાગવત જોડે મેળ ખાતાં હોય તે માનવાં, ને બીજાને પડતાં મૂકવાં. એવી રીતે આપણે આચરણમાં વસ્તુતાએ કરતા આવ્યા જ છીએ. સ્મૃતિપુરાણોનાં વચનો ને આપણો આજનો આચાર બેની જ સરખામણી કરી જુઓને!

સ્મૃતિઓ ને પુરાણોમાં લખેલો આચાર પૂરેપૂરો પાળનાર આજે કોઈ પણ માણસ હશે? વળી જુદાં જુદાં શાસ્ત્રો જુદી જુદી, અથવા બુદ્ધિ કબૂલ ન કરી શકે એવી, વાતો બતાવે ત્યારે માણસે શું કરવું? આપણા જ્ઞાની પુરુષોએ એનો રસ્તો બતાવ્યો છે. તેમણે કહ્યું છે: 'શ્રુતિ કંઈક વાત કહે છે. સ્મૃતિઓ વળી જુદી જ વાતો કહે છે. એવો કોઈ ઋષિ નથી જેનો મત નિરાળો નથી. એવો કોઈ ઋષિ નથી જેનો મત પ્રમાણભૂત હોય. ત્યારે માણસે શું કરવું? પોતાના હૃદયને પૂછવું. અંદર હૃદયનો જે સ્વામી બેઠેલો છે તે રસ્તો બતાવશે. જે કામ કરવાની એ ના પાડે તે ન કરવું.'[૧૫] મનુએ પણ કહ્યું છે કે 'વેદ, સ્મૃતિ, તે બંને જાણનાર વિદ્વાનોનું શીલ, ને સાધુઓનું આચરણ, એ બધા ઉપરાંત આપણા આત્માનો સંતોષ એ પણ ધર્મની એક કસોટી છે.'[૧૬] એટલે ગમે તે ગ્રંથમાં કહેલું હોય તે પ્રમાણે કરતા પહેલાં આપણા અંતરાત્માને પૂછી જોવાનો અધિકાર આપણને છે. આવો અધિકાર કોઈથી છીનવી શકાય નહીં.

વળી પાછલાં પ્રકરણોમાં કહ્યું છે તેમ ધર્મના આચારો વખતો-વખત બદલાતા રહ્યા છે. જીવન પાણી જેવું છે. તે હંમેશાં વહેતું જ રહેવાનું. 'જીવન' શબ્દનો એક અર્થ જ પાણી છે. એવા જીવનને —પાણીને— બંધિયાર કરી રાખો, તો એમાં સડો થાય ને દુર્ગંધ જ છૂટે. 'હિન્દુ ધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી.'[૧૭] એક કાળ એવો હતો જ્યારે સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, સરહદના દેશો, અંગ, વંગ, અને કલિંગ એટલા દેશોમાં જનાર માણસે પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થવું પડે, એમ મનાતું.[૧૮] આજે એમ મનાય છે ખરું? એટલે આજે પણ અમુક રૂઢિ બદલવી એમાં પાપ છે એમ માની લેવાની જરૂર નથી. બાહ્ય ધર્મના આચારોમાં વખત પ્રમાણે પરિવર્તન થાય, તો જ ધર્મ જીવતોજાગતો રહે. વળી મંદિરપ્રવેશની બાબતમાં તો, આપણે પાછળ જોયું તેમ, જે વાત શાસ્ત્રોમાં લખેલી છે પણ રૂઢિને લીધે ઢંકાઈ ગઈ છે તે જ કરવાની છે. એમાં શાસ્ત્રવચનનો ભંગ કરવાનો નથી, પણ આજે

શાસ્ત્રવચનનો જે ભંગ થઈ રહ્યો છે તેને બદલે તેનો ખરો અમલ કરવાનો છે.

## ટિપ્પણો

१. રાધાકૃષ્ણન: 'મહાભારત', પૃ. ૨૬, ૧૩૫.
૨. રાધાકૃષ્ણન: 'ગીતાદર્શન', પૃ. ૨૪.
૩. गी. शां. भा. ६; १.
૪. श्रीमहाविष्णुमन्येन हीनदेवेन दुर्मतिः ।
साधारणं सकृद् ब्रूते सोऽन्त्यजो नान्त्यजोऽन्त्यजः ।
ब्राह्मण्याद् भ्रश्यते सद्यश्चाण्डालत्वं स गच्छति ॥ वसिष्ठ
૫. अवैष्णवानां संसर्गात्पूजनाद् वन्दनादपि ।
यजनाध्ययनात्सद्यो वैष्णवत्वाच्च्युतो भवेत् ॥ वसिष्ठ
૬. त्रिपुंड्रधारिणं विप्रं चाण्डालमिव सन्त्यजेत् । विश्वक्सेनसंहिता
૭. तिर्यक्पुण्ड्रधरं विप्रं पट्टाकारकृतं तथा ।
श्वपाकमिव पश्येन्न सम्भाषेत कदाचन ॥ हारीत
૮. अतः शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ।
वल्लभः बालबोध ११.
૯. त्रिपुण्ड्रं यस्य विप्रस्य ऊर्ध्वपुण्ड्रं प्रदृश्यते ।
तं दृष्ट्वाप्यथवा स्पृष्ट्वा सचैलं स्नानमाचरेत् ॥ स्कं. पु. २३
૧૦. श्वानवायसचाण्डालदृष्टिदोषं परित्यजेत् ।
प्रपन्नः परमैकान्तो भोजने पाककर्मसु ॥
चाण्डालाः शाक्तकाः शैवास्तथा भैरवपूजकाः ।
येऽप्यन्यदेवताभक्तास्तेषां दृष्टिं विवर्जयेत् ॥
जैनबौद्धादिकैः सम्यक् श्वानमार्जारवायसैः ।
देवतान्तरभक्तैश्च दृष्टं दोषात्परित्यजेत् ॥
अवैष्णवानां दृष्टं च भोजनं वैष्णवस्त्यजेत् ॥ पाराशर
૧૧. द्वादशीविमुखानां च दृष्टिदुष्टं विवर्जयेत् ।
अवैष्णवानां दृष्टिः स्यात्पाकपात्रे तथा जले ।
तत्पाकं तु परित्यज्य पात्रशुद्धिं च कारयेत् ॥ हारीत

१२. अन्तः शाक्ता बहिः शैवाः सभामध्ये च वैष्णवाः ।
विचरन्ति महाधूर्ता नानारूपधराः कलौ ॥

૧૩. ભાંડારકર : 'શૈવીઝમ વિ૦'.

१३क. वेदैर्विहीनाश्च पठन्ति शास्त्रं शास्त्रेण हीनाश्च पुराणपाठाः ।
पुराणहीनाः कृषिणो भवन्ति भ्रष्टास्ततो भागवता भवन्ति ॥
अत्रि. ३८२.

૧૪. 'ધર્મશાસ્ત્રવિચાર' (મરાઠી).

१५. श्रुतिर्हि भिन्ना स्मृतयो विभिन्ना नैको मुनिर्यस्य मतं न भिन्नम् ।
नैको मुनिर्यस्य मतं प्रमाणं धर्मस्य तत्त्वं निहितं गुहायाम् ॥

१६. वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ मनु. २; ६.

૧૭. રાધાકૃષ્ણન : 'હિંદુ જીવનદર્શન', પૃ. ૧૩૬.

१८. सिन्धुसौवीरसौराष्ट्रांस्तथा प्रत्यन्तवासिनः ।
अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥ देवल ५; १६.

૧૩

# શંકરાચાર્ય

ગયા પ્રકરણમાં આપણે જોઈ એવી ઊંડી ખાડમાં હિંદુ ધર્મ કદી પડી રહ્યો નથી. ત્યાંથી તરત એને કાઢી છેક હિમાલયના ગૌરીશિખર સુધી પહોંચાડનાર મહાપુરુષો જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે નીકળી આવ્યા છે. એમાંના એક તે શંકરાચાર્ય હતા. આજે હજાર ઉપરાંત વરસ થયાં છતાં હિંદુ ધર્મ પરનો એમનો પ્રભાવ ઝાંખો પડ્યો નથી. એમણે આપણને શીખવ્યું છે કે જીવમાત્ર બ્રહ્મરૂપ હોઈ તેઓ વસ્તુતાએ એક છે, અને જે ભેદ દેખાય છે તે તો બાહ્ય કલેવરોના ભેદ હોઈ છેક છેવટ લગી ટકે એવા નથી. 'શંકર એકી વખતે રૂઢ ધર્મના પ્રબળ હિમાયતી તેમ જ આત્મવાદી સુધારક તરીકે દેખા દે છે.'[૧] તેમણે પોતાના જીવનમાં અનેક ચાલુ રૂઢિઓ ને પ્રણાલિકાઓ સામે બળવો જગવ્યો હતો. સંન્યાસનો નિષેધ હોવા છતાં તેમણે કુમારવયે જ સંન્યાસ લીધો. એટલા જ માટે સગાંવહાલાં ને નાતીલાઓ ક્રોધે ભરાયાં. 'પણ શંકરાચાર્ય માતાને ભૂલી ગયા ન હતા. એ સ્નેહાળ પુત્ર માતાના અવસાન સમયે એની પાસે જઈ પહોંચ્યા, અને સગાંવહાલાં એને બાળવાને પણ ન આવ્યાં તેથી જરા પણ ન ગભરાતાં શંકરાચાર્યે એની સઘળી ઉત્તરક્રિયા (શાસ્ત્ર પ્રમાણે સંન્યાસીને એનો અધિકાર ન છતાં) પોતે જાતે કરી, અને શાસ્ત્રના વિધિનિષેધ કરતાં માતા-પુત્રનો સ્નેહ અધિક છે એ મહાન સત્ય જગતને દેખાડ્યું.'[૨]

'શંકરાચાર્યના જીવનકાળ દરમ્યાન દેશ ધનવાન અને આબાદીવાળો હતો, એ એક જ અપવાદ બાદ કરો, તો એ વખતે જે પ્રશ્નો ભારતીય માનસ આગળ પડેલા હતા તે આજના જેવા જ હોવા જોઈએ; અને શંકરની દૃષ્ટિએ તે રાષ્ટ્રીય મહત્ત્વના દેખાયેલા એમ

માન્યા વિના આપણો છૂટકો નથી. ધર્મના વિધિઓ ને આચારોમાંથી પ્રાચીન સાદાઈ નીકળી ગઈ હતી; અને સંભવ છે તેના પાલનમાં પણ ઘણી શિથિલતા આવી ગઈ હોય. ધાર્મિક શું ને અધાર્મિક શું એ વિષેની કલ્પનાઓ એકબીજાથી ઊલટી હતી, ને તેમાં ઘણો ગોટાળો થઈ ગયો હતો. માણસો પોતપોતાના સંપ્રદાયોરૂપી વાડામાં ભરાઈ બેઠા હતા; અને ધર્મનું જે પરમ કર્તવ્ય હતું, મોક્ષનો જે અન્તિમ આદર્શ હતો, તેની જે પ્રાચીનતા હતી, ને તેનું જે એકધારું સાતત્ય હતું, તેના તરફ લોકોનું દુર્લક્ષ થવાનો ભય ઊભો થયો હતો. લક્ષ્મીની પૂજાએ ઘણું જોર પકડયું હતું. સંપ્રદાયો ને રાજ્યો એકબીજા પ્રત્યેનો સ્નેહભાવ ભૂલી ગયાં હતાં. એશિયાની કોઈ પ્રજા કેવળ સંસારસુખમાં જેટલી આ વેળા પડી ગઈ હતી તેવી કદાચ બીજે કોઈ કાળે નહીં પડી હોય.

'આ પળે રાષ્ટ્રની આખી પ્રતિભા, તેનો આખો પ્રાણ, ફરી એક વાર શંકરાચાર્યમાં જાગી ઊઠ્યાં. એમની આસપાસ ઠાઠમાઠ ને વૈભવનો પાર નહોતો. પુરાણયુગની સમૃદ્ધ છતાં ફીકી એવી અભિરુચિ પ્રબળ હતી. એવા વાતાવરણમાં પણ શંકરના આત્માએ વેદમન્ત્રની પ્રાચીન સૂરાવલિમાંથી નીકળતો આત્મદર્શનનો મન્દ ધ્વનિ પકડી લીધો; હિંદુ ધર્મમાં આત્માને પરમાત્માનું દર્શન કરાવવાની જે વેગવાન શક્તિ છે તેનું દર્શન તેમણે કર્યું; અને હિંદુ ધર્મના દરેક અંગ પ્રત્યંગમાં એ જ વસ્તુ છુપાયેલી છે એમ એમણે જોઈ લીધું. એમના મનમાં વેદોને વિષે જ્વલંત પ્રેમની ભાવના હતી. એમનાં પોતાનાં કાવ્યોમાં કંઈક અંશે વેદના જેવાં લાલિત્ય ને જોમ જોવા મળે છે; અને એમના ગ્રન્થો તે ઉપનિષદોનાં સૌથી અધિક મર્મગ્રાહી ને વિશાળ વાક્યોની અવિચ્છિન્ન ધારા જેવાં છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એ વચનોને એમણે કડીઓ ને સાંધા વડે જોડી દીધાં છે.' [૩]

'તેઓ એક પેગંબર હતા, અને પ્રજાને ધર્મ ને સદાચારને માર્ગે દોરી જવાનું કામ ઈશ્વરે તેમને સોંપ્યું હતું.' [૪] દેવદેવીઓની સંખ્યા ઘણી વધી પડેલી, તેને ઘટાડી તેમણે પંચાયતનની સ્થાપના કરી. 'તેમણે લોકપ્રિય ધર્મને સજીવન કર્યો તેની સાથે એને શુદ્ધ પણ કર્યો.

દક્ષિણ ભારતમાં ચાલતી શક્તિપૂજાના કેટલાક હીન પ્રકારો તેમણે બંધ કરાવ્યા, પણ તેમનો પ્રભાવ કલકત્તાના કાલીમંદિરમાં દેખાઈ આવતો નથી એ ખેદની વાત છે. દક્ષિણમાં મલ્લારિ એ નામે કૂતરાના રૂપમાં શિવની પૂજા થતી તે તેમણે બંધ કરાવી; તેમ જ કાપાલિકો ભૈરવ પ્રીત્યર્થે નરમેધ કરતા તે પણ બંધ કરાવ્યું. શરીર પર ધગતાં બીબાંથી ડામ દઈને છાપ પાડવાના રિવાજને એમણે વખોડી કાઢ્યો.'[૫] હિમાલયમાં ટેહરી પાસે એક શિલા પર નરમેધ થતો; તે શિલા તેમણે ઊંધી વાળી એમ પણ કહેવાય છે.[૬] તેમણે કન્યાવિક્રય અને સતીના રિવાજો બંધ કરાવ્યા એમ પણ મનાય છે.[૭]

'શંકર માને છે કે કોઈ પણ જાતિનો કોઈ પણ માણસ ઉચ્ચતમ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે; તેની સાથે તેઓ એટલી છૂટ આપે છે કે જેઓ જીવનમાં બ્રાહ્મણધર્મને અનુસરતા હોય તેમણે વર્ણાશ્રમના નિયમો પાળવા જોઈએ. બ્રાહ્મણ વેદાભ્યાસ કરીને જ્ઞાન મેળવે; જ્યારે બીજાઓ જપ, ઉપવાસ, દેવપૂજા વગેરે દ્વારા એ જ સ્થિતિને પહોંચી શકે છે.[૮] વેદાભ્યાસ દ્વારા જ બ્રહ્મજ્ઞાન મેળવી શકાય એવા વિચાર માટે શંકરમાંથી ટેકો મળવો મુશ્કેલ છે. જેમ પોતાની ફિલસૂફીમાં તેમ જ હિંદુ ધર્મ વિષેના પોતાના વિચારોમાં, શંકર સામસામા વિરોધી મતો વચ્ચે સમન્વય સ્થાપવાનો પ્રયત્ન કરે છે. કોઈ પણ વર્ણ કે સંપ્રદાયનાં સર્વ મનુષ્યોને માટે બ્રહ્મજ્ઞાનનાં દ્વાર ખુલ્લાં મૂકીને તેઓ બતાવે છે કે તેમના હૃદયમાં અતિશય ઊંડો માનવ-પ્રેમ ભરેલો છે, અને પોતાના અદ્વૈતવાદમાંથી જે જે સિદ્ધાન્તો ફલિત થાય તે બધાને આચરણમાં ઉતારવાનો તેમનો દૃઢ નિશ્ચય છે. પણ બ્રાહ્મણધર્મને તેઓ એટલું નમતું આપે છે કે વિદુર જેવા જે શૂદ્રોને બ્રહ્મજ્ઞાન થયું તે તેમનાં પૂર્વભવનાં કર્મને લીધે થયું હતું. શૂદ્રમાં અત્યારે સત્ય સમજવાની શક્તિ હોય, તો આપણે એમ માનવું જોઈએ કે તેણે વેદનો અભ્યાસ પૂર્વજન્મમાં કર્યો હશે. ઉપલા વર્ણોને જ મોક્ષ મેળવવાનો અધિકાર છે એવા વિચારને શંકરે આ રીતે તોડી પાડ્યો છે. જેમનામાં આત્મજ્ઞાન હોય — પછી તે બ્રાહ્મણ હોય કે ચાંડાલ — તે સહુને તેઓ પોતાના ગુરુ માનવા રાજી હતા.[૯] આખું

જગત છે તે હું જ છું એવું અદ્વૈતજ્ઞાન જેને થયું છે તે, ભલે ચાંડાલ હોય કે બ્રાહ્મણ હોય, પણ તે મારો ગુરુ છે; એવી મારી દૃઢ પ્રતીતિ છે, એમ એમણે કહ્યું છે.'[૧૦]

શંકર કહે છે કે જેને જ્ઞાન થયું છે તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર એમાંથી કશું નથી.[૧૧] તેને જાતિભેદ નથી.[૧૨] જેને જ્ઞાન મેળવવું હોય તેણે 'હું બ્રાહ્મણ છું, હું પરિવ્રાજક છું' વગેરે સર્વ વાતનો અહંભાવ ભૂલી જવો જોઈએ.[૧૩]

વળી કહે છે: 'બ્રહ્મને જાતિ, નીતિ, કુલ ને ગોત્ર નથી; તેમ તેને નામ, રૂપ, ગુણ ને દોષ પણ નથી. તે દેશ કાળ વિષય વગેરેથી પર છે. એવું જે બ્રહ્મ છે તે હું જ છું, એવું ચિન્તન તમારા આત્મામાં કરો.'[૧૪]

'એક વખત શંકર ભગવાન નદીએ નાહીને આવતા હતા. રસ્તામાં ઢેડ મળ્યો—એને એમણે કહ્યું કે "ખસ, ખસ." ત્યારે ઢેડે ઉત્તર દીધો: "अन्नमयादन्नमयमथवा चैतन्यमेव चैतन्यात्। द्विजवर दूरीकर्तुं वाञ्छसि किं ब्रूहि गच्छ गच्छेति॥"[૧૫] = "મહારાજ! તમે મને ખસ ખસ કહો છો, પણ શું ખસેડો છો? એ તો વિચારો: તમારો દેહ પંચમહાભૂતનો છે તેવો મારો છે, અને આત્મારૂપે પણ આપણે બંને એક જ છીએ: પછી ખસવા ખસેડવાનું ક્યાં રહ્યું?" "विप्रोऽयं श्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः।"[૧૬] આ બ્રાહ્મણ અને આ ઢેડ એ કેટલી બધી મિથ્યા સમજણ!'[૧૭]

'જેમ રામાનુજાચાર્યના પન્થમાં પ્રપત્તિ દ્વારા અને વલ્લભાચાર્યના પન્થમાં પુષ્ટિ દ્વારા સર્વ વર્ણને પરમાત્માનાં દ્વાર ઊઘડે છે, તેમ શંકરાચાર્યના જીવનમાં મનીષાપંચકનો પ્રસંગ પણ વર્ણભેદની પાર જઈ પરમાત્માની એકતા અનુભવવાનો બોધ કરે છે.'[૧૮]

શંકરાચાર્યનો જન્મ ત્રાવણકોર રાજ્યમાં આવેલા કાલડી ગામમાં થયો હતો. ત્રાવણકોર રાજ્યનાં મન્દિરો ૧૯૩૬માં હરિજનો માટે ખુલ્લાં થયેલાં છે. આમ શંકરાચાર્યની જન્મભૂમિમાં હરિજનો આજે અગિયાર વરસ થયાં છૂટથી મંદિરોમાં આવે જાય છે.

## ટિપ્પણો

૧. રાધાકૃષ્ણન: 'ઇ. ફિ.', વૉ. ૨, પૃ. ૪૪૯.
૨. આ. બા. ધ્રુવ: 'હિંદુ વેદધર્મ', પૃ. ૨૫૦.
૩. નિવેદિતા: 'ધ વેબ ઑફ ઇન્ડિયન લાઈફ', પૃ. ૧૫૮-૯.
૪. રાધાકૃષ્ણન: 'ઇ. ફિ.', વૉ. ૨, પૃ. ૪૪૮.
૫. એજન, પૃ. ૪૫૦.
૬. કાલેલકર: 'હિમાલયનો પ્રવાસ'.
૭. કાણે: એજન, પૃ. ૫૦૬.
૮. पुरुषमात्रसंबन्धिभिर्जपोपवासदेवताराधनादिभिर्धर्मविशेषैरनुग्रहो विद्यायाः संभवति । ब्र. सू. शां. भा. ३; ४; ३८.
૯. सैवाहं न च दृश्यवस्त्विति दृढप्रज्ञापि यस्यास्ति चेत्
चाण्डालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ।
मनीषापञ्चक १.
૧૦. રાધાકૃષ્ણન: 'ઇ. ફિ.', વૉ. ૨, પૃ. ૬૧૬–૭.
૧૧. नाहं मनुष्यो न च देवयक्षौ न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।
हस्तामलकस्तोत्र २.
૧૨. न मृत्युर्न शङ्का न मे जातिभेदः । निर्वाणषट्क ५.
૧૩. उपदेशसाहस्री ९-१७.
૧૪. जाति नीति कुलगोत्र दूरगं नामरूपगुणदोषवर्जितम् ।
देशकालविषयातिवर्ति यद् ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥
विवेकचूडामणि २५५.
૧૫. मनीषापञ्चक ३.
૧૬. એજન, ૪.
૧૭. આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ. ૬૬૧.
૧૮. એજન, પૃ. ૬૬૧.

૧૪

# રામાનુજાચાર્ય

આ જ અરસામાં દક્ષિણ ભારતમાં — કાવેરીતટે ને તેની આસપાસના પ્રદેશોમાં — કેટલાક વૈષ્ણવ સંતો થઈ ગયા, તે આળવાર એ નામે ઓળખાય છે. ' એમાંના સૌથી પહેલા પુરુષ ઇસવી સનના પાંચમાં સૈકામાં થયા હશે એમ કહી શકાય. આળવાર શબ્દનો અર્થ છે ઇશ્વરના પ્રેમમાં લીન થઈ ગયેલો. આળવારોની સંખ્યા બારની છે. તેઓ જુદા જુદા વર્ણોમાંથી લેવાયેલા . . . નમ્માળવાર નામના આચાર્યે નાથમુનિને આ ધર્મની દીક્ષા આપી તેમાં પ્રવેશ કરાવેલો. એમની ગાદીએ છઠ્ઠા આચાર્ય તે રામાનુજ થયા.'[1]

' એ વૈષ્ણવ ભક્તો ને સંતો આળવાર એ નામે ઓળખાય છે. તેઓ ભગવદ્‌ગીતા ને રામાનુજ બેની વચ્ચે સ્થાન લે છે, એમ જે કહેવાયું છે તે ખરું છે; કેમ કે વૈષ્ણવ ભક્તિનો ઝરો ગીતામાં ઉગમ પામે છે, આળવારોનાં પદોમાં થઈને વહે છે, રામાનુજના તત્ત્વદર્શનનાં પાણી ભેગાં કરે છે, ને ત્યાર બાદ અનેક પ્રવાહો રૂપે આખા ભારતવર્ષમાં ફેલાઈ જાય છે. આળવારો ઇસવી સનની સાતમી ને આઠમી સદીમાં થઈ ગયા. તેઓ ભમતા ગાયકો હતા, ને તેઓ ઇશ્વરના પ્રેમથી ઘેલા થયેલા છે એમ લોકોમાં મનાતું. એમાં મોટામાં મોટા તે નમ્માળવાર અને તિરુમંગાઈ આળવાર છે. વસ્તુતઃ નમ્માળવારને થયેલા સાક્ષાત્કાર પરથી જ પાછળના આચાર્યોને પરંપરાગત વેદાન્તની સાથે ભક્તિની એકવાક્યતા સાધવાનો રસ્તો સૂઝે છે. તામિલ ભાષામાં નમ્માળવારના જે ચાર ગ્રન્થો છે તેને દક્ષિણ ભારતના વૈષ્ણવો ચાર વેદ સમાન ગણે છે. આળવારોના સ્તોત્રસંગ્રહને નાળાયિર્ પ્રબન્ધમ્ કહે છે; ને એમાં જગતની કેટલીક સૌથી હૃદયદ્રાવક ભક્તિરસની

કવિતા ભરેલી છે. આળવારોની હિલચાલનું એક સુખદ અંગ એ છે કે તેમાં નાતજાતના, ઊંચનીચના ને સ્ત્રીપુરુષના ભેદ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું હતું. આળવારોમાં એક રાજા, એક ભિખારી, એક સ્ત્રી, ને એક હરિજન હતાં. તેમાં જેમ બ્રાહ્મણો તેમ બ્રાહ્મણેતરો પણ હતા. વસ્તુતઃ એમના ઉપદેશનું સૌથી વિશેષ લાક્ષણિક અંગ જ એ છે કે નાતજાતના, ઊંચનીચના કે સંસ્કારના ભેદ વિના સહુ કોઈ ઈશ્વરને પ્રાપ્ત કરવા ધારે તો કરી શકે છે.'[૨]

'ભાગવત સંપ્રદાયનો વિકાસ તામિલ ભૂમિમાં મુખ્યત્વે આળવારો દ્વારા થયો. તેમની સંખ્યા બારની મનાય છે. તેઓ મુખ્યત્વે પલ્લવ સમયના છે; અને તેમનો કાળ સાતમી સદીથી માંડીને આઠમી સદીની સમાપ્તિ અને નવમી સદીના આરંભનાં વર્ષો સુધીનો ગણવો જોઈએ. તેઓ તામિલનાડના સર્વ ભાગમાં થઈ ગયેલા; ને તેમાંના એક તો મલબારના રાજા હતા. તેમનામાં એક સ્ત્રી પણ હતી. તે સૌથી લોકપ્રિય આળવારોમાંની એક હતી. તે ગોદા અથવા આંડાળ એ નામે પ્રસિદ્ધ છે. ટિનેવેલી જિલ્લાના શ્રીવલ્લીપુત્તુર ગામમાં, જ્યાં તેનો જન્મ થયેલો, ત્યાં તેનું એક મોટું મન્દિર પાછળથી બાંધવામાં આવેલું. આળવારોમાં પ્રસિદ્ધ તિરુપ્પાણ આળવાર થઈ ગયા તે અન્ત્યજ ગણાતા વર્ગના એક સંતપુરુષ હતા. બીજાઓમાંથી નમ્માળવાર, જેઓ પરાંકુશાર અને શઠકોપાર એ નામથી પણ ઓળખાય છે ને જેઓ એ સંપ્રદાયમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે, તેઓ વેલ્લાળ (શૂદ્ર) જાતિના હતા. તેમની પછી બીજા શ્રેષ્ઠ ગણાતા તિરુમંગાઈ આળવાર, જેઓ કલ્યાણ એ નામે પણ ઓળખાતા, તે કળ્ળા (શૂદ્ર) જાતિના હતા. તિરુમળિશાઈ નામના બીજા એક આળવારનાં માતપિતાનો પત્તો નહોતો. જે આળવારો બ્રાહ્મણ વર્ણના હતા તેમાંના કંઈ નહીં તો એક તો પ્રાયશ્ચિત્ત કરતા પાતકી હતા. આ પરથી જણાશે કે આળવારોની પ્રણાલિકાએ વર્ણ અને લિંગના, જ્ઞાની ને અજ્ઞાનીના, ભેદ કોરે મૂકયા હતા. કેવળ ભગવદ્ભક્તિ એ જ મોક્ષનું સાધન છે એમ તેણે ભાર દઈને કહેલું.'[૩]

'નમ્માળવાર શૂદ્ર હતા; પણ એ જાતિમાં જન્મ થયાનો એમને કદી અફસોસ થયો હોય એવું એમણે જરા પણ દેખાવા દીધું નથી.' ૩ક

તિરુપ્પાણ આળવાર પાણાર નામની હરિજન જાતિ (अन्तिम कुल)માં જન્મેલા હતા. શ્રીરંગમ ગામ કાવેરી નદીના બેટ ઉપર છે. ત્યાં હરિજનોને પગ ન મૂકવા દે, એટલે બાળક તિરુપ્પાણ કાંઠે ઊભા રહી હરિનાં સ્તોત્રો ગાય. મન્દિરનો સારંગ નામનો પૂજારી પાણી ભરવા આવ્યો. તેણે કહ્યું : 'ખસ.' પણ બાળક ખસે નહીં. બીજા બ્રાહ્મણોએ એના પર પથરા ફેંક્યા. પણ બાળક પ્રભુનાં ગાન ગાવામાં મસ્ત હતો. તે તો સ્તોત્રો પૂરાં ગાઈને જ ઘેર ગયો. સારંગને એક રાતે સ્વપ્ન આવ્યું કે 'તિરુપ્પાણ મારો ભક્ત છે. તેને હલકો ન ગણીશ.' બીજે દિવસે તિરુપ્પાણ ગાતો હતો ત્યાં જઈ સારંગ એને પગે લાગ્યો. પછી એને પોતાને ખભે બેસાડીને શ્રીરંગમના મન્દિરમાં લઈ ગયો; તેની આગળ બ્રાહ્મણો વેદમંત્રો ગાતા હતા, ને પાછળ વૈષ્ણવો પ્રબંધોનું ગાન કરતા હતા.[૪]

આળવંદાર એક બીજા આળવાર હતા. એમના કાળમાં એ સૌથી સમર્થ પંડિત અને પ્રખર વેદાન્તી હતા. જેટલા વિદ્વાન તેટલા જ જ્ઞાની ને સદાચારી હતા. તેમના શિષ્યોમાં એક મારન્નેર હરિજનોની, અસ્પૃશ્ય ગણાતી, પલ્લા જાતિનો હતો. આળવંદાર શિષ્યવૃંદને લઈ તીર્થક્ષેત્રમાં ફરતા. એક ગામડામાં તેમને ખબર પડી કે આ માણસ પલ્લા જાતિનો છે પણ શ્રીવિષ્ણુનો પરમ ભક્ત છે. આળવંદારે કહ્યું: 'એ હીન જાતિમાં જન્મેલો છતાં પુણ્યાત્મા છે, ને તેણે શ્રીહરિનો સાક્ષાત્કાર કર્યો છે.' શિષ્યો સહિત આચાર્ય તેની પાસે ગયા ને તેની જોડે ઘણી વાતો કરી. બધા બોલી ઊઠ્યા : 'એ મારનના જેવો છે!' તેથી તેનું નામ મારન્નેર (મારનના જેવો) પડ્યું. મારન્ એ નમ્માળવારનું બીજું નામ હતું. આળવંદારે તેને બોલાવ્યો, ને પોતાના શિષ્યવૃંદમાં જોડાવાનું નિમન્ત્રણ આપ્યું. પેલાએ કહ્યું : 'અરેરે ! મારા જેવો ચંડાળ આપ સંતપુરુષોમાં કેમ ભળી શકે ?' આળવંદાર બોલ્યા : 'જે જ્ઞાની છે, જે ભગવદ્ભક્ત

છે તેમનામાં જાતિ ને જન્મના ભેદ હોય જ નહીં.' તે દિવસથી મારન્નેર આચાર્યનો શિષ્ય બન્યો ને તેમની જોડે ફરવા લાગ્યો.

મારન્નેરને શ્રીરંગમ મન્દિરના મંડપમાં પૂજારીઓ પેસવા ન દે, એટલે તે મંડપ બહાર બેસે ને ગુરુનો ઉપદેશ સાંભળે. ઘણી વાર ગુરુ એની જોડે બહાર બેસીને ઉપદેશ કરતા. આ મંડપ નાનો પડતો એટલે એક ભાવિક બાઈએ નવો વિશાળ મંડપ બંધાવી આપ્યો. મારન્નેરે બીજા શિષ્યોને કહ્યું: 'કાલે મંડપનું વાસ્તુ થશે, એટલે મારાથી એમાં કદી પ્રવેશ નહીં થાય. તેથી હું આજે અંદર જઈને જોઈ આવું. આ ઘડી ચૂકું તો એ લહાવો મને ફરી કદી નહીં મળે.' શિષ્યોએ વાત માની તેને મંડપમાં ફેરવ્યો એથી એના આનન્દનો પાર રહ્યો નહીં. આળવંદાર પાછા આવ્યા ત્યારે શિષ્યોએ તેમને બધી વાત કરી. આળવંદાર આખી વાત શાન્તિથી સાંભળી રહ્યા ને છેવટે બોલ્યા: 'ભાઈઓ, આ પુણ્યાત્માના સ્પર્શથી મંડપ પાવન થયો છે. હવે આપણે વાસ્તુક્રિયાની રાહ જોવાની જરૂર નથી. આ ઘડી કરતાં કાલનો દિવસ કંઈ વધારે શુભ નથી, કેમ કે અત્યારે આપણા મારન્નેરે મંડપનો અંતર્ભાગ પોતાના પ્રવેશથી શુદ્ધ કર્યો છે. તેથી આપણે આજથી જ નવા મંડપમાં ઉપાસના અને અધ્યયન શરૂ કરીએ.' આમ વાસ્તુક્રિયા કર્યા વિના જ સૌએ મંડપનો ઉપયોગ શરૂ કર્યો. પેલા હરિજન શિષ્યના પ્રવેશથી જ આળવંદારે મંડપને શુદ્ધ થયેલો ગણી લીધો. આળવંદારનું બીજું નામ યામુનાચાર્ય હતું.

ગુરુને મરણકાળે એક ગૂમડું ભારે વેદના આપતું હતું. મારન્નેરે તે ગુરુપ્રસાદરૂપે પોતે લઈ લીધું, ને ગુરુ શાન્તિથી સ્વર્ગવાસ પામ્યા. મારન્નેરની પીડા વધી પડી. પેરીઆનંબી નામના એક ગુરુભાઈએ એની ઘણી જ સેવા કરી. મરણ પછી તેમણે સુખડનાં લાકડાં ભેગાં કર્યાં, અને ચિતા ખડકીને સગા ભાઈની પેઠે મારન્નેરના શબને અગ્નિદાહ દીધો. બ્રાહ્મણે ચંડાળને અગ્નિદાહ દીધો! બ્રાહ્મણોએ પેરીઆનંબીનો બહિષ્કાર કર્યો. રામાનુજનું પણ માન્યું નહીં. થોડે

વખતે બ્રાહ્મણો સમજ્યા ને પસ્તાયા; પેરીઆનંબીને ખભે બેસાડીને ઘેરથી લાવ્યા, ને શ્રીરંગનાથની જોડે તેમને રથમાં બેસાડી, તેમની પણ રથયાત્રા કરી![5] આ પેરીઆનંબી તે રામાનુજાચાર્યના ગુરુ.

આળવંદારે એક સ્તોત્રમાં ગાયું છે: 'શરીરથી હું ભલે ગમે તે જાતિનો હોઉં, ને ગુણમાં ગમે તેવો હોઉં, તોપણ હું મારા પંડને આજે તમારા ચરણકમળમાં સમર્પિત કરું છું.'[6]

કુરળવાર નામના આળવારે કહ્યું છે: 'જે માણસ ભગવાનના ચરણની છાયાનો આશ્રય લે તેને ભગવાન સુન્દરરાજ વાત્સલ્યથી આલિંગન કરે છે. ભક્ત જે જાતનો, જે સ્વભાવનો, ને જેવો હોય તે જાતનો, તે સ્વભાવનો ને તેવો દેવ પોતે બને છે.'[7] મદુરા પાસે સુપ્રસિદ્ધ અળગાર મંદિર છે તેમાં વિષ્ણુની પ્રાચીન મૂર્તિ છે, તેનું નામ સુંદરરાજ છે. મદુરાના મીનાક્ષીમંદિરની જેમ આ સુંદરરાજનું મંદિર પણ હરિજનો માટે ખુલ્લું થયેલું છે.

આ આળવારોમાંના એક એવા હતા જેમને ગૃહસ્થાશ્રમમાં ભગવદ્ભક્તોને છૂટથી જમાડવાનો નિયમ હતો. તેમાંયે પાછી સંખ્યાની મર્યાદા નહીં. એટલે ભક્તોને જમાડતાં ધન ખૂટ્યું. આ ગૃહસ્થનું નામ નીલન્ હતું. તેમને થયું, પ્રભુભક્તોને જમાડવાનું વ્રત કેમ ચુકાય? હારીને તેમણે અવળો રસ્તો લીધો. એક લૂંટારુ ટોળી બનાવી. લૂંટના પૈસા મળે તેમાંથી માણસોને જમાડે. એક વાર પતિપત્નીના એક જોડાને લૂંટ્યું. ઘરેણાંની એક પોટલી આંચકી લીધી. પણ પોટલી કેમે કરી ઉપાડાય જ નહીં. એટલે નીલન્ પેલા જોડામાંના પુરુષને કહે: 'ઘરેણાંની આવડી નાની પોટલીને તમે આટલી ભારે કરી નાખી એ તમારો કંઈક જાદુ છે.' પુરુષ કહે: 'અમારી પાસે એક મંત્ર છે.' નીલન્ કહે: 'શો મંત્ર છે? મને કહો.' પુરુષે તેના કાનમાં કહ્યું: 'ૐ નમો નારાયણાય.' નીલનના શરીરમાં વીજળીના જેવો ઝટકો લાગ્યો. તેમણે મંત્રનો જાપ શરૂ કર્યો. ત્યાં પેલાં દંપતી અદૃશ્ય થઈ ગયાં. આ પ્રસંગથી નીલનનો જીવનપલટો થયો, ને તે મોટા સાધુપુરુષ થયા. એ જ તિરુમંગાઈ આળવાર.

આ આળવારોમાં ગોદા અથવા આંડાળ નામની એક સ્ત્રી હતી, તેનો ઉલ્લેખ પાછળ આવ્યો છે. તેની જીવનકથા પણ અતિશય ઉદાત્ત છે. તેના પિતાનું નામ વિષ્ણુચિત્ત હતું, ને તે ભગવાનના ભક્ત હતા. શ્રીરંગમમાં રહેતા. આંડાળ એમને તુલસીના ઝુંડમાં પડેલી મળી આવેલી. તે બોલતી થઈ ત્યારે મોંમાંથી 'વિષ્ણુ' સિવાય બીજો શબ્દ જ ન નીકળે. ભક્તિની તીવ્રતા એનામાં નાનપણથી જ હતી. શ્રીરંગમના મન્દિરમાં વિરાજતા ભગવાન રંગનાથને પતિ તરીકે પૂજે. તેથી તે રંગનાયકી એ નામે પણ ઓળખાય છે. ભગવાન માટે તૈયાર કરેલા ફૂલહાર પોતે પહેરે; ને હાર પહેરી મનને પૂછે: 'મારા પતિ મારા રૂપથી રાજી નહીં થાય?' એક વાર વિષ્ણુચિત્તે રંગનાથને ચડાવવા ફૂલહાર મોકલ્યો. તેમાંથી માણસનો વાળ નીકળ્યો એટલે પૂજારીએ હાર પાછો મોકલ્યો. વિષ્ણુચિત્તને દુઃખ થયું. તેમણે નવો હાર બનાવીને મોકલ્યો. તે ભગવાનને પહેરાવાયો. બીજે દિવસે રોજના ક્રમ પ્રમાણે હાર ગયો, તેને વિષે પૂજારીએ ફરિયાદ કરી કે આમાંનાં ફૂલ કંઈક કરમાયેલાં છે. વિષ્ણુચિત્તને થયું, આમાં કંઈક ભેદ હોવો જોઈએ. તેમણે તકેદારી રાખી. બીજે દહાડે જુએ છે તો આંડાળ પડદા પાછળ નવા ફૂલનો હાર પહેરીને દર્પણ સામે ઊભી છે, ને પ્રિયતમ પ્રભુ સાથે પોતાના મનથી વાતો કરે છે. પિતાએ ત્યાં દોડી જઈ દીકરીને કહ્યું: 'આ શું? પ્રભુના હારને એઠો કરે છે?' તેમણે નવો હાર તૈયાર કરી ભગવાન માટે મોકલ્યો. ભગવાને તેમને સ્વપ્નમાં કહ્યું: 'મને આંડાળનો પહેરેલો હાર વધારે ગમે છે. એ જ મને પહેરાવજો.' આંડાળ ભગવાનને વિરહભાવે ભજતી. તે રહેતી શ્રીરંગમમાં, પણ તેનું ચિત્ત તો વૃન્દાવનમાં વિચરતું હતું. કૃષ્ણની વૃન્દાવનલીલાનું તે નિરંતર સ્મરણ કરતી. તેને એક જ ઝંખના હતી કે ભગવાન મારું પાણિગ્રહણ ક્યારે કરે! તે જ્યારે વિરહથી અત્યંત વ્યાકુળ થઈ ત્યારે રંગનાથે મન્દિરના અધિકારીઓને દર્શન દઈ કહ્યું: 'આંડાળને તરત લાવો. હું એનું પાણિગ્રહણ કરીશ.' આંડાળને પણ સ્વપ્નું આવ્યું જાણે ભગવાને એનું પાણિગ્રહણ કર્યું. બીજે દિવસે મન્દિરમાંથી માણસો, પાલખી

સાથે, આંડાળને લઈ જવા આવ્યા. વેદમન્ત્રોના ઉચ્ચાર અને જયધ્વનિ સાથે, રંગનાથ જોડે આંડાળનાં લગ્ન થયાં. આંડાળની વિરહવેદના પૂરી થઈ. તેની ઝંખના ફળી. તેણે મન્દિરમાં પ્રવેશ કર્યો, ને ભગવાનની શેષશય્યા પર પડી. એકાએક વીજળી જેવો ચમકારો થયો, અને આંડાળ રંગનાથની મૂર્તિમાં વિલીન થઈ ગઈ. આજે પણ એ વિવાહનો ઉત્સવ પ્રતિવર્ષ ઊજવાય છે. આંડાળનાં રચેલાં પદો દક્ષિણ ભારતમાં લાખો લોકોની જીભે છે. શ્રીરંગમનું મન્દિર થોડા મહિના પર હરિજનો માટે ખુલ્લું મુકાયું ત્યારે શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યે દિલ્હીથી તાર કર્યો હતો, તેમાં કહેલું: 'આજે આંડાળનો આત્મા કેવો પ્રસન્ન થયો હશે!'

આળવારો પછી આચાર્યોની પરંપરા થઈ. તેમાંના એક રામાનુજ હતા. આ પરંપરાએ વર્ણધર્મની મર્યાદાને સાવ છોડી દીધી નહીં. 'રામાનુજ એક તરફ ઊંચા ગણાતા વર્ણોની બધી પ્રાચીન મર્યાદાઓ ટકાવવા આતુર હતા, તેની સાથે દેવનગરનાં દ્વાર નીચામાં નીચા ગણાતા વર્ગોને માટે ખોલવાની ઈંતેજારી પણ તેમને હતી. નીચલા વર્ગોની ધાર્મિક ઉન્નતિને માટે તેમણે પોતાના જમાનામાં જે કંઈ બની શકે એવું હતું તે બધું કર્યું. એવા હજારો માણસોને તેમણે વૈષ્ણવ સંપ્રદાયમાં આણ્યા; તેમને ધર્મશ્રદ્ધા આપી; અને, વૈદિક બ્રાહ્મણોના સિદ્ધાન્તોનો કોઈ રીતે ભંગ કર્યા વિના, પેલા લોકો પાસે વૈષ્ણવ આચાર અને રીતરિવાજનો સ્વીકાર કરાવ્યો.' [૮]

અન્ત્યજોનું 'અન્ત્યજ' નામ બદલી જેમ આજે 'હરિજન' રાખવામાં આવ્યું છે, તેમ રામાનુજે તેમનું નામ 'તિરુકુલત્તર' (અર્થાત્ શ્રીકુળના) રાખ્યું હતું. રામાનુજનો સંપ્રદાય 'શ્રીસંપ્રદાય' કહેવાય છે. એટલે કે તેમણે હરિજનોને પોતાના સંપ્રદાયના ગણેલા.

શ્રીકાંચીપૂર્ણ નામના એક વિદ્વાન હતા. કેટલાક કહે છે કે તે વૈશ્ય હતા, કેટલાક કહે છે કે શૂદ્ર હતા. છતાં રામાનુજાચાર્યે એમનો પ્રસાદ લેવાનો કેટલોયે પ્રયત્ન કરેલો. રામાનુજ ગૃહસ્થાશ્રમમાં હતા ત્યારની આ વાત છે. કાંચીપૂર્ણ સ્વામીએ તેમને કહ્યું:

'હું નીચ છું ને તમે તો બ્રાહ્મણ છો. છતાં મારી પ્રત્યે તમે આમ કેમ વર્તો છો?' રામાનુજે કહ્યું: 'શું ઉપવીત પહેરવાથી કોઈ બ્રાહ્મણ થઈ જાય છે? જે હરિભક્ત છે તે જ સાચો બ્રાહ્મણ છે. તિરુપ્પાણ આળવાર ચંડાળ હતા છતાં બ્રાહ્મણો એમની પૂજા કરતા કે નહીં?'

યામુનાચાર્યે અન્તકાળે મહાપૂર્ણ, ગોષ્ઠીપૂર્ણ વગેરે શિષ્યોને કહેલું: 'ભક્તોની સેવા કરવાથી ભગવાનની સેવા થાય છે. ભક્તોને નથી જાતિ હોતી, નથી કુળ હોતું. તેઓ જ ઈશ્વરની સાક્ષાત્ મૂર્તિ છે. તમે ચંડાળ કુળમાં જન્મેલા ભક્તરાજ તિરુપ્પાણ આળવારની સેવા કરજો. તેથી તમારું કલ્યાણ થશે.'

મહાપૂર્ણ સ્વામીએ એક શૂદ્ર ભક્તનો અગ્નિસંસ્કાર કર્યો હતો. લોકોએ એમને નાતબહાર મૂક્યા. તેમણે કહ્યું: 'ખરું જોતાં ઈશ્વરાનુરાગી માણસને માટે નાતજાતની જંજાળ કશી વિસાતમાં નથી.'

રામાનુજાચાર્ય દિલ્હીથી પાછા આવતા હતા. તે વખતે રસ્તામાં ત્રણ હરિજનોએ તેમને ઘણી મદદ કરી હતી. એટલા માટે આજ સુધી હરિજનોને યાદવાદ્રિપતિના મંદિરમાં વરસમાં ત્રણ દિવસ જવાનો અધિકાર છે. વરસમાં ઓછામાં ઓછા ત્રણ દિવસ એ વૈષ્ણવ મંદિરના છેક અંદરના ભાગમાં દર્શન માટે દાખલ કરવાની પ્રથા રામાનુજાચાર્યે શરૂ કરી છે. મેલકોટમાં આચાર્યશ્રીનું બંધાવેલું શ્રીમન્નારાયણનું મંદિર છે, તેમાં વરસમાં ત્રણ દિવસ હરિજનોને દર્શન માટે જવા દેવામાં આવે છે.

સ્વામીજી એક દિવસ કેટલાક શિષ્યો સાથે રસ્તા પર જતા હતા. સામે એક હરિજન સ્ત્રી આવતી હતી. શિષ્યોએ એને આઘી ખસવાને જોરથી બૂમ પાડી. સ્ત્રીએ હસી, આંખો ચમકાવીને કહ્યું: 'આખી ધરતી ભગવાને ચરણ વડે માપી છે, એટલે એ ભગવાનનું મન્દિર જ છે. હે વિદ્વાન પુરુષો! હું ક્યાં ખસું ને ક્યાં જાઉં?' આ ઉત્તર સાંભળી આચાર્યશ્રીના મનમાં પશ્ચાત્તાપ થયો. તેમણે કહ્યું: 'બહેન,

હું સંન્યાસી છું છતાં મારામાં મિથ્યાભિમાન છે. જે વૈષ્ણવ ચિહ્નો મેં ધારણ કર્યાં છે તે પહેરવાને ખરેખર લાયક તો તું છે.' તે દિવસથી આચાર્યશ્રી પોતાના શિષ્યોને વર્ણના અભિમાનનો, ધનના અભિમાનનો, અને વિદ્યાના અભિમાનનો ત્યાગ કરવાને વિશેષ ઉપદેશ કરવા લાગ્યા. તેઓ કહેતા કે આ ત્રણ અભિમાન મનુષ્યનું પતન કરાવનારાં છે.

આચાર્યશ્રી ૧૨૦ વરસ જીવેલા એમ કહેવાય છે. વૃદ્ધાવસ્થામાં સ્નાન કરવા નદીએ જતા ત્યારે કોઈ બ્રાહ્મણ શિષ્યને ખભે હાથ રાખી તેનો ટેકો લઈને ચાલતા. સ્નાન કરીને પાછા આવતા ત્યારે કોઈ શૂદ્ર શિષ્યને ખભે હાથ મૂકીને આવતા. લોકોમાં એમનું ઘણું માન હતું, લોકો એમના પ્રત્યે અત્યંત આદર રાખતા, છતાં લોકોએ એમને પૂછ્યું : 'આપ આમ કેમ કરો છો? સ્નાન કરતા પહેલાં તો આપ બ્રાહ્મણ શિષ્યનો ટેકો લઈને જાઓ છો, ને સ્નાન કરીને પાછા આવતાં જ્યારે પવિત્ર રહેવાની જરૂર હોય છે ત્યારે શૂદ્રનો સ્પર્શ કરો છો! એ કેવું?' આચાર્યશ્રીએ જવાબમાં કહ્યું : 'જે શૂદ્ર કુમારને તમે હલકો માનો છો તેનો સ્પર્શ હું એટલા માટે કરું છું કે મારું વર્ણાભિમાન એ જ રીતે ગળી શકે એમ છે. એ વર્ણાભિમાનના મેલને હું સ્નાન, શૌચ અને આચમનથી શુદ્ધ નહીં કરી શકું.'[૯]

તિરુપતિના મન્દિરને વૈષ્ણવ સંપ્રદાયનું મોટું ધામ બનાવવામાં રામાનુજાચાર્યની ઘણી પ્રેરણા હતી. શ્રીરંગમના મન્દિરમાં એક ખૂણે આચાર્યશ્રીની મૂર્તિ છે, ને તેની પણ દેવની પેઠે પૂજા થાય છે. તિરુપતિ અને શ્રીરંગમ બન્ને મંદિરો આ જ વરસમાં હરિજનો માટે ખુલ્લાં મુકાયાં છે.

રામાનુજના શ્રીવૈષ્ણવ સંપ્રદાય સાથે જોડાયેલા 'સાતાની' નામે ઓળખાતા લોકો શૂદ્ર જાતિના હોવા છતાં મન્દિરોમાં પૂજારીનું કામ કરે છે. તેમને શિખાસૂત્ર હોતાં નથી. આ પૂજારીનું કામ તેઓ ઘણા પ્રાચીન કાળથી કરતા આવ્યા હોય, ને રામાનુજે તે ચાલુ

રાખવા દીધું હોય, એ બનવાજોગ છે. આ સાતાનીઓ મૈસુર, આન્ધ્ર ને તામિલનાડમાં મળે છે. તેઓ જે મન્દિરોમાં પૂજારીનું કામ કરે છે તેમાંનાં મોટા ભાગનાં મન્દિરો હનુમાનનાં છે. આ મન્દિરો પર શ્રીવૈષ્ણવ સંપ્રદાયનું ચિહ્ન હોય છે. તેમાં શૂદ્રો છૂટથી મૂર્તિપૂજા કરે છે, ને તેમાં બ્રાહ્મણો પણ દર્શન કરવા જાય છે. સાતાનીઓ પૂજાની શરૂઆતમાં 'રામાનુજ, રામાનુજ' એવો પોકાર કરે છે. શ્રીવૈષ્ણવ અર્થાત્ રામાનુજી સંપ્રદાયનાં કેટલાંક સામાન્ય મંદિરોમાં પણ તેમને કેટલાંક કામ કરવાના અધિકાર અપાયેલા છે. તેમાંનું મુખ્ય કામ તે રથયાત્રા વખતે મૂર્તિ ઉપાડવાનું છે. અન્ત્યજ ગણાતી જાતિઓને શંખ ચક્ર આદિની છાપ મારવાનું કામ પણ આ લોકો કરે છે. જૂના વખતનાં કેટલાંક સાતાની કુટુંબોને શ્રીરંગમના મન્દિરમાં ખાસ માન અપાય છે. કેટલાક બ્રાહ્મણ હોવાનો ને વેદ જાણવાનો દાવો પણ કરે છે. તેઓ બ્રાહ્મણની પેઠે પૂજાદિનું કામ કરે જ છે; અને 'નાળાયિર પ્રબન્ધમ્'—જે તામિલ વેદ છે—તે તેઓ જાણે છે ને ગાય પણ છે.[૧૦]

## ટિપ્પણો

૧. રાધાકૃષ્ણન : 'મહાભારત', પૃ. ૨૯.

૨. ડી. એસ. શર્મા : 'ધી રેનેસાં ઑફ હિંદુઈઝમ', પૃ. ૪૦–૧.

૩. વી. રંગાચાર્ય : 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા', વૉ. ૨, પૃ. ૭૨–૩.

૩ક. કૃષ્ણસ્વામી આયંગાર : 'સમ કૉન્ટ્રીબ્યુશન્સ ઑફ સાઉથ ઇંડિયા ટુ ઈંડિયન કલ્ચર', પૃ. ૨૬૬–૭.

૪. गरुडवाहनः दिव्यसूरिचरित.

૫. गुरुपरंपराप्रभाव.

૬. वपुरादिषु योऽपि कोऽपि वा<br>
गुणतोऽसानि यथातथाविधः ।<br>
तदयं तव पादपद्मयो-<br>
रहमद्यैव मया समर्पितः ॥

૭. यज्जातीयो यादृशो यत्स्वभावः
पादच्छायां संश्रितो योऽपि कोऽपि ।
तज्जातीयस्तादृशस्तत्स्वभावः
श्लिष्यत्येनं सुन्दरो वत्सलत्वात् ॥ कूरतळवार

૮. ડી. એસ. શર્મા : એજન, પૃ. ૪૩.

૯. 'હરિજનબંધુ' (તા. ૧૦–૯–૩૩) માં આવેલા શ્રી. ભગવદાચાર્યના લેખ પરથી.

૧૦. ફારકવાર : 'ઑન આઉટલાઈન ઑફ ધી રિલિજિયસ લિટરેચર ઑફ ઇન્ડિયા', પૃ. ૩૨૧.

૧૫

# વલ્લભાચાર્ય

વલ્લભાચાર્ય કહે છે કે માણસમાત્ર જન્મથી વૈષ્ણવ — અર્થાત્ પ્રભુનાં ભક્ત, તેનાં દાસ — છે. વૈષ્ણવ બનવા માટે ખાસ પ્રયાસની જરૂર નથી; પણ માણસો અવળાં કામ કરીને વૈષ્ણવ મટી જાય છે ખરાં.[1] એટલે જગતમાં કોઈ માણસ જન્મથી અવૈષ્ણવ છે એમ તો કહી શકાય જ નહીં. બાળકના મનમાં મા પ્રત્યેનું આકર્ષણ જેમ જન્મથી હોય છે, તે નવું પેદા કરવાનું નથી હોતું, તેમ જીવમાત્રમાં પ્રભુ પ્રત્યેનું આકર્ષણ સ્વભાવતઃ હોય જ છે. પણ માણસ અહંતા ને મમતામાં પડી તે ભૂલી જાય છે. એ અહંતા ને મમતાનો નાશ થાય, ને જીવને પોતાના મૂળ સ્વરૂપનું ભાન થાય, એટલે તે કૃતાર્થ થયો ગણાય.[2] તેથી હરિને પ્રસન્ન કરવા માટે ભક્તની પાસે એક જ સાધન છે; અને તે હૃદયની દીનતા.[3] બીજાં સાધન એ દીનતા ઉપજાવવામાં મદદગાર હોય એટલે અંશે જ કામનાં છે. પણ સંભવ છે કે એ સાધનો વિઘ્નકર્તા પણ થઈ પડે. ઈશ્વર જોડેનું અનુસંધાન કોઈ બાહ્ય સાધન દ્વારા નહીં પણ હૃદય વડે જ થઈ શકે છે. આ માર્ગમાં ગોપીઓને 'ગુરુ' માની છે; તે એટલા માટે કે તે નિઃસાધન હતી.[4] એમની પાસે અભિમાન કરવા જેવું કશું નહોતું. નહોતો ઊંચો વર્ણ; નહોતી વિદ્યા; નહોતી ધનદોલત; કે નહોતાં જપતપ. એમની પાસે હતું એક શુદ્ધ હૃદય, જે એમણે ઈશ્વરને સમર્પણ કર્યું. તેમનામાં રહ્યુંસહ્યું જે કંઈ અભિમાન હતું તે પણ ગળી ગયું ત્યારે જ તેમને પ્રભુનાં દર્શન થયાં. 'હું પ્રભુ પ્રીત્યર્થે જપતપ કરું છું, યજ્ઞ કરું છું, મંદિર બંધાવું છું, પૂજાઅર્ચા કે સેવા કરું છું, ભગવાનને ભોગ ધરાવું છું, છાપાં-તિલક ધારણ કરું છું,' એવું ભાન પણ માણસને ન રહે ત્યારે

તે ખરો 'નિઃસાધન' થયો ગણાય. એવું નિઃસાધનપણું ન હોય ત્યાં સુધી પ્રભુ દૂર જ રહેવાના છે.

પુષ્ટિમાર્ગના તત્ત્વજ્ઞાનની આ મુખ્ય ચાવી છે. એ માર્ગમાં માણસે બ્રહ્મસંબંધ લેતી વખતે પોતાનું સર્વસ્વ — ધનદોલત, સ્ત્રીપુત્ર, તેમ જ પોતાનો આત્મા પણ — કૃષ્ણપ્રભુને સમર્પણ કરવાનાં હોય છે. એ બધું તો એનું છે જ, પણ માણસે એ વાત જ્ઞાનપૂર્વક માનવી જોઈએ ને આચારમાં ઉતારવી જોઈએ. જ્યાં એ બધું ભગવાનનું જ છે, ત્યાં માણસ કેમ કહી શકે કે હું ભગવાનને અર્થે આટલું કરું છું? 'હું ભક્ત છું, ભગવદીય છું,' એવું ભાન પણ પ્રભુદર્શનમાં વિઘ્નકારક છે. આપણે બહુ બહુ તો એટલું જ કહી શકીએ કે 'હું એનો દાસ છું, એના ચરણની રજ છું, એના હાથનું રમકડું છું, એથી વધારે કશું નથી.' શંકર અને વલ્લભ એ બંને મહાન આચાર્યોએ પણ એમ જ કહ્યું હતું કે 'અમે એના દાસ છીએ.'[૫] પછી આપણે અન્ય માનવી તો શા હિસાબમાં? દાસને — સેવકને કશી વાતનું અભિમાન કરવાનું હોય જ ક્યાંથી?[૬]

વળી આચાર્યશ્રી કહે છે કે માણસમાત્ર કૃષ્ણરૂપ છે એમ જ માનવું જોઈએ; અને કોઈ માણસ કઠોર વચન બોલે તો તેના મુખ વાટે ભગવાન કૃષ્ણ જ આપણને ઠપકો દઈ રહ્યા છે એમ માનવું જોઈએ.[૭] માણસમાત્રને કૃષ્ણરૂપ માનવાના આ ભવ્ય ઉપદેશમાં ઊંચનીચભાવને સ્થાન જ ક્યાં રહ્યું? એમાં અમુક વર્ણ કે જાતિનો — અરે, પાપી ને દુર્જનનો સુધ્ધાં — અપવાદ કરવો, એમ કહેલું નથી. વળી કહ્યું છે કે કૃષ્ણ સર્વના ઉદ્ધાર માટે ભૂતળ પર પ્રગટ થયા.[૮] ત્યાં પણ કશો અપવાદ બતાવ્યો નથી.

આચાર્યશ્રી કહે છે કે ભાગવતમાં ઉપદેશેલો આ ભક્તિમાર્ગ અતિ સુલભ છે. ભક્તિ અમુક કાળમાં જ કરી શકાય, કે તેને માટે અમુક સાધનસામગ્રી વિના ન જ ચાલી શકે, એવું નથી. તેમ જ ભક્તિ કરવાનો અધિકાર માણસમાત્રને છે; તેમાંથી કોઈને બાતલ રાખવામાં આવેલું નથી.[૯]

આચાર્યશ્રીનાં લખાણોમાં જન્મજાત અસ્પૃશ્યતાનું સમર્થન કરનારાં કે હરિજનોને મંદિરપ્રવેશનો નિષેધ સૂચવનારાં વચનો ક્યાંય મળતાં નથી. ઊલટું તેમનાં વચનો તો સૂચવે છે કે આ નિષેધોને ભક્તિમાર્ગમાં ને બ્રહ્મસંબંધવાળા પુષ્ટિમાર્ગમાં સ્થાન નથી જ. આચાર્યશ્રી કહે છે કે જે માણસો બ્રહ્મસંબંધ લે છે તેમના દેહ તથા જીવ સર્વ દોષમાંથી મુક્ત થાય છે. દોષ પાંચ પ્રકારના છે — સહજ એટલે કે દેહની સાથે જ જન્મેલા; અમુક દેશકાળને લીધે પેદા થયેલા; લોકોએ કે વેદે માનેલા; સંયોગથી પેદા થયેલા; અને સ્પર્શથી પેદા થયેલા.[૧૦] આ દોષો બ્રહ્મસંબંધ લેનારને લાગતા નથી. આના વિવરણમાં વલ્લભ નામના વૈષ્ણવ ટીકાકાર કહે છે:

'પૂજામાર્ગમાં એમ મનાય છે કે મંત્રાદિથી શુદ્ધ કરેલા શંખ વગેરેના જળમાં અશુદ્ધ જળ ભળે, તો તે સંયોગજન્ય દોષ કહેવાય. તે જ પ્રમાણે ચંદન પુષ્પ વગેરે પૂજાસામગ્રીને સ્ત્રીશૂદ્રાદિનો સ્પર્શ થાય, તો તે સ્પર્શદોષ ગણાય. વળી નૈવેદ્ય પર કોઈની નજર પડે તો દૃષ્ટિદોષ લાગે એમ કહેવાય છે. પૂજામાર્ગમાં જે દોષો મનાય છે તે ગણાવીને, આચાર્યશ્રી તેનું નિરસન કરતાં કહે છે કે आ दोषो भक्तिमार्गमां मानवाना नथी. એટલું જ નહીં પણ कथंचन એ શબ્દ ઉમેરીને તેઓશ્રી એમ કહેવા માગે છે કે पूजामार्गमां कहेला आ दोषोनो भक्तिमार्गमां संभव ज नथी. એ દોષો લાગવાનો સંભવ જ નથી તેનું કારણ છે બ્રહ્મસંબંધ. भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् વગેરે વચનો બતાવે છે કે ભક્તિમાર્ગ પોતે જ દોષોનું નિવારણ કરનારો છે.'[૧૧]

આ અર્થને બધા જ ટીકાકારોનો ટેકો છે. ટીકાકાર કલ્યાણરાય એના સમર્થનમાં જે અનેક શ્લોકો ટાંકે છે તેમાંના એક શ્લોકમાં કહ્યું છે કે 'જે માણસ હરિનું અનન્યભાવે રટણ કરે છે તે દેખાવે બહુ મેલો છતાં શોભે છે.'[૧૨] કેમ કે હરિ તો એનું અંતર પણ જોવાનો છે, માત્ર એનો બાહ્ય દેખાવ જ જોવાનો નથી. 'સહજ'

શબ્દનો અર્થ આ ટીકાકાર કરે છે 'શૂદ્ર, કિરાત વગેરે જાતિમાં જન્મ'.[૧૩]

ટીકાકાર હરિરાય કહે છે કે 'દેહની તથા જીવની સાથે જન્મેલા શૂદ્રત્વ, સંસારિત્વ આદિ દોષ તે સહજ દોષ. મ્લેચ્છ, શૂદ્ર આદિની બહુ જ નજીક રહેવું, સૂવું, બેસવું, જમવું, તે સંયોગજન્ય દોષ. ચાંડાલ, પતિત વગેરેના સ્પર્શથી પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ એમ કેટલાક માને છે, માટે તે સ્પર્શજન્ય દોષ. બ્રહ્મસંબંધ લેનારને આ બધા દોષો બિલકુલ લાગતા જ નથી. વળી બ્રહ્મસંબંધ લેવાનો અધિકાર યોગ્ય તથા અયોગ્યને — અર્થાત્ સ્ત્રી, શૂદ્ર, નામધારી દ્વિજ, બ્રાહ્મણ વગેરે સર્વને — છે. જેમ ઉત્તમ અધિકારીને છે તેમ જ્ઞાનદૃષ્ટિએ હીન અને મધ્યમ ગણાતાંને પણ છે, કેમ કે ભગવાન તો સૌની સાથે સમાન ભાવ રાખે છે. એ સર્વ મનુષ્યો પુરુષોત્તમનાં જ રૂપો હોવાથી ભગવાન તેમના પર કૃપા કરશે જ, એ વિષે ચિંતા કરવાની જરૂર નથી.'[૧૪]

વિઠ્ઠલેશ્વરની ટીકામાં શ્રીગિરિધારી કહે છે કે 'જે જીવ ભગવાનનું ભજન કરવા તૈયાર થાય તે તરત જ શુદ્ધ થાય છે. એવા શુદ્ધ જીવે મારી સાથે સંબંધ — અર્થાત્ બ્રહ્મસંબંધ — કરવો. ભગવદ્ભજન કરવાનો અધિકાર જીવમાત્રને છે.'[૧૫]

સારાંશ, અમુક જાતિમાં જન્મ, અમુક પ્રદેશોમાં પ્રવાસ, અસ્પૃશ્યતા વગેરે બાહ્ય દોષો બીજા સંપ્રદાયો માનતા હોય તો ભલે માને, પણ પુષ્ટિમાર્ગમાં બ્રહ્મસંબંધ લેનારને તો એ દોષો લાગતા જ નથી. અર્થાત્ અસ્પૃશ્યતા નામે ઓળખાતી વસ્તુને આ માર્ગમાં સ્થાન નથી, એમ બતાવનારાં આથી વધારે સ્પષ્ટ વચનો શાં હોઈ શકે? અને જ્યાં અસ્પૃશ્યતા નથી, ત્યાં અમુક વર્ગને માટે મન્દિરપ્રવેશનો નિષેધ પણ કેમ હોઈ શકે?

આનો અર્થ કોઈ એવો તો ન જ કરે કે બ્રહ્મસંબંધ લેનારને કશો દોષ નથી લાગતો એટલા માટે તેને ગમે તેમ વર્તવાની છૂટ છે. વાચક જોશે કે અહીં જે દોષોની વાત છે તે દોષ બાહ્ય આચારને લગતા છે. એ વચનો સ્વચ્છંદને ઉત્તેજન આપવા લખાયાં નથી. આ

સમર્પણનો માર્ગ તે ત્યાગ અને સંયમનો માર્ગ છે. આચાર્યશ્રીએ કહ્યું છે: 'જેમના દેહ પર વિષયોએ હુમલો કર્યો હોય તેમનામાં હરિનો સંચાર બિલકુલ થવા પામતો નથી.'[૧૬] વળી ભાગવતમાં ગોપીઓ ભગવાનને કહે છે કે 'અમે તો વિષયમાત્રનો ત્યાગ કરીને તમારે ચરણે આવી છીએ.'[૧૭] તેની ટીકામાં આચાર્યશ્રી કહે છે: 'અમે અગિયારે ઇન્દ્રિયોના વિષયોનો વાસના સહિત ત્યાગ કર્યો છે. તે વિના અમે તમારા ચરણ સુધી પહોંચી જ ન શકત.'[૧૮]

વળી આચાર્યશ્રી કહે છે: 'આ ભાગવતધર્મમાં એવું નથી કે અગાઉનો, નીચી ગણાતી યોનિનો, દેહ હોય, તો તેનો નાશ થઈને બીજો જન્મ મળ્યા પછી જ પ્રભુકૃપા પ્રાપ્ત થાય. અહીં તો ગમે તે જાત હોય તે ચાલે, કેમ કે ભક્તિમાર્ગને અનુસરવાનો અધિકાર સહુને છે.'[૧૯] વળી એક મિત્ર ખબર આપે છે કે વલ્લભસંપ્રદાયના પાકા મરજાદીઓ જમવામાં માંહોમાંહે નાતજાતનો ભેદ પાળતા નથી.

આચાર્યશ્રીના શિષ્યોમાં તેમ જ ત્યાર પછીના વૈષ્ણવોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી, હરિજન, મુસલમાન વગેરે સહુ થઈ ગયાં છે.

આચાર્યશ્રીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી, જેમના સમયમાં સંપ્રદાયનો વિસ્તાર ઘણો થયો, તેમના ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ સંપ્રદાયમાં ઘણી લોકપ્રિય થયેલી છે.

'આ વાર્તાઓ ઉપરથી જણાશે કે તેમના વૈષ્ણવ ભક્તો અમુક જ પ્રદેશના અને અમુક જ વર્ણના હતા એવું નથી, પણ ભારતવર્ષના દરેક વિભાગમાંથી અને સર્વ વર્ણોમાંથી છે. આ ભક્તિમાર્ગની વ્યાપકતા સૂચવે છે. અન્ય માર્ગની માફક આમાં સ્ત્રી, શૂદ્ર અગર મ્લેચ્છ વર્ણોને બાધિત કરી નથી. આ માર્ગ સર્વને માટે છે, ખાસ કરીને નિઃસાધન જીવોને માટે પ્રકટ કરવામાં આવ્યો છે, તો કોઈ પણ સાધનથી જીવ આ માર્ગનું સુખ મેળવી શકતો નથી. જેટલાઓને ભગવાનને માટે આર્તિ હોય તે સર્વે આ માર્ગમાં પ્રવેશ કરવાને અધિકારી થાય છે. પછી ગમે તે વર્ણનો તે હોય, તેને માટે

કોઈ પણ વાંધો લેવામાં આવતો નથી. ભગવાન જે જીવના ઉપર અનુગ્રહ કરવા માગે છે તેનો અંગીકાર આ માર્ગમાં કરે છે. માટે જ મ્લેચ્છ અને અન્ત્યજ જેવી જ્ઞાતિના વૈષ્ણવો આ માર્ગમાં પરમ ભગવદીય ગણાયા છે. વાર્તાઓ ઉપરથી જણાશે કે આ ભગવદીયોમાં ૩ મ્લેચ્છ, ૪ અન્ત્યજ, ૧ પારધી (વાઘરી), ૧ હજામ, ૧ ધોબી, ૧ સોની, ૧ માળી, ૧ છીપા, ૧૬ ક્ષત્રિયો, ૫ રજપૂત ગરાસિયા, ૧ લુહાણા, ૮ કાયસ્થ, અને બાકીના બ્રાહ્મણ, વણિક તથા પાટીદાર કોમના હતા. તેમાં પાટીદાર કોમના વૈષ્ણવો વધારે છે. વળી ૨ વેશ્યાઓ, ૨ ચોર તથા ઠગ, જેઓ પાપથી ભરેલાં જ હોય છે અને જેમના દોષનું નિવારણ શાસ્ત્રો ભાગ્યે જ કરી શકે છે, તે પણ શ્રીવિઠ્ઠલનાથજીનાં પરમ ભગવદીયો થઈ ગયાં છે. વળી શાસ્ત્રો કહે છે કે સ્ત્રીઓને ધર્મમાં અધિકાર નથી. પણ અહીંયાં તો તેમના ઉપર પણ કૃપા કરેલી છે. લગભગ વીસ કરતાં વધારે સ્ત્રીઓએ પરમ વૈષ્ણવનું પદ પ્રાપ્ત કર્યું છે. આમ છતાં શ્રીમંતો અને રાજા-રાણાઓ પણ આ માર્ગનું રહસ્ય જાણવાને શ્રીગુસાંઈજીની કૃપાથી અધિકારી થયા હતા. લગભગ ૧૭ રાજાઓ આ વાર્તાઓમાં આવે છે, તેમાં રાજા જોધસિંહ, માનસિંહ, ભીમસિંહ તથા આશકરણ છે. બીરબલ અને ટોડરમલ જેવા સત્તાધિકારીઓ તથા કેટલાંક રાજ્યના દીવાનો પણ આ ભક્તિમાર્ગનું સુખ પ્રાપ્ત કરી શક્યા છે. . . .

'હિંદુ મુસલમાન સર્વેને માટે શ્રીગુસાંઈજીનો પ્રેમ હતો. તેમને મન તો સર્વ ભક્તિમાર્ગનું સુખ પ્રાપ્ત કરવાને અધિકારી હતા. આથી જે કોઈ જીવ શુદ્ધ ભાવથી એમને શરણે આવતા તેમને પોતે આ માર્ગનું સુખ આપતા. મ્લેચ્છ વિષેનો એમનો ભાવ નીચેના પત્રની પંક્તિ ઉપરથી જણાઈ આવે છે: अन्ये च यवनादयो भगवद्द्वार आगच्छन्ति तदा यथापूर्वकं भाषणमिलनप्रसादादिकं कार्यम् । यद्यपि हार्दं न भवति तथा बाह्यतोऽपि कार्यम्। (વળી જો યવન વગેરે ભગવાનના દ્વારમાં આવે તો યોગ્ય રીતે ભાષણ તથા મેળાપ કરવાં, ને પ્રસાદ વગેરે આપવું. જો હૃદય ન મળે તો બહારથી પણ કરવું.) શ્રીગુસાંઈજીના સમયમાં યવનોનો ત્રાસ અત્યંત હતો. છતાં પણ

તેઓ હૃદયની કેટલી સમતા સાચવી શકચા છે તે એમના પુત્ર ઉપર લખેલા આ પત્ર ઉપરથી જણાશે.'[૨૦]

આ ૨૫૨ વૈષ્ણવોમાં એક અલીખાન પઠાણ મોટા અધિકારી હતા. તેમણે ને તેમની દીકરીએ વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશ કરેલો. વિઠ્ઠલનાથજી ગોકુળમાં કથા કરતા તે સાંભળવા પઠાણ નિયમિત રીતે આવતા ને બહુ ધ્યાનથી કથા સાંભળતા. ચહુડો નામનો એક ભંગી ગોવર્ધન ગિરિમાં રહેતો હતો. તેને વિષે એવી વાર્તા આપી છે કે તે વનમાં ઘાસ ખોદવા જતો ત્યાં તેને ભગવાન (શ્રીનાથજી) દર્શન દેતા, ને તેને વનની વાતો કહેતા. આવી રીતે શ્રીનાથજીનાં દર્શન ન થાય તે દિવસે ચહુડો અન્નજળનો ત્યાગ કરે. આ વાત જાણી શ્રીગુસાંઈજીએ (શ્રીવિઠ્ઠલનાથજીએ) બધાં માણસોને આજ્ઞા કરી કે मंदिरमां ज्यारे राजभोगनी माळा बोले त्यारे चहुडा भंगीने प्रथम दर्शन आपतां; अने ते मन्दिरमांथी बहार जाय पछी बीजा लोकोने दर्शन करावषां. એ પ્રમાણે મન્દિરમાં બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. એક દિવસ ચહુડાથી વખતસર અવાયું નહીં. તે આવ્યો ત્યારે મન્દિરને તાળું વસાયેલું જોયું. તે બહુ જ ઉદાસ થયો. તેને તાવ ચઢી આવ્યો, ને તે મન્દિર પાછળ જઈને પડી રહ્યો. વાર્તા કહે છે કે તેની વિરહવેદના જાણી શ્રીનાથજીએ છડી હાથમાં લીધી, તેનાથી પાછલી ભીંત ખોદી તેમાં બારી પાડી, ને તેમાં થઈ ચહુડાને અંદર બોલાવી લીધો. આ પ્રસંગ પછી શ્રીવિઠ્ઠલનાથજીએ આજ્ઞા કરી કે ચહુડો ગમે તે વખતે આવે તોપણ તેને સૌથી પહેલો દર્શન માટે મન્દિરમાં દાખલ કરવો ને હંમેશાં તેને પાતળ ધરવી. એક પઠાણના દીકરાએ શ્રદ્ધાથી કંઠી બાંધેલી. માબાપે તેની સામે બાદશાહ પાસે ફરિયાદ કરી. પઠાણના દીકરાએ તેનું પણ ન માન્યું, ત્યારે બાદશાહે તેનું માથું કાપવાનો હુકમ કર્યો, ને તલવાર મંગાવી. પઠાણનો દીકરો કહે : 'આ મારી પાસે તલવાર છે, તેનાથી જ મારું માથું કાપી નાખોને! બીજી તલવારની શી જરૂર છે?' તેની આ અવિચળ શ્રદ્ધા જોઈ બાદશાહ રાજી થયો. મેહો ઢીમર નામનો એક માછી પણ પ્રભુભક્ત થયેલો. ઘોંધી નામનો એક મુસલમાન ગાયક વૈષ્ણવ થયેલો તે મન્દિરમાં

ગાયન કીર્તન કરતો, ને તેણે પ્રભુભક્તિનાં અનેક પદો બનાવેલાં છે. રસખાન નામના એક મુસલમાન ભક્તને શ્રીવિઠ્ઠલનાથજીએ શ્રીનાથજીના મન્દિરમાં પ્રવેશ કરાવેલો, અને પ્રસાદ પણ આપેલો. રસખાને અનેક પ્રકારનાં કીર્તન, કવિત અને દોહા પણ બનાવેલાં. મોહનો નામનો ભંગી શ્રીગોવર્ધનમાં રહેતો હતો. તે વિલછુકુંડ પર ઘાસ ખોદવાને જતો. સામે શ્રીનાથજીનું મંદિર હતું, તેમાંથી શ્રીનાથજી હંમેશાં આ જગા જોઈ શકતા. અધિકારીએ એક વાર આડી ભીંત કરવાથી શ્રીનાથજીને કુંડ જોવામાં અડચણ આવી. કેમ કે અત્યાર સુધી તો શ્રીનાથજી મોહના ભંગીને જોતા, ને ભંગી શ્રીનાથજીને જોઈ શકતો. ભંગીને શ્રીનાથજીએ સ્વપ્નામાં કહ્યું કે 'તું ગોકુળ જા, ને શ્રીવલ્લભજીને કહી આ ભીંત પડાવી નંખાવ. તું એમને કહેજે કે તમારું નામ શ્રીગોકુળનાથજી છે, એમ શ્રીનાથજીએ મને કહ્યું છે. આ નિશાની પરથી તેઓ તારું કહ્યું માનશે.' ભંગી ગોકુળ ગયો. સિંહદ્વાર આગળ જઈ પોળિયાને કહ્યું: 'શ્રીવલ્લભજીને ખબર આપ કે એક ભંગી આપને વિનંતી કરવાને ઊભો છે.' પોળિયાએ જવાની ના પાડી. લોકો ભંગીને ધમકાવી દૂર ખસેડવા લાગ્યા. શ્રીવલ્લભજી લોકોને એકઠા થયેલા જોઈ ત્યાં આવી ચડ્યા. મોહનાએ તેમને વાત કહી, ને નિશાની પણ આપી. એ સાંભળી શ્રીવલ્લભજીના હર્ષનો પાર રહ્યો નહીં. તેઓ ઊઠ્યા, ઘણા આનંદના આવેશમાં આવી જઈને ભંગીને ભેટ્યા, ને મોટો ઉત્સવ માન્યો. પછી પેલી ભીંત તેમણે પાડી નંખાવી. દયારામે કહ્યું છે:

> શ્વપચ ભલેરો જેને કૃષ્ણઆસક્તિ,
> મન કર્મ વચને કરે હરિભક્તિ;
> ફલ સહિત શ્રેય પામે તેહ,
> વિપ્ર શકે ન કરી શુચિ દેહ.

સ્ત્રી: શૂદ્ર વગેરેને વેદ નહીં ભણાવાય, એમ કહેવામાં આવ્યું ત્યારે ભક્તિમાર્ગના પ્રવર્તકોએ કહ્યું કે 'તો અમે ઇતિહાસ — એટલે કે રામાયણ મહાભારત — અને પુરાણ મારફતે શ્રુતિમાં રહેલું જ્ઞાન એ લોકોને આપીશું. વેદના શબ્દ ભલે તમારે એમને ન ભણવા દેવા

હોય તો ન ભણવા દો, પણ એ શબ્દમાં રહેલા મર્મનું જ્ઞાન એમને આપતાં અમને કોઈ રોકી શકવાનું નથી. અને ભગવચ્છરણના તથા સમર્પણના જે મન્ત્રો છે તે શીખવાનો અધિકાર તો કશા ભેદભાવ વિના સહુને છે.' તેથી એક ભક્તિગ્રન્થમાં કહ્યું છે: 'મન્ત્રરત્નના જપ સાથે ભગવાનને ચરણે સાદર આત્મસમર્પણ કરવું એનું નામ ત્યાગ છે. જેની વૃત્તિ આચાર્યશ્રીને અધીન છે તેણે તો જીવન પર્યંત, મરણ આવે ત્યાં સુધી, આ બે મન્ત્રનું રટણ કરવું જોઈએ.'[૨૧]

આના ઉપર વલ્લભસંપ્રદાયના એક વિદ્વાન લખે છે: 'આપણા સંપ્રદાયમાં જે બે મન્ત્રો છે તેમાં એક તો ભગવચ્છરણનો મન્ત્ર (શ્રીકૃષ્ણ: શરણં મમ), અને બીજો મન્ત્ર તે આત્મસમર્પણનો મન્ત્ર.[૨૨] તેથી સામાન્ય શૂદ્રને પણ ભગવન્મંત્રનો ઉપદેશ કરી શકાય. તે જ પ્રમાણે શૂદ્રે ગુરુ પાસેથી ભાગવત, ગીતા, મહાભારત, તથા આપણા આચાર્યશ્રીના ગ્રન્થો સાંભળીને, ભક્તિને દૃઢ કરવા માટે બ્રહ્મજ્ઞાન પણ પ્રાપ્ત કરવું; તથા ભગવાનની સેવા વગેરે પણ કરવું. શૂદ્રને આ ગ્રન્થો સાંભળવાનો અધિકાર છે, એમ શંકરાચાર્યે પણ વિષ્ણુસહસ્રનામ ઉપરના ભાષ્યમાં બતાવ્યું છે. ત્યાં તેમણે કહ્યું છે: શૂદ્ર આ જ્ઞાન સુખેથી મેળવે. વળી ભાગવતમાં કહ્યું છે કે દેવ, અસુર, માણસ, યક્ષ, ગન્ધર્વ જે કોઈ મુકુન્દના ચરણનું સેવન કરશે તેનું કલ્યાણ થશે — જેમ અમારું કલ્યાણ થયું છે. સપ્તમ સ્કંધના સાતમા અધ્યાયનાં આ વચનો વડે બતાવ્યું છે કે ભગવાનનું ભજન કરવાનો અધિકાર સહુને છે. બીજી એક જગાએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે ચારે વર્ણોને માટે ગુરુ કૃષ્ણનું પૂજન એ શ્રેષ્ઠ વસ્તુ છે. ત્યાં કહ્યું છે કે સચ્છૂદ્ર ને અસચ્છૂદ્ર બન્નેને ભગવદ્ભજનનો સરખો અધિકાર છે. તેથી આ મન્ત્રોનો ઉપદેશ સચ્છૂદ્ર તેમ જ અસચ્છૂદ્ર બંનેને કરવો'.[૨૩]

કેટલીક રૂઢિઓનું સમર્થન કરવા સારુ કેટલીક વાર સ્મૃતિઓનાં વચનો ટાંકવામાં આવે છે. પણ વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમાં તેમ કરવું બરાબર નથી. તેમાં તો આચાર્યશ્રીનાં વચનોનું જ મુખ્ય પ્રામાણ્ય ગણાય. સ્મૃતિગ્રન્થોમાં અધિકારભેદની ચર્ચા છે, તેને આ

માર્ગમાં સ્થાન નથી. અહીં તો ભાર દઈને કહ્યું છે કે ભગવદ્ભક્તિનો અધિકાર માણસમાત્રને છે. માણસ અને પ્રભુ વચ્ચેનો સંબંધ તે દેહનો સંબન્ધ નથી, પણ આત્મા ને પરમાત્માનો સંબન્ધ છે. પણ ધર્મશાસ્ત્રના રચનારાઓ દેહસંબન્ધ પર વધારેપડતો ને ખોટો ભાર દે છે એમ લાગવાથી, આચાર્યશ્રીએ કંઈક ખેદ સાથે કહ્યું : 'ધર્મશાસ્ત્ર જાણનારાઓ બહિર્મુખ છે. તેઓ શરીરધર્મને જ સ્વધર્મ કહે છે; આત્મધર્મ કે ભગવદ્ધર્મને સ્વધર્મ કહેતા નથી. તેથી તેઓ આત્મજ્ઞાની નથી.'[૨૪] ભક્તિ કરવામાં અધિકાર કે અનધિકારનો સવાલ જ ક્યાં ઊભો થાય છે? 'ગોપીઓ કંઈ શાસ્ત્ર ભણીને ભગવદ્ભક્ત થઈ નહોતી; ભક્તિનું બીજ એમના સ્વભાવમાં જ પડેલું હતું.' [૨૫] કેમ કે 'ભગવાન સ્વભાવતઃ જ જીવોના પતિ છે.'[૨૬] 'એમના ચરણારવિન્દનું ધ્યાન ધરવામાં જીવોને આપોઆપ જ રસ આવે છે.'[૨૭]

આચાર્યશ્રી કહે છે : 'આ રાસલીલાનો અર્થ છે સ્વરૂપાનન્દ — ભગવાનના સ્વરૂપ સાથે અનુસંધાન થયાનો પરમાનંદ. જે માણસમાં સર્વાત્મભાવ ઉત્પન્ન થયો નથી — એટલે કે જેને માણસ માણસમાં ભેદભાવ લાગે છે ને માણસમાત્ર કૃષ્ણરૂપે અથવા પોતાના આત્મા-રૂપે દેખાતાં નથી — તેમને આ પરમ આનન્દનો અનુભવ કરવાની યોગ્યતા પ્રાપ્ત થઈ ન ગણાય.' [૨૮] જેને આવો સર્વાત્મભાવ પ્રાપ્ત થયો હોય તેને જ 'ભગવાન સ્વકીય અર્થાત્ પોતીકા તરીકે સ્વીકારે છે, એટલે કે તેમના અન્તરાત્મારૂપે સ્ફુરે છે ને પોતાનો આનન્દ તેમને આપે છે.' [૨૯]

ભક્તિ — અર્થાત્ ઈશ્વર પ્રત્યેનું આકર્ષણ — માણસમાત્રના મનમાં કેવું જન્મથી જ જડાયેલું છે, એ સમજાવતાં ભાગવતે પણ કહ્યું છે કે 'જેમને પાંખો પણ ફૂટી નથી એવાં પંખીનાં બચ્ચાં જેમ માને જોવા માટે આતુર રહે છે; ભૂખ્યાં થયેલાં વાછરડાં જેમ માના દૂધની રાહ જોઈ રહે છે; શોકમગ્ન વિરહિણી સ્ત્રી જેમ પરદેશ ગયેલા પતિને જોવા તલપાપડ થઈ રહે છે; તે જ પ્રમાણે, હે કમલ-નયન! મારું મન તમને જોવા માટે ઝંખી રહ્યું છે.' [૩૦]

વળી 'માણસના દોષ ધોવા માટે હરિગુણનું ગાન એ જ એકમાત્ર સાધન છે.'[૩૧] તેથી ભક્તિમાર્ગમાં પ્રાયશ્ચિત્ત વગેરેની અટપટી વ્યવસ્થા નથી. તે તો કહે છે કે આત્માને ધુઓ; એ ખરી શુદ્ધિ છે; એ પાપમોચનનું ખરું સાધન છે. કેવળ દેહને ધોવાથી શું વળવાનું છે? મહાભારત કહે છે: 'આત્મા નદી છે; સંયમ એના પર આવેલું પુણ્યતીર્થ છે; સત્ય એ નદીનો ધરો છે; શીલ એ નદીનો તટ છે; દયા એ નદીના જળ પર આવતા તરંગો છે. હે પાંડવ! એ નદીમાં સ્નાન કર. પાણી વડે દેહને ધોવાથી કંઈ અન્તરાત્મા શુદ્ધ થવાનો નથી.'[૩૨] એટલા માટે જ વલ્લભાચાર્યે પણ કહ્યું છે કે 'હે પ્રભુ! તમારા ચરણની કૃપાથી જ નમ્ર પ્રાણીઓનું પાપ ધોવાય છે; તેમાંયે ખાસ કરીને માણસનું. માણસમાં અત્યંત નમ્રતા આવે ત્યારે તે કેવળ પ્રભુને શરણે જાય છે, ને ધર્મ-માર્ગનો — બાહ્યાચાર વગેરેનો — ત્યાગ કરે છે. (કેમ કે એને દેહનું અભિમાન જ રહેતું નથી, દેહને અંગે પડેલા જાતિભેદ તે વીસરી જાય છે.) દેહાભિમાન રહે ત્યાં સુધી તો જ્ઞાન પણ ન થાય. જે માણસો નમ્ર છે, જેમને કશું અભિમાન નથી, તેમનો અધઃપાત થતો નથી. તેથી, હે પ્રભુ, તમારું ચરણ જ તેમના પાપનો નાશ કરે છે; તેમ જ તમારું ચિન્તન, તમારું દર્શન, તમારો સ્પર્શ, અને તમારું આલિંગન જ તેમના પાપનો નાશ કરે છે.'[૩૩] વળી કહ્યું છે: 'મારામાં વિવેક, ધૈર્ય, ભક્તિ, એમાંનું કશું નથી; હું પાપમાં અતિશય રચ્યોપચ્યો છું, ને દીન છું. એટલે મારે માટે તો કૃષ્ણ એ જ ઠરવાનું ઠેકાણું છે.'[૩૪] એમના જેવા મહાપુરુષે આ વચનો ઉચ્ચાર્યાં, તો આપણા જેવા અલ્પ મનુષ્યોએ તો પુણ્યશાળી હોવાનું અભિમાન જ ક્યાં કરવાનું રહ્યું?

ભગવાનને સર્વભાવે શરણે જવાનો, તેને સર્વસ્વ સમર્પણ કરવાનો, જાતિ, વર્ણ, ધન, તપ, જ્ઞાન આદિ કશાનું જ અભિમાન ન રાખવાનો, આ જે ભવ્ય ઉપદેશ આચાર્યશ્રીએ કરેલો છે તેને લીધે જ એમણે બતાવેલા માર્ગમાં હરિજનો ને મુસલમાનો સુધ્ધાં સર્વનો પ્રવેશ થઈ શક્યો છે. ભાગવતને આચાર્યશ્રીએ ચોથું 'પ્રસ્થાન' ગણી

તેને ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રના જેટલું જ પ્રમાણભૂત માન્યું છે.[૩૫] એટલે ભાગવતનાં પાછળ (પ્રકરણ ૮માં) બતાવેલાં વચનો અહીં સવિશેષપણે લાગુ પડે છે. અરે, જે માર્ગમાં કહ્યું છે કે અજગર જેવી અધમમાં અધમ યોનિ પણ, પ્રભુચરણના સ્પર્શના પ્રભાવથી, શુદ્ધ થઈને ભગવદ્ભક્ત વિદ્યાધરનો દેહ પ્રાપ્ત કરી શકે છે,[૩૬] તે માર્ગમાં શ્વપાક અને ચાંડાલને વિષે તો શંકા જ ક્યાં રહી? અજગરના કરતાં તો ચાંડાલ નપાવટ નથી જ ને? જો અજગરને પ્રભુચરણના સ્પર્શનો અધિકાર હતો, તો માનવદેહધારી ચાંડાલને કેમ ન હોય?

## ટિપ્પણો

૧. वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्ययः ।
पुष्टिप्रवाहमर्यादाभेद २१.

२. अहंताममतानाशे सर्वथा निरहंकृतौ ।
स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥ बालबोध ७.

३. भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् । भा. सु. १०; २९; १.

४. कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।
भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥ संन्यासनिर्णय ८.

५. इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ।
अन्तःकरणप्रबोध १०.

६. अभिमानश्च संत्याज्यः स्वाम्यधीनत्वभावनात् ।
विवेकधैर्याश्रयनिरूपण ३.

७. सर्वं सहेत परुषं सर्वेषां कृष्णभावनात् ।
त. दी. नि. — सर्वनिर्णय २३०.

८. सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूव ह ।
त. दी. नि. — प्रकाश १.

९. कालादिसाधनापेक्षारहितः सर्वतोऽधिकः ।
फलतः सुगमश्चैव सर्वथा फलसाधकः ॥
त. दी. नि. — सर्वनिर्णय ६९.

प्रकाश — भागवतार्थस्तु न तानपेक्षते नित्यत्वात् सर्वाधिकारत्वात् सुलभत्वाच्चेत्याह ।

१०. ब्रह्मसंबन्धकरणात् सर्वेषां जीवदेहयोः ।
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥
सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ।
संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथंचन ॥

सिद्धान्तरहस्य २, ३.

११. पूजायामभिषेकाद्यर्थं मन्त्रादिसंस्कृतजलेष्वसंस्कृतजलादिसंयोगे संयोगजो दोषो भवति । तथैवासादितपात्रादिपदार्थानां पुष्पगन्धादीनां तेषां स्त्रीशूद्रादिस्पर्शेऽपि स्पर्शदोषो भवति । चकारादन्येऽपि नैवेद्यादिष्वप्यागन्तुका दृष्ट्यादिदोषा उक्ताः । एवं पूजामार्गीयान्दोषाननूद्य भक्तिमार्गे तेषां निराकरणमाहुः, न मन्तव्याः कथंचनेति । ते दोषा भक्तिमार्गे न मन्तव्याः, न गण्याः । यद्यपि 'न मन्तव्या' इत्येतावतापि निराकरणसिद्धावपि पुनः कथंचनेति पूजामार्गीयोक्तदोषाणां भक्तिमार्गे संभावनापि नास्तीत्यर्थः । दोषसंभावनाया अप्यभावे ब्रह्मसंबन्धकरणादित्यसाधारणो हेतुः पूर्वमुक्त एव । . . . इत्यादिवचनतो भक्तिमार्गः स्वत एव सर्वदोषनिवर्तकः । — वल्लभकृतविवृति.

१२. भगवति स हरावनन्यचेता भृशमलिनोऽपि विराजते मनुष्यः ।

१३. सहजाः शूद्रत्वकिरातादयः ।

१४. देहेन सह जायन्ते जीवेनापि तथा पुनः ।
ते हि शूद्रत्वसंसारित्वादयः सहजा मताः ॥ ६६
नैरन्तर्येण संवासशयनासनभोजनैः ।
म्लेच्छशूद्रादिसंयोगस्तज्जाः संयोगजाः स्मृताः ॥ ८०
स्पर्शजाः स्पर्शमात्रेण प्रायश्चित्तं विधीयते ।
यत्र चाण्डालपतितादीनां ते तादृशा मताः ॥ ८१
एतादृशस्य योगस्य सकृत्करणमात्रतः ।
अयोग्यानां च योग्यानां सर्वेषामधिकारिणाम् ॥ ४२
स्त्रीशूद्रद्विजबन्धूनां ब्राह्मणादेरपि स्वतः ।
ज्ञानाज्ञानविभेदेन हीनमध्यमकारिणाम् ॥ ४३

श्रीकृष्णसात्कृतात्मनामुत्तमाधिकृतावपि ।
भवति ब्रह्मसम्बन्धः समत्वात्सकलान्प्रति ॥ ४४
पुरुषोत्तमरूपत्वान्न चिन्ता तदनुग्रहे ॥ ४५
श्रीहरिरायकृतविवृति

१५. भगवद्भजनं कर्तुमुद्यतो यो जीवः स तत्काले शुद्धो भवति । तस्य शुद्धजीवस्य मया सह सम्बन्धः कार्यः । . . . जीवमात्रस्य भगवद्भजनेऽधिकारः । श्रीविट्ठलेश्वरकृत टीका

१६. विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः ॥ संन्यासनिर्णय ६.

१७. संत्यज्य सर्वविषयांस्तव पादमूलं भक्ताः । भा. १०; २६; ३१.

१८. एकादशेन्द्रियाणामपि विषयास्त्यक्ताः सवासनाः । अन्यथा पादमूलप्राप्तिरेव न स्यात् । भा. सु. १०; २६; ३१.

१९. अस्मिन्भागवते शास्त्रे पूर्वदेहस्य नाशनम् ।
नापेक्ष्यते यतः सर्वे भक्तिमार्गाधिकारिणः ॥ भा. सु. ३; १; १.

૨૦. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ: '૨૫૨ વૈષ્ણવની વાર્તા'ની પ્રસ્તાવના, પૃ. ૯, ૧૦.

२१. मन्त्ररत्नानुसन्धानपूर्वकं तस्य सादरम् ।
भगवत्पादयोरात्मनिक्षेपस्त्याग उच्यते ॥
आचार्याधीनवृत्तिस्तु यावज्जीवं भवेत्तदा ।
यावच्छरीरपातं तु द्वयमावर्तयेन्मनुम् ॥ नारायणसंहिता

૨૨. વલ્લભસંપ્રદાયમાં બ્રહ્મસંબંધ લેતી વખતે બોલાતો સમર્પણનો ગદ્ય મન્ત્ર આ પ્રમાણે છે:

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहम्, कृष्ण, तवास्मि ।

(તાત્પર્ય :— હજારો વર્ષથી કૃષ્ણથી છૂટા પડેલા જીવનો આનંદ તિરોહિત થઈ ગયેલો છે; તેથી તે જીવ ભગવાન શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે 'હે ભગવન્ કૃષ્ણ! દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અને અંતઃકરણ; આ બધાના ધર્મો; સ્ત્રી, ગૃહ, પુત્ર, કુટુંબ, ધન ઇત્યાદિ — આ બધું, મારા આત્મા સાથે, આપને હું સમર્પણ કરું છું; હું દાસ છું; હે કૃષ્ણ! હું તમારો છું.')

—ગો. હ. ભટ્ટ : 'બ્રહ્મસૂત્રાણુભાષ્યાનુવાદ' (પ્રથમાધ્યાય), ઉપોદ્‌ઘાત, પૃ. ૨૬–૭.

૨૩. मन्त्रद्वयमस्मत्संप्रदाये शरणमन्त्रमात्मनिवेदनमन्त्ररूपम् । अतः शूद्रसामान्येनापि भगवन्मन्त्रोपदेशो ग्राह्यः । तथा गुरुसकाशात् श्रीभागवतगीतामहाभारतादीनां स्वाचार्यादिकृतग्रन्थानां च श्रवणेन भक्तिदार्ढ्याय ब्रह्मज्ञानमपि सम्पादनीयं भगवत्सेवादिकं च कार्यम् । शूद्रस्यैतच्छ्रवणाधिकारस्तु विष्णुसहस्रनामभाष्ये शूद्रः सुखमवाप्नुयादित्यादौ शङ्कराचार्यैरपि दर्शितः । तथा —

देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव च ।
भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम् ॥

इत्यादिभिः सप्तमस्कन्धसप्तमाध्यायादिवचनैर्भगवद्भजनस्य सर्वाधिकारकत्वम् । अन्यत्र स्पष्टतया चतुर्णामपि वर्णानां गुरुकृष्णार्चनं परमित्यादिषु शूद्रस्यापि भगवद्भजनाधिकारित्वं सदसच्छूद्रसाधारण्येन वर्णितमेवेत्यलं विस्तरेण । अतः सदसच्छूद्रसामान्यमुपदेश्यम् ।

—गट्टुलालजी : सत्सिद्धान्तमार्तण्ड, पृ. १७४–५.

२४. वहिर्मुखा हि धर्मशास्त्रज्ञाः, शारीरमेव धर्मं स्वधर्ममाहुः, न त्वात्मधर्मं भगवद्धर्मं वा । यतस्तेऽनात्मविदः । भा. सु. १०; २६; ३२.

२५. गोप्य इति । न हि ताः शास्त्रेण भगवदीया जाताः किन्तु स्वभावेन । भा. सु. १०; २७; ३५.

२६. स्वभावतो जीवानां भगवानेव भर्ता । भा. सु. १०; २६; २४.

સરખાવો : 'મર્યાદામાર્ગમાં પાપક્ષય પછી, શુદ્ધ થયા પછી ભક્તિનો અધિકાર થાય છે; પુષ્ટભગવદીય સદા સર્વદા શુદ્ધ છે. મર્યાદામાર્ગમાં જ્ઞાનાદિનું પણ સહકારિત્વ છે; પુષ્ટિમાર્ગમાં ભક્તિ નિરપેક્ષ સ્વતંત્ર છે. . . . વિહિતમાર્ગ — વૈદિકમાર્ગ — આર્યમાર્ગ — સાધનામાર્ગ — પ્રમાણમાર્ગ ઇત્યાદિ અભિધાનથી પ્રાચીન સનાતન મર્યાદામાર્ગ સુપ્રસિદ્ધ જ છે. . . . અવિહિતમાર્ગ — સ્વતંત્રમાર્ગ — ભજનાનન્દરસમાર્ગ — કૃપામાર્ગ — નિઃસાધનમાર્ગ — ફલમાર્ગ — પ્રમેયમાર્ગ — નિરુપધિસ્નેહમાર્ગ ઇત્યાદિ અભિધાનથી અતિપ્રસિદ્ધ પુષ્ટિમાર્ગ પ્રમાણમાર્ગથી અત્યંત વિલક્ષણ છે. . . . કૃતિસાધ્ય (જીવની સ્વકીય કૃતિથી સાધ્ય) જ્ઞાન-ભક્તિરૂપ સાધન શાસ્ત્રમાં જણાવેલાં છે. તે સાધન વડે મુક્તિ એ મર્યાદા. શાસ્ત્રોક્ત

જ્ઞાન-ભક્તિ-સાધનરહિત જીવને પણ ભગવાન સ્વસ્વરૂપબલથી સ્વપ્રાપ્તિ કરાવી લે તે પુષ્ટિ કહેવાય છે. સાધન વિના (જીવકૃત સાધન વિના) સ્વરૂપબલ વડે જ ભગવાન કાર્ય કરે, જીવનું સકલ કાર્ય સિદ્ધ કરે, એ પુષ્ટિ. સાધનક્રમ વડે મુક્તીચ્છા મર્યાદામાર્ગીય મર્યાદા છે. વિહિત-વૈદિક-સાધન વિના જ મુક્તીચ્છા પુષ્ટિમાર્ગીય મર્યાદા છે. પુષ્ટિમાર્ગ અનુગ્રહમાત્રસાધ્ય છે, પ્રમાણમાર્ગથી વિલક્ષણ છે. મર્યાદા અને પુષ્ટિ એમ બે ભેદથી અંગીકાર બે પ્રકારના કહેવાય છે. તેમાં અન્ય સહકારીની જે અપેક્ષા તે મર્યાદા-પક્ષમાં; પુષ્ટિમાં તો અન્યની અપેક્ષા જ નથી.' — મગનલાલ ગણપતરામ શાસ્ત્રી : 'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ', પૃ. ૧૮૪–૫.

૨૭. चरणारविन्दे सहजो रसः । भा. सु. १०; २९; ७.

२८. इयं च लीला स्वरूपानन्दरूपा तादृश्येवेति सर्वात्मभावरहितेष्वे-तदनुभवायोग्यत्वात् । भा. सु. १०; २६; १६.

२९. भगवानात्मीयत्वेन परिगृह्णाति, आत्मतया स्फुरति, स्वानन्दं तेभ्यः प्रयच्छति। भा. सु. १०; २६; ३१.

३०. अजातपक्षा इव मातरं खगाः
स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ।
प्रियं प्रियेव व्युषितं विषण्णा
मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥ भा. ६; ११; २६.

३१. दोषनिवारणे हरिगुणगानमेव साधनम् ।
भा. सु. १०; २७; ४४.

३२. आत्मा नदी संयमपुण्यतीर्था
सत्यह्रदा शीलतटा दयोर्मिः ।
तत्रावगाहं कुरु पाण्डुपुत्र
न वारिणा शुध्यति चान्तरात्मा ॥

વળી :

आत्मा नदी भारत पुण्यतीर्था
सत्योदया धृतिकूला दयोर्मिः ।
तस्यां स्नातः पूयते पुण्यकर्मा
पुण्यो ह्यात्मा नित्यमलोभ एव ॥ उद्योग. ४०; २१.

૩૩. तव चरणप्रसादादेव नम्राणां पापं गच्छति । तत्रापि देहिनः । प्रकर्षेण नतत्वेन धर्ममार्गादिपरित्याग उक्तः । देहाभिमानस्य विद्यमानत्वान्न ज्ञानमपि । प्रणतानां हि नाप्यधोगतिः । अतस्तव पदमेव तेषां पापनाशकं चिन्तितं दृष्टं स्पृष्टमालिङ्गितं वा । भा. सु. १०; २८; ७.

૩૪. विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ श्रीकृष्णाश्रय ९.

૩૫. રાધાકૃષ્ણન : 'ઇં. ફિ.' વૉ. ૨, પૃ. ૭૫૬.

૩૬. स वै भगवतः श्रीमत्पादस्पर्शहताशुभः ।
भेजे सर्पवपुर्हित्वा रूपं विद्याधरार्चितम् ॥ भा. १०; ३१; ९.

विद्याधराणां देवरूपो जातः । सर्वापकृष्टा सर्पयोनिः । सर्वोत्तमा भगवदीया । एवं चरणप्रभावः । . . . सर्पवपुपरित्यागे पापनाशो हेतुः । गुणाधानेऽपि तत्स्पर्श एव हेतुः । . . . चरणरज एव सामग्रीसंपादकम् । भा. सु. १०; ३१; ९.

# ૧૬

# શૈવ સંપ્રદાય

ભક્તિમાર્ગમાં જેવો વિષ્ણુની ઉપાસનાનો તેવો જ શિવની ઉપાસનાનો પણ સંપ્રદાય છેક પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. 'શિવભાગવત' એ નામ શિવના ઉપાસકોને વિષે પતંજલિએ એમના મહાભાષ્યમાં વાપરેલું છે.[1] ઋગ્વેદનો રુદ્ર તે યજુર્વેદમાં શિવ બને છે;[2] અને તૈત્તિરીય આરણ્યક કહે છે કે વિશ્વમાં જે કંઈ છે તે બધું જ રુદ્રરૂપ છે.[3] શ્વેતાશ્વતર ઉપનિષદમાં રુદ્રને 'ઈશ્વરોમાં પણ શ્રેષ્ઠ એવા મહેશ્વર', અને 'દેવોમાં શ્રેષ્ઠ દેવ' કહેલા છે.[4] મહાભારતે બતાવ્યું છે કે શિવ તે જ વિષ્ણુ છે, અને વિષ્ણુ તે જ શિવ છે; અને જે વિષ્ણુનાં નામ તે શિવનાં નામ છે, અને જે શિવનાં નામ તે વિષ્ણુનાં નામ છે.[5] આમ શિવની ઉપાસના એ ઋગ્વેદના જેટલી પ્રાચીન તો છે જ. મોહેં-જો-ડારોમાં મળેલા અવશેષોમાં દેવીની મૂર્તિઓ તો મળે જ છે; પણ ઉપરાંત શિવજીની કે તેમને મળતા એક દેવની મૂર્તિઓ પણ મળી છે. આ દેવને ત્રણ મોઢાં છે, અને તે પાદપીઠ પર પદ્માસન વાળીને બેઠેલા છે. તેમણે મૃગચર્મનું આસન કર્યું છે, અને હાથી, વાઘ, ગેંડો ને પાડો તેમની આસપાસ બેઠેલા છે.[6] આ પરથી કેટલાક તો એમ પણ માનવાને પ્રેરાયા છે કે 'શિવ અને શક્તિની ભક્તિભાવવાળી ઉપાસના એને હિંદુ ધર્મનું પ્રાચીનતમ રૂપ ગણી શકાય.'[7] શિવનું લિંગ તે અગ્નિની જ્વાલાનું જ સ્થૂલ રૂપ છે.[8]

'આ આખી કલ્પનાની જોડે હિમાલયનું સ્મરણ સરસ રીતે વણાઈ ગયેલું છે. આપણી ઇચ્છા હોય કે ન હોય, પણ શિવજીની કથા સાંભળતાં આપણને વેદનો મહાયુગ યાદ આવે છે. આર્યો હજુ બહારથી હિંદમાં આવતા બંધ થયા નહોતા. આજે યજ્ઞનો દિવસ છે. જંગલમાં એક જગાએ ખુલ્લી જગા છે, ત્યાં પ્રજાજનો ને પુરોહિતો મળ્યા છે. વેદમન્ત્રોનો ઘોષ

ચાલી રહ્યો છે, ને પ્રચંડ અગ્નિમાં આહુતિઓ અપાય છે. કલાકોના કલાક સુધી, કેટલીક વાર તો દિવસોના દિવસ સુધી, અગ્નિની શુદ્ધ જ્વાળા ભડભડ બળે છે. એ અગ્નિ હોલાઈ જાય તે પછી પણ લાંબા વખત સુધી એ વિશાળ યજ્ઞકુંડમાં ગરમ સફેદ ભસ્મ પડી રહે છે. ક્યારેક એમાંથી એકાદ ઝાંખો તણખો નીકળે છે; અને ભસ્મ જાણે નિસાસો નાખીને મૃત્યુની શાંતિમાં ઢળી પડે છે. ઈશ્વરની ઉપાસના ને જગતનો ત્યાગ સૂચવવાને આ ભસ્મ શરીરે ચોળવા માટે અહીં સૌથી પહેલું કોણ આવ્યું હતું? ગુફા કે જંગલમાં જઈ ધ્યાનમગ્ન થનાર પહેલવહેલો જોગી કોણ હતો? ધ્યાનમાં બેઠેલા એ જોગીના વાળની જટા થઈ ગઈ, તેના નખ વધીને લાંબા થઈ ગયા, તેનું શરીર કૃશ થઈ ગયું, છતાં એની સમાધિમાં ભંગ પડ્યો નહીં. આવા બાહ્ય રૂપની કલ્પના ભલે ગમે તે રીતે પેદા થઈ હોય, પણ ભારતની પ્રતિભાએ સેંકડો વરસથી આ ચિત્રનું જ વર્ણન કર્યું છે — શરીરે ભસ્મનો લેપ કરનારા, જટાધારી, આખા જગત પ્રત્યે ઉદાસીન, અને કેવળ ચિન્તનમાં મગ્ન, એવા શિવજીનું જ રટણ તેણે કર્યું છે.

આર્યોને પોતાનાં ભ્રમણો દરમ્યાન હિમાલયનું સતત દર્શન થતું હતું. હોમહવનવાળો યજ્ઞ એ તેમનો મુખ્ય ધર્મવિધિ હતો. એટલે તેમનાં મનમાં આ બે કલ્પનાઓ કાયમની સંકળાઈ ગઈ. યજ્ઞાગ્નિની જ્વાળાઓ હિમાલયના જેવી નહોતી? એ જ્વાળાઓ નગાધિરાજના શિખરની પેઠે હંમેશાં ઊંચે જતી નહોતી? એ અગ્નિની ભસ્મ ને હિમગિરિ પર જામેલો સનાતન તુષાર બેનો રંગ એકસરખો નથી? આ હિમાચ્છાદિત શિખરો પર જ તેમનો પ્રેમ કેન્દ્રિત થઈ રહ્યો હોવો જોઈએ. એ શિખરો દુનિયાથી દૂર દૂર ઊંચે અખંડ શાન્તિમાં વિરાજે છે. ત્યાંની ઠંડી ભયંકર છે. અને છતાં એમનું સૌન્દર્ય શબ્દોથી વર્ણવી શકાય એવું નથી. એ શિખરો કોના જેવાં લાગે છે? વાહ, કેમ, એ ભસ્મધારી, ધ્યાનમગ્ન, મૌની ને એકલવાયા કોઈ ગહાન યોગીના જેવાં છે! એ શિખરો શિવજીના જેવાં — મહાદેવના જેવાં — દેખાય છે!

આ વિચાર પર પહોંચ્યા પછી, હિંદુ માનસે જાતજાતનાં રૂપો ને પ્રતીકો ઘડી કાઢ્યાં. એમાં કેટલીક વાર અગ્નિની જ્વાળાની, કેટલીક વાર નગાધિરાજની, ને કેટલીક વાર યોગી સંન્યાસીની કલ્પના પ્રધાન પદ ભોગવે છે — એ બધી કલ્પનાઓ ભેગી થઈને શિવજીનું આખું રૂપ ઘડાયું છે.

યજ્ઞના અગ્નિનાં લાકડાં વૃષભ પર ખડકીને લઈ જવામાં આવતાં; એ પરથી વૃષભ શિવજીનું વાહન બન્યો છે.

પર્વતોની ઉપર ચન્દ્રની રેખા ચમકે છે; માટે શિવજી પોતે ચન્દ્રમૌલીશ્વર છે.

શિવજી ઘણી સાદી ચીજોથી રાજી થાય છે. શીતળ જળનો અભિષેક, ચપટી ચોખા, ને ત્રણ બીલીપત્ર ચઢાવ્યાં, એટલે શિવની પૂજા પૂરી થઈ. પણ ચોખા ને પાણી સાવ ચોખ્ખાં હોવાં જોઈએ. બીલીપત્ર એ પરમાત્માની ત્રિમૂર્તિનું સૂચક છે.

અગ્નિની જ્વાળાને જરા વધારે નજીકથી જુઓ, તો એક વસ્તુ બહુ સ્પષ્ટ દેખાય છે. એ જ્વાળા સફેદ છે ખરી, પણ એનો કાંઠલો ભૂરો છે — દીવાસળી સળગાવીએ ત્યારે પણ આપણે ધોળી જ્યોત ઉપર ભૂરો કાંઠલો જોઈ શકીએ છીએ. એટલા માટે ગૌરાંગ એવા શિવજી તે નીલકંઠ પણ છે.' ૮ક

આગળ જતાં આ સંપ્રદાય 'માહેશ્વર સંપ્રદાય' નામે ઓળખાયો, ને તેના ચાર પેટાવિભાગ ઈ. સ.ના નવમા સૈકામાં પડ્યા હતા. એ ચાર વિભાગ તે શૈવો, પાશુપતો, કારુણિકો, અને કાપાલિકો.[૯] આ ઉપરાંત કાલમુખ એ નામના એક પેટાવિભાગનો ઉલ્લેખ પણ ક્યાંક આવે છે. કાપાલિકો ને કાલમુખો ઉપાસનાના ઘણા ભયંકર ને જુગુપ્સા ઉપજાવે એવા પ્રકારોને અનુસરતા. પાશુપત સંપ્રદાયનો ઉલ્લેખ માધવાચાર્યે તેમના 'સર્વદર્શનસંગ્રહ'માં 'નકુલીશ–પાશુપત દર્શન' તરીકે કર્યો છે. નકુલીશ કે લકુલીશ તે ગુજરાતમાં નર્મદાકાંઠે કાયાવતાર અથવા કાયાવરોહણ ગામમાં વસતા એક બ્રહ્મચારી હતા, ને તેમના દેહમાં શિવે પ્રવેશ કરેલો એમ કહેવાય છે. આ કાયાવરોહણ તે વડોદરા રાજ્યમાં આવેલું અત્યારનું કારવણ છે.[૧૦] શૈવ સંપ્રદાય જુદે જુદે વખતે દેશના સર્વ જુદા જુદા ભાગમાં પ્રચલિત હતો, એ દર્શાવનારા ઐતિહાસિક પુરાવા પુષ્કળ મળે છે. અત્યારે જે શિવપૂજા ચાલે છે તે પુરાણોમાં વર્ણવેલી સાદી સરળ શિવોપાસનાને અનુસરે છે; પાશુપત વગેરે પેટાસમૂહો ને તેની ઉપાસનાઓ ભૂંસાઈ ગયાં છે.

દક્ષિણ ભારતમાં શૈવ સંપ્રદાયનો જે વિકાસ થયો તેમાં, વૈષ્ણવ આળવારોને મળતા, અનેક સંતો થઈ ગયા છે. તેમણે તામિલ ભાષામાં શૈવ સંપ્રદાયના આગમ ગ્રંથો લખ્યા. આ સંતોમાં ચાર

મુખ્ય ગણાય છે — તિરુનાવુક્કરસુ (અથવા અપ્પાર), જ્ઞાનસંબન્ધ, સુન્દરમૂર્તિ, અને માણિક્કવાચક. આમાંના અપ્પાર, જે ઈ. સ.ના સાતમા સૈકામાં થઈ ગયા, તે દક્ષિણ આર્કટ જિલ્લાના એક ગામડામાં વસતા એક શ્રીમંત વેલ્લાળ (શૂદ્ર) કુટુંબમાં જન્મ્યા હતા. તે પહેલાં જૈન, અને પછી શૈવ, સંપ્રદાયમાં દાખલ થયેલા. એમના સમકાલીન પણ ઉંમરે ઘણા નાના શૈવ સંત જ્ઞાનસંબન્ધ એમને 'અપ્પાર' (બાપુ) કહેતા, તે પરથી આ વૃદ્ધ સંત 'અપ્પાર' એ નામે જ પ્રસિદ્ધ થયા. તે એક કૌપીન જ પહેરતા. એમની માલિકીની વસ્તુમાં માત્ર એક ઝાડુ હતું, તેના વડે એ સંત મંદિરમાં સફાઈ કરતા. જ્ઞાનસંબન્ધ જાતે બ્રાહ્મણ હોવા છતાં અપ્પારને પગે લાગતા. ત્રીજા સંત સુન્દર શિવની પૂજા કરનાર બ્રાહ્મણ જાતિમાં જન્મેલા, છતાં તેમણે પાર્વતી નામની એક બ્રાહ્મણેતર સ્ત્રી, જે શિવની પરમ ભક્ત હતી, તેની સાથે લગ્ન કરેલું. આ શિવભક્તોની પરંપરામાં એક રાજા પણ હતા. હરિજન સંત નંદની વાત ઘણી જાણીતી છે. ચિદંબરમમાં આવેલા નટરાજના મંદિરમાં દર્શને જવા તે અતિ આતુર હતો. તેને માટે તેણે ઘણાં કષ્ટો વેઠેલાં, અને છેવટે નટરાજનાં દર્શન કરેલાં પણ ખરાં. આનંદની વાત એ છે કે નટરાજનું આ પ્રસિદ્ધ મંદિર હવે હરિજનો માટે ખુલ્લું થયું છે, અને નંદની તપસ્યા ફળી છે. દક્ષિણનાં ઘણાં શિવમન્દિરોમાં નંદની મૂર્તિની પણ પૂજા થાય છે. તિરુવળ્ળુવાર નામના શિવભક્ત જાતે હરિજન હતા. તિરુનીલકંઠ યળપાનાર નામના બીજા એક ભક્ત પણ નીચ ગણાતી એક જાતિના હતા. સંત જ્ઞાનસંબન્ધ પ્રવાસે જતા ત્યારે આ ભક્ત ને તેમનાં પત્ની હંમેશાં તેમની જોડે જતાં. એ પ્રસંગે આ ભક્ત મોટાં મંદિરોની બહાર કીર્તન કરતા હતા ત્યાંથી તેમને, શિવજીની આજ્ઞાથી, છેક મંદિરના ગર્ભગૃહમાં લઈ જવામાં આવેલા.[૧૧]

'આ શૈવ સંપ્રદાયના કરતાં વધારે સમૃદ્ધ, અથવા કલ્પનાની દીપ્તિ, ભાવનાની ઉત્કટતા, ને શબ્દના લાલિત્યમાં આનાથી ચડી જાય એવું, ભક્તિસાહિત્ય જગતમાં કોઈ સંપ્રદાયે પેદા કર્યું નથી.'[૧૨]

સિદ્ધિયાર નામના એક શૈવ ભક્ત કહે છે : 'જેને આખી માનવજાતિ વિષે પ્રેમ નથી તેને શિવ પ્રત્યે જરાયે પ્રેમ નથી.' તિરુમંત્રમમાં કહ્યું છે કે 'શિવ અને પ્રેમ એ જુદા છે એમ જે લોકો કહે છે તે અજ્ઞાન છે.' 'માણિક્કવાચકારે જાતિભેદના નિયમો પ્રત્યે અનાદરની વૃત્તિ કેળવી નહોતી, પણ પછીના શૈવો—પટ્ટનાટુ પિળ્ળૈ, કપિલાર, અને તેલુગુ કવિ વેમણ્ણા—જાતિના પ્રતિબંધોની ટીકા કરે છે. તિરૂમૂલારે કહેલું કે જેમ ઈશ્વર એક છે તેમ જાતિ પણ એક જ છે.'[13] તિરૂમૂલાર જાતે પારધી હતા.

આ સંપ્રદાયમાં કણ્ણપ્પા નાયનાર નામના એક પ્રસિદ્ધ ભક્ત થઈ ગયા છે. તે પારધી હતા, ને તેમનું મૂળ નામ તિણ્ણમ્ હતું. એક વાર વનમાં શિવની મૂર્તિ જોઈ તેના મનમાં ભક્તિભાવ ઊપજ્યો. પછી તો રોજ એ લિંગની પૂજા કરે. પૂજાના વિધિની એને કશી ખબર નહીં. નદીમાંથી મોઢામાં પાણી ભરી જાય, તેનો કોગળો મૂર્તિ પર કરે. વાળમાં વનફૂલ ઘાલી લાવે, તે કાઢી લિંગ પર ચઢાવે. રાંધેલું માંસ આણ્યું હોય, તે સારું છે કે નહીં એ જોવા ચાખી જુએ ને પછી શિવને ધરાવે. એની આવી પૂજા જોઈ મૂર્તિના પૂજારી બ્રાહ્મણને દુઃખ થતું. તેણે મનથી શિવ આગળ ફરિયાદ કરી. શિવે તેને સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું : 'વિદ્વાન ને વેદપાઠી બ્રાહ્મણની પૂજા કરતાંયે મને આ અબુધ પારધીની આવી વિધિહીન પૂજા વધારે ગમે છે, કેમ કે એની ભક્તિ ખરેખર સાચી છે. તારે એનું પારખું જોવું હોય તો કાલે જોજે.' બીજે દિવસે તિણ્ણમ્ આવ્યો. જુએ છે તો મૂર્તિની જમણી આંખમાંથી લોહીની ધાર વહે. એ જોતાં જ પારધીને એટલું દુઃખ થયું કે તેને મૂર્છા આવી ગઈ. મૂર્છા વળી એટલે તીરકામઠું હાથમાં લીધું; એટલા માટે કે કોઈ બદમાસ શિવને પજવતો દેખાય તો તેનો જીવ લઉં. પણ શિવની આંખમાંથી લોહી બંધ ન થયું. પારધીએ પોતાની જમણી આંખ કાઢી શિવની જમણી આંખની જગાએ મૂકી દીધી. શિવની આંખમાંથી લોહી વહેતું હવે બંધ થયું. એ જોઈ તિણ્ણમ્ આનન્દથી નાચ્યો. એટલામાં તો શિવની ડાબી આંખમાંથી લોહી વહેવા લાગ્યું. તિણ્ણમ્ પોતાની

ડાબી આંખ કાઢવા ગયો, એટલે મૂર્તિએ હાથ લાંબા કરી તેને રોકી લીધો. તેણે શિવને આંખ આપી, તેથી તેનું નામ ' આંખ આપનાર મિત્ર ' ( કણ્ણપ્પા ) પડ્યું. એની આ કથા તામિલ અને તેલુગુ બન્ને ભાષામાં અનેક પ્રસિદ્ધ કવિઓએ વર્ણવી છે.[૧૪]

આવા જ એક શિવભક્ત વ્યાધની કથા ચાલે છે. એક ગરીબ વ્યાધ હતો. એક વાર આખો દિવસ કશો શિકાર ન મળ્યો, એટલે નિરાશ થયેલો. રાત પડી ગઈ હતી. ઘર ઘણું દૂર હતું. જંગલમાં તે સાવ એકલો હતો. પાસે બીલીનું ઝાડ હતું. તેની ડાળીઓ છેક જમીન સુધી નીચી નમેલી હતી. વ્યાધ જંગલી જાનવરોથી બચવા ઝાડ પર ચડીને નિરાંતે બેઠો. ડાળીઓના ઝુંડ પર લપાઈને પડ્યો હતો ત્યાં ઘેર ભૂખે મરતાં બૈરીછોકરાંનું સ્મરણ થયું. એમને વિષે મનમાં દયા ઊપજી ને આંખમાંથી આંસુની ધાર ચાલી. આંસુ બીલીના પાન પર પડ્યાં, ને એના ભારને લીધે પાંદડાં ખરીને નીચે ભોંય પર પડ્યાં. પણ બીલીના ઝાડ નીચે શિવલિંગ હતું. પેલાં આંસુ ને સાથેનાં પાંદડાં એ લિંગ પર પડ્યાં. રાતે એક કાળો નાગ ઝાડ પર ચડ્યો ને વ્યાધને ડસ્યો. દેવદૂતો આવ્યા, એના આત્માને કૈલાસમાં લઈ ગયા, ને એને શિવના ચરણ આગળ મૂકી દીધો. કૈલાસમાં શોરબકોર થઈ રહ્યો. એકસામટા સવાલો પર સવાલો પુછાવા લાગ્યા : ' આ વનચર અહીં કેમ આવ્યો છે? એણે માંસ નથી ખાધું? એણે વેદમંત્રો સાથે હોમહવન કર્યાં છે? એ શું ધર્મ સમજતો હતો?' પણ મહાદેવે સહેજ આશ્ચર્યથી એ બધા સામે નજર નાખીને પૂછ્યું : ' એણે બીલીપત્ર ને આંસુ વડે મારી પૂજા કરી હતી કે નહીં?' એવા એ ભગવાન આશુતોષ છે.

' કુરળ નામના પ્રસિદ્ધ તામિલ ધર્મગ્રંથના કર્તા બ્રાહ્મણધર્મી હતા ખરા, પણ તે નીચ ગણાતી જાતિના હતા, એમ માનવાને વાજબી કારણ મળે છે.'[૧૫]

આ શૈવ ભક્તો મંદિરમાં બગીચો કરીને, મંદિર વાળીને, યા ફૂલની માળા બનાવીને — એમ કંઈ ને કંઈ શારીરિક શ્રમ કરીને, મંદિરમાં પોતાની સેવા આપતા. આ સંપ્રદાયનાં થોડાંક નાનાં

મંદિરોમાં પંડારમ્ — અર્થાત્ બ્રાહ્મણેતર શૈવો — અર્ચક અથવા પૂજારીનું કામ કરે છે.[૧૬]

આ સંપ્રદાયમાં શિવભક્ત સ્ત્રીઓ પણ ઘણી થયેલી છે. તેમાં અવ્વઈ, કારઈક્કળ અમ્મૈયર વગેરે વિશેષ પ્રસિદ્ધ છે. ઉમાપતિ શિવમ્ નામના એક બ્રાહ્મણ ભક્ત, જે ચિદંબરમના નટરાજના પૂજારી હતા, તેમને વર્ણનું અભિમાન જરાયે નહોતું. તેમણે એક હરિજન ભક્તને શૈવ સંપ્રદાયની દીક્ષા આપેલી, ને તેમને તત્ક્ષણ શિવનો સાક્ષાત્કાર કરાવેલો. તયુમનવાર નામના એક સંત પણ વેલ્લાળ (શૂદ્ર) જાતિના હતા.[૧૭]

વેદમૌલિ નામના એક વિદ્વાન બ્રાહ્મણે અન્ત્યજ કન્યા સાથે લગ્ન કરેલું. તેની સંતતિમાં છોકરાછોકરી મળી સાત બાળકો થયાં. બધાં વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ થયાં. સાતેએ જુદા જુદા વિષયો પર તામિલ ભાષામાં ઉત્તમ ગ્રન્થો લખેલા છે. એમાંની એક બહેન અવ્વઈ તે કવયિત્રી હતી, ને તેણે શિવભક્તિનાં ઘણાં પદો લખ્યાં છે. તે ઉપરાંત તે અનેક શાસ્ત્રોમાં નિષ્ણાત હતી. દરેક શાસ્ત્ર ઉપર તેનો એક એક ગ્રન્થ છે, અને નીતિશાસ્ત્ર ઉપર તો ત્રણ ગ્રન્થ છે. તેના એક ભાઈ તિરૂવળ્ળુવાર, જે પ્રસિદ્ધ શિવભક્ત હતા, તેમને વિષે કહેવાતું કે તિરૂ જેવો તો એક તિરૂ જ છે, અર્થાત્ એનો જોટો નથી. આ સાતેય ભાઈબહેન આજીવન અવિવાહિત રહેલાં. આ બધાં અન્ત્યજ માતાનાં સંતાનો! આજે દક્ષિણ ભારત એમની સ્મૃતિને પૂજે છે, ને એમને વિષે સકારણ ગર્વ લે છે.

'નમઃ શિવાય' એ પંચાક્ષરી મંત્રનો જાપ કરવાનો કોઈ પણ જાતિને માટે નિષેધ નથી, એ આપણે પાછળ જોઈ ગયા છીએ. ભક્તિમાર્ગના આ સંપ્રદાયમાં પણ વર્ણ અને જાતિના ભેદને ગૌણ માનવામાં આવેલા છે. બ્રહ્મસૂત્ર પર ભાષ્ય લખનાર આચાર્ય શ્રીકંઠે એક વચન ટાંક્યું છે, તેનો અર્થ એ છે કે 'શિવ નામનો ઉચ્ચાર કરનાર ચંડાલ હોય તોપણ તેની સાથે વાત કરો, તેની સાથે રહો, તેની સાથે ભોજન કરો.'[૧૮]

સ્કંદપુરાણમાં કહ્યું છે : 'કૂતરું મરી જાય ત્યારે તેના શરીર પર રુદ્રાક્ષ હોય તો તે પણ રુદ્રપદને પામે છે, તો પછી માણસની તો વાત જ શી?'[૧૯] રુદ્રાક્ષ પહેરવાનો અધિકાર માનવમાત્રને છે, એમ પણ પાછળ કહ્યું છે. શિવની પૂજા એટલી સરળ છે કે માટીનું નાનું લિંગ (પાર્થિવ) બનાવીને પૂજા કરો તોયે ચાલે. વળી કર્મમાર્ગીઓએ જન્મમરણને અંગેનાં સૂતકની ઘણી અટપટી વ્યવસ્થા કરી મૂકેલી. એ લોકોના મત પ્રમાણે તો એ દિવસોમાં દેવની પૂજા પણ ન થાય. પણ શિવભક્તોએ કહ્યું કે એવો પ્રતિબન્ધ શિવની પૂજાને લાગુ પડતો નથી; ભગવાનની પૂજા કરવામાં વળી સૂતક કેવું?[૨૦]

આ સંપ્રદાયના જ એક સુન્દર શ્લોકમાં કહ્યું છે: 'દેવી પાર્વતી અમારી માતા છે. દેવ મહેશ્વર અમારા પિતા છે. શિવના ભક્તો અમારા બાંધવો છે. ને ત્રણે ભુવન અમારો સ્વદેશ છે.'[૨૧] વળી એથી પણ આગળ જઈને કહ્યું છે કે 'પુરુષો બધા શંકરરૂપ છે, ને સ્ત્રીઓ બધી મહેશ્વરીરૂપ છે.'[૨૨] એ શંકરને, અને એ મહેશ્વરીને, તો આદરપૂર્વક પ્રણામ જ કરવાના હોઈ શકે; તેમનો તિરસ્કાર કરવાનો ન હોય! આ જે ઉત્તુંગ ભાવના છે તેની જોડે ઊંચનીચ-ભાવનો મેળ કોઈ રીતે બેસી શકતો નથી.

વળી શિવજીનું સ્વરૂપ પણ કેવું છે! કોઈ કહે છે કે શુભ્ર તુષારથી આચ્છાદિત એવો નગાધિરાજ હિમાલય તે જ ગૌરાંગ મહાદેવ છે. મહાદેવ ભારતની ઉત્તરમાં બિરાજે છે; દેવી પાર્વતી કન્યાકુમારીના રૂપમાં ભારતને છેક દક્ષિણ છેડે બેઠાં છે (આ મન્દિર ૧૯૩૬થી હરિજનોને માટે ખુલ્લું છે); ને બે મળીને ભારતનું રક્ષણ કરે છે. વિષ્ણુ મોટો રાજાધિરાજ છે. એને ઘેર વૈભવનો અને ઠાઠમાઠનો પાર નથી. એને ત્યાં દરબાર છે, ને દરબારીઓ પણ છે. એને મળવાના સમયો પણ નિયત કરેલા. એનું દર્શન ગમે ત્યારે ન થઈ શકે. પણ શંકર તો અકિંચન. એ લોકનાથ છતાં મોટામાં મોટો લોકસેવક છે. એના દરવાજા ચોવીસે કલાક ખુલ્લા. એને મળવા માટે

સમય ઠરાવવાનીયે જરૂર નહીં. એને ત્યાં કોઈને 'મત જાવ' ન મળે. જગતમાં જેને કોઈ ન સંઘરે એવાં દીનહીન, તજાયેલાં, છંડાયેલાં, ભૂતપલીત, નાગ, સહુને એ સંઘરનારો. એવો એ દયાળુ હોવાથી એને 'કરુણાબ્ધિ' કહ્યો છે.[૨૩] કોઈ પણ જીવનું દુઃખ જોતાં એનું હૃદય પીગળે છે. તમે સ્મશાનવાસી ચાંડાલને બહિષ્કૃત ગણો છો? તો શંકર કહે છે: 'હું પણ સ્મશાનમાં જ વસનારો છું ને!' ચિતા પર સુવાડેલા શબનું વસ્ત્ર લેનાર પ્રત્યે તમને ઘૃણા છે? તો શિવ કહે છે: 'એ ચિતાની ભસ્મ તો હું મારે શરીરે ચોળું છું!' તમને શ્વપતિ વિષે સૂગ છે? તો શિવ કહે છે: 'હું પોતે શ્વપતિ ક્યાં નથી? હું પશુમાત્રનો પતિ છું, એટલે શ્વાનનો પણ પતિ છું જ.' તમે ચાંડાલને મેલોઘેલો કદરૂપો ગણી તેનો તિરસ્કાર કરો છો? તો શંકર કહે છે: 'મારું પોતાનું રૂપ જ જુઓને! કપાળમાં લોચન, માથે જટા, ગળામાં સાપ, શરીરે ગજચર્મ ઓઢેલું અને ચિતાભસ્મનો લેપ — એમાં શું રૂપ ભર્યું છે? ચાંડાલ એ પણ શિવનું જ એક રૂપ છે. સ્મશાનમાં વસીને શિવજી એ બતાવે છે કે જ્યાં લગી માણસો મરે છે ને તેમને બાળવા માટે સ્મશાન છે, ત્યાં લગી સ્મશાનનું કામ કરનાર પણ કોક હશે જ — એ તો સમાજનો એક સેવક છે. જે પોતે કદરૂપો બનીને — ગળે કાળો કાંઠલો થવા દઈને — પણ સમાજની સેવા કરે છે તે જ ઈશ્વરનો સાચો સેવક છે; એમ શિવજીએ પોતે વિષપાન કરીને બતાવ્યું છે. જગતના આખા ધાર્મિક ઇતિહાસમાં એના જેવા ભવ્ય પ્રસંગો કેટલા હશે? કુટુંબને કાજે, સંઘને કાજે, સમાજને કાજે એવા વિષના ઘૂંટડા ઉતારનારા જગતમાં હશે ત્યાં સુધી જ જગતની રક્ષા થવાની છે.

શિવનું ખરું સ્વરૂપ તો જાણ્યું પાર્વતીએ, કેમ કે એની પાસે ભક્તિની દૃષ્ટિ હતી. 'કુમારસંભવ'માં કાલિદાસે પાર્વતીને મુખે શિવનિન્દક બ્રહ્મચારી આગળ શિવના ખરા સ્વરૂપનું જે વર્ણન કરાવ્યું છે તેમાં પાર્વતી કહે છે: 'એ ભલે અકિંચન રહ્યા, પણ સંપત્તિમાત્રના ઉત્પાદક તો એ જ છે. એ ભલે સ્મશાનવાસી રહ્યા, છતાં ત્રિલોકના નાથ તો એ જ છે. એ ભલે ભયંકર રૂપવાળા રહ્યા,

છતાં એમને શિવ અર્થાત્ કલ્યાણકારી કહે છે. લોકો પિનાકીના ખરા રૂપને જાણતા નથી.'[૨૪]

તામિલનાડના તાંજોર જિલ્લાના તિરુવળ્ળુર ગામમાં સર્વ બ્રાહ્મણો 'મધ્યાહ્નપરાયા' અર્થાત્ મધ્યાહ્નચાંડાલ ગણાય છે. કહેવાય છે કે તેમને શિવનો શાપ લાગેલો છે તેનું એ પરિણામ છે. એની કથા આ પ્રમાણે છે. તિરુવળ્ળુરના કેટલાક બ્રાહ્મણોએ એક વાર યજ્ઞ કરવાનો, અને એ પ્રસંગે શિવજીનું આવાહન કરી તેને પ્રગટ થઈ નૈવેદ્ય આરોગવાની પ્રાર્થના કરવાનો, વિચાર કર્યો. બ્રાહ્મણોના કેટલાક પ્રતિનિધિઓ મંદિરમાં પધરાવેલા શિવજી પાસે ગયા. પણ શિવે પોતાને સ્થાનેથી ખસવાની ના પાડી, ને નૈવેદ્ય મંદિરમાં લાવવાનું કહ્યું. પછી પાર્વતીએ વચ્ચે પડી તેમને કહ્યું કે 'શિવજી યજ્ઞમાં હાજર રહેશે, પણ ગમે તે વેશ લઈને આવશે.' બ્રાહ્મણો કહે: 'હા, ભલેને ગમે તે વેશે આવે. અમને શો વાંધો હોય?' યજ્ઞમાં બેઠેલા બ્રાહ્મણોએ ચોખ્ખાં, ડાઘ વિનાનાં કપડાં પહેર્યાં હતાં. યજ્ઞનો અગ્નિ ભડભડ બળતો હતો. ઘીની સુગંધ હવામાં ફેલાઈ રહી હતી. શિવના આગમનને થોડી જ વાર હતી. એમના આગમનનાં તો કંઈ ચિહ્ન દેખાયાં નહીં. પણ બરાબર બારને ટકોરે બ્રાહ્મણોએ એક ચાંડાલને જોયો. તેની પીઠ પર ઢોરનું મડદું હતું, ને પાછળ તેની સ્ત્રી પરાયા (હરિજન)ના વેશમાં હતી, ને જોડે ચાર કૂતરા ચાલતા હતા. આ હરિજન ને તેની સ્ત્રીથી અભડાવાશે એ ડરના માર્યા ઘણા બ્રાહ્મણો દોટ મૂકીને નાઠા. પણ એ તો મહાદેવ જ પાર્વતી સાથે એ વેશે આવેલા. ચાર કૂતરા એ ચાર વેદ હતા. મહાદેવે નૈવેદ્ય લીધું, જે સાચા ધર્મિષ્ઠ બ્રાહ્મણો યજ્ઞમાં બેસી રહ્યા હતા તેમને આશીર્વાદ આપ્યા, અને ઉતાવળે ચાલ્યા ગયા. પણ જે બ્રાહ્મણો નાસી ગયા હતા તેમને વર્ણબાહ્ય બનાવી અસ્પૃસ્ય ઠરાવ્યા. પછી પાર્વતીની વિનંતીથી શિવજીએ કહ્યું કે તેઓ રોજ અડધો યામ (દોઢ કલાક) સુધી જ અસ્પૃસ્ય રહેશે. આ ખરેખરી વાત છે, ને આ બ્રાહ્મણો હમણાં સુધી ખરેખાત બપોરે દોઢ કલાક અસ્પૃસ્ય ગણાતા. હવે જ્યારે તેમણે હરિજનો માટે મંદિરો ખોલ્યાં ને

હરિજનોની અસ્પૃશ્યતા નાબૂદ કરી, ત્યારે તેમની પોતાની અસ્પૃશ્યતા પણ દૂર થઈ. દક્ષિણ ભારતનાં આવાં અનેક શિવમન્દિરો ઉપરાંત, રામેશ્વર, જે બાર જ્યોતિર્લિંગોમાંનું એક ગણાય છે ને ભારતનાં ચાર ધામમાંનું એક ગણાય છે, તે પણ હવે હરિજનો માટે ખુલ્લું થયું છે.

માતંગ જાતિ 'અસ્પૃશ્ય' ગણાઈ છે. પણ પાર્વતીનું પોતાનું એક નામ 'માતંગી' છે. આનંદલહરી નામનું સ્તોત્ર, જે શંકરાચાર્યે રચ્યું કહેવાય છે, તેમાં પણ પાર્વતીને 'માતંગી' કહેલી છે (नताङ्गी मातङ्गी रुचिरगतिभङ्गी भगवती). દક્ષિણ ભારતમાં તો પાર્વતીને માતંગી નામની પરાયા (હરિજન) સ્ત્રી તરીકે પૂજવામાં આવે છે. વલ્લી એ નામ પરાયા અને પાલાર સ્ત્રીઓમાં સામાન્ય છે. શંકરપુત્ર કાર્તિકેય દક્ષિણમાં સુબ્રહ્મણ્યમ એ નામે પૂજાય છે, ને ત્યાં એમની પૂજા ઘણી જ લોકપ્રિય છે. એ સુબ્રહ્મણ્યમ વલ્લી નામની એક હરિજન સ્ત્રીને પરણ્યા હતા એમ કહેવાય છે.

શક્તિપૂજાના માર્ગમાં જેવો હીન વામાચારી પંથ છે તેવો શુદ્ધ ઉપાસનાવાળો દક્ષિણમાર્ગ પણ છે. આજે દેશમાં ઘણાંયે દેવી-મંદિરો એવાં છે જ્યાં પ્રાણીહિંસા કરવા દેવામાં આવતી નથી. એવી શુદ્ધ દેવીપૂજાને માટે છેક ઋગ્વેદમાં પણ આધાર મળે છે. શંકરાચાર્યે શાક્ત સંપ્રદાયમાં પેસી ગયેલા કેટલાક હીન આચારો બંધ કરાવ્યા એમ કહેવાય છે, એ આપણે પાછળ જોઈ ગયા. દાખલા તરીકે કાંચી (કાંજીવરમ)માં એવી કથા ચાલે છે કે શંકરે કામાક્ષીદેવીને નરમેધ બંધ કરવાની ફરજ પાડેલી. કાંચીના કામાક્ષીમંદિરમાં શંકરની મૂર્તિ પણ પૂજાય છે, ને તેના પૂજારી નાંબુદ્રી બ્રાહ્મણો છે. એ બ્રાહ્મણોને શંકરે મલબારથી અહીં આણેલા એમ કહેવાય છે.[૨૫] માર્કંડેય પુરાણમાં જે 'દુર્ગાસપ્તશતી' છે તેમાં શક્તિપૂજાનું શુદ્ધ રૂપ જોવા મળે છે. બીજા એક અગત્યના શ્લોકમાં કહ્યું છે: 'દેવીનું પુરુષરૂપે સ્મરણ કરવું; અથવા સ્ત્રીરૂપે ચિન્તન કરવું; અથવા સત્, ચિત્ અને આનન્દ જેનું લક્ષણ છે એવા નિષ્કલ તત્ત્વરૂપે તેનું ધ્યાન ધરવું.'[૨૬]

જેમ શક્તિના ઘોર રૂપનાં વર્ણનો છે તેમ તેના સૌમ્ય રૂપનાં વર્ણનો પણ આવે છે, ને તેમાં કહ્યું છે કે 'એ દેવી સૌમ્ય છે, અતિસુન્દર છે, અને સર્વ સૌમ્ય વસ્તુઓ કરતાં પણ સૌમ્યતર છે.'[૨૭] તેને 'કરુણ હૃદયવાળી ને કલ્યાણ કરનારી' પણ કહી છે.[૨૮] તે 'આખા જગતના ભારેમાં ભારે દુઃખનો નાશ કરનારી' છે.[૨૯] 'તે આર્દ્ર ચિત્તવાળી છે, અને સહુના ઉપર ઉપકાર કરવાને હંમેશાં તત્પર છે.'[૩૦] એટલું જ નહીં પણ એ તો ત્રણે જગતનું હિત કરનારી છે. તે અહિત કરનારનું પણ ભલું કરે છે; એટલું જ નહીં પણ તેની સામે વેર રાખનારાઓ ઉપર પણ તે તો દયા જ બતાવે છે.[૩૧] એ દેવી પ્રાણીમાત્રના હૃદયમાં દયારૂપે બેઠેલી છે.[૩૨] વળી કહેલું છે કે 'જગતમાં જે વિદ્યાઓ છે તે દેવીના જ જુદા જુદા પ્રકાર છે; અને જગતમાં જે સ્ત્રીઓ છે તે બધી દેવીનાં જ રૂપો છે.'[૩૩] જગતની સર્વ સ્ત્રીઓ દેવીનાં રૂપો છે — એમાં કોઈનો અપવાદ કરેલો નથી.

તંત્રમાર્ગના એક ગ્રંથમાં કહ્યું છે કે જગજ્જનની એવી દેવીની પૂજાનો અધિકાર સર્વ વર્ણને છે; નારીને પણ એ યોગ્ય છે.[૩૪] ભાંડારકરે એક શ્લોકનો ઉલ્લેખ કર્યો છે, તેમાં કહ્યું છે કે ભૈરવીચક્રની પૂજા ચાલતી હોય ત્યારે વર્ણભેદ રહેતો નથી; સર્વ વર્ણો બ્રાહ્મણ બની જાય છે; અને એ પૂજા પૂરી થાય ત્યારે તે માણસો પોતપોતાના મૂળ વર્ણોમાં ફરી પ્રવેશ કરે છે.[૩૫] આ માર્ગના બીજા એક ગ્રંથમાં કહ્યું છે: 'અન્ત્યજોમાં પણ જે ભક્ત હોય તેમને દેવીના નામ-સ્મરણનો અને તેને વિષે જ્ઞાન મેળવવાનો અધિકાર છે. સ્ત્રી, શૂદ્ર અને નામધારી બ્રાહ્મણ એ સહુને તન્ત્રજ્ઞાનનો અધિકાર છે.'[૩૬]

વેદકાળના એક ઋષિને પરમ સત્યનું દર્શન થતાં આખા જગતમાં પોતાના સ્વરૂપની જ ઝાંખી થયેલી, અને તે બોલી ઊઠેલા: 'ઓહો! ઓહો! ઓહો! હું અન્ન છું. હું અન્ન છું. હું અન્ન છું. હું અન્નને ખાનારો છું. હું અન્નને ખાનારો છું. હું અન્નને ખાનારો છું. હું શ્લોકનો રચનારો છું. હું જ દેવો કરતાં પહેલો ઉત્પન્ન થયો છું. હું અમૃતનું મધ્યબિન્દુ છું.'[૩૭] આચાર્ય

શંકરે જ્ઞાનની દશામાં ગાયેલું: 'મારે વર્ણો નથી, વર્ણાશ્રમના આચારધર્મો નથી. મારે ધારણા, ધ્યાન, યોગ વગેરે પણ નથી. અહંતા મમતા વગેરે જે અધ્યાસ અનાત્માને વિષે રહેલા છે તે મારા મનમાંથી છૂટી ગયા છે. એટલે હું તો હવે કેવલ, નિરુપાધિક એવો શિવ જ બાકી રહ્યો છું.'[૩૮] નારદ જેવા કોઈ ભક્તને યમુનાને કાંઠે ફરતાં દર્શન થયેલું કે પ્રાણીમાત્ર વિષ્ણુ છે, ને આ અનેક જગત તે પણ વિષ્ણુ જ છે (भूतानि विष्णुर्भुवनानि विष्णुः); એટલે તેણે લલકાર્યું: 'જલમાં વિષ્ણુ છે, સ્થલમાં વિષ્ણુ છે, પર્વતના શિખર પર વિષ્ણુ છે. જ્વાલા, માલા સર્વમાં વિષ્ણુ છે. અરે, આ આખું જગત વિષ્ણુમય છે — એના વિનાનો ઠાલો ઠામ ક્યાંયે નથી.'[૩૯] આ જો અનુભવની વાણી હોય, તો એ સર્વાત્મભાવની કંઈક ઝાંખી એ ધર્મને માનનારાઓના આચારમાં પણ થવી જોઈએ.

## ટિપ્પણો

૧. રાધાકૃષ્ણન: 'મહાભારત', પૃ. ૬૧.

૨. या ते रुद्र शिवा तनूः शिवा विश्वाहभेषजी ।
शिवा रुद्रस्य भेषजी तया नो मृड जीवसे ॥

कृष्णयजुर्वेदसंहिता ४;५;१०.

(હે રુદ્ર! તમારું જે કલ્યાણકારી રૂપ છે, જે દુઃખમાત્રને માટે ઔષધરૂપ હોઈ કલ્યાણકારી છે, જે મુક્તિનું સાધન હોઈ કલ્યાણકારી છે, તે રૂપ વડે તમે અમને આનંદ આપો. જેથી, હે મૃડ, અમે સુખે જીવી શકીએ.)

૩. नमः शंभवाय च मयोभवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च । यजुर्वेद १६;४१.

(કલ્યાણસ્વરૂપ, જગતને માટે સુસ્વરૂપ, લૌકિક સુખ દેનાર, મોક્ષ આપનાર, પરમ કલ્યાણરૂપ, અને ભક્તોનું અત્યંત કલ્યાણ કરનાર, તથા તેમને નિષ્પાપ બનાવનાર રુદ્રને નમસ્કાર હો!)

३. सर्वो वै रुद्रस्तस्मै रुद्राय नमो अस्तु । पुरुषो वै रुद्रः सन्महो नमो नमः । विश्वं भूतं भुवनं चित्रं बहुधा जातं जायमानं च यत् सर्वो ह्येष रुद्रस्तस्मै रुद्राय नमो अस्तु । तै. आ. १०; १६.

(વિશ્વમાં જે કંઈ છે તે રુદ્રરૂપ છે. એ રુદ્રને નમન હો. રુદ્ર તે જ પુરુષ છે; તેને નમન હો. જે વિવિધ વિશ્વ થઈ ગયું છે, થાય છે, ને થવાનું છે તે બધું રુદ્રરૂપ જ છે. એ બધું રુદ્ર જ છે. તે રુદ્રને નમન હો.)

४. तमीश्वराणां परमं महेश्वरं
तं देवतानां परमं च दैवतम् । श्वे. ६; ७.

५. शिवाय विष्णुरूपाय विष्णवे शिवरूपिणे । वन. ३९; ७६.
नामानि तव गोविन्द यानि लोके महान्ति च ।
तान्येव मम नामानि नात्र कार्या विचारणा ॥
हरिवंश — भविष्यपर्व ८८; ६०–१.

સરખાવો :
ममास्ति हृदये शर्वो भवतो हृदये त्वहम् ।
आवयोरन्तरं नास्ति मूढाः पश्यन्ति दुर्धियः ॥
प. पु. पातालखण्ड २८; २०.

(વિષ્ણુ કહે છે : મારા હૃદયમાં શિવ વસે છે, ને શિવના હૃદયમાં હું વસું છું. અમારા બેમાં કશું અંતર નથી. જે મૂઢ માણસો દુર્બુદ્ધિવાળા છે તે જ અમારી વચ્ચે અંતર જુએ છે.)

शिवस्य हृदयं विष्णुर्विष्णोस्तु हृदयं शिवः । रुद्रहृदय उपनिषत्
(શિવનું હૃદય વિષ્ણુ છે, ને વિષ્ણુનું હૃદય શિવ છે.)
शिव एव हरिः साक्षाद्धरिरेव शिवः स्मृतः । बृ. ना. १४; २.
(શિવ તે સાક્ષાત્ હરિ છે, અને હરિ તે સાક્ષાત્ શિવ છે.)

૬. રાધાકૃષ્ણન : 'ધર્મોનું મિલન', પૃ. ૨૪૬.

૭. રમેશચંદ્ર મજુમદાર : 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા' વૉ. ૩, પૃ. ૬.

૮. આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૬૭૯. શિવપાદસુન્દરમ્ : 'ધ શૈવ સ્કૂલ ઑફ હિંદુઈઝમ' (૧૯૩૪), પૃ. ૧૮૪.

૮क. નિવેદિતા : 'ધ વેબ ઑફ ઇંડિયન લાઈફ', પૃ. ૧૯૭–૯.

૯. माहेश्वराश्चत्वारः । शैवाः, पाशुपताः, कारुणिकसिद्धान्तिनः, कापालिकाश्चेति । ब्र. सू. भामती २; २; ३७.

૧૦. મઝુમદાર: એજન, પૃ. ૧૬. આ વાર્તાને ટેકો આપનારા શિલાલેખો ઉદેપુર રાજ્યમાં એકલિંગજીમાંથી, ને મૈસુર રાજ્યમાંથી, તથા એક ત્રીજી જગાએથી મળી આવ્યા છે. — ભાંડારકર: 'વૈષ્ણવીઝમ, શૈવીઝમ', પૃ. ૧૧૬.

૧૧. સચ્ચિદાનંદમ્ પિળ્ળૈ: 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા' વૉ. ૨, પૃ. ૨૩૭–૨૪૬.

૧૨. બાર્નેટ: 'ધી હાર્ટ ઑફ ઇંડિયા', પૃ. ૮૨.

૧૩. રાધાકૃષ્ણન: 'ઇ. ફિ.' વૉ. ૨, પૃ. ૭૩૦.

૧૪. કૃષ્ણસ્વામી આયંગાર: 'સમ કૉન્ટ્રીબ્યૂશન્સ ઑફ સાઉથ ઇંડિયા ટુ ઇંડિયન કલ્ચર', પૃ. ૨૨૧–૭.

૧૫. એજન, પૃ. ૧૩૧.

૧૬. ફારક્વાર: 'ઑન આઉટલાઈન ઑફ ધી રિલિજિયસ લિટરેચર ઑફ ઇંડિયા', પૃ. ૩૪૯.

૧૭. સચ્ચિદાનંદમ્ પિળ્ળૈ: એજન.

१८. अपि वा यश्चण्डालः शिव इति वाचं वदेत्, तेन सह संवदेत्, तेन सह संविशेत्, तेन सह भुञ्जीत। ब्र. सू. श्रीकण्ठभाष्य ४; १; १६.

१९. रुद्राक्षदेहसंस्थोऽपि कुक्कुरो म्रियते यदि ।
सोऽपि रुद्रपदं याति किं पुनर्मानवो गुह ॥ स्कं. पु.

२०. सूतके मृतके चैव न त्याज्यं शिवपूजनम् । लिङ्गपुराण

२१. माता च पार्वती देवी पिता देवो महेश्वरः ।
बान्धवाः शिवभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥

अन्नपूर्णास्तोत्र १२.

२२. शंकरः पुरुषाः सर्वे स्त्रियः सर्वा महेश्वरी ।

२३. जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ।

शंकराचार्य : शिवापराधक्षमापनस्तोत्र

२४. अकिंचनः सन्प्रभवः स संपदां
त्रिलोकनाथः पितृसद्मगोचरः ।
स भीमरूपः शिव इत्युदीर्यते
न सन्ति याथार्थ्यविदः पिनाकिनः ॥ कुमारसंभव ५; ७७.

વળી :

महोक्षः खट्वाङ्गं परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीयत्तव वरद तन्त्रोपकरणम् ।
सुरास्तां तामृद्धिं दधति तु भवद्भूप्रणिहितां
न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥

श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा-
श्चिताभस्मालेपः स्रगपि नृकरोटीपरिकरः ।
अमङ्गल्यं शीलं तव भवतु नामैवमखिलं
तथापि स्मर्तॄणां वरद परमं मङ्गलमसि ॥ महिम्नस्तोत्र ८, ११.

(હે વર આપનારા મહેશ્વર ! મોટો પોઠિયો, ડાંગ, કુહાડી, ગજચર્મ, ભસ્મ, સર્પો, ખોપરી, એ બધી તમારો વ્યવહાર ચલાવવાની સામગ્રી છે. તમે કૃપાદૃષ્ટિથી જે સમૃદ્ધિ આપો છો તે જ દેવોને મળી શકે છે. પણ જે માણસ આત્મારામ છે, આત્મામાં જ સુખ માનનારો છે, તેને વિષયરૂપી મૃગતૃષ્ણા લોભાવી શકતી નથી. હે કામદેવના સંહારક ! તમે સ્મશાનમાં ફરો છો. પિશાચો તમારા સહચર છે. તમે શરીરે ચિતાભસ્મનો લેપ કરો છો. માણસોની ખોપરીઓની માળા ગળામાં પહેરો છો. એ રીતે તમારું બધું આચરણ ભલે અમંગળ હોય તોપણ, હે વરદાયક, જે માણસો તમારું સ્મરણ કરે છે તેમને માટે તો તમે પરમ મંગલદાયક છો.)

૨૫. ફારકવાર : એેજન, પૃ. ૨૬૮.

२६. पुंरूपां वा स्मरेद्देवीं स्त्रीरूपां वा विचिन्तयेत् ।
अथवा निष्कलां ध्यायेत्सच्चिदानन्दलक्षणाम् ॥

२७. सौम्या सौम्यतराशेषसौम्येभ्यस्त्वतिसुन्दरी । दु. स. १; ८१.

२८. कारुण्यहृदयां शिवाम् । दु. स. पूजामन्त्र ४.

२९. वार्तासि सर्वजगतां परमार्तिहन्त्री । दु. स. ४; १०.

૩૦. सर्वोपकारकरणाय सदार्द्रचित्ता । दु. स. ४; १७.

૩૧. जगत्त्रयहितैषिणी । दु. स. ४; ४०.
अहितेषु साध्वी । दु. स. ४; १९.
वैरिष्वपि प्रकटितैव दया त्वयेत्थम् । दु. स. ४; २१.

૩૨. या देवी सर्वभूतेषु दयारूपेण संस्थिता । दु. स. ५; ६५.

૩૩. विद्याः समस्तास्तव देवि भेदाः
स्त्रियः समस्ताः सकला जगत्सु । दु. स. ११; ६.

૩૪. सर्ववर्णाधिकारश्च नारीणां योग्य एव च । गौतमतन्त्र

૩૫. प्रवृत्ते भैरवीचक्रे सर्वे वर्णा द्विजातयः ।
ભાંડારકર: 'વૈષ્ણવીઝમ, શૈવીઝમ', પૃ. ૧૪૭.

૩૬. अन्त्यजा अपि ये भक्ता नामज्ञानाधिकारिणः ।
स्त्रीशूद्रब्रह्मबन्धूनां तन्त्रज्ञानेऽधिकारिता ॥ व्योमसंहिता

૩૭. हा३वु हा३वु हा३वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो २ ऽ हमन्नादो २ ऽ हमन्नादः । अहं श्लोककृदहं श्लोककृदहं श्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता ३ स्य । पूर्वं देवेभ्योऽमृतस्य ना २ भायि । तै. ३; १०; ५, ६.

૩૮. न वर्णा न वर्णाश्रमाचारधर्मा
न मे धारणाध्यानयोगादयोऽपि ।
अनात्माश्रयाहंममाध्यासहानात्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ दशश्लोकी २.

૩૯. जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥ ब्रह्माण्डपुराण

## ૧૭

# ચૈતન્ય

### ૧

ભગવદ્‌ભક્તિનાં દ્વાર કશા ભેદભાવ વિના સર્વ વર્ણોને માટે ખુલ્લાં છે, એ ભાગવતધર્મનો સંદેશો આપવાનું ભારતના સાધુસંતોએ આટલા જમાના થયાં એકધારું ચાલુ રાખ્યું છે. બંગાળમાં એ કામ સૌથી વધારે પ્રમાણમાં ચૈતન્યે (ઈ. સ. ૧૪૮૫–૧૫૩૩) કર્યું. 'વસ્તુતઃ, ભક્તિમાં વર્ણનો કે જાતિનો — બ્રાહ્મણ શૂદ્ર હિંદુ મુસલમાન કે સ્ત્રી પુરુષનો — ભેદ નથી એમ ચૈતન્યે પ્રતિપાદન કર્યું હતું.'[૧] એમના સંપ્રદાયમાં પ્રવેશ પામેલા સાધુ હરિદાસ જન્મે મુસલમાન હતા, ને તેમને અદ્વૈતાચાર્યે વૈષ્ણવધર્મની દીક્ષા આપી હતી. બંગાળની રાજધાની ગૌડ શહેરના કાજીએ એમને હરિનામ ગાવાની મનાઈ કરી, ને તેમણે માન્યું નહીં, એટલે નદિયા જિલ્લાનાં ૨૨ ગામમાં તેમને જાહેર રીતે ચાબુક મરાવેલા. છતાં ઠાકુર હરિદાસે હરિનામ છોડ્યું નહીં. તેમણે પોતાની ધર્મનિષ્ઠા ને સુશીલતાથી એવી છાપ પાડી હતી કે બ્રાહ્મણ પંડિતો પણ એમને ગુરુ તરીકે સ્વીકારતાં શરમાતા નહીં.[૨] તે તુલસીપૂજા કરતા. રોજ ત્રણ લાખ હરિનામનો જપ કરતા, ને ભિક્ષાન્ન પર નિર્વાહ ચલાવતા. લોકો એમને પૂજતા. બલરામ આચાર્ય નામના એક પુરોહિત એમના શિષ્ય હતા. પુરીમાં ચૈતન્ય અને હરિદાસની મુલાકાત થઈ. હરિદાસ ચૈતન્યને પગે લાગ્યા. હરિદાસે ચૈતન્યને કહ્યું : 'ભગવન્, મને અડશો નહીં; હું હીન પાપી છું, અસ્પૃશ્ય છું.' ચૈતન્યે જવાબ દીધો : 'હું તમને એટલા માટે અડું છું કે તમારા સ્પર્શથી હું પાવન થાઉં. તમારા જેવી સાધુતા મારામાં નથી. તમે તો માણસને બ્રાહ્મણ સંન્યાસીના કરતાં પણ અધિક પવિત્ર બનાવવાનું સામર્થ્ય ધરાવો છો.'[૩] હરિદાસના અવસાન પછી ચૈતન્યે પોતે તેમને પુરીમાં દફનાવવાની ક્રિયા કરેલી.[૪]

રામાનંદ રાય કરીને એમના એક બીજા અનુયાયી હતા. રામાનંદ સંન્યાસી ચૈતન્યને મળ્યા એટલે તેમને પગે લાગ્યા. ચૈતન્ય બેઠેલા હતા તે ઊભા થઈ ગયા ને કહે: 'ઊભા થાઓ' ને કૃષ્ણ કૃષ્ણ બોલો.'[૫] પછી પૂછ્યું: 'તમે રામાનંદ રાય છો, નહીં?' રામાનંદે કહ્યું: 'હા જી, હું નીચ શૂદ્ર છું, દાસ છું.' બંનેનાં હૃદયમાં પ્રેમ ઊભરાઈ આવ્યો હતો. રામાનંદ અસ્પૃશ્ય હોવા છતાં ચૈતન્યે તેમને બાથમાં બીડી દીધા; બંનેને મૂર્છા આવી ગઈ, ને બંને ભોંય પર પડ્યા. બંનેના મોંમાંથી કૃષ્ણ એટલો એક જ બોલ અવારનવાર સંભળાતો હતો.[૬]

અદ્વૈતાચાર્ય અને નિત્યાનંદ નામના બે અનુયાયીઓને ચૈતન્યે કામ સોંપ્યું હતું કે તેમણે બંગાળમાં ફરીને ભક્તિમાર્ગનો ઉપદેશ કરવો, ને તેમાં નીચામાં નીચી ગણાતી જાતિઓનો પણ સમાવેશ કરવો.[૭]

ઉત્તર બંગાળના રામકેલી ગામે સાકર મલ્લિક અને દાબીર ખાસ નામના બે મુસલમાન તેમના સંપ્રદાયમાં ભળ્યા. આ બે મૂળ તો મહારાષ્ટ્રી બ્રાહ્મણ હતા. તેમના પૂર્વજો બંગાળમાં આવીને વસેલા. આ બે જણ મુસલમાનની નોકરીમાં મોટે હોદ્દે ચડેલા. તે ચૈતન્યના સંપ્રદાયમાં દાખલ થઈ સંન્યાસી બન્યા, ને અનુક્રમે રૂપ ગોસ્વામી ને સનાતન ગોસ્વામી એ નામે પ્રસિદ્ધ થયા. એમની જોડે થયેલી મુલાકાત વિષે ચૈતન્યે કહ્યું હતું: 'તેઓ ભક્તશ્રેષ્ઠ હતા. કૃષ્ણની એમના પર દયા હતી. તેમનામાં જ્ઞાનભક્તિ અતિશય હતાં. વજીર અને સૂબાના હોદ્દા પર હતા, છતાં તેઓ પોતાને તૃણ સમાન હલકા ગણતા હતા. એમની નમ્રતા જોઈને પથ્થર પણ પીગળે. હું રાજી થયો, ને મેં એમને કહ્યું: તમે ઊંચા હોદ્દા પર છો, છતાં પોતાને બહુ જ હલકા ગણજો. એટલે કૃષ્ણ થોડા વખતમાં તમારો છુટકારો કરશે.'[૮] કેટલાક કહે છે કે રૂપ અને સનાતન મુસલમાન થયેલા, ને પાછા હિંદુ ધર્મમાં આવેલા. બીજા કેટલાક માને છે કે તેઓ મુસલમાન થયા જ નહોતા, પણ મુસલમાનના સંસર્ગથી પોતાને દૂષિત ને હલકા માનતા.

કેટલાક પઠાણો સંપ્રદાયમાં દાખલ થયેલા, તે ‘પઠાણ વૈષ્ણવ’ તરીકે ઓળખાયેલા. તેમાંના એક બિજુલીખાને સંન્યાસ ગ્રહણ કરેલો.

ચૈતન્યે જે થોડાક સંસ્કૃત શ્લોકો લખ્યા છે તેમાંના એકમાં કહ્યું છે: ‘જે માણસ ઘાસના તરણા કરતાં નમ્ર હોય, વૃક્ષના કરતાં વધારે સહનશીલ હોય, બીજાને માન આપતો હોય છતાં પોતાને માનની ઇચ્છા ન હોય, તે હંમેશાં હરિનું નામ લેવાને લાયક છે.’[૯] આ નમ્રતાની ભાવના તેમના સંપ્રદાયનું એક મુખ્ય લક્ષણ છે. હિંદુ સમાજના નીચામાં નીચા ગણાતા વર્ગોને ભક્તિ કરવાનો અધિકાર છે, એમ ચૈતન્ય હંમેશાં કહેતા. તેથી આજે બંગાળમાં સાવ સામાન્ય માણસો — ભંગી સુધ્ધાં — જે ગીતો ગાય છે તેમાં કહે છે કે ‘આવો, ને જે અવતારી પુરુષ જાતિભેદ માનતા નથી તેમનાં દર્શન કરો.’ પ્રભુભક્તિનો માર્ગ ચૈતન્યે અતિ સરળ કરી મૂક્યો હતો. એમનાં સંકીર્તનોમાં સર્વ નાતજાતનાં માણસો ભળતાં.

‘તેમણે જન્મ, માબાપ ને સામાજિક દરજ્જાના કશા ભેદ-ભાવ વિના સર્વ સ્ત્રીપુરુષોને ભક્તિમાર્ગના ઊંચામાં ઊંચા પદ સુધી પહોંચવાનો અધિકાર આપ્યો હતો.’[૧૦] આ સંપ્રદાયમાં નીચી ગણાતી જાતિના માણસો પણ વિદ્વત્તા પ્રાપ્ત કરીને ઘણે ઊંચે પદે પહોંચ્યા હતા. એમાંના એકનું નામ શ્યામાનંદ હતું. વૈષ્ણવોના ‘ટોલ’માં નાતજાતના ભેદ વિના વિદ્યા શીખવવામાં આવતી. સ્ત્રીઓને પણ સારી પેઠે કેળવણી મળતી. એવી અનેક વૈષ્ણવ ભક્ત સ્ત્રીઓ પણ એ સંપ્રદાયમાં થઈ ગઈ છે. તેમાંની એક તે ચૈતન્યની પૂર્વાશ્રમની પત્ની વિષ્ણુપ્રિયા હતી.

સુશીલકુમાર દે લખે છે: ‘ચૈતન્યને પોતાને મન નાતજાતનો ભેદભાવ ન હોય તોયે તેઓ બીજાના મનમાં રહેલા એવા ભેદભાવને માન આપતા . . . બીજી તરફ, ચૈતન્યે સનાતન અને રૂપને કહેલું કે કૃષ્ણની ભક્તિમાં નાતજાત કે કુળનો વિચાર કરવાનો રહેતો નથી. પણ આ ભ્રાતૃભાવ માત્ર ધાર્મિક બાબતોમાં હોય, અને સામાજિક વિષયોમાં ન હોય, એમ દેખાય છે. તેમણે કહેલું સંકીર્તન અને

નામોચ્ચાર કરવાની છૂટ ચાંડાલથી માંડીને બ્રાહ્મણ સુધીના સહુને છે; અને આ બાબતમાં સ્ત્રીઓને પણ પુરુષોના જેટલો જ અધિકાર છે. આ વિષયમાં ભેદભાવ કે અળગાપણું જરાયે નથી. દાખલા તરીકે, કોઈ અમુક જાતિને કે માણસને જ ગુરુ યા ઉપદેશક થવાનો આગવો અધિકાર છે, એવા વિચારને ચૈતન્યે કદી ઉત્તેજન આપ્યું નહોતું; અને પોતાના સંપ્રદાયનો પ્રચાર લોકોમાં કરવાના કામ માટે તેમણે રૂપ, સનાતન, અને રઘુનાથ દાસને પસંદ કર્યા હતા.'[૧૧]

'ચૈતન્યચન્દ્રોદય'માં કહ્યું છે: 'હું તે અદ્ભુત ચૈતન્યને વંદન કરું છું, જેમની કૃપાથી યવનોને પણ સદ્બુદ્ધિ ઊપજે છે ને તેઓ કૃષ્ણનું નામ રટતા થાય છે.'[૧૨]

ચૈતન્યે કહેલું કે 'જેની જીભ પર કૃષ્ણનું નામ નાચી રહ્યું છે તેને અધમ ગણાય નહીં; તે તો સર્વશ્રેષ્ઠ છે.' વળી કહેલું કે 'નીચ ગણાતી જાતિઓ કૃષ્ણભજન કરવાને અયોગ્ય નથી, બ્રાહ્મણ સત્કુલનો ગણાય છે એટલે જ તેને ભજન કરવાનો અધિકાર છે એમ પણ ન કહી શકાય. જે માણસ કૃષ્ણને ભજે છે તે મોટો છે. જે કૃષ્ણનો ભક્ત નથી તે હલકો છે, અધમ છે. કૃષ્ણના ભજનમાં જાતિ અને કુળનો વિચાર કરવાનો હોય જ નહીં. ભગવાન તો દીન અર્થાત્ નમ્ર નિરભિમાની માણસ ઉપર અધિક દયા કરે છે. કુલીન, પંડિત અને ધનવાનને ઘણું અભિમાન હોય છે.'

બાઉલ લોકો, જેમનો ઉલ્લેખ રવીન્દ્રનાથે ઘણી જગાએ કર્યો છે, તેઓ ચૈતન્ય સંપ્રદાયની ઘણી અસર તળે આવ્યા છે. એવા એક બાઉલ કવિએ ગાયું છે: 'હે પ્રભુ! જ્ઞાન વડે તારો પાર પામી શકાતો નથી. પણ તું પ્રેમનો ભિખારી છે. તું આંખમાંથી આંસુ વરસાવતો, દ્વારે દ્વારે ફરીને, પ્રેમની ભિક્ષા માગે છે. ક્યાં છે તારાં છત્રદંડ, અને ક્યાં છે તારું સિંહાસન? હું જોઉં છું કે તેં તો કંગાલોની સભામાં તારું આસન બિછાવ્યું છે. તારાં છત્રદંડ કેવાં ધૂળમાં રોળાઈ ગયાં છે! પાતકીના ચરણની રજ તારા શરીર પર પડે છે — એ રેણુથી જ તારી કાયા શોભે છે!'[૧૩]

બાઉલ ભક્ત નરહરિ કહે છે: 'ભાઈ, એટલા માટે તો હું બાઉલ બન્યો છું. હવે લોકના અથવા વેદના કે બીજા કશા ભેદ-ભાવનો હક મારા પર ચાલી શકે એમ નથી. હું એ બધાની પાર ચાલ્યો ગયો છું.'[૧૪]

જગો નામનો કેવટ (કૈવર્ત) જાતિનો બાઉલ કહે છે: 'અરે! તારા અંતરમાં જ અગાધ સાગર ભરેલો છે. તું તેનો મર્મ સમજ્યો નથી. ત્યાં નથી કાંઠો કે નથી કિનારો; નથી શાસ્ત્રની ધારા; નથી નિયમ કે નથી કર્મ.'[૧૫]

ગંગારામ નામનો એક હરિજન (નમોશૂદ્ર) બાઉલ કહે છે: 'જેના મનમાં જેમ આવે તેમ ભલે બોલે. હું તો મારા પ્રેમપંથનો મુસાફર છું. હું કોઈથી ડરતો નથી.'[૧૬]

ભક્ત કવિ ચંડીદાસે કહેલું: 'હે માણસ ભાઈ! તું સાંભળ. સહુની ઉપર મનુષ્ય સત્ય છે. એની ઉપર કશું નથી.'[૧૭]

આ વચનમાં મહાભારતના પેલા વચનનો જાણે પડઘો સંભળાય છે:

गुह्यं ब्रह्म तदिदं वो ब्रवीमि
न मानुषात् श्रेष्ठतरं हि किञ्चित् ।

(આ ગુહ્ય સત્ય તમને કહું છું. મનુષ્યના કરતાં શ્રેષ્ઠ વસ્તુ બીજી કોઈ નથી.)

એવું જે શ્રેષ્ઠ તત્ત્વ છે, જે પ્રભુનું સર્વોત્તમ રૂપ છે, એવા મનુષ્યનો તિરસ્કાર કરીને આપણે ધર્મ પાળ્યાનો દાવો કરી શકીશું ખરા?

ચૈતન્ય પછી આશરે બસોએક વરસે આસામમાં શંકરદેવ નામના વૈષ્ણવ ભક્ત થઈ ગયા. તેમણે કહેલું: 'બ્રાહ્મણ, ચાંડાલ, ઊંચ, નીચ, દાતા, ચોર વગેરેના ભેદભાવ ન રાખતાં સમદૃષ્ટિ રાખવી જોઈએ.' તેમના ઉપદેશને લીધે કૈવર્ત, કલિન, કોંચ, બનિયા, યવન, મિરી, ભાટ, ચાંડાલ, કાયસ્થ, બ્રાહ્મણ, સહુ કશા ભેદભાવ વિના મળીને હરિનું નામ ગાતા. એ સર્વ ભક્તો હંમેશ મળી ભેગા બેસીને પ્રભુનું નામસ્મરણ ને તેનાં ગુણગાન કરતા.[૧૮]

૨

પુરીમાં આવેલા જગન્નાથના મંદિર જોડે ચૈતન્યના ઘણા જીવનપ્રસંગો જોડાયેલા છે. તેમના દેહાવસાન વિષે જે જુદી જુદી અનેક વાતો ચાલે છે તેમાંની એક એ છે કે તેઓ જગન્નાથની મૂર્તિમાં વિલીન થઈ ગયેલા. જગન્નાથના આ મંદિરની સ્થાપનાને લગતી જે કથા છે તે પણ બોધદાયક છે. જગન્નાથનું મંદિર એક કાળે એક ભૂરા રંગની ટેકરી (નીલાચલ) પર હતું. ટેકરી ગાઢ, ભયંકર જંગલથી છવાયેલી હતી. વિશ્વાવસુ નામનો, શબર જાતિનો, એક પારધી તે ઝાડીમાં ઘર કરીને રહેતો હતો. એક દિવસ તે શિકારની શોધમાં નીકળેલો તે ટેકરીના શિખર પર આવી પહોંચ્યો. ત્યાં એક ગુફામાં તેણે એક સુન્દર મૂર્તિ ઢંકાઈને પડેલી જોઈ. તે જોઈને તેનું હૃદય આનંદ અને ભક્તિથી ફુલાઈ ગયું. ઊંઘતાં ને જાગતાં એના મનમાં એ મૂર્તિના જ વિચાર આવ્યાં કરે. એણે મુગ્ધ કલ્પનાથી એ મૂર્તિનું નામ નીલાચલ પરથી નીલમાધવ પાડ્યું. રોજ સવારે તે વહેલો ઊઠીને ગુફામાં જાય, ને પેલી મનોહર મૂર્તિને નવડાવી તેને ફૂલથી શણગારે. એટલું કર્યા પછી વનનાં સારામાં સારાં ફળ ભેગાં કરી લાવે, તે ચાખી જુએ, ને મીઠાં ફળ દેવને ધરાવે. દેવ આ શ્રદ્ધાને વશ થયા, ને શબરનાં ફળ લઈને આરોગવા લાગ્યા. નહીં તો પારધી ઉપવાસ કરત; કેમ કે એણે તો સંકલ્પ કરેલો કે ભગવાન ફળ આરોગે નહીં ત્યાં સુધી પોતે ખાવું નહીં. આ રીતે દિવસો પર દિવસો જવા લાગ્યા. પારધીની દીકરી લલિતા સિવાય બીજા કોઈને ખબર નહોતી કે પારધી નીલમાધવની ભક્તિમાં લીન થઈ ગયો છે ને એને જગતમાં બીજો કશો રસ રહ્યો નથી.

એ કાળે માલવદેશની ગાદીએ ઇન્દ્રદ્યુમ્ન નામનો રાજા હતો. તે ભલો ને ધર્મનિષ્ઠ હતો. એના જીવનની મોટામાં મોટી આકાંક્ષા એ હતી કે કોઈ જગાએ પવિત્ર સ્થાન શોધી કાઢવું, ત્યાં વિશાળ દેવાલય બંધાવવું, ને ત્યાં એવી મૂર્તિની સ્થાપના કરવી કે જેની પવિત્રતાની ખ્યાતિ આખા દેશમાં ફેલાય. એવું સ્થાન ને એવી મૂર્તિ શોધવા તે ચારે દિશામાં અનુચર મોકલ્યાં કરતો

હતો. એક દિવસ એ શોધની નિષ્ફળતા વિષે વિમાસણ કરતો તે બેઠો હતો ત્યાં એક અજાણ્યો બ્રાહ્મણ આવી ચડ્યો. એણે આવીને નીલાચલની પવિત્રતાનું ને નીલમાધવની મૂર્તિનું છટાદાર વર્ણન કર્યું ને કહ્યું: 'નીલમાધવ એ તો સાક્ષાત્ શ્રીવિષ્ણુ છે. આપ જો ત્યાં મંદિર બાંધશો તો આપને અપૂર્વ કીર્તિ અને અપાર શ્રેયની પ્રાપ્તિ થશે, કેમ કે મારી જાણમાં આ સ્થાન આખા ભારતવર્ષમાં સૌથી પવિત્ર છે.' રાજાના હર્ષનો પાર ન રહ્યો. તેણે પ્રધાનના નાના ભાઈ વિદ્વાન ને ભક્તિમાન વિદ્યાપતિને એ જગાએ જાતે જઈ, તપાસ કરી, બ્રાહ્મણની વાત સાચી છે કે નહીં તે શોધી કાઢવા મોકલ્યો.

પેલા બ્રાહ્મણે બતાવેલી દિશામાં ને એ એંધાણે ચાલતાં વિદ્યાપતિને શબર વિશ્વવસુની ઝૂંપડી શોધી કાઢતાં વાર ન લાગી. શબર પાસે જઈ તેણે આવવાનું કારણ જણાવ્યું. શબરે આવા વિદ્વાન માણસને છાજે એવા આદરથી એનું સ્વાગત કર્યું. પણ વિદ્યાપતિએ નીલમાધવનાં દર્શન કર્યા વિના અન્ન લેવાની ના પાડી. એટલે શબર એને પોતાના પ્રિય સ્થળે લઈ ગયો. એ સાંજે વિદ્યાપતિને થયું કે મારી શોધ સફળ થઈ. તે રાતે તે વિશ્વાવસુની સાથે રહ્યો. બીજો દિવસ પહેલા દિવસના જેવો જ ગયો, ને ત્રીજો પણ એમ જ પસાર થઈ ગયો. દિવસે દિવસે વિદ્યાપતિને એ સ્થાન એટલું બધું મોહક લાગતું ગયું કે જે કામને માટે પોતે આવેલો તે કામ જ ભૂલી ગયો. એક રાતે એને સ્વપ્નું આવ્યું, તેમાં ભગવાને આવીને એને યાદ દેવડાવ્યું કે એને પાછા જવાનું છે ને રાજા આતુરતાથી એની રાહ જોઈ રહ્યો છે.

બીજે દિવસે સવારે વિદ્યાપતિ માલવદેશ જવા નીકળ્યો. ત્યાં જઈ તેણે રાજાને પોતે નીકળ્યો ત્યાંથી માંડીને રજેરજ વાત કહી સંભળાવી. રાજા એકદમ એ સ્થાનની યાત્રાએ નીકળ્યો. આખે રસ્તે તેને આનન્દ થતો હતો કે ભગવાને આખરે મારી શોધ સફળ કરી ખરી. પણ એક વાત એના મનમાં ખૂંચ્યાં કરતી હતી. નીચ જાતિનો, અસ્પૃશ્ય શબર ભગવાનની પૂજા કરી મૂર્તિને પ્રતિક્ષણ

ભ્રષ્ટ કરી રહ્યો હતો એ લાગણી એના મનમાંથી ખસતી નહોતી. પ્રવાસ પૂરો થતા પહેલાં એણે મનમાં સંકલ્પ કરી લીધો કે એ શબર અસ્પૃશ્યને ભગવાન પાસેથી દૂર ખસેડવો. આવા વિચારો કરતો કરતો તે સીધો નીલાચલને શિખરે પહોંચ્યો. પણ જુએ છે તો ગુફામાંથી નીલમાધવની મૂર્તિ અલોપ થઈ ગયેલી! નીલમાધવ અંતર્ધાન થઈ ગયા હતા! રાજા બહુ દુ:ખી થયો. એણે વિદ્વાન વિદ્યાપતિને પૂછ્યું. વિદ્યાપતિએ કહ્યું: 'તમે શબર વિશ્વાવસુને અસ્પૃશ્ય ગણીને મનમાં તેનો તિરસ્કાર કર્યો છે. પણ એ તો મહાભક્ત છે, ને એણે નીલમાધવની અપાર કૃપા મેળવી છે. તમે મનમાં ઊંચનીચભાવને આવવા દીધો, તેથી ભગવાન તમારી નજર આગળથી અદૃશ્ય થઈ ગયા. તમારે ઉપવાસ કરીને શુદ્ધ થવું પડશે, ને વિશ્વાવસુનો જે તિરસ્કાર તમે કર્યો છે તેનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. પછી જ્યારે તમારા મનમાંથી ઈશ્વરનાં બાળકો વિષેનો ભેદભાવ પૂરેપૂરો ભૂંસાઈ જશે ત્યારે તમે નીલમાધવનાં દર્શન કરી શકશો.'

રાજાએ નમ્રતા ને પશ્ચાત્તાપથી માથું નીચું નમાવ્યું, અને વિદ્યાપતિની શિખામણ પ્રમાણે આચરણ કરવા માંડ્યું. તેણે કેટલાયે દિવસના ઉપવાસ કર્યા, ને મનમાંથી ઊંચનીચભાવ સમૂળગો ભૂંસી નાંખ્યો. તે પછી તરત જ નીલમાધવે એને સ્વપ્નમાં દર્શન દીધાં ને કહ્યું: 'તું મને હવે અહીંયાં નહીં જુએ. કાલે સમુદ્રકાંઠે જજે. ત્યાં તને એક મોટો લાકડાનો પાટડો દેખાશે. એ મારી અહીંની મૂર્તિનો અવશેષ હશે. એ પાટડામાંથી તું ચાર મૂર્તિ બનાવડાવજે. તારા રાજ્યના એકેએક માણસના મનમાંથી ઊંચનીચભાવ પૂરેપૂરો કાઢી નાખજે, ને મહાભક્ત વિશ્વાવસુને ન્યાય કરજે.' બીજે દિવસે પરોઢિયે રાજા લાવલસ્કર સાથે સમુદ્રકાંઠે જઈને જુએ છે તો એક મોટો લાકડાનો પાટડો પડ્યો છે. ભગવાને કહ્યા પ્રમાણે તેણે એમાંથી ચાર મૂર્તિઓ બનાવડાવી — એક જગન્નાથની, બીજી બલભદ્રની, ત્રીજી સુભદ્રાની, ને ચોથી સુદર્શન ચક્રની. નીલાચલ પર એક મંદિર બંધાવ્યું, ને તેમાં ચારે મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરી. તમામ પ્રગનજનોને હુકમ મોકલ્યા કે રાજ્યમાં કોઈએ

ઊંચનીચનો ભેદ ગણવો નહીં. એનો દાખલો બેસાડવા માટે તેણે શબર વિશ્વાવસુની દીકરી લલિતાને વિદ્વાન પંડિત વિદ્યાપતિ જોડે પરણાવી. આજે જગન્નાથના ભક્તોમાં અગ્રેસર ગણાતા પતિ મહાપાત્રો એ યુગલના વંશજ છે. જે લોકો આજે દૈતપતિને નામે ઓળખાય છે ને જેમનો મંદિર ઉપર કુલ અધિકાર છે તેઓ શબર વિશ્વાવસુના વંશજ છે ને જગન્નાથના જ્ઞાતિબંધુ મનાય છે. જ્યારે જગન્નાથે દેહાન્તર કર્યું મનાય છે ત્યારે આ લોકો મરેલા માણસની ઉત્તરક્રિયા કરે એવી ક્રિયા કરે છે. એવી ક્રિયા કરવાનો અધિકાર બીજા કોઈને નથી. ઇંદ્રદ્યુમ્ન રાજાના વખતના તામ્રપટ પર લખેલા લેખમાં તેમને આ અધિકાર આપવામાં આવેલો છે.

રાજાએ જ્યારે મંદિરની સેવાપૂજા માટે ધારાધોરણ ઘડયાં ત્યારે તેણે ૩૬ જાતિઓના માણસોને સેવામાં લીધા, જેથી કાળાન્તરે એવો અર્થ ન કરવામાં આવે કે એકલા શબરને જ મન્દિરમાં જવાનો અધિકાર છે ને બીજાને નથી. મંદિરના અંદરના ભાગમાં સેવા કરવાનો અધિકાર સર્વ વર્ણના હિંદુઓને છે. રાજાને એવું સિદ્ધ કરવું હતું કે જાતિ જાતિ વચ્ચે ભેદ નથી, અને મંદિરમાં જઈ ભગવાનનાં દર્શન કરવાનો અધિકાર કોઈ પણ હિંદુને છે. એ પ્રથા અખંડિત ચાલતી આવી છે, ને આજે પણ કાયમ છે. ભંગી, પેંડા, બાવરી, હાડી, ચમાર, ધોબી, દરેક જાતને ભગવાનની સેવામાં કંઈક કામ નિયત કરી આપેલું છે, ને તે કામ તે જાતના માણસો કરે છે. કોઈ પણ પ્રકારની સેવા બીજી સેવા કરતાં ચડિયાતી કે ઊતરતી ગણાતી નથી.

જાણે આ વસ્તુને વિષે જરા પણ શંકા ન રહે એટલા માટે, અને જીવમાત્રની એકતા સ્થાપિત કરવાને સારુ, જગન્નાથને ધરાવેલા નૈવેદ્યને 'કૈવલ્ય' એટલે એકત્વ કહેવામાં આવે છે; અને એ નૈવેદ્યનો પ્રસાદ લેવાની કોઈ પણ માણસ, ઊંચનીચના ભેદને કારણે ના પાડતું નથી. સર્વ જાતિના માણસો એક હારમાં બેસીને ખાય છે. આ પ્રથા ત્યાં ઘણા લાંબા વખતથી ચાલતી આવેલી છે.

કહે છે કે આ મંદિર હિંદુ સમાજને અર્પણ કરવાને સારુ, ને પોતાના વંશજો મંદિર અને મૂર્તિ પર માલિકીનો હક ન કરે તેટલા માટે, રાજાએ ભગવાન પાસે વર માગી લીધો કે મારે કોઈ વંશજ ન થજો, ને આ મંદિરનાં દ્વાર સદાસર્વદા હિંદુમાત્રને માટે ખુલ્લાં રહેજો. એટલે મંદિરના સિંહદ્વાર પર આ અક્ષરો કોતરેલા છે: 'हिंदु सिवायना कोईने अंदर जवानी छूट नथी. कोई पण हिंदु अंदर जई शके छे.' એ જ વ્યવસ્થા મંદિરના નિયમોના ગ્રંથ 'નિલાદ્રિમહોદય'માં લખેલી છે. સૂર્યવંશી ઇંદ્રદ્યુમ્ન રાજાનો વંશ અસ્ત પામી ગયો છે. આજે જે રાજા ગાદીએ છે તે ભોઈ વંશનો છે.

જગન્નાથની આ કથાનો કળશ તો હવે ચડે છે. પોતે કહે છે તે કેવળ શાબ્દિક વસ્તુ નથી, એ સિદ્ધ કરવા રાજાએ મંદિરમાં ઝાડુ વાળવાનું કામ માથે લીધું. રથયાત્રાના ઉત્સવને વખતે જગન્નાથની પ્રતિમા રથમાં પધરાવવામાં આવે છે તે પહેલાં રાજા જાતે રથને વાળીઝૂડીને સાફ કરે છે. આ પ્રથા આજ સુધી ચાલતી આવી છે.

આ કથા શ્રી. રઘુનાથ મિશ્ર નામના ઉત્કલવાસી સજ્જને વર્ણવેલી છે. સ્કંદપુરાણમાં આવેલા જગન્નાથમાહાત્મ્યમાં પણ તે છે.[૧૯] જે મંદિરની સ્થાપના પાછળ આવી વિશાળ ભાવના રહેલી છે તે મંદિરમાં હરિજનોને પ્રવેશ કરવા દેવામાં ન આવતો હોય એવી કલ્પના આવી શકે ખરી? પણ પ્રવેશ કરવા દેવામાં નથી આવતો એ સાચી વાત છે. મંદિરના સિંહદ્વાર પર લખેલું છે: 'કોઈ પણ હિંદુ અંદર જઈ શકે છે.' શું હરિજનો હિંદુ નથી? શું તેઓ રામ અને કૃષ્ણનાં નામ લેતા નથી? શું તેમને આંગણે તુલસીક્યારો નથી હોતો? જે પ્રભુ જગતનો નાથ છે તે શું હરિજનોનો નથી? જે મંદિરનો સ્થાપક હરિજન શબર હતો, તે મંદિરમાં આજે હરિજનોને પગ મૂકવાની મનાઈ! જે જગાએ જમવા સુધ્ધાંમાં જાતિભેદ પળાતો નથી, ત્યાં મંદિરપ્રવેશના નિષેધથી શો અર્થ સરતો હશે? રૂઢિ અને બાહ્યાચાર જ્યારે ભક્તિમાર્ગ પર આક્રમણ કરે ને તેના પર કબજો કરી બેસે ત્યારે શું પરિણામ આવે, તે અહીં જોઈ શકાય છે.

## ટિપ્પણો

૧. આ. બા. ધ્રુવ: 'હિંદુ વેદધર્મ', પૃ. ૨૯૦.

૨. સુનીતિકુમાર ચટરજી: 'શ્રીચૈતન્ય ઍન્ડ હરિદાસ', પ્રબુદ્ધ ભારત, ગોલ્ડન જ્યુબિલી નંબર, ૧૯૪૫, પૃ. ૧૪૮.

૩. हरिदास कहे प્રभु न छुंईओ मोरे ।
मुंह नीच अस्पृश्य परम पाप रे ॥
प्रभु कहे तोमा स्पर्शि पवित्र होई ते ।
तोमार पवित्र धर्म नाहिक आमा ते ॥
क्षणे क्षणे करो तुमि सर्व तीर्थस्नान ।
क्षणे क्षणे करो तुमि यज्ञतपोदान ॥
निरंतर करो तुमि वेदअध्ययन ।
द्विज संन्यासी हैते तुमि परमपावन ॥ चै. च. २; ११.

૪. મેલવીલ ટી. કેનેડી: 'ધી ચૈતન્ય મૂવમેંટ' (૧૯૨૫), પૃ. ૫૭.

૫. प्रभु कहे राय आमि किछुइ ना जानि ।
कह कह कृष्णकथा तव मुखे शुनि ॥
विरक्त वैष्णव तुमि ओहे राम राय ।
कह कह कृष्णकथा जुड़ाक हृदय ॥

૬. अस्पृश्य स्पर्शिले होये तारे प्रेमाधीन । चै. च. २; ८.

(એ અસ્પૃશ્ય હોવા છતાં, એના પ્રેમને અધીન થઈને તમે એનો સ્પર્શ કર્યો.)

૭. કેનેડી: એજન, પૃ. ૪૫.

૮. रामकेलिग्रामे ये सब विप्र लइया ।
व्यवहार कार्य सब साधे हर्ष हईया ॥
वैष्णवसम्प्रदायगणे रूप सनातन ।
येरूप आदरे ताहा ना हय वर्णन ॥ चै. च. २; १८.

૯. तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना ।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥

વળી ચૈતન્યે કહ્યું છે:

न धनं न जनं न सुन्दरीम्
कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे
भवताद् भक्तिरहैतुकी त्वयि ॥ शिक्षाशतक ४.

(હે જગદીશ! મારે ધન, કે માણસો, કે સુન્દરી, કે કવિતા એમાંનું કશું નથી જોઈતું. તું મને એટલું જ આપ, હે નાથ, કે મને ભવોભવ તારે વિષે અહેતુક ભક્તિ રહે.)

૧૦. બિપિનચન્દ્ર પાલ: 'બેંગાલ વૈષ્ણવીઝમ' (૧૯૩૩), પૃ. ૧૨૯.

૧૧. સુશીલકુમાર દે: 'અર્લી હિસ્ટરી ઑફ ધી વૈષ્ણવ ફેઈથ ઍંડ મૂવમેંટ ઇન બેંગાલ' (૧૯૪૨), પૃ. ૮૧.

१२. वन्दे स्वैरादभुतं तं चैतन्यं यत्प्रसादतः ।
यवनाः सुमनायन्ते कृष्णनामप्रजल्पकाः ॥
चै. च. १; १७-९.

१३. ज्ञानेर अगम्य तुमि प्रेमे ते भिखारी ।
द्वारे द्वारे माग प्रेम नयने ते वारि ॥
कोथाय तोमार छत्रदण्ड कोथाय सिंहासन ।
देखि काङ्गालेर सभा माझे पेतेछ आसन ॥
कोथाय तोमार छत्रदण्ड धुला ते लुटाय ।
पातकीर चरणरेणु उड़े पड़े गाय ।
पातकीर चरणरेणु शोभे तोमार गाय ॥

१४. ताइ त बाउल हइ नु भाइ ।
एखन लोकेर वेदेर भेद विभेदेर ।
आर त दावि दावा नाइ ।

१५. आछे तोरइ भितर अतल सागर
तार पाइलि ना मरम ।
सेथा नाइ कूल किनारा शास्त्र धारा
नियम कि करम ॥

१६. बुलुक से बुलुक बुलुक यार मने या लय गो ।
अपना पथेर पथिक आमि कार का करि भय गो ॥

१७. चण्डीदास कहे,

शुन हे मानुष भाइ ।

सबार उपरे मानुष सत्य ताहार उपरे नाइ ॥

१८. ब्राह्मणेर चाण्डालेर निविचारि कुल ।

दातात चोरत जेनो दृष्टि एकतुल्य ॥

कैवर्त कल्ति कोंछ बनिया यवन ।

मिरी भाट चाण्डाल जे कायस्थ ब्राह्मण ।

सर्व मिलि नाम गावे नाहिक अन्तर ॥

इत्यादि समस्त भक्त मिलि सर्वदाय ।

एकेरुगे बेसि सर्व नामगुण गाय ॥

વળી શંકરદેવે (જન્મ શકે ૧૩૭૧) કહેલું કે હરિનામકીર્તનનો જે ધર્મ છે તે પરમ નિર્મળ છે. તે કરવાનો અધિકાર પ્રાણીમાત્રને છે. હરિનામ એ સર્વ ધર્મોનો રાજા છે. શાસ્ત્રના વિચારનો સાર આ છે.

परम निर्मल धर्म हरिनामकीर्तन ।

त समस्त प्राणीर अधिकार ॥

एतेके से हरिनाम समस्त धर्मेर राजा ।

एहि सास्त्रेर शार विचार ॥

१९. इत्युक्त्वा ब्राह्मणं पाणौ गृहीत्वा शबरः पुनः ।

आजगाम द्विजश्रेष्ठाः स्वाश्रमं त्वरयान्वितः ॥

एवं व्रजन्तौ तौ विप्र शबरौ शबरालयम् ।

सायाह्ने समनुप्राप्तौ वैष्णवाग्र्यौ तु भो द्विजाः ॥

तत्रातिथिमनुप्राप्तं ब्राह्मणं शबरोत्तमः ।

भक्ष्यभोज्यविधानैश्च विविधैः समपूजयत् ॥

ततोऽभितृप्तस्तद्दत्तैरुपचारैर्नृपोत्तम ।

विस्मयं परमं लेभे शबरस्य तु दुर्लभैः ॥

प्रभातायां तु शर्वर्यां तीर्थराजोदकेन तौ ।

स्नानं निर्वृत्य विधिवन्माधवं प्रणिप्रत्य च ॥

स्कं. पु. वैष्णवखण्ड — जगन्नाथमाहात्म्य ७; ३८, ४१-४.

અહીં કહ્યું છે કે બ્રાહ્મણે શબરનો સ્પર્શ કર્યો, એટલું જ નહીં પણ તેને ત્યાં ભોજન સુધ્ધાં કર્યું. અને છતાં શબરનું નામ 'અસ્પૃશ્યો'ની યાદીમાં છે :

વરાહપુરાણમાં એક વાત છે, તેમાં કહ્યું છે કે ગોકર્ણ ઋષિ શુક નામના એક શબરને ત્યાં ગયા, ત્યાં શબરે અતિથિ તરીકે તેમનું પૂજન કર્યું, પ્રણામ કર્યા, અને માંસમિશ્રિત મીઠાં સુગંધી ફળ આપીને પૂછ્યું કે 'આપનું શું કામ હું કરી શકું ?'

तस्याग्रे तु पुनस्तेन शुकेनातिथिपूजनम् ।
शंसितं स तथेत्युक्त्वा कृत्वा पूजां प्रणम्य च ॥
फलानि मांसयुक्तानि मधूनि सुरभीणि च ।
संपाद्य संविदं कृत्वा वद किं करवाणि ते ॥ व. पु. १७०.

રામલક્ષ્મણ શબરીને ત્યાં ગયા ત્યારે શબરીએ એમની એવી જ રીતે પૂજા કરી હતી. તેણે હાથ જોડીને રામલક્ષ્મણના ચરણ પકડ્યા હતા, અને પગ ધોવાને તથા પીવાને પાણી પણ આપ્યું હતું. રામાયણમાં અસ્પૃશ્યતાની કલ્પના જ નથી, એટલે શબરી અસ્પૃશ્ય ક્યાંથી હોય ?

तौ दृष्ट्वा तु तदा सिद्धा समुत्थाय कृताञ्जलिः ।
पादौ जग्राह रामस्य लक्ष्मणस्य च धीमतः ॥
पाद्यमाचमनीयं च सर्वं प्रादाद्यथाविधि ।
वा. रा. अरण्य. ७४; ६, ७.

પદ્મપુરાણે તો વળી આગળ વધીને એમ કહ્યું છે કે દૃઢ વ્રતવાળી શબરીએ ફળ જાતે ચાખી જોયાં, ને તેમાંથી જે મીઠાં હતાં તે જ રામલક્ષ્મણને આપ્યાં. એ ફળ ખાઈને રામે તેને પરમ મુક્તિ આપી.

स्वयमासाद्य माधुर्यं परीक्ष्य परिभक्ष्य च ।
पश्चान्निवेदयामास राघवाभ्यां दृढव्रता ।
फलान्यास्वाद्य काकुत्स्थस्तस्यै मुक्तिं परां ददौ ॥
प. पु. ३६९; २६७–८.

સ્કંદપુરાણના રેવાખંડમાં સત્યનારાયણની જે કથા આપેલી છે, ને જે આપણે ત્યાં ઘણી જ વંચાય છે, તેમાં કહ્યું છે કે એક કઠિયારો ભીલ (જેને અત્રિ વગેરે અનેક સ્મૃતિકારોએ 'અન્ત્યજ'ની યાદીમાં ગણાવ્યો છે) લાકડાની ભારી બહાર મૂકીને બ્રાહ્મણના ઘરમાં ગયો, કેમ કે તેને તરસ

બહુ લાગી હતી. તેણે બ્રાહ્મણને પ્રણિપાત કર્યો. તેને સત્યનારાયણનું વ્રત કરતો જોઈ પૂછ્યું: 'આ તમે શું કરો છો?' પછી ત્યાં એણે પાણી પીધું, પ્રસાદ ખાધો, ને શહેરમાં ગયો. એ ભીલ આગળ જતાં ગુહરાજ થયો.

> बहिः काष्ठं च संस्थाप्य विप्रस्य गृहमाययौ ।
> तृषया पीडितात्मा च दृष्ट्वा विप्रं कृतव्रतम् ।
> प्रणिपत्य द्विजं प्राह किमिदं क्रियते त्वया ॥
> पपौ जलं प्रसादं च भुक्त्वा स नगरं ययौ ।
> काष्ठभारवहो भिल्लो गुहराजो बभूव ह ॥ स्कं. पु. रेवाखण्ड

ભીલો આજે પણ અસ્પૃશ્ય તો ગણાતા નથી. ત્યારે તે અસ્પૃશ્ય ગણાયા ક્યારે, ને અસ્પૃશ્ય મટ્યા ક્યારે? ને એમની અસ્પૃશ્યતા કોના કહેવાથી ટળી?

૧૮

## જગન્નાથના ભક્તો

જગન્નાથના મન્દિરની સ્થાપના થઈ ત્યારથી — ને ખાસ કરીને ચૈતન્યે ભક્તિરસની ગંગા વહેવડાવી ત્યારથી — જુદી જુદી જાતિઓના અનેક ભક્તોએ જગન્નાથનો આશ્રય લીધેલો છે. જે જાતિઓને ઊતરતા દરજ્જાની ગણવામાં આવી છે તેમાંના ભક્તો પણ ઓછા નથી થયા. તેમાંના ત્રણની વાતો અહીં ટૂંકામાં આપવાનો વિચાર છે.

### ૧. મણિદાસ માળી

મણિદાસ પુરી શહેરનો એક માળી હતો. ફૂલહાર વેચવાનો ધંધો કરતો. તેમાંથી જે થોડીક આવક થાય તેમાંથીયે કેટલાક પૈસા તો દુઃખી ગરીબોને આપી દે, ને બાકીનાથી કુટુંબનો નિર્વાહ કરે. મન અને જીભથી ભગવાનનું રટણ કરે. ઈશ્વરની ઇચ્છા તે મણિદાસનાં બૈરીછોકરાં એક પછી એક મરી ગયાં. એને થયું હશે: 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' સંકીર્તનની ધૂનનો એ જમાનો હતો. મણિદાસે સાધુનો વેશ ધારણ કર્યો. સવારે ઊઠી, નાહીધોઈ, કરતાળ લઈ, જગન્નાથના સિંહદ્વાર પર ઊભો રહે, ને હરિનામનું સંકીર્તન કરે. ક્યારેક તો મસ્તીમાં આવી નાચવા પણ માંડે. સિંહદ્વાર ખૂલ્યા પછી અંદર જઈ, જગન્નાથની મૂર્તિ પાસે, ગરુડસ્તંભની પાછળ ઊભો રહી પ્રભુનું દર્શન કરે, ને પાછું કીર્તન શરૂ કરે. કેટલીયે વાર કીર્તન કરતાં નાચવા લાગે, ને શરીરનું ભાન પણ ભૂલી જાય. તીવ્રતમ ભક્તિની આ અવસ્થાને 'પ્રેમોન્માદ' કહે છે. એવો પ્રેમોન્માદ ચૈતન્યને થતો. સભામંડપમાં આવી રીતે ગાવા નાચવાનો મણિદાસનો રોજનો કાર્યક્રમ હતો. સભામંડપ પાસે જ રોજ પુરાણ વંચાતું. પુરાણી વિદ્વાન હતા, ને સારી કથા કરતા. એક દિવસ મણિદાસ ઊંચે સાદે 'રામ–કૃષ્ણ–હરિ'ની ધૂન મચાવતો ત્યાં જઈ પહોંચ્યો ને આનન્દમગ્ન થઈ નાચવા લાગ્યો. પુરાણીને

ખલેલ પડી. તેમણે મણિદાસને બૂમ મારી કીર્તન બંધ કરવાનું કહ્યું. પણ સાંભળે કોણ? પુરાણી ને શ્રોતાઓએ મળી મણિદાસને સારી પેઠે ટીપ્યો. તેને ભાન આવ્યું ત્યારે બધી વાતની ખબર પડી. તે ચૂપચાપ ચાલ્યો, ને એક મઠમાં જઈને પડી રહ્યો. એને થયું, પ્રભુની નજર આગળ, એની જ કથા સાંભળનારા મને મારે, તો હું એની પાસે શા સારુ જાઉં? એની એવી ઇચ્છા હશે. એ સાંજે તેણે ખાધું પણ નહીં.

રાતે રાજાને સ્વપ્નમાં જગન્નાથે દર્શન દીધું, ને કહ્યું: 'કથા લક્ષ્મીજીના મન્દિરમાં વંચાય એવી ગોઠવણ કરો. સભામંડપ મારા ભક્તોને ભજનકીર્તન કરવા માટે મોકળો રખાવો.' મણિદાસને પણ જગન્નાથે સ્વપ્નમાં દર્શન આપી કહ્યું: 'તું ભૂખ્યો કેમ રહ્યો છે? જો, મેં પણ આજે ખાધું નથી.' મણિદાસનો રોષ ઊતરી ગયો. પુરાણકથાની જગા બદલવામાં આવી, અને સભામંડપ ભક્તોને ભજનકીર્તન કરવા માટે મોકળો રાખવામાં આવ્યો. આજે પણ એ ગોઠવણ કાયમ છે એમ કહે છે.

આ વાર્તામાં એટલું બતાવ્યું છે કે ભગવદ્‌ભક્તિની દૃષ્ટિએ ભારે વિદ્વત્તા કરતાં હૃદયના ભાવની કિંમત વધારે છે, તેમ જ એ પ્રદેશમાં બ્રાહ્મણ ઊંચો ને શૂદ્ર નીચો એ પ્રકારના ભેદભાવને અવકાશ નથી. એક સ્મૃતિગ્રંથે માળીને 'અસ્પૃશ્ય'માં ગણાવ્યો છે; પણ આપણે જોઈએ છીએ કે અહીં તે અસ્પૃશ્ય નથી, એટલું જ નહીં પણ તેને મન્દિરના સભામંડપમાં કીર્તન કરવાની પણ છૂટ છે. ભાગવતમાં પણ કહ્યું છે કે કૃષ્ણે માળીનો સ્પર્શ કરેલો. કૃષ્ણ અને બલરામ મથુરામાં ફરવા નીકળ્યા, ત્યાં એમને પહેલો વારો કંસના ધોબીને અડીને તેનો શિરચ્છેદ કરવાનો આવ્યો. તે પછી તેઓ સુદામા નામના માળીને ઘેર ગયા. એમને જોઈ માળીએ ઊભા થઈ, માથું ભોંયે અડાડી, પ્રણામ કર્યા. આસન, ચરણોદક વગેરે વડે આવકાર આપી માળા, તાંબૂલ, અને વિલેપન વડે તેમની પૂજા કરી ...... સુન્દર, સુગંધી ફૂલોથી બનાવેલી માળા તેમને આપી; તે પહેરીને કૃષ્ણ ને બલરામ બહુ શોભ્યા ને રાજી થયા; અને એ

નમન કરનાર ભક્ત માળીને તેમણે વર આપ્યો. માળીએ પણ માગ્યું કે 'તમે પ્રાણીમાત્રના આત્મા છો. તમારે વિષે મને અવિચળ ભક્તિ રહે, તમારા ભક્તોને વિષે મિત્રતા રહે, ને પ્રાણીમાત્રને વિષે પરમ દયા રહે.' કૃષ્ણે તેને એ વર આપ્યો; ને તે ઉપરાંત પેઢીઉતાર વૃદ્ધિ પામનારી સંપત્તિ, બળ, આયુષ્ય, યશ, ને કાન્તિ આપી બલરામ જોડે ચાલ્યા ગયા.[1]

'નારદપાંચરાત્ર'માં શ્રીવિષ્ણુએ કહ્યું છે: 'હે નારદ! હું વૈકુંઠમાં નથી રહેતો, તેમ યોગીઓના હૃદયમાંયે નથી રહેતો, પણ મારા ભક્તો જ્યાં મારું ગાન કરે છે ત્યાં હું વાસ કરું છું.'[2]

### ૨. પરમેષ્ઠી દરજી

આજથી આશરે ચારસો વરસ પહેલાં દિલ્હીમાં પરમેષ્ઠી નામનો દરજી રહેતો હતો. શરીરે કૂબડો ને કાળો હતો, પણ સીવણકામમાં કુશળ હતો, ને સાથે પ્રભુનો ભક્ત પણ હતો. સંતના જેવા અનેક સદ્ગુણ તેનામાં હતા. તે સંયમી હતો, ગરીબ છતાં ઉદાર હતો, મહેનતમજૂરી કરતો છતાં આનન્દમાં રહેતો. કદી જૂઠું બોલતો નહીં. પ્રાણીહિંસા કદી ન કરતો, ને જગત સર્વત્ર વાસુદેવમય છે એમ મનથી માનતો.

એના મનમાં પ્રભુનું રટણ નિરંતર ચાલતું; ને ક્યારેક તો કપડાં સીવતાં સોય હાથમાં અટકી જતી ને તે ધ્યાનમગ્ન થઈ જતો. પરમેષ્ઠીની સ્ત્રી વિમલા સુશીલ અને પતિવ્રતા હતી. એક દીકરો ને બે દીકરી હતાં, તેમનામાં પણ માબાપના ગુણ ઊતરેલા હતા. તેથી દરજીને સંસારમાં શાન્તિ હતી. પણ તેને સંસાર ઉપર આસક્તિ ન હતી. પોતાનું કામ પણ ભગવાનની પૂજારૂપ સમજીને તે કરતો. એના જેવી સારી ને સફાઈદાર સિલાઈ દિલ્હી શહેરમાં બીજા કોઈની નહોતી. તેથી અમીરઉમરાવો ને બાદશાહ સુધ્ધાં મનમાન્યા પૈસા આપીને તેની પાસે કપડાં સિવડાવતા.

એક વાર બાદશાહના સોનેરી સિંહાસન ઉપર બે બાજુએ બે કીમતી ગાલીચા બિછાવવામાં આવ્યા, પણ બાદશાહને એથી સંતોષ ન થયો. તેણે એના પર મૂકવા માટે બે તકિયા તૈયાર કરાવવા સારુ

બહુ ઊંચી જાતનું કપડું તૈયાર કરાવ્યું; અને એમાં સોનાના તાર, હીરા, માણેક, મોતી વગેરે જડાવ્યું. એ કપડું એણે પરમેષ્ઠી દરજીને તકિયાની ખોળ સીવવા આપ્યું. જોડે ખૂબ ઇનામની પણ આશા આપી. પરમેષ્ઠીએ ઘેર જઈ કપડું સીવી બે ખોળ તૈયાર કરી, ને એમાં બહુ જ મુલાયમ રૂ ભરી બે તકિયા તૈયાર કર્યા. રૂમાં એવું ઊંચી જાતનું અત્તર છાંટેલું હતું કે એથી પરમેષ્ઠીનું આખું ઘર મઘમઘાટ થઈ ગયું. તકિયા પર જડેલાં રત્નોના તેજથી ઘર દીપી ઊઠ્યું. તકિયા લઈને બાદશાહને ત્યાં જવા નીકળે છે, ત્યાં એના મનમાં એક બીજો જ વિચાર આવ્યો.

એને થયું, 'અરે! આવા તકિયા તે કોઈ માણસને વાપરવાના હોય? એ તો ભગવાનથી જ વાપરી શકાય. આવી ચીજ ભગવાનને અર્પણ ન થાય તો આ કારીગરી શા કામની? પણ આ ચીજ મારી નથી, એટલે શું કરાય?' આમ વિચાર કરતાં કરતાં તેની સૂધબૂધ ઊડી ગઈ. તે ઘણી વાર થતો એમ ધ્યાનમગ્ન થઈ ગયો. શરીર નિશ્ચેષ્ટ બની ગયું. એ અવસ્થામાં તેને એક ચમત્કાર દેખાયો. વરસો પહેલાં તે પુરી ગયેલો ત્યારે તેણે જગન્નાથજીના રથનાં દર્શન કર્યાં હતાં. આજ એને ફરી દર્શન થયાં. તેણે દિલ્હીમાં બેઠાં બેઠાં જગન્નાથની રથયાત્રા જોઈ. એ વખતે પુરીમાં રથયાત્રા ખરેખાત ચાલી રહી હતી. રથની આગળ એક પછી એક વસ્ત્ર બિછાવાય છે, ને રથ તેના પર ચાલે છે. એવી રીતે બિછાવેલું એક વસ્ત્ર એકાએક ફાટી ગયું. સેવકો બીજું વસ્ત્ર લેવા મંદિર તરફ દોડ્યા. તેમને પાછા આવતાં ઘણી વાર લાગી. પરમેષ્ઠીએ દિલ્હીમાં બેઠાં બેઠાં આ દેખાવ જોયો. તેનાથી રહેવાયું નહીં. તેણે તરત જ પોતાની પાસેના બે તકિયામાંથી એક જગન્નાથજીને અર્પણ કરી દીધો. પ્રભુએ પ્રેમપૂર્વક એનો સ્વીકાર કર્યો એ જોઈ પરમેષ્ઠીના આનંદનો પાર ન રહ્યો. તે પ્રભુના ચરણમાં દંડવત્ પ્રણામ કરી ઊભો થયો, ને બે હાથ ઊંચા કરી હર્ષથી નાચવા લાગ્યો. ભીડ પુષ્કળ હતી. તેમાં પરમેષ્ઠી કંઈક પાછળ પડી ગયો, ને તેને હરિનાં દર્શન થતાં બંધ થઈ ગયાં. એટલામાં અચાનક એને ભાન આવ્યું, ને આંખ ઊઘડી ગઈ.

તે મનને પૂછવા લાગ્યો: 'આ શું સ્વપ્ન હતું? ના. સ્વપ્ન હોય તો મારા હાથમાંનો તકિયો ક્યાં ચાલ્યો જાય? ભગવાને મારા મનની વાત જાણીને એક તકિયો સ્વીકારી લીધો. કેવું મારું ધન્યભાગ્ય!'

પણ પાછો વિચાર આવ્યો: 'અરે, મેં આ શું કર્યું? એ તો બાદશાહનો તકિયો હતો. એ જગન્નાથજીને આપી દેવાનો મને શો હક હતો? બાદશાહને શો જવાબ દઈશ?' ફરી પાછું થયું: 'હશે, જે થયું તે થયું. જગદીશ્વર આગળ દિલ્હીશ્વર શી વિસાતમાં છે? એ બાદશાહોના પણ બાદશાહે તકિયો સ્વીકાર્યો એ બસ છે. હવે જે થવાનું હોય તે ભલે થાઓ.'

પરમેષ્ટી આ વિચારવમળમાં પડ્યો હતો ત્યાં બાદશાહના માણસો બોલાવવા આવ્યા. દરજી એક તકિયો લેવડાવીને ચાલ્યો. બાદશાહ તકિયાની સિલાઈ ને કારીગરી જોઈ રાજી થયો. પણ તેણે પૂછ્યું: 'એક જ તકિયો કેમ? બીજો હજુ તૈયાર નથી થયો શું?'

પરમેષ્ટીએ બાદશાહને પગે પડીને કહ્યું: 'જહાંપનાહ! તકિયા તો બંને તૈયાર થયા હતા. પણ એમાંથી એક નીલાચલપતિ જગન્નાથે સ્વીકારી લીધો છે. એટલે આપની પાસે એક જ લાવી શક્યો છું. ગરીબપરવર! હું કદી જૂઠું બોલતો નથી.' બાદશાહ આ વાત સાંભળી હસી પડ્યો, ને રોષમાં આવી કહેવા લાગ્યો: 'કેવી પાગલ જેવી વાત કરે છે! ક્યાં નીલાચલ ને ક્યાં દિલ્હી! મારી દિલ્હીમાંથી તકિયો કોણ ઉઠાવી જાય? સાચી વાત કહી દે. નહીં તો તારી બૂરી વલે થશે.'

પરમેષ્ટી કહે: 'જહાંપનાહ! સાવ સાચું કહું છું. મને જિવાડો કે મારો, પણ વાત જે બની તે મેં આપને કહી છે. જગન્નાથજીએ એ તકિયો અહીંથી લઈ લીધો એમાં આપને નવાઈ કેમ લાગે છે? જગન્નાથજી તો આખી આલમના ધણી છે. આપની દિલ્હી શું આલમની બહાર છે? ભગવાન તો સર્વવ્યાપી છે. જગતમાં એવો કોઈ ઠામ નથી જ્યાં એ ન હોય. એનું રહેઠાણ ને એનું ધામ જગતમાં બધે જ છે. તો એ દિલ્હીમાંથી આપનો તકિયો લઈ જાય એમાં નવાઈ શી?'

પરમેષ્ઠીએ ઘણું સમજાવ્યો, પણ બાદશાહ એકનો બે થયો નહીં. તેણે દરજીને કેદખાનાની અંધારી કોટડીમાં પુરાવી દીધો. બહાર સખત પહેરો બેસાડ્યો.

ભગવાનને આ વાત થોડી અજાણી હતી? તે તો પહોંચ્યા કેદખાનામાં. મધરાત થઈ ગઈ છે. પહેરાવાળા હજુ જાગે છે. ત્યાં જગન્નાથજી કેદખાનાના દરવાજા પર આવી પહોંચ્યા. પહેરાવાળા પર ઘારણ નાખી અંદર પેઠા. કોટડીનાં બારણાં ખૂલી ગયાં. પણ પરમેષ્ઠીને એની ખબર ક્યાંથી હોય? એ તો ભગવાનના નામનું રટણ કરતો રોતો હતો. ભગવાને મીઠે સાદે હાક મારી: 'પરમેષ્ઠી!'

પરમેષ્ઠી ચોંકી ઊઠ્યો. આંખ ખોલીને જુએ તો અંધારી કોટડીમાં ઝગઝગાટ થઈ રહ્યો છે. સામે સાક્ષાત્ જગન્નાથ ઊભા છે. જેવી મૂર્તિ પુરીના મન્દિરમાં છે તેવી જ અહીં ઊભી છે. પ્રભુ એક હાથે પરમેષ્ઠીને અભયદાન આપે છે, ને બીજે હાથે સુદર્શન ચક્ર ફેરવી રહ્યા છે. એકાએક હસીને પરમેષ્ઠીને કહે છે: 'જેને મારી સહાયતા છે તેને શી બીક છે? જો આ મારું સુદર્શન ચક્ર. કોઈ માણસ ભલેને ગમે તેટલો જોરાવર હોય, પણ મારો ભક્ત સહુથી જોરાવર છે. આવ, વત્સ, આવ!'

પરમેષ્ઠી કહે: 'નાથ! હું તો મહાપાપી, મહાઅધમ છું. હું ભગવાનની પાસે જવાને યોગ્ય ક્યાં છું?'

જગન્નાથે પરમેષ્ઠીના શરીરને સ્પર્શ કર્યો. તેની કાન્તિ બદલાઈ ગઈ, અને તે આનન્દસાગરમાં મગ્ન થઈ ગયો.

બીજી તરફ જગન્નાથ બાદશાહને સ્વપ્નમાં સારી પેઠે માર મારીને નીલાચલ ચાલ્યા ગયા. બાદશાહ જાગી ઊઠ્યો. જુએ તો કોઈ ન મળે. પણ શરીર મારને લીધે કળતું હતું. એ કંઈ સ્વપ્ન ન હોઈ શકે! પરોઢ થયું. બાદશાહે વિશ્વાસુ માણસોને બોલાવ્યા, ને રાતની વાત કરી. સહુ કેદખાને પહોંચ્યા. ત્યાં પહેરાવાળા હજુ ઊંઘે છે; બારણાં ઉઘાડાંફક પડ્યાં છે; પરમેષ્ઠીના હાથમાં હાથકડી નથી; તેનું રૂપ પણ જાણે બદલાઈ ગયું છે. તે ધ્યાનમાંથી જાગ્યો ત્યારે પ્રભુને સામે ન જોતાં વ્યાકુળ થઈ ગયો ને તેના નામનું રટણ કરવા લાગ્યો.

બાદશાહ આ બધું જોઈને તાજ્જૂબ થયો. તેણે પરમેષ્ઠીને સારાં વસ્ત્રાભૂષણ પહેરાવી હાથી પર શહેરમાં ફેરવ્યો, ને તેને ખૂબ ધન આપ્યું. પણ પરમેષ્ઠીને થયું કે આ માનપાન ને કીર્તિથી તેની ભક્તિમાં વિઘ્ન આવશે. તે દિલ્હી છોડી કોઈ બીજા શહેરમાં જઈ રહ્યો.

આ દરજીની જાતને પણ સ્મૃત્યર્થસારે 'અંત્યજ'ની યાદીમાં મૂકી છે! પણ એક ભક્તિગ્રંથે તો કહ્યું છે કે 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે બીજો કોઈ પણ માણસ, જેનામાં વિષ્ણુને વિષે ભક્તિભાવ હોય, તે સર્વ મનુષ્યોમાં ઉત્તમોત્તમ છે.'[૩] અહીં ઉત્તમ ગણાવા માટે અમુક એક જાતિમાં જન્મવાની જરૂર નથી.

### ૩. રઘુ માછી

રઘુ જાતનો માછી હતો. જગન્નાથપુરીથી દસ ગાઉ પર આવેલા પિપલીચટી ગામમાં રહેતો હતો. ઘરમાં ઘરડી મા અને પત્ની સિવાય કોઈ નહોતું. રઘુ રોજ માછલીઓ પકડી લાવીને વેચતો, ને તેમાંથી કુટુંબનો નિર્વાહ થતો. રઘુને પૂર્વજન્મના કંઈ સંસ્કાર સારા હશે, તેથી આ ધંધો કરતાં પણ તેને ભગવાનનું સ્મરણ ફરી ફરી થઈ આવતું. જાળમાં સપડાયેલી માછલીઓને તડફડિયાં મારતી જોઈ તેને દયા આવતી. આ વિચાર મનમાંથી કાઢી નાખવા ઘણુંયે કરે, પણ તે ફરી ફરી મનમાં આવ્યાં કરે. તેના મનમાં ધીરે ધીરે વૈરાગ્ય ઊપજવા લાગ્યો. તેણે એક દિવસ યોગ્ય ગુરુ પાસે વૈષ્ણવધર્મની દીક્ષા લીધી. તુલસીની કંઠી ધારણ કરી. પછી તો રોજ સવારે નહાય, ભગવાનનું નામ જપે, ભાગવતની કથા સાંભળે, ને સત્સંગ કરે. તેને સ્પષ્ટ ભાન થવા લાગ્યું કે જીવમાત્રમાં ભગવાન છે. એ જીવની હત્યા કેમ કરાય? પણ પોતાનું ને કુટુંબનું પોષણ કરવાનું રહ્યું, ધંધો માછીનો રહ્યો, એટલે હિંસા ન કરે તો કરે પણ શું? રઘુ મનમાં પ્રાર્થના કરે: 'હે પ્રભુ! આ હત્યાના કામમાંથી મને છોડવ.' તેણે માછલીઓ પકડવી છોડી દીધી. પણ થોડા દિવસમાં મા અને બૈરીને ભૂખે મરવા વખત આવ્યો. એટલે રઘુને ફરી કમને પણ માછલી પકડવા જવું પડયું.

તેની જાળમાં એક મોટી લાલ માછલી આવી. માછલીને તરફડિયાં મારતી જોઈ તેનો જીવ કપાઈ જવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તે ધ્યાનમગ્ન થઈ ગયો. તેને માછલીમાં ભગવાન દેખાવા લાગ્યા. તેણે જોર કરીને માછલીનું મોં ઉઘાડ્યું. તો અંદરથી અવાજ સંભળાયો: 'રક્ષા કર, નારાયણ, રક્ષા કર!' રઘુ ચકિત થયો. તે માછલી ઉપાડી વનમાં લઈ ગયો ને ત્યાં એક કુંડમાં મૂકી દીધી. ઘેર મા અને સ્ત્રી ભૂખ્યાં છે એ વાત ભૂલી ગયો. તેને થયું, માછલીમાંથી કોણ બોલ્યું? ભગવાન જ બોલ્યા હોવા જોઈએ. તો એ ભગવાન મને નજરોનજર કેમ દેખાતા નથી? તે ભગવાનનાં દર્શન કરવાનો નિશ્ચય કરીને નારાયણના નામનો જાપ કરતો બેઠો. એમ કરતાં કેટલો વખત ગયો એનું પણ ભાન એને ન રહ્યું. એટલામાં એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવ્યો ને તેણે પૂછ્યું: 'અરે તપસ્વી! તું કોણ છે? આ ઘોર વનમાં એકલો તપ શા માટે કરે છે? તારું નામ શું છે? તું કઈ જાતનો છે? ક્યારનો અહીં બેઠો છે?'

રઘુએ બ્રાહ્મણને કહ્યું: 'બાપજી, આપને હું પગે લાગું છું. હું કોણ છું ને કેમ બેઠો છું એ જાણવાની આપને શી જરૂર? આપ આપને રસ્તે ચાલ્યા જાઓને! વાત કરવાથી મારા કામમાં ખલેલ પડે છે.'

થોડી વાતચીત પછી ભગવાને રઘુને ચતુર્ભુજરૂપે દર્શન દીધું. ભગવાને કહ્યું: 'વર માગ.' રઘુ કહે: 'હવે માગવાનું શું બાકી રહ્યું? હું હવે પછી જાણીજોઈને તો માછલી નહીં જ મારું. પણ અમારી જાતનો એ સ્વભાવ રહ્યો. એટલે કોક વાર માછલી મારવાનું મન થઈ આવે તો? માટે, હે પ્રભુ, મારો એ સ્વભાવ જ તમે હરી લો.' ભગવાન 'તથાસ્તુ' કહીને અન્તર્ધાન થઈ ગયા.

રઘુને હવે દુનિયામાં બધે ભગવાનનાં જ દર્શન થવા લાગ્યાં. તે ચાલતો ઘેર પહોંચ્યો. લોકો ઠપકો દેવા લાગ્યા કે 'અલ્યા, માબૈરીને ભૂખ્યાં મૂકીને ક્યાં ભટકવા ગયો હતો? તારો હરિ કંઈ એમનું પેટ ભરી દેવાનો હતો? જમીનદારે ખાવાનું ન આપ્યું હોત

તો એમની શી વલે થાત?' રઘુને થયું, જમીનદારે ખાવાનું આપ્યું એ પણ પ્રભુની જ લીલા. મા અને પત્નીને પણ પ્રભુ પર વિશ્વાસ બેઠો.

રઘુ હવે પૂરો ભગત બન્યો. સવાર પડે કે કીર્તન કરતો કરતો ગામમાં ફરતો. ચૈતન્ય, હરિદાસ વગેરે પ્રભુભક્તો 'હરિબોલ'ની એવી જ ધૂન મચાવતા નહોતા? ને એમનાં એ સંકીર્તનોમાં તમામ જાતના લોકો ભળતા નહોતા? રઘુ કોઈની પાસેથી કશું માગતો નહોતો, તોયે એના કુટુંબને પેટપૂર ખાવાનું મળી રહેતું. કીર્તન કરતાં એને ક્યારેક પ્રેમસમાધિ લાગતી. ગામના કેટલાક તોફાની છોકરા એની પાછળ પડતા ને એને સતાવતા. રઘુ કંઈ બોલતો નહીં. એટલે છોકરાઓનું સાહસ વધ્યું. તે ગાળો દેતા, ને ક્યારેક પથરા પણ ફેંકતા. તોયે રઘુને ક્રોધ ચડતો નહીં. ભાનમાં હોય ને શરીર પર પથરા પડે તોયે ગુસ્સે થાય નહીં. પ્રેમસમાધિમાં હોય ત્યારે તો ભાન જ શાનું રહે?

એક વાર એક અવળચંડા છોકરાએ રસ્તે ચાલતા રઘુને કાંટાળા લાકડાથી ખૂબ માર્યો. રઘુ જરાયે બોલ્યો નહીં. તેનું શરીર લોહી-લુહાણ થઈ ગયું. પણ તેના મોંમાંથી એક કડવો શુકન નીકળ્યો નહીં. ભગવાને જાણે એની પરીક્ષા કરી, ને તેમાં એ પાસ થયો. તે થોડે આગળ ગયો ત્યાં મારનારો છોકરો બેહોશ થઈ ધડીમ દઈને રસ્તા પર પડ્યો. લોકો ભેગા થઈ ગયા. માબાપ દોડી આવ્યાં, ને છોકરાને ઉઠાવી ઘેર લઈ ગયાં. છોકરાનો જીવ નીકળી ગયો હોય એમ લાગ્યું. હાહાકાર થઈ ગયો. માબાપ છોકરાનું દુર્વર્તન જાણતાં હતાં. લોકો કહેવા લાગ્યા: 'રઘુ જેવા ભગતને મારવાનું જ આ ફળ છે. એની આગળ ખોળો પાથરીને એની ક્ષમા માગો. એ જરૂર ક્ષમા કરશે.' માબાપે રઘુ પાસે જઈને કાલાવાલા કર્યા. રઘુને નવાઈ લાગી. ખેદ પણ થયો. તેણે કહ્યું: 'અરેરે! મારે કારણે છોકરાનો જીવ જાય તો હું અપરાધી બનું. એ પાપમાંથી મારો છુટકારો શી રીતે થશે? એણે મને માર્યો એ વાત સાચી. પણ એ તો મારા કોઈ પાપનું ફળ હશે. એણે બાપડાએ મને ક્યાં માર્યો

છે? માર્યો તો ભગવાને. એમાં એનો વાંક શો? હે પ્રભુ! મને માર પડતી વખતે પણ જો મારા મનમાં એ છોકરા પર ક્રોધ ન ચડ્યો હોય, તો તું એને ઉઠાડીને બેઠો કરજે.' કહીને રઘુ રોવા લાગ્યો. તેણે લોકોને કહ્યું: 'ચાલો, ભાઈઓ! આપણે સહુ મળીને હરિનામની ધૂન લગાવીએ ને છોકરાને બેઠા થવાનું કહીએ!' પેલા છોકરાની આસપાસ કીર્તનની રમઝટ ચાલી. રઘુ પ્રેમઘેલો થઈને નાચવા લાગ્યો. ભક્તની ધા ભગવાન સુધી પહોંચી. છોકરો બગાસું ખાઈને બેઠો થયો. લોકોના આનંદનો પાર રહ્યો નહીં.

રઘુ સિદ્ધવચની મહાત્મા તરીકે દેશમાં પ્રસિદ્ધ થયો. પણ તેને લાગ્યું કે આ પ્રસિદ્ધિ એની ભક્તિમાં આડે આવશે. એટલે તે ઘર છોડી નિર્જન એકાન્ત સ્થળમાં રહેવા લાગ્યો. હવે એના ચોવીસે કલાક ભગવદ્ભજનમાં પસાર થતા. એક દિવસ એને એવો ભાસ થયો જાણે નીલાચલનાથ પ્રભુ જગન્નાથ એની પાસે કંઈક ખાવાનું માગે છે. એની પાસે જે કંઈ હતું તેનો થાળ એણે ભગવાનને ધરાવ્યો. ભગવાન એમાંથી ખરેખાત ખાવા લાગ્યા!

બીજી બાજુ પુરીમાં ભગવાનના રાજભોગ માટે જાતજાતનાં પક્વાન્નો ભોગમંડપમાં મોકલાયાં હતાં. ભોગમંડપથી મૂર્તિનો મૂલ-મંડપ જરા છેટો છે. ત્યાંથી મૂર્તિનું પ્રતિબિંબ ભોગમંડપમાં રાખેલા દર્પણમાં પડે છે; અને એ પ્રતિબિંબ આગળ ભોગ ધરાવાય છે. નૈવેદ્યની સામગ્રી આવી રહી ત્યારે પૂજારીએ ભોગ ધરાવવાની તૈયારી કરી. પણ દર્પણમાં મૂર્તિનું પ્રતિબિંબ જ ન મળે. દર્પણ તો હતું તે જગ્યાએ જ હતું. પૂજારીએ જઈ રાજાને ખબર આપી. રાજા હેબતાઈ ગયો કે આ શું? તે મંદિરમાં જઈને ફરસ પર પડ્યો, ને ભગવાનને કાલાવાલા કરવા લાગ્યો. તેમ કરતાં તેને જરા ઝોકું આવી ગયું. સ્વપ્નમાં જગન્નાથે તેને કહ્યું: 'તું આટલો દુઃખી શા સારુ થાય છે? હું નીલાચલમાં હોઉં તો મારું પ્રતિબિંબ પડેને? હું તો અત્યારે પિપ્પલીગ્રામ પાસે વનમાં રઘુ કેવટની ઝૂંપડીમાં ભોજન કરું છું. એ જાતનો માછી છે ખરો, પણ એની ભક્તિ સાચી છે. હું એના પ્રેમને વશ થઈને અહીં બંધાઈ ગયો છું. એ ન છોડે ત્યાં

સુધી મારાથી આવી નહીં શકાય. તું જાણે છે કે હું પક્વાન્નનો ભૂખ્યો નથી પણ પ્રેમનો ભૂખ્યો છું. હવે તું મને પાછો બોલાવવા માગતો હોય, તો મારા વહાલા ભક્ત રઘુને, એની પત્ની તથા માતા સાથે, અહીંથી નીલાચલ લઈ જા.'

રાજા તરત પિપ્પલીગ્રામ જઈને રઘુ તથા તેની માતા અને પત્નીને નીલાચલ (પુરી) લઈ આવ્યો. એ લોકો પુરી પહોંચ્યાં કે તરત ભોગમંડપના દર્પણમાં પ્રતિબિંબ દેખાયું. પુરીનરેશે મંદિરની દક્ષિણ તરફ એક સરસ ઘરમાં રઘુને રહેવાની ગોઠવણ કરી આપી.[૪]

આ કથાઓમાં જે ચમત્કારોની વાત આવે છે તેવા ચમત્કારો ખરેખર થતા હશે કે કેમ એની ચર્ચામાં ઊતરવાનું આ સ્થાન નથી. દુનિયાના બધા દેશોની ધર્મકથાઓમાં કંઈ ને કંઈ ચમત્કારોની વાતો હોય છે. પણ એમાં કંઈ એ કથાઓનું ખરું તાત્પર્ય રહેલું નથી હોતું. અહીં આપણે આ કથાઓમાંથી એટલો જ બોધ લેવાનો છે કે સમાજમાં જે જાતિઓ હલકી ગણાય છે તેમાં પણ પ્રભુના સાચા ભક્તો પેદા થઈ શકે છે. આપણા સ્મૃતિગ્રંથોના કહેવા પ્રમાણે તો કેવટ (કૈવર્ત) એ પણ 'અંત્યજો'માંનો એક હોઈ અસ્પૃશ્ય! અને આજે એ ભક્ત જો આવે તો તેને મંદિરમાં પ્રવેશ ન જ મળેને! જે વર્ગોએ આવા ભક્તો પેદા કર્યા છે તેમના તરફ આપણે, પોતાને ઊંચા માની બેઠેલા લોકોએ, કેવું વર્તન રાખ્યું છે તે વિચારી જોતાં ગ્લાનિ અને શરમ સિવાય બીજી કોઈ લાગણી ઊપજે એવી છે ખરી?

આ કથામાં કહ્યું છે કે એ કેવટને કોઈ સદ્ગુરુએ વૈષ્ણવધર્મની દીક્ષા આપી હતી. છતાં આજે ક્યાંક એવાં વચનો કાને પડે છે કે અસચ્છૂદ્ર અથવા હરિજનને વૈષ્ણવી દીક્ષા આપી ન શકાય! આ તો બરાબર ન જ ગણાય. જૈમિનિપુરાણમાં મોરધ્વજ રાજાના આખ્યાનમાં પણ કહ્યું છે કે 'એ રાજાના રાજ્યમાં અંત્યજો પણ શંખ, ચક્ર આદિની છાપ ધારણ કરતા હતા. તેમને વૈષ્ણવધર્મની દીક્ષા મળેલી હતી, અને તેઓ દીક્ષિતોની પેઠે જ શોભતા હતા.'[૫] બીજા એક ગ્રંથે તો આગળ જઈને એટલે સુધી કહ્યું છે કે

'હજારો શિવલિંગ, સેંકડો શાલિગ્રામ, બાર કરોડ બ્રાહ્મણ, અને એક વિષ્ણુભક્ત શ્વપાક, એ ચારે સરખાં છે.'[૬]

પદ્મપુરાણ કહે છે: 'હરિની ભક્તિ વિનાનો વિપ્ર તે શ્વપાકથી પણ નપાવટ છે; અને હરિભક્ત શ્વપાક હોય તેને બ્રાહ્મણથી પણ ચડિયાતો ગણવો.'[૭]

પાંચરાત્ર મતના એક પ્રસિદ્ધ ગ્રન્થ 'પરમસંહિતા'માં કહ્યું છે: 'શાસ્ત્ર અને આગમ વાંચ્યા વિના પણ જે માણસ મારી ભક્તિ કરશે, તે મૂર્ખ હશે તોપણ, તેનું કલ્યાણ જ થશે.' [૮]

ભક્તિમાં બાહ્ય આચાર, વય, વિદ્યા, વંશ વગેરેનો હિસાબ નથી. તેથી એક ભક્તે કહ્યું છે: 'વ્યાધનો ધંધો કેવો હતો? ધ્રુવની વય કેટલી હતી? ગજેન્દ્ર પાસે વિદ્યા શી હતી? કુબ્જાનું રૂપ કેવું હતું? સુદામા પાસે ધન કેટલું હતું? વિદુરનો વંશ કેવો હતો? યાદવપતિ ઉગ્રસેનનું પરાક્રમ કેટલું હતું? ખરી વાત એ છે કે પ્રભુ માણસના આવા ગુણો તરફ નથી જોતો; તેને તો શુદ્ધ હૃદયની ભક્તિથી જ સન્તોષ થાય છે; એવી ભક્તિ જ તેને પ્રિય છે.'[૯]

## ટિપ્પણો

૧. एवं विकत्थमानस्य कुपितो देवकीसुतः ।
रजकस्य कराग्रेण शिरः कायादपातयत् ॥
ततः सुदाम्नो भवनं मालाकारस्य जग्मतुः ।
तौ दृष्ट्वा स समुत्थाय ननाम शिरसा भुवि ॥
तयोरासनमानीय पाद्यं चाथार्हणादिभिः ।
पूजां सानुगयोश्चक्रे स्रक्ताम्बूलानुलेपनैः ॥
इत्यभिप्रेत्य राजेन्द्र सुदामा प्रीतमानसः ।
शस्तैः सुगन्धैः कुसुमैर्माला विरचिता ददौ ॥
ताभिः स्वलंकृतौ प्रीतौ कृष्णरामौ सहानुगौ ।
प्रणताय प्रपन्नाय ददतुर्वरदौ वरान् ॥
सोऽपि वव्रेऽचलां भक्तिं तस्मिन्नेवाखिलात्मनि ।
तद्भक्तेषु च सौहार्दं भूतेषु च दयां पराम् ॥

इति तस्मै वरं दत्त्वा श्रियं चान्वयवर्धिनीम् ।
बलमायुर्यशः कान्तिं निर्जगाम सहाग्रजः ॥

भा. १०; ४१; ३७, ४३–५२.

२. नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥ नारदपाञ्चरात्र

३. ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा यदि वेतरः ।
विष्णुभक्तिसमायुक्तो ज्ञेयः सर्वोत्तमोत्तमः ॥

૪. આ વાર્તાઓનું વસ્તુ ગોરખપુરના ગીતાપ્રેસે પ્રસિદ્ધ કરેલા હિંદી પુસ્તક 'ભક્તસપ્તરત્ન' પરથી લીધું છે.

५. अन्त्यजा अपि तद्राष्ट्रे शङ्खचक्राङ्कधारिणः ।
सम्प्राप्य वैष्णवीं दीक्षां दीक्षिता इव संबभुः ॥

६. शिवलिङ्गसहस्राणि शालग्रामशतानि च ।
द्वादशकोट्यो विप्राः श्वपचं त्वेकवैष्णवम् ॥

આ શ્લોક નાભાજીની 'ભક્તમાળ' ઉપરની, પ્રિયાદાસજીની, ટીકામાં 'ઇતિહાસ'માંથી લઈને ટાંકેલો છે.

७. हरेरभक्तो विप्रोऽपि विज्ञेयः श्वपचाधिकः ।
हरेर्भक्तः श्वपाकोऽपि विज्ञेयो ब्राह्मणाधिकः ॥ प. पु.

८. शास्त्रागमविहीना च भक्तिर्मयि समर्पिता ।
शुभमेवावहेत्पुंसो मूर्खस्यापि न संशयः ॥

परमसंहिता १; ८५.

९. व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का
कुब्जायाः कमनीयरूपमधिकं किं तत्सुदाम्नो धनम् ।
वंशः को विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषं
भक्त्या तुष्यति केवलं न च गुणैर्भक्तिप्रियो माधवः ॥

## ૧૯

# મહારાષ્ટ્રનો સંતમેળો

'સોળમી સદીની આખરમાં ને સત્તરમીની શરૂઆતમાં જેણે મહારાષ્ટ્રને ખળભળાવી મૂક્યું તે નરી રાજકીય ક્રાન્તિ નહોતી. એ રાજકીય ક્રાન્તિના પહેલાં, ને વસ્તુતઃ કેટલેક અંશે તેને જન્મ આપનાર, એક ધાર્મિક અને સામાજિક ઉત્થાન હતું; અને તેણે આખી પ્રજાને જાગ્રત કરેલી... એ ધર્મજાગૃતિ રૂઢિને અનુસરનાર બ્રાહ્મણોની પેદા કરેલી નહોતી. એ શિષ્ટ વર્ગોનું નહીં પણ સામાન્ય જનસમૂહનું કામ હતું. તેને મોખરે જે સાધુસંતો ને કવિઓ હતા તેમાં બ્રાહ્મણોના કરતાં વધારે તો સમાજના નીચલા ગણાતા વર્ગોમાં જન્મેલા માણસો હતા — દા. ત. દરજીઓ, સુતારો. માળીઓ, દુકાનદારો, અને અન્ત્યજો પણ. રાજકીય આગેવાનોએ ધાર્મિક આગેવાનો જોડે હળીમળીને કામ કર્યું.'[1]

આ સાધુસંતોએ સંસ્કૃતને બદલે મરાઠી ભાષામાં બોધ આપ્યો ને ગ્રન્થો લખ્યા, જેથી ધર્મનો સંદેશો સમાજના છેક નીચલા થરો સુધી પહોંચી શકે. એકનાથે કહ્યું: 'સંસ્કૃત ગ્રંથ રચનારા મહાકવિ છે, તો પ્રાકૃતમાં શી ઊણપ છે? સંસ્કૃતમાંથી જે અર્થ મળતો હોય તે જ જો પ્રાકૃતમાંથી મળે, તો એમાં કશી વિષમતા ન માનવી જોઈએ. સંસ્કૃત ભાષા શું દેવે બનાવેલી છે, ને પ્રાકૃત ચોર પાસેથી નીકળેલી છે? એટલે આવું મિથ્યા અભિમાન શા સારુ રાખવું જોઈએ!'[2]

મહારાષ્ટ્રની સંતપરંપરા જ્ઞાનદેવથી શરૂ થઈ. તે પહેલાં ત્યાં મહાનુભાવ સંપ્રદાય ચાલતો હતો. 'મહાનુભાવો જાતિભેદ માનતા નહોતા, વેદના શિક્ષણની અવગણના કરતા, તેમને આશ્રમની જરૂર નહોતી લાગતી, ને તેઓ કૃષ્ણ સિવાય બીજા કોઈ દેવને માનતા નહીં, એમ આજ સુધી મનાતું હતું. પણ એ સંપ્રદાયના આધુનિક પક્ષકારો હવે કહેવા લાગ્યા છે કે તેઓ જાતિભેદ, વેદ વગેરેને

માનતા હતા.'[3] પણ તેઓ ચાંડાલની આભડછેટ તો માનતા નહોતા જ.[4]

જ્ઞાનદેવના પિતા વિઠ્ઠલપંતે સંન્યાસ લઈને ચૈતન્યાશ્રમસ્વામી નામ ધારણ કર્યું હતું. તે અપુત્ર હોવા છતાં ઘર છોડીને આવ્યા છે એમ તેમની પત્ની રખુમાઈ (રુક્મિણી) પાસેથી જાણીને ગુરુએ એમને પાછા ગૃહસ્થાશ્રમમાં જવાની આજ્ઞા કરી. વિઠ્ઠલપંત ઘેર પાછા આવ્યા, ને તેમને બબ્બે વરસને આંતરે ચાર બાળકો થયાં — નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન, અને મુક્તાબાઈ. સંન્યાસીની સંતતિ. તેને કોક સ્મૃતિગ્રંથે 'ચાંડાલ'માં ગણાવેલી. જૂના વિચારના બ્રાહ્મણો એમને પોતાની સાથે ભળવા કે જનોઈ પહેરવા દે નહીં. છોકરાં જાતિ ને કુળથી અળગાં પડી ગયાં.[5] પિતાએ આળંદીના બ્રાહ્મણોને બહુ કાલાવાલા કર્યા કે 'ધર્મશાસ્ત્રનો નિર્ણય જોઈને અમને ક્ષમા કરો.' બ્રાહ્મણોએ 'દેહાન્ત પ્રાયશ્ચિત્ત'નો નિર્ણય આપ્યો! વિઠ્ઠલપંત પત્ની સહિત ઘર છોડીને તપ કરવા ચાલ્યા ગયા. બાળકોને બ્રાહ્મણોએ કહ્યું: 'તમે પૈઠણના બ્રાહ્મણો પાસેથી શુદ્ધિપત્ર લાવો; અમે તે માન્ય રાખીશું.' મોટા ભાઈ નિવૃત્તિએ કહ્યું: 'હું ચાર વર્ણ, ચાર આશ્રમ, પાંચ ભૂતો, મહત્તત્ત્વ, સગુણ નિર્ગુણ, એ સર્વથી પર એવું પરબ્રહ્મ છું. મારે શુદ્ધિપત્ર ને ઉપવીત એકેની જરૂર નથી.' જ્ઞાનદેવ કહે: 'આપણે ચાલતા આવેલા સ્વધર્મને તોડવાની જરૂર નથી.' સોપાને કહ્યું: 'પાંડવ, દુર્વાસા, વસિષ્ઠ, અગસ્ત્ય, ગૌતમ, વ્યાસ, વાલ્મીકિનાં કુળગોત્ર ક્યાં હતાં? તે અમારાં કુળગોત્ર સમજો.' પછી છોકરાં પગપાળાં પ્રવાસ કરતાં પૈઠણ ગયાં. સંન્યાસીની સંતતિ માટે પ્રાયશ્ચિત્ત નથી, એમ બ્રાહ્મણોએ સંભળાવી દીધું, પણ સાથે એક શાસ્ત્રોક્ત ઉપાય બતાવ્યો: 'તમે પ્રભુની અનન્યભાવે ભક્તિ કરો. તીવ્ર અનુતાપ સાથે ભજન કરો. ગાય, ગર્દભ અને શ્વાનને વંદન કરો, અને બ્રાહ્મણથી માંડી અંત્યજ સુધીના સર્વને બ્રહ્મરૂપ માનો. આ ભક્તિમાર્ગ તમારે માટે છે.'[6] નિવૃત્તિને સંતોષ થયો, મુક્તાને આનંદ થયો, ને જ્ઞાનદેવે કહ્યું: 'તમે કહેશો તે અમને માન્ય છે.'[7] છોકરાં પાછા જવા નીકળતાં હતાં, ત્યાં કેટલાક બ્રાહ્મણોએ એમની

ઠેકડી કરી. છોકરાંને નામ પૂછ્યાં, તે તેમણે કહ્યાં. બ્રાહ્મણો કહે: 'નામ જ્ઞાનદેવ? અરે, અમારે ત્યાં તો જ્ઞાન પખાલમાં લઈ જાય છે — પખાલનો પાડો પણ જ્ઞાન ઉપાડીને વહી જાય છે!' જ્ઞાનદેવ કહે: 'એ પણ મારો આત્મા છે. મારામાં ને એનામાં ભેદ નથી.' બ્રાહ્મણોએ પાડાની પીઠ પર સોટા માર્યા, તેના સોળ જ્ઞાનદેવના શરીર પર પડ્યા![8] બ્રાહ્મણો કહે: 'પાડો જો જ્ઞાની હોય, તો એના મોંમાંથી વેદ બોલાવી બતાવ જોઈએ.' જ્ઞાનદેવે આજ્ઞા કરી, ને પાડાના મોંમાંથી વેદમંત્રોનો ઘોષ થવા લાગ્યો![9] બ્રાહ્મણો ચોંક્યા; શરમાયા પણ ખરા. તેમણે જ્ઞાનદેવને ચરણે પ્રણામ કર્યાં ને તેમનો જયજયકાર કર્યો. જ્ઞાનદેવના વિનયનો પાર નહોતો. તેમણે કહ્યું: 'આ આપના ચરણનો જ મહિમા છે. મારામાં આવું સામર્થ્ય નથી.' બ્રાહ્મણો કહે: 'ધન્ય છે! ધન્ય છે! આમના જેવો બ્રાહ્મણ કોઈ નથી.'[10] તેમણે શુદ્ધિપત્ર લખી નિવૃત્તિને આપ્યું, અને નમસ્કાર કર્યા. જ્ઞાનેશ્વરે ગીતા પર મરાઠીમાં ઓવીરૂપે જે ટીકા લખી તે 'જ્ઞાનેશ્વરી' એ નામે પ્રસિદ્ધ છે.[11] તેમાં તેમણે કહ્યું છે:

'(ભગવાન કહે છે:) આટલા માટે, કુળ ઉત્તમ હોવાની જરૂર નથી. જાતિ અંત્યજની હોય તો પણ ચાલે. એટલું જ નહીં પણ પશુનો દેહ હશે તોયે વાંધો નથી. મગરે હાથીને પકડ્યો ત્યારે તેણે મને ધા નાખી. એવી રીતે ભક્તિભાવે મારું સ્મરણ કરતાંવેંત તેનું પશુત્વ વ્યર્થ થઈ ગયું ને તે મને પામ્યો. હે અર્જુન! જેના નામનો ઉચ્ચાર પણ નિન્દ્ય ગણાય છે, જે અધમમાં પણ અધમ ગણાય છે, એવી પાપયોનિમાં જે માણસો જન્મેલા હોય; વળી મૂર્ખ એવા કે જાણે પથ્થર હોય, છતાં જેને મારે વિષે સર્વભાવે દૃઢ આસ્થા હોય; જેની વાણી નિરંતર મારું જ ગાન કરતી હોય; જેની દૃષ્ટિને નિરંતર મારું જ રૂપ દેખાતું હોય; જેના મનમાં નિરંતર મારે વિષે જ સંકલ્પ ચાલતો હોય; . . . એ રીતે જેમણે સર્વભાવે જીવનમાં મારો જ આધાર લીધો હોય; તે પાપયોનિમાં જન્મેલા કાં ન હોય, તે શાસ્ત્રથી અજાણ કાં ન હોય, છતાં મારી જોડે તેમની તુલના કરતાં તે રતીપૂર ઓછા ઊતરવાના નથી. . . . એટલે કે આ વિષયમાં

એકલી ભક્તિ જ કામ લાગે છે, જાતિનું ત્યાં કશું મહત્ત્વ નથી. . . એટલે કુળ, જાતિ, વર્ણ એ બધાં નકામાં છે; મારાપણું, મારી ભક્તિ, એ જ ખરી સાર્થક વસ્તુ છે. માણસ જ્યાં સુધી મારી જોડે સમરસ થયો નથી ત્યાં સુધી જ ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શૂદ્ર, અન્ત્યજ વગેરે જુદી જુદી જાતિઓ દેખાય છે. અરે, માણસ ભલે ગમે તે જાતિમાં જન્મે, અને ભલે મારી ભક્તિ કરે કે વિરોધ કરે, પણ મારો જ ભક્ત કે શત્રુ થાય, એ મુખ્ય વસ્તુ છે. એટલે, હે અર્જુન, ભલે પાપયોનિ હોય, કે વૈશ્ય, શૂદ્ર કે સ્ત્રી હોય, તે સહુ મારી ઉપાસનાથી મને જ પામે છે.'[૧૨]

જ્ઞાનેશ્વરે અભંગો પણ લખેલા. તેમાંના એકમાં કહ્યું છે કે 'જેના અંતરમાં રુકિમણીરમણ છે તે ચાંડાલનો પણ ઉદ્ધાર થાય છે, અને જેના અંતરમાં એ નથી તે સંન્યાસી પણ ભવબંધમાંથી છૂટતો નથી.'[૧૩] વળી કહ્યું છે કે 'ઊંચનીચભાવ અથવા દ્વૈતાદ્વૈષ જ્યાં સુધી ગયા નથી ત્યાં સુધી કર્મ કર્યાં કરવાથી કશું સુખ મળવાનું નથી.'[૧૪]

જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈ એવી જ્ઞાની હતી કે ચાંગદેવ નામના એક પ્રસિદ્ધ યોગી ગર્વ છોડીને એના શિષ્ય થયેલા. 'મુક્તાઈ ચિન્તન કરીને મુક્ત થઈ છે,' 'મુક્તિ સર્વદા જીવન્મુક્ત જ છે,' 'મુક્તાઈનું ચિત્ત નિરંતર મુક્ત છે,' 'મુક્તાબાઈ સુખી થઈ છે,' એવા ઉદ્દગાર તેણે પોતે કાઢેલા છે.[૧૫]

'મુસલમાન ચઢાઈઓએ કેટલાક વખત લગી સર્વ પ્રવૃત્તિને સ્થગિત કરી નાખી હોય એમ દેખાય છે. પણ ધીરે ધીરે રાષ્ટ્રના આત્માએ તેનું નીરોગી સ્થિતિસ્થાપકપણું ફરી પ્રાપ્ત કર્યું; અને બરાબર મરાઠા સત્તાનું ઉત્થાન થયું તે જ અરસામાં સાધુસંતોની એક હારની હાર પેદા થાય છે. તેમનાં નામ દેશના લોકોમાં ઘરગથ્થુ શબ્દો જેવાં થઈ પડ્યાં છે. એ પ્રવાહ બે સૈકાં સુધી પૂરજોશમાં વહેવો ચાલુ રહ્યો, અને પછી સુકાઈ ગયો દેખાય છે. તેમાં ઓટ આવી તેની સાથે રાજકીય ગુલામી પણ અસ્ત પામી ગઈ. એકંદરે એમ કહી શકાય કે આ ધર્મજાગૃતિનો ઇતિહાસ લગભગ પાંચસો વરસ જેટલો સમય રોકે છે. એ સમય દરમ્યાન આ ભૂમિમાં પચાસ સાધુસંતો એવા થઈ

ગયા જેમની છાપ આ દેશ ને તેની પ્રજા ઉપર ન ભૂંસાય એવી રહી ગઈ છે; અને તેથી મહીપતિએ એમનાં ચરિત્રનો પોતાના "ભક્તિવિજય"માં સમાવેશ કર્યો તે વાજબી ઠરે છે. આ સાધુસંતોમાં થોડીક સ્ત્રીઓ હતી, ને થોડાક ઇસ્લામમાંથી હિંદુ ધર્મમાં આવેલા પુરુષો હતા. આ આખી સંતપરંપરામાં લગભગ અડધા જેટલા બ્રાહ્મણો હતા; અને બીજા અડધામાં બીજી બધી નાતો — મરાઠા, કણબી, દરજી, માળી, કુંભાર, સોની, પસ્તાયેલી વેશ્યા, દાસી અને મહાર સુધ્ધાં —નાં માણસો હતાં. આ ધાર્મિક ઉત્થાનનું મહત્ત્વ, ઘણે અંશે, અમે ઉપર ગણાવી એ હકીકતોને આભારી છે; કેમ કે તે સ્પષ્ટપણે બતાવી આપે છે કે ઉચ્ચતર આત્મજ્ઞાનનો પ્રભાવ કોઈ એકાદ વર્ગ ઉપર જ પડીને અટકી ગયો એવું નથી; પણ તે સમાજના સર્વ થરોમાં — પુરુષ અને સ્ત્રી, ઊંચ અને નીચ, ભણેલા ને અભણ, હિંદુ અને મુસલમાન સહુમાં — ઊંડો ફેલાઈ ગયો હતો . . . ચાંગદેવ અને જ્ઞાનદેવ, નિવૃત્તિ અને સોપાન, મુક્તાબાઈ અને જની, આક્કાબાઈ અને વેણુબાઈ, નામદેવ અને એકનાથ, રામદાસ અને તુકારામ, શેખ મહમદ અને શાન્તિ બહામની, દામાજી અને ઉદ્ધવ, ભાનુદાસ અને કૂર્મદાસ, બોધલે બાવા અને સંતોજી પવાર, કેશવ સ્વામી અને જયરામ સ્વામી, નરસિંહ સરસ્વતી અને રંગનાથ સ્વામી, ચોખામેળા અને ગોરા કુંભાર, નરહરિ સોની અને સાવતા માળી, બહિરંભટ્ટ અને ગણેશનાથ, જનાર્દનપંત અને મુધોપંત, અને બીજા ઘણા — એ નામોની હારમાળા સાક્ષી પૂરે છે કે મહારાષ્ટ્રની એ હિલચાલમાં કેવી ઊંચા પ્રકારની ક્રિયાશક્તિ રહેલી હતી. હિંદના બીજા ભાગો કરતાં અહીં સાધુસંતોમાં બ્રાહ્મણોનું પ્રમાણ વધારે છે. બીજે બ્રાહ્મણોના કરતાં ક્ષત્રિયો ને વૈશ્યોએ વધારે પ્રમાણમાં સાધુસંતો પેદા કર્યા હતા.'[૧૬]

'આ દેશમાં પ્રાચીન શાસ્ત્ર અને પ્રણાલિકા નિર્જીવ બની ગયાં હતાં. તેના પર એકલા બ્રાહ્મણોનો કબજો થઈ ગયો હતો. એક જાતિની આ શિરજોરી સામે એ સાધુસંતોએ ભારે મર્દાનગી ને શૂરાતનથી વિરોધ ઉઠાવવાનો પ્રયાસ કર્યો. મનુષ્યના હૃદયમાં વસતો

આત્મા વર્ણ, જાતિ ને સામાજિક દરજ્જાથી પર છે, એમ બતાવી તેનું ગૌરવ તેમણે પ્રસ્થાપિત કરી બતાવ્યું. તેમનાં પોતાનાં જન્મ અને શિક્ષણના સંજોગો એવા હતા કે એમાંના કેટલાકને એને લીધે પણ આવા વિચારો દર્શાવવાનું સહેજે મન થયેલું. ઉપર આપણે જોયું તેમ, તેમાંના લગભગ અડધા બ્રાહ્મણેતર જાતિઓના હતા, અને કેટલાક તો ઘણી જ નીચી ગણાતી જાતિઓના હતા. બ્રાહ્મણ સુધારકોમાંના પણ ઘણાને વારસામાં મળેલી વિશુદ્ધિમાં કંઈક ડાઘ હતો; તેને લીધે તેઓ સર્વ પ્રકારનાં કૃત્રિમ નિયમનો સામે બળવો ઉઠાવવાને મનેકમને પણ પ્રેરાયા. . . . (જ્ઞાનદેવ ને તેમનાં ભાઈબહેનની વાત પાછળ કહેવાઈ ગઈ છે.) માલોપંત નામના બીજા એક સંત મહાર જાતિની એક છોકરીને પરણેલા, ને છોકરીની જાત લગ્ન પછી જ જાણવામાં આવેલી. પતિએ એનો ત્યાગ ન કર્યો, પણ માત્ર એની સાથે શરીરસંબંધ ન કર્યો; અને તેના મરણ પછી બ્રાહ્મણીના જેવી જ તેની ઉત્તરક્રિયા કરી ત્યારે એક ચમત્કાર થયો, તેણે એમના ભૂંડામાં ભૂંડા શત્રુઓને પણ બતાવી આપ્યું કે માલોપંત અને તેમની મહાર પત્ની બંને ખરેખર પવિત્ર હતાં. જયરામ સ્વામીના ગુરુ કૃષ્ણદાસ વાળંદ જાતિની છોકરીને પરણેલા, ને તે વાળંદ છે એવી ખબર લગ્ન પછી જ પડવા પામેલી. પણ આ સંતપુરુષના પવિત્ર જીવનનો એવો પ્રભાવ પડ્યો કે, ઘણા જુલમ પછી છેવટે, તે વખતના શંકરાચાર્યે પણ એમની સામેનો બધો વાંધો ઉઠાવી લીધો.'[૧૭]

જ્ઞાનેશ્વરને વિષે પાંગારકર લખે છે: 'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् એ લીટીના વિવેચનમાં તેઓ અંત્યજોને પણ ભૂલ્યા નથી. અંત્યજ પણ સદ્‌ભક્ત હશે તો પરા ગતિએ પહોંચશે, એમ તેમણે સાફ સાફ કહ્યું છે. બ્રાહ્મણ જાતિમાં જન્મ્યા વિના મોક્ષ ન મળે એવું કર્મઠોનું સંકુચિતપણું તેમનામાં નહોતું. "कुळ उत्तम नोहावे । जाति अंत्यजही व्हावें ।" "ते पापयोनी मूढ, मूर्ख जैसे कां दगड" પણ પરમેશ્વરને ભજશે તો તે પણ તરી જશે. તે પાપયોનિ ભલે હો, વિદ્વાન ભલે ન હો. તાત્પર્ય એ છે કે "भक्ति गा एथ

सरे । जाति अप्रमाण ।" ભક્તિપ્રેમની મમતાને લીધે જ નામદેવની પહેલી મુલાકાત વખતે તેઓ એકબીજાને પરમ પ્રીતિથી ભેટ્યા, એકબીજાને પગે લાગ્યા, એકબીજાને હૈયા સરસા ચાંપ્યા, અને બંને એક જ હરિપ્રેમમાં મગ્ન થઈ ગયા. ચોખામેળા, તેમની પત્ની, બંકા મહાર, વગેરે પ્રેમળ ભક્તોને પણ તેમણે હૈયા સરસા ચાંપ્યા. विवेकसागर । सखा माझा ज्ञानेश्वर। એવું, જ્ઞાનેશ્વરના પ્રેમથી પ્રેરાઈને, ગાતી જનાબાઈ મારી આંખ આગળ હમેશાં ઊભી રહે છે! જ્ઞાનેશ્વર સર્વ જાતિના સંતોના "કાળજડાની કોર" થઈ પડ્યા, તે જ્ઞાનના બળને લીધે નહીં પણ પ્રેમના બળને લીધે. જગતમાં કોઈને પણ ન મળેલી माउली ( માવડી ) એ પદવી સહુ સંતોએ એકમતે જ્ઞાનેશ્વરને આપી! "ज्ञानेश्वर माउली" એ બે જ શબ્દ! એમાં જ્ઞાનેશ્વરનો વિશ્વપ્રેમ પ્રગટ થાય છે! પ્રેમથી વિશ્વ આપણું થાય છે. "ज्ञानेश्वर माउली" એ મહારાષ્ટ્રનો મહામંત્ર થઈ પડ્યો. જ્ઞાનના અતિ ઉચ્ચ શિખર પર રહેનારા જ્ઞાનેશ્વર વારકરીઓના મેળામાં પંઢરપુરની રેતીમાં હરિપ્રેમથી ગાય છે, નાચે છે, એ કેવું મધુર દર્શન છે! એમણે જ્ઞાનને ભક્તિપ્રેમમાં ઓગાળી નાખ્યું, જ્ઞાનનું રૂપાંતર ભક્તિ-પ્રેમમાં કર્યું! આવો વિશુદ્ધ પ્રેમ એ જ જ્ઞાનદેવનું દર્શન છે. જગત જગદ્વિલાસ છે, વસ્તુપ્રભા છે, પ્રપંચ હરિરૂપે શોભે છે, ભૂતમાત્રમાં એક હરિ વિલસે છે, એ "જ્ઞાનેશ્વર માઉલી"એ આચરીને જગતને શીખવ્યું છે! સંતમંડળના આચાર્ય, અધ્યક્ષ અને ગુરુ જ્ઞાનેશ્વર જ છે. સહુએ એક મુખે તેમને ગુરુ માન્યા છે. તેમણે સંતોનું સંગઠન કર્યું, બધા સંતોને ભેળા કર્યા, સહુને સ્વસુખનો માર્ગ બતાવ્યો. વેદપરંપરા એમનામાં મૂર્તિમંત થઈ. એમનાં જ્ઞાન, પ્રેમ અને મૂર્તિથી અંજાઈ સહુની હૃદયવૃત્તિએ એમને સંતોની પ્રભાવલીના પ્રભુ તરીકે એકદમ સ્વીકાર્યા. આપેગાંવમાં જન્મ્યા, નેવાસામાં જ્ઞાનેશ્વરી રચી, પંઢરપુર જઈ સર્વ સંતમેળાને ભજન કરતો બનાવ્યો. સહુને અદ્વૈતાનંદનું અમૃતપાન કરાવીને, અને સહુના પહેલાં આળંદીમાં સમાધિ લઈને, સહુને ચાનક લગાડી. આખો ખેલ છ વર્ષનો! છ વર્ષમાં આ એક વ્યક્તિએ પંઢરપુરની રેતીમાં ધર્મનું નગારું

આત્મા વર્ણ, જાતિ ને સામાજિક દરજ્જાથી પર છે, એમ બતાવી તેનું ગૌરવ તેમણે પ્રસ્થાપિત કરી બતાવ્યું. તેમનાં પોતાનાં જન્મ અને શિક્ષણના સંજોગો એવા હતા કે એમાંના કેટલાકને એને લીધે પણ આવા વિચારો દર્શાવવાનું સહેજે મન થયેલું. ઉપર આપણે જોયું તેમ, તેમાંના લગભગ અડધા બ્રાહ્મણેતર જાતિઓના હતા, અને કેટલાક તો ઘણી જ નીચી ગણાતી જાતિઓના હતા. બ્રાહ્મણ સુધારકોમાંના પણ ઘણાને વારસામાં મળેલી વિશુદ્ધિમાં કંઈક ડાઘ હતો; તેને લીધે તેઓ સર્વ પ્રકારનાં કૃત્રિમ નિયમનો સામે બળવો ઉઠાવવાને મનેકમને પણ પ્રેરાયા. . . . (જ્ઞાનદેવ ને તેમનાં ભાઈબહેનની વાત પાછળ કહેવાઈ ગઈ છે.) માલોપંત નામના બીજા એક સંત મહાર જાતિની એક છોકરીને પરણેલા, ને છોકરીની જાત લગ્ન પછી જ જાણવામાં આવેલી. પતિએ એનો ત્યાગ ન કર્યો, પણ માત્ર એની સાથે શરીરસંબંધ ન કર્યો; અને તેના મરણ પછી બ્રાહ્મણીના જેવી જ તેની ઉત્તરક્રિયા કરી ત્યારે એક ચમત્કાર થયો, તેણે એમના ભૂંડામાં ભૂંડા શત્રુઓને પણ બતાવી આપ્યું કે માલોપંત અને તેમની મહાર પત્ની બંને ખરેખર પવિત્ર હતાં. જયરામ સ્વામીના ગુરુ કૃષ્ણદાસ વાળંદ જાતિની છોકરીને પરણેલા, ને તે વાળંદ છે એવી ખબર લગ્ન પછી જ પડવા પામેલી. પણ આ સંતપુરુષના પવિત્ર જીવનનો એવો પ્રભાવ પડ્યો કે, ઘણા જુલમ પછી છેવટે, તે વખતના શંકરાચાર્યે પણ એમની સામેનો બધો વાંધો ઉઠાવી લીધો.'[૧૭]

જ્ઞાનેશ્વરને વિષે પાંગારકર લખે છે: 'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् એ લીટીના વિવેચનમાં તેઓ અંત્યજોને પણ ભૂલ્યા નથી. અંત્યજ પણ સદ્‌ભક્ત હશે તો પરા ગતિએ પહોંચશે, એમ તેમણે સાફ સાફ કહ્યું છે. બ્રાહ્મણ જાતિમાં જન્મ્યા વિના મોક્ષ ન મળે એવું કર્મઠોનું સંકુચિતપણું તેમનામાં નહોતું. "कुळ उत्तम नोहावे । जाति अंत्यजही व्हावें ।" "ते पापयोनी मूढ, मूर्ख जैसे कां दगड" પણ પરમેશ્વરને ભજશે તો તે પણ તરી જશે. તે પાપયોનિ ભલે હો, વિદ્વાન ભલે ન હો. તાત્પર્ય એ છે કે " भक्ति गा एथ

सरे । जाति अप्रमाण ।" ભક્તિપ્રેમની મમતાને લીધે જ નામદેવની પહેલી મુલાકાત વખતે તેઓ એકબીજાને પરમ પ્રીતિથી ભેટચા, એકબીજાને પગે લાગ્યા, એકબીજાને હૈયા સરસા ચાંપ્યા, અને બંને એક જ હરિપ્રેમમાં મગ્ન થઈ ગયા. ચોખામેળા, તેમની પત્ની, બંકા મહાર, વગેરે પ્રેમળ ભક્તોને પણ તેમણે હૈયા સરસા ચાંપ્યા. विवेकसागर । सखा माझा ज्ञानेश्वर । એવું, જ્ઞાનેશ્વરના પ્રેમથી પ્રેરાઈને, ગાતી જનાબાઈ મારી આંખ આગળ હમેશાં ઊભી રહે છે! જ્ઞાનેશ્વર સર્વ જાતિના સંતોના "કાળજડાની કોર" થઈ પડચા, તે જ્ઞાનના બળને લીધે નહીં પણ પ્રેમના બળને લીધે. જગતમાં કોઈને પણ ન મળેલી माउली (માવડી) એ પદવી સહુ સંતોએ એકમતે જ્ઞાનેશ્વરને આપી! "ज्ञानेश्वर माउली" એ બે જ શબ્દ! એમાં જ્ઞાનેશ્વરનો વિશ્વપ્રેમ પ્રગટ થાય છે! પ્રેમથી વિશ્વ આપણું થાય છે. "ज्ञानेश्वर माउली" એ મહારાષ્ટ્રનો મહામંત્ર થઈ પડચો. જ્ઞાનના અતિ ઉચ્ચ શિખર પર રહેનારા જ્ઞાનેશ્વર વારકરીઓના મેળામાં પંઢરપુરની રેતીમાં હરિપ્રેમથી ગાય છે, નાચે છે, એ કેવું મધુર દર્શન છે! એમણે જ્ઞાનને ભક્તિપ્રેમમાં ઓગાળી નાખ્યું, જ્ઞાનનું રૂપાંતર ભક્તિ-પ્રેમમાં કર્યું! આવો વિશુદ્ધ પ્રેમ એ જ જ્ઞાનદેવનું દર્શન છે. જગત જગદ્વિલાસ છે, વસ્તુપ્રભા છે, પ્રપંચ હરિરૂપે શોભે છે, ભૂતમાત્રમાં એક હરિ વિલસે છે, એ "જ્ઞાનેશ્વર માઉલી"એ આચરીને જગતને શીખવ્યું છે! સંતમંડળના આચાર્ય, અધ્યક્ષ અને ગુરુ જ્ઞાનેશ્વર જ છે. સહુએ એક મુખે તેમને ગુરુ માન્યા છે. તેમણે સંતોનું સંગઠન કર્યું, બધા સંતોને ભેળા કર્યા, સહુને સ્વસુખનો માર્ગ બતાવ્યો. વેદપરંપરા એમનામાં મૂર્તિમંત થઈ. એમનાં જ્ઞાન, પ્રેમ અને મૂર્તિથી અંજાઈ સહુની હૃદયવૃત્તિએ એમને સંતોની પ્રભાવલીના પ્રભુ તરીકે એકદમ સ્વીકાર્યા. આપેગાંવમાં જન્મ્યા, નેવાસામાં જ્ઞાનેશ્વરી રચી, પંઢરપુર જઈ સર્વ સંતમેળાને ભજન કરતો બનાવ્યો. સહુને અદ્વૈતાનંદનું અમૃતપાન કરાવીને, અને સહુના પહેલાં આળંદીમાં સમાધિ લઈને, સહુને ચાનક લગાડી. આખો ખેલ છ વર્ષનો! છ વર્ષમાં આ એક વ્યક્તિએ પંઢરપુરની રેતીમાં ધર્મનું નગારું

વગાડ્યું, વૈકુંઠનું સુખ ભૂતળ પર આણ્યું. વિઠ્ઠલસ્વરૂપમાં જ્ઞાનદેવ અને નામદેવ એક થવાથી, એટલે કે જ્ઞાનનું નામની જોડે તાદાત્મ્ય થવાથી, જ્ઞાની અજ્ઞાની સર્વ લોકોની એકરૂપતા સધાઈ. મહારાષ્ટ્રમાં મરાઠાઓનાં રાજ્યો થયાં ને ગયાં, ફરી થશે ને જશે, પણ લાખો લોકોનાં હૃદયમાં આત્મસુખની શીતળ છાયા પાડનારો જ્ઞાનેશ્વરી જેવો દેદીપ્યમાન હીરો એ મહારાષ્ટ્રનું અને મરાઠી ભાષાનું ચિરકાળનું પરમ ઐશ્વર્ય છે!'[૧૮]

જ્ઞાનદેવના સમકાલીન અને તેમના પરમ મિત્ર સંત નામદેવ જાતના દરજી હતા. 'નામદેવ નાનપણમાં બહુ તોફાની હતા, અને તેમનું આચરણ પણ ઘણું દુષ્ટ હશે એમ દેખાય છે. તેમણે ચોરની સોબતે ચડીને ઘણા વટેમાર્ગુને લૂંટેલા, ને કેટલાકને ઠાર મારેલા પણ ખરા. ब्राह्मण कापडी गरीब साबडी । केली प्राणघडी बहुतांची ॥ चौऱ्यांशी राऊत नाम्यानें मारिलें । चहुंकडे झाले भयाभीत ॥ (બ્રાહ્મણ, કાપડી, ગરીબ, ભોળા, એવા ઘણા લોકોના જીવ લીધા. નામાએ ચોરાશી રાવત માર્યા. ચોમેર લોકો ભયભીત થઈ ગયા.) આ અભંગ નામદેવનો જ છે એમ માનીએ, તો વાલ્મીકિ ઋષિની પેઠે નામદેવ પણ એક કાળે વાટમારુ જ હતા એમ કહેવામાં વાંધો નથી. તે એક વાર આંવઢામાં દેવદર્શને ગયેલા ત્યાં એક બાઈ પોતાના દીકરાને કહેતી હતી તે કરુણ વચન તેમણે સાંભળ્યાં, અને એનો ધણી પોતે મારેલો તેની ખબર પડી, તે પરથી નામદેવને જે દુઃખ થયું તેને લીધે અત્યંત વિહ્વળ થઈને તેમણે પોતાના માથા પર છરો માર્યો, અને લોહીની ધાર જોઈને દેવ ઉપર ધરી. આ જ પ્રસંગથી તેમનું ધ્યાન એક વાર પ્રભુ તરફ વળ્યું તે વળ્યું. તે પંઢરપુર આવીને વિઠ્ઠલની ભક્તિ કરવા લાગ્યા.'[૧૯] નામદેવ નાનપણથી જ પ્રભુભક્ત હતા, એમ બીજા કેટલાકનું માનવું છે.[૨૦]

પોતાની જાતિનો ઉલ્લેખ કરતાં નામદેવે કહ્યું છે: 'તુલસી કાદવવાળી જમીનમાં ઊગી છે, એટલા માટે એને અપવિત્ર કહેશો નહીં. પીપળો કાગડાની ચરકમાંથી ઊગે છે, એટલા માટે એને અમંગલ કહેશો નહીં. દાસીના દીકરાને રાજ્યપદ મળે, પછી એને

દાસીપુત્ર કહીને બોલાવશો નહીં. નામો કહે છે કે તેવો હું જાતનો દરજી છું, એટલા માટે મને જાતિની ઉપમા આપશો નહીં.' ૨૧

નામદેવ વિવાહિત હતા ને તેમને ચાર દીકરા હતા. બધાં મળીને પંદર માણસનું કુટુંબ હતું. તેઓ ૮૦ વરસ જીવેલા. આયુષ્યનો પૂર્વાર્ધ મહારાષ્ટ્રમાં, ને ઉત્તરાર્ધ પંજાબમાં, ભક્તિમાર્ગનો પ્રચાર કરવામાં ગાળ્યો. પંઢરપુરને તેમણે 'આપણું દીન લોકોનું પિયર' (आम्हां दीनांचें माहेर) બનાવ્યું. પાંડુરંગને 'મા' કહીને પણ તેમણે સંબોધ્યા છે: 'તું મારી મા છે, ને હું તારો બાળક છું. માટે, હે પાંડુરંગે, તું મને પ્રેમરસનું પાન કરાવ.'૨૨ કેટલીક જગાએ વિઠોબાને 'વિઠાઈ માઉલી' પણ કહ્યા છે. વળી કહે છે: 'નામાની બેલી મારી કૃષ્ણમ્મા છે.'૨૩ એક વાર પ્રભુ પર રિસાઈને કહ્યું: 'તારું નામ પતિતપાવન છે એમ સાંભળીને હું તારે બારણે આવ્યો હતો. પણ તું તો પતિતપાવન નથી, એટલે હું પાછો જાઉં છું. હે દેવ! તું તારું બિરદ છોડ, ને હવે અભિમાન ન કરીશ. તારું નામ પતિતપાવન તે કોણે પાડયું છે?' ૨૪ વળી કહ્યું: 'એક માણસ વિદ્વાન છે, તેને જાતિનું અભિમાન છે. એ તમોગુણને લીધે તે રસાતાળ ગયો.'૨૫ માટે કહે છે કે 'મારા ભાવિક વિષ્ણુદાસોને અહંકારનો રાજસી પવન ન લાગશો.' ૨૬ પરીસાભાગવત નામના એક વિદ્વાન પંડિતનું વર્ણાભિમાન ગળી જવાથી તે નામદેવના પ્રથમ શિષ્ય થયેલા. બ્રાહ્મણ દરજીના શિષ્ય! તે નામદેવને ચરણે પડ્યા (लोटांगणीं आलों नामयासी).

જ્ઞાનદેવ અને નામદેવે સાથે તીર્થયાત્રા કરેલી. તેઓ ગુજરાતમાં ને ઉત્તર હિંદમાં પણ ફર્યા. તે પૂરી થયે જ્ઞાનદેવે નામદેવને કહ્યું: 'ભાઈ નામદેવ! મને તીર્થયાત્રાનો રસ નહોતો, પણ તારી સોબતની ઇચ્છા હતી, તે પૂરી થઈ. ભાઈ! ધન્ય છે તને અને તારા કુળગોત્રને.'૨૭

નામદેવના જીવનચરિત્રમાં એક વાત છે. વિઠોબાએ તેમને બ્રાહ્મણ જમાડવાની રજા આપી હતી. વિઠોબા એ ભોજનમાં નામદેવની જોડે બેસીને જમ્યા, એટલા માટે વિઠોબાને પોતાને નાતબહાર

મૂકવામાં આવ્યા! તે વેળાએ જ્ઞાનદેવ, જે આત્મારૂપે ત્યાં હાજર હતા, તેમણે બ્રાહ્મણોને ઠપકો આપી કહ્યું: 'ઈશ્વરને મન કોઈ ઊંચું ને કોઈ નીચું નથી. તેની નજરે તો સહુ સરખાં છે. હું ઊંચી નાતનો છું, ને મારો પડોશી હલકી નાતનો છે, એવો વિચાર કદી મનમાં લાવશો નહીં. ઊંચા તેમ જ નીચા સહુ ગંગામાં નહાય છે તેથી ગંગા અપવિત્ર થતી નથી, સહુ શ્વાસમાં પવન લે છે તેથી પવન અભડાતો નથી, સહુ ધરતી પર ચાલે છે એથી ધરતી અસ્પૃશ્ય થતી નથી.'[૨૮]

નામદેવ ઉત્તરાવસ્થામાં પંજાબમાં જઈ રહેલા. હિંદીમાં તેમનાં પુષ્કળ પદો છે. ગુરુદાસપુર જિલ્લામાં ઘોમાન નામનું ગામડું છે, ત્યાં નામદેવની પૂજાના ઠાકોરજી, તથા નામદેવની પાદુકા હજુ છે, ને તેની પણ પૂજા આજે છસો વરસથી થાય છે. ત્યાંના હસ્તલિખિત ગ્રન્થોમાં 'નામદેવકી મુખબાની' નામનો ગ્રંથ છે. તેઓ એક પદમાં કહે છે: 'હરિ હરિ કરતાં જાતિ અને કુળ હરાઈ જાય છે. એ હરિ આંધળાની લાકડી છે.'[૨૯] નામદેવનો ઉલ્લેખ નરસિંહ મહેતાએ પણ કર્યો છે.[૩૦] એ હિંદી પદોમાં, તેમને અસ્પૃશ્ય દરજી ગણી એક મંદિરમાં પેસવા ન દીધા તેને લગતી એક બીજી પણ વાત છે. નામદેવ કહે છે: 'હું હસતો ખેલતો તારે દેરે આવ્યો. નામદેવ ભક્તિ કરતો હતો ત્યાંથી એને પકડીને ઉઠાડી મૂક્યો. હે જાદવરાય! મારી જાત હલકી છે એ ખરું, પણ તો તેં મને દરજીની જાતમાં જન્મ શા સારુ આપ્યો? પછી મેં મારી કામળી ઉઠાવી લીધી, દેરાની પાછળ જઈને બેઠો, ને ત્યાં ભજન કરવા લાગ્યો. જેમ જેમ નામદેવ હરિ-ગુણ ગાય છે, તેમ તેમ દેરું ફરે છે, ને છેવટે તેનું બારણું પાછલી તરફનું — નામદેવ બેઠો છે તે બાજુનું — થઈ જાય છે.' 'ભગવાને દેરું ફેરવીને બારણું નામા સામે રાખ્યું, ને પછીત પંડિતની સામે રાખી.'[૩૧] આ પ્રસંગ વિષે કબીરે પણ એક પદ લખ્યું છે. 'આ દરજી નામદેવ તે જગતમાં થઈ ગયેલા મોટામાં મોટા સંતોમાંના એક છે.'[૩૨]

નામદેવની સાથે નિકટના સંબંધથી જોડાયેલું નામ છે જના-બાઈનું. જનાબાઈ એ નામદેવના ઘરમાં દળણું ખાંડણું કરનારી, અનાથ

છોકરી તરીકે આવેલી, કામવાળી હતી. એના અભંગોની ભાષા સાવ સાદી ને અતિશય મધુર છે. 'એના અભંગોમાં ભક્તિનું માધુર્ય ને યોગનું ઊંડાણ બન્ને છે; અને એના બધા અભંગ પ્રેમથી ભીંજાયેલા, સરળ, સહેલા ને અત્યંત પ્રાસાદિક છે. જનાબાઈની વાણીને કૃષ્ણનાથની મુરલીની જ ઉપમા દેવાનું મન થાય છે. એના ૩૫૦ જ અભંગ મળી આવેલા છે.' [૩૩] તે શૂદ્રની છોકરી. મા મરી ગઈ, એટલે બાપ છોકરીને નામદેવના બાપ દામાશેઠને ત્યાં મૂકી ગયો. જનાબાઈએ કહ્યું છે: 'મા મરી ગઈ, બાપ મરી ગયાં; હવે, હે વિઠ્ઠલ, મને તું સંભાળજે. તારી આ દાસી મંદ મતિવાળી છે. એને તારા ચરણ પાસે આશરો આપજે.' [૩૪] નામદેવના ઘર સામે જ વિઠોબાનું મન્દિર. જની ત્યાં ઘણી વાર જાય આવે. રાતે કોઈ ન હોય ત્યારે જઈ વિઠોબાનું ભજન કરે. વિઠોબાએ રાતે જનીને દર્શન દીધેલાં. [૩૫] એક વાર વિઠોબાની કંઠી ખોવાઈ, તેની ચોરીનું આળ જની પર આવ્યું. જનીએ ના પાડી. પણ ભગવાનને કરવું તે એણે ઓઢેલા ધોતિયામાંથી જ કંઠી સરી પડી. તેને મારવા બ્રાહ્મણોએ દંડા કાઢ્યા, તે વેળા વિઠોબાએ એનો જીવ જતો બચાવ્યો. નામદેવ વિષે જનીને ઘણો જ પૂજ્યભાવ હતો. તેના ઘણા અભંગોને છેડે 'નામયાચી જની', 'દાસી નામયાચી' એવા શબ્દો આવે છે. જનીનું આખું જીવન વિઠ્ઠલમય હતું. દળતાં ખાંડતાં પણ તે વિઠોબાના નામનું રટણ કરતી. [૩૬] રીસ ચડતી ત્યારે 'આંગણામાં ઊભી રહીને દાસી જની પ્રેમની ગાળો પણ દેતી.' [૩૭] વિઠ્ઠલ એના બારણામાં ઊભા રહેલા એને દેખાતા. [૩૮] જની સાવરણીથી કચરો કાઢતી. વિઠોબા તે કચરો ભરી લેતા, ને માથે ટોપલો ઉપાડી તે દૂર નાખી આવતા. એમ ભક્તિને વશ થઈ તેમણે નીચ કામો કરવા માંડ્યાં. જની વિઠોબાને કહે છે કે 'હું તારા ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકીશ?' [૩૯] બીજા એક અભંગમાં જની કહે છે: 'દ્રૌપદીનું રક્ષણ કરનારા નારાયણ હતા. ગોરા કુંભારની સાથે તે પણ પોતાના શરીર પર કાદવ લાગવા દે છે. કબીરની પાછળ બેસીને તે શેલાં વણતાં વણતાં વાતો કહે છે. ચોખામેળા માટે તે ઢોર ખેંચે છે. જનીની સામે ઘંટીએ બેસી તે

દળવા લાગે છે. દેવો કહેશે, કેવાં ધન્ય ભાગ્ય છે આ લોકોનાં!'[૪૦] વળી કહે છે કે 'જે માણસ સંત અને દેવને જુદા માને છે તે ખરો ચાંડાલ છે. જની કહે છે કે એને બોલાવશો નહીં. એવાને તો રજસ્વલા સુધ્ધાં અડકતી નથી.'[૪૧] એક અભંગમાં તે 'ગર્જના' કરીને કહે છે: 'પંઢરી'નો જે વારકરી તેના પગ મારા માથા પર છે. તે ભલે ઉત્તમ ગણાતા વર્ણનો હોય કે ભલે ચાંડાલ હોય, તોયે હું તેને ચરણે મારું માથું ધરીશ.'[૪૨] ઈશ્વરમાં એ કેવી તન્મય બની ગઈ હતી એ બતાવનારો એનો એક સુન્દર અભંગ છે, તેમાં કહે છે: 'હું દેવ ખાઉં છું, દેવ પીઉં છું, દેવ ઉપર સૂઈ જાઉં છું, દેવ દઉં છું, દેવ લઉં છું, દેવ વડે વહેવાર કરું છું. દેવ અહીં છે, દેવ ત્યાં છે, દેવ વિનાનો કોઈ ઠાલો ઠામ નથી. જની કહે છે કે આ વિઠાબાઈએ આખું વિશ્વ અંતર્બાહ્ય ભર્યું છે, ને તોયે ઉપર બાકી રહી ગયાં છે!'[૪૩] આ સ્ત્રી, ને પાછી શૂદ્ર! 'મહારાષ્ટ્રનાં સ્ત્રીસંતોમાં એનું સ્થાન શું, એને વિષે એમ કહી શકાય કે, એક જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈને બાદ કરતાં, તે સર્વશ્રેષ્ઠ છે.'[૪૪]

તે વખતના આ સંતમંડળમાં ગોરોબા કુંભાર સૌથી વૃદ્ધ હતા, એટલે સહુ એમને 'કાકા' કહેતાં. જ્ઞાનદેવનાં ભાઈબહેન અને નામદેવ એ સહુએ, પોતે જ્ઞાનમાં કાચાં છે કે પાકાં તેની પરીક્ષા ગોરોબા પાસે કરાવી જોવાનું નક્કી કર્યું. ગોરોબાએ માટલા પર મારવાનો ટપલો દરેક જણને માથે મારી જોયો, ને નામદેવને વિષે કહ્યું કે 'આ હજુ કાચું માટલું છે.' તે પછી નામદેવે વિસોબા ખેચર પાસે જઈ વધારે જ્ઞાન મેળવ્યું.

બીજા એક સંત સેના નાવી (વાળંદ) હતા. પોતાની જાત જણાવતાં તેમણે કહ્યું છે: 'અમે તો બારીક હજામત કરનારા વાળંદ છીએ.'[૪૫] તેઓ જે રાજાની હજામત કરતા તે રાજાને એમના સત્સંગને લીધે જ્ઞાન થયેલું; પછી તો હજામત કરાવવા બેસે ત્યારે દર્પણમાં મોઢું જોવા જાય તો અંદર ચક્રપાણિ દેખાય; અને પાણીની વાટકીમાં પણ હરિનું દર્શન થાય.[૪૬] 'આ પરથી સહુએ ભારે બોધ લેવા જેવો છે. ધંધો ગમે તે હોય, પણ જો મનમાં હરિનું

ચિંતન હોય તો તે ધંધો પવિત્ર બની જાય છે. કોઈ પણ ધંધો શ્રેષ્ઠ અથવા કનિષ્ઠ નથી, કોઈ પણ પ્રાણી ઊંચું કે નીચું નથી. સદાચાર અને હરિભક્તિ એ ગુણોથી માણસને શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થાય છે; તેવું સેનાને પ્રાપ્ત થયું હતું.'[૪૭]

નરહરિ નામના એક સંત જાતે સોની હતા. તે શિવભક્ત હતા, પણ શિવ ને વિષ્ણુ એક જ છે એવી પ્રતીતિ તેમને થવા પામી હતી. તેમણે ગાયું છે: 'હે પ્રભુ! હું તારો સોની છું, ને તારા નામનો વહેવાર કરું છું. હરિનો દાસ નરહરિ સોની રાતદિવસ ભજન કરે છે.'[૪૮]

એવા બીજા એક ભક્ત સાવતા માળી હતા. 'ભગવદ્‌ભક્ત જે ધંધો, વ્યવસાય કે કર્મ કરે છે તે તેમની અંતર્નિષ્ઠ ઉપાસનાને બળે પવિત્ર થઈ જાય છે. પોતાને ભાગે આવેલું કામ શુદ્ધ ભાવે કરવાથી ધંધો ઊંચો થાય છે. સાવતા માળી પોતાનું બાગવાનનું કામ હરિસેવા માનીને કરતા, તેથી તે કર્મ જ પાવન થઈ ગયું. કર્તાના મનમાં જેવો ભાવ હોય તે પ્રમાણે કામ ઊંચું કે નીચું બને છે. આપણા સંતો જાતજાતના ધંધા કરનારા હતા, છતાં તેમના સંતપણામાં કશો વાંધો આવ્યો નહીં. પૂજાનું કામ પણ હીન બુદ્ધિથી કર્યું હોય તો તે નિષ્ફળ નીવડે છે; અને સંસારનું કામ પણ હરિસેવા માનીને કર્યું હોય તો તે હરિની પૂજા જ છે.'[૪૯] સાવતા માળી બગીચાનું કામ કરતાં કરતાં ગાય છે: 'કાંદા, મૂળા ને શાકભાજી એ બધું મારી વિઠાબાઈ જ છે.'[૫૦] એમ એમને સર્વત્ર હરિનું જ દર્શન થતું. 'સ્નાન નહીં, સંધ્યા નહીં, ઊંચાં ગણાતાં જાત કે કુળમાં જન્મ નહીં, છતાં હું હીન જાતિનો પામર તને જ નિરંતર હૃદયમાં રાખનારો છું.'[૫૧] એવું એમણે પોતાના અભંગોમાં ગાયું છે.

બીજા એક ભક્ત જોગા પરમાનંદ જાતના તેલી હતા. બારસીના મંદિરમાં રોજ દર્શન કરવા જાય, ને ગીતાનો એક શ્લોક બોલી દેવ આગળ દંડવત્ પ્રણામ કરે. એમને જમીન વાગે નહીં તે માટે એક ભાવિક માણસે પીતાંબર આપ્યું. તે મેલું ન થાય માટે જોગાએ

ધીરે ધીરે, કાળજીથી પ્રણામ કર્યા, ત્યાં તો આરતી પૂરી થઈ ગઈ. હરિનું ધ્યાન ધરતાં આ પીતાંબર આડે આવે છે એમ જોઈ ભગતજીએ પીતાંબર ફેંકી દીધું. 'ઈશ્વરને ગરીબાઈ ગમે છે. શ્રીમંતી ઘણે ભાગે પરમાર્થમાં વિઘ્ન કરે છે. તેથી ભક્તજન શ્રીમંતી માગતા નથી.' [૫૨]

ચોખામેળા નામના ભક્ત મહાર (ચમાર) હોવા છતાં જ્ઞાનદેવ અને નામદેવે તેમને અપનાવેલા. નામદેવને તે પોતાના ગુરુ માનતા. ચમારનો પોતાનો ધંધો તેમણે છોડચો નહોતો. જનાબાઈએ એમને વિષે પોતાના એક અભંગમાં કહ્યું છે: 'ચોખામેળા અનામિક છે. ભક્તરાજ તો એ એકલા જ છે. પરબ્રહ્મ એમને ઘેર કહ્યા વિના કામ કરી જાય છે. ચોખામેળા ખરા સંત છે; કેમ કે એમણે દેવને પણ પોતાના મોહપાશમાં ફસાવ્યા છે. એ જગતનો નાથ ચોખામેળાને માટે ઢોર ખેંચે છે.'[૫૩] બીજા એક અભંગમાં કહ્યું છે: 'ચોખામેળા ખરા સંત છે; કેમ કે એમણે દેવને પણ પોતાના મોહપાશમાં ફસાવ્યા છે. જેની ભક્તિ મોટી છે તેને પ્રભુ સંકટ વખતે સહાયતા કરે છે. ચોખામેળાની કરણીથી તો પ્રભુ પણ ઋણી થયા છે. માટે નામાની જની કહે છે કે વિઠ્ઠલને ચરણે પડો.' [૫૪] ચોખામેળાએ પોતે ભક્તોને ઉદ્દેશીને ગાયું છે: 'જોહાર, માબાપ, જોહાર! તમારા મહારનો પણ હું મહાર છું.'[૫૫] એમની પાસે શાસ્ત્રપુરાણનું જ્ઞાન નથી, પણ હૃદયનો ભોળો ભાવ છે, તેનાથી એ કેશવનું નામ ગાય છે.[૫૬] વળી કહે છે કે 'ચોખો ભલે હીન ગણાતી જાતિનો હશે, પણ તેના અંતરનો ભાવ કંઈ હીન નથી. ઉપરનો રંગ જોઈને તમે શા માટે ભુલાવામાં પડો છો?' [૫૭] ચોખામેળાની પત્ની સોયરાબાઈ અને બહેન નિર્મળાબાઈ પણ ભક્તિમાન હતી. ચોખામેળાનો દીકરો કર્મમેળા. આ સહુએ થોડા થોડા અભંગો રચ્યા છે. સોયરાબાઈ એક અભંગમાં વિઠોબાને પોતાને ઘેર જમવા નોતરે છે. બીજા એક અભંગમાં તે કહે છે: 'હે નારાયણ! તમને જોયા પછી હવે મને કશી વાસના બાકી રહી નથી. ભેદભાવ પણ રહ્યો નથી. મારું અંતર શુદ્ધ થયું છે. આભડછેટનું જે જાળું હતું તે તમારા નામને પ્રતાપે તૂટી ગયું છે.

ચૌદ વાસનાઓની દોરી તૂટી ગઈ છે. એમ ચોખાની મહારી (સોયરા) કહે છે.'[૫૮] આ એક અભણ, નિરક્ષર મહાર સ્ત્રીનો અભંગ છે એમ, જો ખાસ કહ્યું ન હોય તો, કોણ કહી શકે? પરમ જ્ઞાની પણ જો આટલાં વચન કહી શકાય તો પોતાને કૃતાર્થ માને. વિઠોબા ચોખામેળાને ઘેર જમવા ગયેલા; અને સોયરાબાઈની સુવાવડ વિઠોબાએ પોતાને હાથે કરેલી. એ વેળા પણ મહારને અસ્પૃસ્ય ગણનારા લોકો તો હતા, ને તે ચોખામેળાને સતાવતા. એટલે આ ભક્તરાજે ગાયું: 'હે પ્રભુ! મારી તો હીન જાતિ રહી. મારાથી તારી સેવા શી રીતે થશે? એ લોકો મને ખસ ખસ કહે છે. પણ તો પછી હું તને કેવી રીતે મળી શકીશ?'[૫૯]

પણ વિઠોબાને એવી આભડછેટ થોડી જ હતી? એ તો આભડછેટ માનનાર પૂજારીઓને પાઠ શીખવવા માગતા હતા. એક વાર વિઠોબા આ ભક્તોને મંદિરમાં લઈ ગયા, ને પોતાના ગળાનો રત્નજડિત હાર અને તુલસીની માળા તેના ગળામાં નાખી તેના કપાળમાં ધુંઓ માર્યો. પૂજારીઓએ ચોખામેળાને ભજનમાં લીન જોયા, ને એમના ગળામાં વિઠોબાનો હાર જોયો, એટલે ચોરીનું અને દેવને અભડાવ્યાનું આળ એમના પર મૂક્યું, ગાળો દીધી, ને માર પણ માર્યો.[૬૦] ચોખામેળાએ વિઠોબાને ધા નાખીને ગાયું: 'અરે વિઠુ! તું હમણાં ને હમણાં દોડતો આવ. ધીરે ધીરે ન ચાલીશ. અરે મહારાજ! હું તો તમારા દ્વારનો કૂતરો છું. હે ચક્રપાણિ! મને બીજે બારણે હાંકી મૂકશો નહીં. ચોખો હાથ જોડી પ્રભુને વીનવે છે કે મેં તમને ઉત્તર તો આપ્યો છે પણ તમે રોષ કરશો નહીં.'[૬૧] વિઠોબા ખરેખર દોડ્યા. તે પોતાનું આસન છોડીને મહાર ભક્તની જોડે જઈને ઊભા. દેવ પૂજારીઓ પાસે નહોતા, એ તો ચોખામેળા પાસે હતા. એક તરફ દેવ, ને બીજી તરફ નર્યું અભિમાન!

ચોખામેળાએ ઘણું કહ્યું કે 'હું મારી મેળે મન્દિરમાં આવ્યો નથી, મને તો વિઠોબા ખેંચીને લઈ આવ્યા છે.' બ્રાહ્મણોને કહ્યું: 'મનમાં ભક્તિ કે શ્રદ્ધા ન હોય તો ઊંચી જાતિમાં જન્મ, વિધિ કે વિદ્યા શા કામનાં છે? માણસ ભલે નીચી જાતિનો હોય, પણ

જો તેના હૃદયમાં શ્રદ્ધા હોય ને પ્રભુ વિષે પ્રેમ હોય, તે પ્રાણીમાત્ર-ને પોતાના સમાન ગણતો હોય, પોતાનાં ને પારકાં બાળકો વચ્ચે ભેદભાવ ન રાખતો હોય, અને સત્યવાદી હોય, તો તેની જાતિ શુદ્ધ છે, ને પ્રભુ તેના પર રાજી થાય છે. માણસના મનમાં પ્રભુ વિષે શ્રદ્ધા, ને માણસો વિષે પ્રેમ, હોય ત્યારે તેની જાતિ પૂછવી નહીં. પ્રભુ તો એનાં બાળકોમાં પ્રેમ અને ભક્તિ માગે છે. તે ભક્તની જાતિ જોતો નથી.'

પણ બ્રાહ્મણો એમ કંઈ માને? એમણે તો ગામના મુસલમાન અમલદાર આગળ ફરિયાદ કરી. અમલદારે ચોખામેળાને અવળી ઘાણીએ પિલાવવાનો હુકમ કર્યો. પણ વિઠોબાએ ભક્તને બચાવ્યો. ઘાણીના બળદ તસુ પણ હાલે તો ઘાણી ફરેને? [૬૨] આમ પૂજારીઓનો ગર્વ વિઠોબાએ ઉતાર્યો. આવી અસ્પૃશ્યતાને વિષે ચોખામેળાએ કહ્યું છે: 'સ્પૃશ્ય કોણ ને અસ્પૃશ્ય કોણ? મારો વિઠ્ઠુ તો એ બંનેથી નિરાળો છે. કોને શાની આભડછેટ લાગી? માણસો જે મૂળમાંથી નીકળ્યાં છે ત્યાં તો સ્પૃશ્યતા જ ભરી છે. કોકના અંગમાં પાપ હોય તેની આભડછેટ રાખવા જેવી ખરી. પણ એ રીતે જોઈએ તો જગતમાં સ્પૃશ્ય રહ્યું જ કોણ? મતલબ કે જગતમાં સર્વથા નિષ્પાપ કોણ છે? ચોખો કહે છે એ દૃષ્ટિએ સ્પૃશ્ય હોય તો એકલો મારો વિઠ્ઠલ જ છે, કેમ કે તે અરૂપ હોવા છતાં ઈંટ પર શોભેલો છે.' [૬૩] ચોખામેળાનાં કાવ્યો અનંતભટ નામના બ્રાહ્મણ લખી લેતા.

ચોખામેળા મંગળવેઢા ગામમાં રહેતા. જ્ઞાનદેવ અને નામદેવની યાત્રામાં તે સામેલ હતા. એ સંતોને તો કંઈ આભડછેટ હતી જ નહીં. એક વાર ગામમાં મજૂરો કામ કરતા હતા ત્યાં ભીંત પડી ને બીજાની સાથે ચોખામેળા પણ દટાઈ ગયા. એમનાં હાડકાં શોધીને પંઢરપુર લાવવાનું નામદેવે કહેવડાવ્યું. લોકો કહે: 'આ બધા માણસનાં હાડકાં ભેળાં થઈ ગયાં છે. એમાંથી ચોખામેળાનાં હાડકાં કેવી રીતે જડે?' નામદેવે કહ્યું: 'જે હાડકાંમાંથી વિઠ્ઠલ નામનો ધ્વનિ નીકળે તે હાડકાં ચોખામેળાનાં. તે ભેગાં કરી લાવો.' એ રીતે હાડકાં ભેગાં કરીને પંઢરપુર લઈ ગયા, ને મન્દિરના દ્વાર આગળ

નામદેવે આ હરિજન ભક્તની સમાધિ ચણાવી. આજે વિઠોબાના એ પ્રસિદ્ધ મન્દિરના દ્વાર આગળ એક બાજુ નામદેવની, ને બીજી બાજુ ચોખામેળાની, સમાધિ છે.[૧૪] એક દરજી, ને બીજા મહાર! ભક્તિમાં જાતિભેદ ન હોવાનો આથી વધારે બુલંદ પુરાવો બીજો શો હોઈ શકે?

બહિરંભટ નામનો એક બ્રાહ્મણ પત્ની પર રિસાઈને મુસલમાન થઈ ગયેલો. થોડે વખતે એને બ્રાહ્મણોએ હિંદુ ધર્મમાં પાછો લીધો. મુસલમાનો એને સજાનો ડર બતાવવા લાગ્યા. બહિરંભટ કહે: 'તમે મને મુસ્લિમ કહો છો, પણ મારા કાન વીંધેલા છે તેનાં કાણાં કાયમ છે ત્યાં સુધી હું મુસ્લિમ કેવી રીતે ગણાઉં?' જૂના વિચારના હિંદુઓને કહે: 'મારી સુન્નત થઈ છે, એટલે હું હિંદુ કેવી રીતે ગણાઉં?' પછી તો એ ગાંડા જેવો થઈ ગયો. જે મળે તેને પૂછે: 'હું હિંદુ કે મુસલમાન?' કેટલેક વખતે વડવાળ ગામના નાગનાથ સિદ્ધે તેનું મગજ ઠેકાણે આણ્યું, ને તેને જ્ઞાન આપ્યું કે 'હિંદુ ને મુસલમાન એ ભેદ તો દેહધર્મને લીધે મનાય છે. તું તો સ્વતઃસિદ્ધ આત્મારામ છે.' બહિરંભટ પંઢરપુર જઈ ભક્ત થયો; અને તેણે ભાગવતના દશમ સ્કંધ પર મરાઠીમાં ટીકા પણ લખી. ભક્તિ માણસનો કેવો જીવનપલટો કરાવે છે, ને પરધર્મમાં ગયેલા માણસને પણ હિંદુ ધર્મમાં પાછો કેમ લઈ શકાય છે, તે આ વાર્તા બતાવે છે.

કાન્હોપાત્રા એ મંગળવેઢાની એક વેસ્યાની છોકરી હતી. તેણે માના પાપી ધંધામાં કદી ન પડવાનો નિશ્ચય ૧૫મા વરસથી કરેલો. માએ એને લગ્ન કરવાનો આગ્રહ કર્યો. છોકરી કહે: 'મારા કરતાં રૂપાળો ને સુશીલ વર મળશે તો તેની સાથે લગ્ન કરીશ.' એવો વર મળે નહીં. પછી તે વારકરીઓ જોડે પંઢરપુર ગઈ, ત્યાં જ રહી, ને મનથી 'વિઠ્ઠલવરને વરી'. તેના રૂપની ખ્યાતિ સાંભળી બેદરના બાદશાહે એને લેવા સિપાઈ મોકલ્યા; અને રાજી-ખુશીથી ન આવે તો એને બળજબરીથી પણ લાવવાનો હુકમ આપ્યો. કાન્હોપાત્રાને તો સંસાર પરથી મન જ ઊઠી ગયું હતું. વૈભવ

વિલાસ તેને લલચાવી શકે એમ નહોતું. તેણે ના પાડી. પણ તે કોણ સાંભળે? સિપાઈઓએ તેને બળાત્કારે લઈ જવા માંડી. તેણે કહ્યું: 'રહો, જરા વિઠોબાનાં દર્શન કરી આવું.' તે મન્દિરમાં ગઈ, ને પાંચ અભંગ દ્વારા પોતાના મનનો ભાવ વિઠ્ઠલ આગળ ઠાલવ્યો. વિઠોબાએ એની ધા સાંભળી. એની આત્મજ્યોત વિઠોબામાં મળી ગઈ, ને એનો નિર્જીવ દેહ મન્દિરની ફરસ પર પડી રહ્યો. એનું શબ મન્દિરના દક્ષિણ દ્વાર આગળ દાટવામાં આવ્યું. ત્યાં કાળે કરીને એક ઝાડ ઊગ્યું. એ ઝાડ તળે તેની મૂર્તિ આજે પણ ઊભી છે. 'વેશ્યાની દીકરી કહીને સમાજે તેનો તિરસ્કાર કર્યો નહીં. તેના ગુણનું ગૌરવ કરી તેને મન્દિરમાં સ્થાન આપ્યું, અને ભક્તમંડળમાં તેની ગણના કરી. "મારે આશરે આવનાર પાપયોનિ હશે તોપણ તે પરમ ગતિને પામશે," એ પ્રભુવચન અહીં સાર્થક થયું.'[૬૫]

કાન્હોપાત્રાએ અન્તકાળે ગાયેલા અભંગોમાંના એકમાં વિઠોબાને માઉપે સંબોધીને કહે છે: 'અધમ, ચાંડાળ, પાપીઓએ મારો પીછો પકડ્યો છે. એ ખળ મને છોડતા નથી. ના પાડું છું તે દુષ્ટ દુરાચારીઓ સાંભળતા નથી. હે પાંડુરંગે! હવે હું શો વિચાર કરું? તું મા છે, માવડી છે, જગજ્જનની છે, એટલે તારા ચરણને હું આલિંગન કરું છું. કાન્હોપાત્રા હાથ જોડીને વીનવે છે કે હવે દેહાન્તનો સમય આવી પહોંચ્યો છે.'[૬૬]

બીજા એક અભંગમાં પણ વિઠ્ઠલને માઉપે સંબોધીને કહે છે: 'હે વિઠાબાઈ! હું દીન, પતિત, અન્યાયી તારે શરણે આવી છું. હું જાતિહીન છું. મને આચારની કશી ખબર નથી. મારો કશો અધિકાર નથી. તું મને જલદી મળ, અને તારા ચરણ પાસે મને આશરો આપ. હું કાન્હોપાત્રા તારી દાસી છું.'[૬૭]

શકે ૧૩૯૦થી ૧૩૯૭ સુધી સાત વરસનો દુકાળ પડેલો. તેમાં મંગળવેઢાના થાણદાર દામાજીપંતે સરકારી કોઠારમાંથી હજારો લોકોને અનાજ આપી તેમના જીવ બચાવેલા. મહેસૂલ ભરાયું નહીં તેનો તગાદો બાદશાહે કર્યો. થોડા દિવસમાં વિઠુ નામનો એક મહાર (ઢેડ) મહેસૂલની રકમ લઈ બાદશાહ પાસે પહોંચ્યો. આ

વાત પર સંતકવિ એકનાથે એક કાવ્ય (જોહાર) લખ્યું છે. તેમાં વિઠુ મહાર બાદશાહને કહે છે : 'જોહાર, માબાપ, જોહાર ! હું મંગળવેઢાના થાણદાર દામાજીના દીકરા જેવો તેમનો મહાર છું. મારું નામ વિઠુ છે. મારું કામ ઝાડુ વાળવાનું છે. દામાજીપંતે ગામનું મહેસૂલ વસૂલ કરીને તેની રકમ લઈ મને મોકલ્યો છે. આપ ખતવણી કઢાવો, આ પૈસા લઈ રસીદ અપાવો, ને બાકીમાં શૂન્ય લખી મને તે મતલબની ચિઠ્ઠી આપો. આપ જલદી રસીદ અપાવો એટલે હું તરત પાછો જાઉં.' રસીદ લઈને વિઠુ મહાર નીકળ્યો. પણ દામાજીને તો આ વાતની કશી ખબર જ નહીં. તેમને તો પકડવાનો બાદશાહનો હુકમ છૂટેલો, ને તે પ્રમાણે તેમને પકડીને બેદર લાવતા હતા. રસ્તે દામાજી નાહીધોઈ દેવપૂજામાં બેઠા ને પોથી ઉઘાડી ત્યાં તો રસીદ જોઈ! 'હસ્તે વિઠુ મહાર' એ શબ્દો લખેલા જોયા. આ વિષે તુકારામે પણ એક અભંગ લખેલો છે.

આ ખરેખર બનેલો ઐતિહાસિક પ્રસંગ છે. રાજવાડે લખે છે કે મંગળવેઢામાં દામાજીપંત થાણદાર હતા ત્યારે વિઠુ નામનો મહાર ત્યાં ખરેખાત હતો. તેણે ઘરમાં સંઘરેલું ધન બેદર જઈ બાદશાહને ત્યાં જમે કરાવેલું. આ પ્રસંગની ખરી હકીકત જાણ્યા પછી બાદશાહે વિઠુ મહારને કેટલાક હકો આપી તેની સનદ કરી આપેલી. બાદશાહના સહીસિક્કા સાથેની સનદની નકલ પણ મળી છે. એ કેવો મહાર! દામાજીપંતે તો માન્યું કે ભગવાન વિઠોબા જ ખરેખર મહારનું રૂપ લઈ પૈસા ભરી આવ્યા. એ વિષે દામાજીપંતનું રચેલું એક પદ છે. તેમાં કહે છે: 'હર હર વિઠ્ઠલ જગદુદ્ધારક ! તે મારે કાજે મહાર થયો. બેદરના બાદશાહને ધન્ય છે. મેં તેમનો અન્યાય કર્યો. મેં લોકો પાસે અનાજ લૂંટાવ્યું, એનાથી મારે આફત આવી પડી. પણ ષડ્ગુણ ઐશ્વર્યવાળા શ્રીભગવાને દેવપણાનું અભિમાન છોડીને પગમાં ફાટેલાં ખાસડાં પહેર્યાં, માથે ચીંથરિયા ફાળિયું ઘાલ્યું, ખભે કાળી કામળી નાખી, ગળે કાળો દોરો ભેરવ્યો, ને મોઢેથી જોહાર બોલતા બોલતા ચાલ્યા. હે પ્રભુ ! તમે આવું શા સારુ કર્યું ? મારાં કેટલાં બધાં પુણ્ય! હે માધવ! તું મહાર

બન્યો, ને મારે કાજે તેં દાવાનળ લગાડ્યો. જેનું અનાજ લૂંટાયું હતું તે તો મારો જીવ લેત. દામો કહે છે કે એટલા માટે ગુણનિધાન એવો જગન્નાથ મહાર થયો!' ૬૮

મૃત્યુંજય ઉર્ફે મુંતોજી બ્રાહ્મણી તે મુસલમાનમાંથી હિંદુ થયેલાં એક ભક્ત હતાં, ને તેમણે જ્ઞાનભક્તિના અનેક ગ્રન્થો લખેલા છે.

બેદરના એક બાદશાહને જ્ઞાન થયેલું, ને તે રાજ્યભોગ છોડી ગુરુને શરણે ગયેલો. તેનો ઉલ્લેખ એક કથાકાવ્યમાં છે.૬૯ તેનું નામ અલાઉદ્દીનશાહ બહામની હશે એમ મનાય છે.

જેવું વિઠોબાનું પંઢરપુર તેવું એકનાથનું પૈઠણ. પાંગારકર લખે છે: 'નાથ (એકનાથ)ના વખતથી માંડીને આજ સુધી પૈઠણમાં થઈ ગયેલા સો સત્પુરુષોની એક યાદી મને પૈઠણથી મળી છે. તે યાદીમાં સર્વ જાતિના સંતો છે. એમાં સરસ્વતી મામી, રામાનંદ સાળી, શિવલિંગૈયા લિંગાયત, બિરનીગિર ગોસાવી, ભીમાબાઈ પરદેશી, મૌલાના, ગોદડશા, સિંદડશા વગેરે જે નામો છે તે વિચાર કરવા જેવાં છે. પૈઠણના સિંહાસનાધીશ્વર નાથ મહારાષ્ટ્રના અંતઃકરણ પર પોતાનું પ્રેમસામ્રાજ્ય ચલાવી રહ્યા છે. લૌકિક રાજ્યો આવે છે ને જાય છે, પણ મહાત્માઓનું જનમન ઉપરનું સામ્રાજ્ય અબાધિત ચાલે છે.'૭૦

એકનાથનું જીવન વ્યવહાર અને પરમાર્થના સુભગ સંમિશ્રણરૂપ હતું. એમનું કૌટુંબિક જીવન બહુ સુખી હતું. કુળ પેઢીઉતાર વૈષ્ણવ. તેમના વંશજોમાં પણ મોટા ભક્તો ને કવિઓ થયા. ઉત્તમ ભક્તનાં જે લક્ષણ ભાગવતમાં આપ્યાં છે, અને જે તેમણે પોતે ભાગવતની ઓવીબદ્ધ ટીકા (એકનાથી ભાગવત)માં વિસ્તારથી વર્ણવ્યાં છે, તે લક્ષણો તેમનામાં મૂર્તિમંત હતાં. તેના કેટલાક પ્રસંગોની વાતો સચવાઈ રહેલી છે. એકનાથ ગોદાવરી નદીમાં સ્નાન કરીને ઘેર આવે, ત્યાં વચ્ચે એક યવન બેસી રહે, તે એમના શરીર પર કોગળો કરે, એટલે એકનાથને ફરી નાહવું પડે. એક વાર એમને આવી રીતે એક દિવસમાં ૧૦૮ વાર સ્નાન કરવું પડ્યું. છતાં એમને ગુસ્સો ન ચડ્યો, એ જોઈ યવન એમને ચરણે પડ્યો ને એમની ક્ષમા માગી. એક વાર

ચોરે ઘરમાં ખાતર પાડ્યું. પૈસા, ઘરેણાં, વાસણ વગેરે ઉઠાવ્યું. એકનાથ દેવઘરમાંથી જોઈ રહ્યા હતા. તે બહાર આવ્યા, અને હાથની વીંટી કાઢી ચોરના હાથમાં મૂકી કહ્યું: 'આ પણ લઈ જાઓ.' 'વહાણું વાયું છે. હવે શિરામણ કરીને જ જાઓ,' એવો આગ્રહ કર્યો. તેમનાં પત્ની ગિરિજાબાઈએ પીરસ્યું, ને ચોર જમ્યા. તેઓ દંગ થઈ ગયા ને તેમનો જીવનપલટો થયો. એક વેશ્યા એકનાથની કથા સાંભળવા આવતી. તેણે ભાગવતમાંની પિંગલાની વાત સાંભળી પોતાનું જીવન પલટી નાખ્યું ને ભક્તિપંથે વળી. એક વાર એકનાથ કાશીથી ગંગાજળની કાવડ ભરી રામેશ્વર જતા હતા. સાથે શિષ્યો પણ હતા. નાથ નામસ્મરણ કરતા સૌથી આગળ ચાલતા હતા. રસ્તે એક ગધેડું ધૂળમાં આળોટતું હતું. તેની પીઠ પર ઘા પડ્યા હતા, ને તપેલી ધૂળ શરીરે અડવાથી તેનો જીવ અકળાતો હતો. એકનાથને દયા આવી, ને તેમણે કાવડમાંનું ગંગાજળ તેના મોઢામાં રેડ્યું. થોડી વારે ગધેડાને સ્ફૂર્તિ આવી. તે ઊઠીને ચાલતું થયું. એકનાથે આનન્દથી કહ્યું: 'મારા રામેશ્વર મને અહીં જ મળી ગયા!' તેમણે માંદગીથી કંટાળીને જેલમાંથી નાસી આવેલા એક મહારને આશરો આપ્યો, તેની માવજત કરી, ને ત્રણ મહિના પોતાના ઘરમાં રાખ્યો. સાજો થયા પછી તે ઘેર ગયો. એક વાર કીર્તનની ભીડમાં એક વડારી (એક શૂદ્ર જાતિ) એકનાથના ઘરમાં ભરાયો, ને તેમના પલંગ પર પથારી બહુ સુંવાળી લાગવાથી પડ્યો અને ઊંઘી ગયો. એકનાથે કીર્તનમાંથી આવી એને સૂતેલો જોયો, ને એને શાલ ઓઢાડી. સવારે ઊઠ્યો પછી એને જમાડી, વસ્ત્ર ને વાસણ આપી રવાના કર્યો. એક વાર શ્રાદ્ધમાં પિતૃઓ માટે કરેલી રસોઈ તેમણે મહારોને ઘેર બોલાવી જમાડી. મહારના એક બાળકને તડકામાંથી ઉપાડી તેને ઘેર લઈ જઈ માબાપને સોંપ્યું. પૈસાને પરમેશ્વર માની પૂજનાર એક વેપારીને ઘેર જઈ એકનાથ તેને રોજ વિષ્ણુસહસ્રનામનો એક શ્લોક શીખવતા. શ્રીખંડો નામનો એક વિશ્વાસુ ને વફાદાર નોકર એમને ત્યાં હતો. ભગવાન પોતે જ શ્રીખંડાનું રૂપ લઈ એકનાથને ત્યાં કામ કરે છે એમ ભાવિક લોકો માનતા.

સંતોને વિષે એકનાથના મનમાં એટલો બધો આદર હતો કે તેમણે લખ્યું છે: 'હું સંતોને ઘેર કૂતરો થઈશ.'૭૧ કહે છે: 'અમે બ્રહ્મપુરીના બ્રાહ્મણ છીએ. અમારાં જાતિકુળ કંઈ જેવાંતેવાં નથી. અમને સોવળા ઓવળાનો બાધ નથી. અમે ક્યાંયે આભડછેટ પાળતા નથી. જે કોઈ અમારા કુટુંબી થાય છે તેને જાતિકુળના ભેદ રહેતા નથી. એકનાથ કહે છે કે જ્ઞાનની દશામાં જાતિ ને કુળના સંબન્ધો તૂટી જાય છે.'૭૨ એકનાથી ભાગવતમાં કહ્યું છે: 'જેને દેહનું અભિમાન નથી તે દેહના વર્ણને હાથમાં ઝાલતો નથી. તે જ પ્રમાણે જ્ઞાની ભક્ત કદી આશ્રમનું પણ અભિમાન રાખતો નથી.'૭૩ 'વર્ણોમાં અગ્રણી ગણાતો બ્રાહ્મણ ભલે હોય પણ તે જો હરિચરણથી વિમુખ હોય, તો તેના કરતાં પ્રેમળ ને ભક્ત એવો શ્વપચ શ્રેષ્ઠ જ છે.'૭૪ ભગવાન કહે છે: 'ભક્ત જાતનો શ્વપાક હોય તોપણ તે ખસૂસ મારે માટે પૂજ્ય છે. જે ભલે નાતનો નીચ ગણાતો હોય, પણ ભક્તિભાવમાં ઊંચો હોય, તો તે મદ્રૂપ થાય છે, ને ત્રણે લોકમાં પૂજ્ય બને છે.'૭૫ 'વૈષ્ણવોમાં જે જાતિભેદ ગણે છે તે સર્વથા પાપીમાં પાપી છે.'૭૬ આ ભાવનાં થોકબંધ વચનો એકનાથનાં લખાણોમાંથી મળે છે. તેમનું આચરણ વળી તે ઉપરાંત જીવતોજાગતો પુરાવો છે.

તે પછી મહારાષ્ટ્રના મોટા સંતોમાં તુકારામ થયા. તેમણે નીચેનાં વચનોમાં ભક્તિમાર્ગની સાચી ભાવના અને અસ્પૃશ્યતાનો નિષેધ બંને અનેક રીતે સમજાવ્યાં છે:

'જગતને વિષ્ણુમય જોવું એ જ વૈષ્ણવધર્મ છે. ભેદાભેદની ભાવના અમંગળ છે, મેલી છે, ને ભ્રમ છે. કોઈ પણ જીવ પ્રત્યે મત્સર ન રાખવો એ જ એ સર્વેશ્વરની પૂજાનો સાર છે.

'આ જગતમાં જાતિ ને કુળનું કંઈ પ્રમાણ માની શકાય એમ નથી. આ દેહમાં તો ગુણની જ કિંમત થઈ શકે.

'ચાંડાલના કુળમાં જન્મ થયો હોય કે પવિત્ર ગણાતા કુળમાં, જેણે હરિને ચરણે સર્વસ્વ અર્પણ કર્યું છે તેને ધન્ય છે.

'પરદ્રવ્ય ને પરદારા એની જ આભડછેટ રાખો. જે એનાથી દૂર રહે છે તેને શુદ્ધ ગણો.

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ચાંડાળ, બાળક, નર, નારી, વૈશ્ય વગેરે સહુને નામસ્મરણનો અધિકાર છે.

'મહાર કે માંગને અડકવાથી જેને ક્રોધ ચડે છે તે બ્રાહ્મણ ન કહેવાય.

'અતિવાદી, એટલે કે નકામો વાદવિવાદ કરનાર, માણસ બ્રાહ્મણ જાતિનો ન જ કહી શકાય. એને તો અન્ત્યજ જ ગણવો જોઈએ.

'કન્યારૂપી ગાયને જે વેચે છે તેનું જ નામ ચાંડાળ છે. તેને જ ખરો ચાંડાળ ગણવો જોઈએ. ઈશ્વર તો ગુણ અને અવગુણ એ બે વાતને જ પ્રમાણ માને છે, એને નાતજાત જોડે લેવાદેવા નથી.

'જે માણસ રામકૃષ્ણના નામનો સરળ ભાવે જપ કરતો હોય, જે શામળા ઘનશ્યામના સુન્દર રૂપનું ધ્યાન ધરતો હોય, શાન્તિ દયા ક્ષમા વગેરે જેના અલંકાર હોય, કઠણ પ્રસંગે જે અચળ અને ધૈર્યવાન રહેતો હોય, કામક્રોધાદિ ષડ્‌રિપુને જેના હૃદયમાં સ્થાન ન હોય, એવો માણસ અન્ત્યજ હોય તોપણ તેને બ્રાહ્મણ જ માનવો જોઈએ.

'ચમાર હોય તે જો વૈષ્ણવ હોય, તો એની માને ધન્ય છે. એનું કુળ ને એની જાતિ બંને શુદ્ધ છે.

'નર, નારી, બાળક, ઉત્તમ અથવા ચાંડાળ એ બધાં એ ચતુર્ભુજ પરમાત્માનાં જ સ્વરૂપ છે.

'જે કુળમાં ને જે દેશમાં હરિના દાસ જન્મ લે છે તે કુળ પવિત્ર છે, તે દેશ પાવન છે. વર્ણનું અભિમાન કરીને કોણ પવિત્ર થયું છે એ મને કહો. અન્ત્યજ વગેરે જાતિના માણસો હરિનું નામ લઈને તરી ગયા છે. એમની કીર્તિ પુરાણોએ મુક્ત કંઠે ગાઈ છે. તુલાધાર વૈશ્ય હતો, ગોરો કુંભાર હતો, ને રોહિદાસ ચમાર હતો. કબીર અને લતીફ મુસલમાન હતા. સેનો અને વિષ્ણુદાસ વાળંદ હતા. કાન્હોપાત્રા વેશ્યાની પુત્રી અને દાદુ પીંજારા હતા. હરિનામનું

સ્મરણ કરનારા આ ભક્તોમાં ભગવાનની નજરે કશો જ ભેદ નહોતો. ચોખામેળા અને બંકા જાતના મહાર હતા, છતાં સર્વેશ્વરે એમની સાથે ઐક્ય કરી લીધું.

'જેને હરિનામ પર પ્રેમ છે તે જ અતિપવિત્ર છે. જે હરિનામ જપે છે તે જ વર્ણોમાં દ્વિજ છે. તુકારામ કહે છે કે નાતજાત ગમે તે હો, પણ જેના હૃદયમાં વિઠ્ઠલનો વાસ છે તેને જ ધન્ય છે.

'હે નાથ! તમે અનેક જાતિઓનો અંગીકાર કર્યો એ કેટલો ઉપકાર કર્યો! કેવડું મોટું સુન્દર કામ કર્યું!

'ભક્તિપૂર્ણ ભાવથી બધા જીવમાત્રને — કીડીમંકોડીને પણ — નમન કરવું જોઈએ.

'જે પ્રભુને ઓળખતો નથી તેને જ માંગ ગણવો જોઈએ. નામદેવ જોડે પણ ભગવાને ભોજન કર્યું હતું જ ને! એની ભાવના શી હતી? મૈરાલ અને જનક લૌકિક દૃષ્ટિએ કયા કુળમાં જન્મ્યાં હતાં? પણ આજે એમના મહિમાનાં તો જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં જ છે.

'ભૂતમાત્રની સેવા કરવી એ જ ભગવાનની પૂજા છે.

'હે મનુષ્ય! સ્પર્શાસ્પર્શનો આ બકવાદ શું ચલાવ્યો છે? અરે! એ બધું વ્યર્થ છે. તું તો તારા હૃદયને શુદ્ધ કર, અને તારા મનનો મેલ ધોઈ નાખ.'[૭૭]

તે પછી રામદાસ સ્વામીએ કહ્યું: 'પ્રભુનું નામ લેવાનો અધિકાર ચારે વર્ણને છે. નામસ્મરણમાં કોઈ ઊંચું ને કોઈ નીચું નથી. જડ અને મૂઢ પણ નામસ્મરણ વડે ભવસાગર પાર કરી શકે છે.'[૭૮]

કવિ મોરોપંતે વર્ણાભિમાનવાળાને કહ્યું: 'અમારામાં વધારે જ્ઞાન છે એવો ફાંકો રાખીને તમે હરિજનોને મહાર, યવન, કુણબી વગેરે નામથી ઓળખો છો, ખરું ને? પણ તમે એટલું ચોકસ સમજજો કે બીજમાં જે ગુણ છુપાયેલો પડ્યો હશે તે જ ઝાડના ફળમાં પ્રગટ થવાનો છે.'[૭૯]

આ સંતોનાં હૃદય દયાથી ભરેલાં હતાં. 'નામદેવને ઝાડની છાલ ઉખાડતાં રડવું આવતું, કેમ કે એમને એવો ભાસ થતો જાણે પોતાની કુહાડીના ઘા વાગતાં ઝાડના થડમાંથી લોહી વહેવા લાગે છે. એટલે ઝાડને કેવી વેદના થતી હશે એનો અનુભવ લેવા તેમણે પોતાના શરીર પર કુહાડીનો ટચકો મારી જોયો. શેખ મહમદને એમના પિતાએ કસાઈનો ધંધો કરવા મોકલ્યા. જાનવરને કેવું દુઃખ થતું હશે એ જોવા તેમણે પહેલાં છરા વડે પોતાની આંગળી કાપી જોઈ. તેમ કરવાથી જે દુઃખ થયું તે જોઈ તેમણે કસાઈનો ધંધો છોડી દીધો; અને જે સંસારમાં પેટ ભરવાને આવો ધંધો કરવો પડે છે તે સંસાર ઉપરથી મન ઊઠી જવાથી સંસારનો પણ ત્યાગ કર્યો. તુકારામ[૮૦] ખેતર સાચવવા ગયા ત્યાં એમના જતાંવેંત ચકલાં ઊડી ગયાં; એટલે એમને લાગ્યું કે હું એમને પજવવા નથી માગતો છતાં તે ઊડી ગયાં, માટે મારામાં કંઈક ખામી હોવી જોઈએ.'[૮૧]

અધ્યાપક પટવર્ધન નામના એક મહારાષ્ટ્રી વિદ્વાન લખે છે: 'ભક્તિમાર્ગના દરવાજા હંમેશાં ખુલ્લા રહેતા. તેની અંદર જે કોઈ પ્રવેશ કરે તેને ભાઈ તરીકે આવકાર આપવામાં આવતો, એટલું જ નહીં પણ તેને સંત તરીકે માન અપાતું. ગરુડધ્વજની આસપાસ ને તેની છાયામાં, હાથમાં કાંસીજોડા કે કરતાલ ને જીભ પર વિઠ્ઠલનું નામ લઈને, ભેગા થનાર તે બધા સંત ગણાતા. એ વાતાવરણ જ પવિત્ર અને પાવનકારી હતું. સ્વર્ગનો વાયુ ત્યાં છૂટથી વાતો, અને ત્યાં સહુ સરખું ગણાતું. પ્રેમ — સાચો, ખરો, શુદ્ધ પ્રેમ — ઊંચનીચના કે ગરીબતવંગરના ભેદ કબૂલ રાખતો નથી; તેને મન સહુ એક અને સમાન છે. ભેદભાવની બધી વૃત્તિઓ ત્યાં નિર્મૂળ થઈ જતી. ગર્વ, કુળ, પ્રણાલિકા વગેરેની ગર્વિષ્ઠ એકલતા ગળી જતી; અને સહુ માણસો ગણાતાં — માણસનાં જેવાં જ સહુ નિર્બળ, બલહીન, લૂલાં, આંધળાં હતાં — ને સહુ એક જ શક્તિને ધા નાખતાં, એક જ પ્રેમની ઝંખના કરતાં, એક જ આશા ને એક જ સ્વપ્નું સેવતાં, અને એક જ દૃશ્ય નજર સામે જોતાં. વિઠોબા કે દત્તાત્રેય કે નાગનાથ — એને ગમે તે નામે ઓળખો — તેની આગળ સહુ સમાન હતાં. વય અને

જાતિ, નાત અને વર્ણનું નામ સરખું આ સમાનતાના વાતાવરણમાં લેવાતું નહીં. પ્રેમના આનંદમાં, પ્રભુસેવાના પરમ સુખમાં, ભક્તિના સ્તંભની આસપાસના નૃત્યમાં — સહુનાં મનમાં એક જ જ્યોત જલતી હતી; તેઓ એકસાથે બેસીને, એક જ પત્રાવળીમાં જમતાં, એક જ કૂવાનું પાણી પીતાં, એક જ ચન્દ્રભાગા કે કૃષ્ણા કે ગોદાવરી કે બાણગંગાનું પાણી પીતાં, એક જ રેતી પર સૂઈ રહેતાં, ને એક જ ઉપાને અજવાળે ઊઠતાં. લાગલાગટ પાંચ સૈકા સુધી મહારાષ્ટ્ર સૌથી ઉદાત્ત ને સૌથી સાચી એવી લોકશાહી — અર્થાત્ ભક્તિની લોકશાહી —નું નિવાસસ્થાન હતું.'[૮૨]

તેથી જ રામદાસ સ્વામીએ એ ભૂમિને ગૌરવપૂર્વક 'આનંદ-વનભુવન' એ નામ આપ્યું છે.[૮૩] આજે પણ ત્યાં એ ભક્તોના નામનો જયધ્વનિ કાને પડે છે:

> નિવૃત્તિ જ્ઞાનદેવ સોપાન મુક્તાબાઈ
> એકનાથ નામદેવ તુકારામ.

## ટિપ્પણો

૧. મહાદેવ ગોવિન્દ રાનડે: 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર', પૃ. ૯, ૧૦.

૨. संस्कृत ग्रंथकर्ते ते महाकवी । मा प्राकृतीं काय उणीवी ॥
जें पाविजे संस्कृत अर्थें । तोचि लाभे प्राकृतें ।
तरी न मनावया येथें । विषमची तें कायी ॥
संस्कृत वाणी देवें केली । प्राकृत काय चोरापासोनि झाली ।
असोतु या अभिमानभुली । वृथा बोलीं काय काज ॥
ए. भा. १; १२३, १२५, १२९.

૩. રામચંદ્ર દત્તાત્રેય રાનડે: 'મિસ્ટીસીઝમ ઇન મહારાષ્ટ્ર', પૃ. ૨૮.

૪. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર: 'મરાઠી વાઙ્મયાચા ઇતિહાસ', ખંડ પહિલા, પૃ. ૪૨૫ પર આપેલું ભાવેનું અવતરણ.

૫. जातिकुळावेगळीं पडिलीं निराळीं । — नामदेवकृत ज्ञानेश्वरचरित

૬. अनन्यभक्तीनें अनुसरावें । तीव्र अनुतापें करावें भजन । गो खर आणि श्वान वंदोनियां ।

७. निवृत्ति संतोषला चित्तीं । मुक्ताबाई सोपान आनंदली । ज्ञानदेव म्हणे सांगाल तें मान्य ।

८. ज्ञानदेव म्हणे तोही माझा आत्मा । वेगळीक आम्हां नाहीं तया ॥
मारिती आसूड म्हैसियाचे पाठीं । तोचि वळ उठी ज्ञानदेवा ॥

આવા સર્વાત્મભાવનો એક દાખલો ભાગવતમાં પણ આપેલો છે. શુકદેવ બાલપણુમાં, જનોઈ પણ દીધું નહોતું ત્યાં જ, વૈરાગ્ય આવવાથી ઘર છોડીને ચાલી નીકળ્યા. તેમની પાછળ વ્યાસ દુ:ખી હૃદયે 'દીકરા, દીકરા' એમ બૂમ પાડતા વનમાં ગયા. શુકદેવ તો દેખાયા નહીં. પણ એ ભૂતમાત્રના હૃદયમાં આત્મારૂપે વાસ કરતા હતા, એટલે દેહધારી શુકદેવને બદલે વૃક્ષોએ વ્યાસજીને હોંકારો દીધો.

यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदुस्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि ॥
भा. १. २; २.

९. प्रत्यक्ष पैठणीं भट्टीं केला वाद । रेड्यामुखीं वेद बोलविले ॥

१०. अवघे द्विजवर म्हणती धन्य धन्य । यासारिखे ब्राह्मण नाहीं कोणी ॥

११. केलीसे मराठी गीतादेवी । गीताअलंकार नाम ज्ञानेश्वरी । नामा म्हणे श्रेष्ठ ग्रन्थ ज्ञानदेवी ।

१२. म्हणोनि कुळ उत्तम नोहावें । जाती अंत्यज ही व्हावें ।
वरि देहाचेनि नांवें । पशूचें ही लाभो ॥
पाहें पां सावजें हातिरूं धरिलें । तेणें तया काकुळतीं मातें स्मरलें ।
कीं तयाचें पशुत्व वावो जाहलें । पावलिया मातें ॥
अगा नांवें घेतां वोखटीं । जे आघवेया अधमाचिये शेवटीं ।
तिये पापयोनींही किरीटी । जन्मले जे ॥
ते पापयोनि मूढ । मूर्ख जैसे कां दगड ।
परि माझ्याठायीं दृढ । सर्वभावें ॥
जयांचिये वाचे माझे आलाप । दृष्टी भोगी माझेंचि रूप ।
जयांचें मन संकल्प । माझाचि वाहे ॥
ऐसा आघवाचि परी पांडवा । जिहीं आपुलिया सर्वभावा ।
जियावयालागीं वोलावा मीचि केला ॥

ते पापयोनीही होतु कां । ते श्रुताधीन ही न होतु कां ।
परि मजसीं तुकितां तुका । तुटी नाहीं ॥
म्हणोनि भक्ति गा एथ सरे । जाति अप्रमाण ।
म्हणोनि कुळ जाति वर्ण । हें आघवेंचि गा अकारण ।
एथ अर्जुना माझेपण । सार्थक एक ॥
तैसे क्षत्री वैश्य स्त्रिया । कां शूद्र अंत्यजादि इया ।
जाति तंवचि वेगळालिया । जंव न पवती मातें ॥
आणि भलतिया जाती जन्मावें । मग भजिजे कां विरोधावें ।
परि भक्त कां वैरिया व्हावें । माझियाचि ॥
यालागीं पापयोनी ही अर्जुना । कां वैश्य शूद्र अंगना ।
मातें भजतां सदना । माझिया येती ॥

ज्ञानेश्वरी ९; ३१–२.

૧૩. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૬૦૯.

१४. आतां असोत हें भेदाभेद आम्हीं असो एक्या बोधें रे ।

१५. मुक्ताई चिंतनें मुक्त झाली । मुक्ताई जीवन्मुक्तचि सर्वदा । मुक्ताईचें चित्त निरंतर मुक्त । सुखी झाली मुक्ताबाई ।

૧૬. મહાદેવ ગોવિન્દ રાનડે : 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર', પૃ. ૧૪૫–૮.

૧૭. એજન, પૃ. ૧૫૦–૨.

૧૮. પાંગારકર, એજન, ખંડ પહિલા, પૃ. ૫૫૦–૨.

૧૯. રામચંદ્ર દત્તાત્રેય રાનડે : 'સંતવચનામૃત', ગ્રંથાંક ૨, પ્રસ્તાવના, પૃ. ૧૬.

૨૦. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૫૫૬.

२१. कुश्चळ भूमिवरी उगवली तुळसी । अपवित्र तयेसी म्हणों नये ॥
काकविष्ठेमाजी जन्मे तो पिंपळ । तया अमंगळ म्हणों नये ॥
दासीच्चिया पुत्रा राज्यपद आलें । उपमा मागील देऊं नये ॥
नामा म्हणे तैसा जातीचा मी शिंपी । उपमा जातीची देऊं नये ॥

२२. तूं माझी माउली मी वो तुझा तान्हा ।
पाजीं प्रेमपान्हा पांडुरंगे ॥

२३. नामयाची कैवारी । कृष्णम्मा माझी ॥
२४. पतीतपावन नाम ऐकूनी आलों मी दारा ।
पतीतपावन न होसी म्हणुनी जातों माघारा ॥
सोडीं देवा ब्रीद आतां न होसि अभिमानी ।
पतीतपावन नाम तुजला ठेवियलें कोणी ॥
२५. येक विद्यावंत जातीच्या अभिमानें । ते नेले तमोगुणें रसातळा ॥
२६. अहंकाराचा वारा न लागो राजसा ।
माझ्या विष्णुदासा भाविकांसी ॥
૨૭. પાંગારકર: એજન, ખંડ પહિલા, પૃ. ૫૭૫, ૫૭૭, ૫૮૧.
૨૮. મહાદેવ ગોવિન્દ રાનડે : 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર', પૃ. ૧૫૨–૩.
२९. हरि हरि करत जाति कुल हरी । सो हरि अंधुलेकी लाकरी ॥
૩૦. નામા હાથસે દૂધ પીલા
અસુરમાંહે હતો કબીર ઉદ્ધારિયો, નામાનું છાપરું આલ્યું છાઈ.
. . . . . . . પૂર્વે પંઢરપુર મોઝાર,
બ્રાહ્મણે આણી મર્તક ગાય, લઈ સુલતાન સભાય,
નામદેવ ગાય સજીવન કરે, તો તુલસીમાળા કંઠે ધરે,
તે નામદેવની જિવાડી ગાય, એવા સમરથ વૈકુંઠરાય.
નરસિંહ મહેતા
३१. हसत खेलत तेरे देहरे आया । भगति करत नामा पकडी उठाया ॥
हीनडी जात मेरी यादवराया । छीपेके जनम काहेको आया ॥
लै कमली चलिओ पलटाई । देहरे पाछे बैठो जाई ॥
जेम जेम नामा हरिगुण उचरे । भगतजनाको देहरा फिरे ॥
फेरिदिय देहरो नामेको पंडितको पिछवारला ॥
૩૨. રા. દ. રાનડે: 'મિસ્ટીસીઝમ ઇન મહારાષ્ટ્ર', પૃ. ૧૮૭.
૩૩. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૬૨૬–૭.
३४. माय मेली बाप मेला । आतां सांभाळी विठ्ठला ॥
मतिमंद तुझी दासी । ठाव द्यावा पायापाशीं ॥
३५. धांवा करितां रात्र झाली । दासी जनीसी भेट दिली ॥

३६. नाम दळणीं कांडणीं । म्हणे नामयाची जनी ॥
३७. उभ्या राहुनी अंगणीं । शिव्या देती दासी जनी ॥
३८. नामा म्हणे जनी पाहे । द्वारीं विठ्ठल उभा आहे ॥
३९. झाडलोट करी जनी । केर भरी चक्रपाणी ॥
पाटी घेऊनीयां शिरी । नेऊनियां टाकी दुरी ॥
ऐसा भक्तीसी भूलला । नीच कामें करूं लागला ॥
जनी म्हणे विटोबाला । काय उतराई होऊं तुला ॥
४०. जनीसंगे दळूं लागे । सुरवर म्हणती धन्य भाग्य ॥
४१. तयाचा विटाळ वाहे रजस्वला ।
म्हणे जनी चांडाळा बोलावूं नका ॥
४२. पंढरीचा वारकरी । त्याचे पाय माझे शिरीं ॥
हो कां उत्तम चांडाळ । पायीं ठेवीन कपाळ ॥
मुखीं नाम गरजे वाणी । म्हणे नामयाची जनी ॥
४३. देव खाते देव पिते । देवावरि मी निजते ॥
देव देते देव घेते । देवासवें व्यवहारिते ॥
देव येथें देव तेथें । देवाविणें नाहीं रितें ॥
जनी म्हणे विठाबाई । भरुनी उरलें अंतरबाहीं ॥
૪૪. રા. દ. રાનડે : ‘મહારાષ્ટ્ર મિસ્ટીસીઝમ’, પૃ. ૧૯૦.
४५. आम्ही वारीक वारीक । करूं हजामत बारीक ॥
४६. मुख पाहतां दर्पणीं । आंत दिसे चक्रपाणी ॥
कैसी झाली नवलपरी । वाटीमाजी दिसे हरि ॥
૪૭. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૬૪૧.
४८. देव तुझा मी सोनार । तुझे नामाचा व्यवहार ॥
नरहरीसोनार हरीचा दास । भजन करी रात्रंदिवस ॥
૪૯. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૬૪૫-૬.
५०. कांदा मुळा भाजी । अवघी विठाबाई माझी ॥
५१. स्नान नाहीं संध्या नाहीं । यातिकुळसंबंध नाहीं ॥
૫૨. પાંગારકર : એજન, ખંડ પહિલા, પૃ. ૬૪૮.

५३. चोखामेळा अनामिक । भक्तराज तोचि एक ॥
परब्रह्म त्याचे घरीं । न सांगतां काम करी ॥
चोखामेळा संत भला । तेणें देव भुलविला ॥
चोखामेळासाठीं । ढोरें ओढी जगजेठी ॥

५४. चोखामेळा संत भला । तेणें देव भुलविला ॥
भक्ति आहे ज्याची मोठी । त्याला पावतो संकटीं ॥
चोखामेळ्याची करणी । तेणें देव केला ऋणी ॥
लागा विठ्ठलचरणीं । म्हणे नामयाची जनी ॥

५५. जोहार मायबाप जोहार । तुमच्या महाराचा मी महार ॥

५६. चोखा म्हणे माझा भोळा भाव । गाईन केशवा नाम तूझें ॥

५७. चोखा डोंगा परी भाव नोहे डोंगा ।
काय भुल्लासी वरलिया रंगा ॥

५८. नाहीं उरली वासना । तुझां नारायणा पाहतां ॥
उरला नाहीं भेदाभेद । झालें शुद्ध अंतर ॥
विटाळाचें होतें जाळें । तुटलें बळें नामाच्या ॥
चौदेहाची तुटली दोरी । म्हणे चोखयाची महारी ॥

५९. हीन याति माझी देवा । कैसी घडेल तुझी सेवा ॥
मज दूर दूर हो म्हणती । तुज भेटूं कवण्या रीती ॥

६०. विठोबाचा हार तुझ्या कंठीं कसा आला ?
शिव्या देउनि म्हणती 'महारा ! देव बाटवीला' ॥

६१. धांव घाली विठू आतां चालूं नको मंद ।
अहो जी महाराज तुमचे द्वारींचा कुतरा ।
नका जी मोकलूं चक्रपाणी दुजे द्वारां ॥

૬૨. મહાદેવ ગોવિન્દ રાનડે : 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર', પૃ. ૧૫૩-૪.

६३. कोण तो सोंवळा कोण तो ओवळा ।
दोहींच्या वेगळा विठू माझा ॥
कोणासी विटाळ कशाचा जाहला ।
मुळीचा संचला सोंवळाची ॥

पापांचा विटाळ एकाचिये अंगा ।
सोंवळा तो जगामाजी कोण ॥
चोखा म्हणे माझा विठ्ठल सोंवळा ।
अरूप आगळा विटेवरी ॥

૬૪. રા. દ. રાનડે : 'મહારાષ્ટ્ર મિસ્ટીસીઝમ', પૃ. ૧૯૦.
૬૫. પાંગારકર : એજન, ખંડ દુસરા, પૃ. ૯૨.

૬૬. पुरविली पाठ न सोडी खळ । अधम चांडाळ पापराशी ॥
वारितां नायके दुष्ट दुराचार । काय करूं विचार पांडुरंगे ॥
तूं माय माउली जगाची जननी ।
म्हणोनी मिठी चरणीं घालितसे ॥
विनवी कान्होपात्रा जोडोनियां हात ।
आतां देहांतसमय पातलासे ॥

૬૭. दीन पतित अन्यायी । शरण आल्ये विठाबाई ॥
मी तो आहे यातिहीन । नकळे कांहीं आचरण ॥
मज नाहीं अधिकार । भेटी देईं लवकर ॥
ठाव देईं चरणापाशीं ! तुझी-कान्होपात्रा दासी ॥

૬૮. हरहर विठ्ठल जगदुद्धार । जाहला महार मजसाठीं ॥
षड्गुणैश्वर्य श्रीभगवान । सांडुनि देवपणाचा अभिमान ॥
पायीं घालुनि तुटकीं वहाण । नेसला जीर्ण लंगोटी ॥
माथां बांधुनि चिंध्याभार । काळि कांबळी खांद्यावर ॥
मुखानें म्हणत असे जोहार । काळा दोर निजकंठीं ॥
महार जालासी माधवा । लाविला वणवा मजसाठीं ॥
दामा म्हणे गुणनिधान । झाला महार जगजेठी ॥

૬૯. ऐसें वचन ऐकोनी । म्लेंच्छ झाला महाज्ञानी ॥

૭૦. પાંગારકર : એજન, ખંડ દુસરા, પૃ. ૨૧૪.

૭૧. संतांचिये घरीं होईन श्वानयाती ।

૭૨. आम्हीं ब्रह्मपुरींचे ब्राह्मण । याति कुळ नाहीं लहान ॥
आम्हां सोवळें ओवळें नाहीं । विटाळ न देखो कवणें ठाईं ॥

आम्हां सोयरे जे जाह्याले । ते यातिकुळावेगळे केले ॥
एकाजनार्दनीं बोधुं । यातिकुळींचा फिटला संबधु ॥

જનાર્દન સ્વામી એકનાથના ગુરુ હતા, એટલે એકનાથે પોતાની કૃતિઓમાં સર્વત્ર પોતાના નામની જોડે ગુરુનું નામ જોડેલું છે.

૭૩. ज्यासी नाहीं देहाभिमान । तो ह्यतीं न धरीं देहाचा वर्ण ॥
तैसान्चि आश्रमाचा अभिमान । भक्त सज्ञान न धरीं कदा ॥
ए. भा. २. ७११.

૭૪. ह्यां कां वर्णामाजीं अग्रणी । जो विमुख हरिच्चरणीं ॥
त्याहूनि श्वपच श्रेष्ठ मानी । जो भगवद्भजनीं प्रेमळ ॥
ए. भा. ५; ६०.

૭૫. भक्त ज्ञाती जरी झाला श्वपाक । तरी आवश्यक मज पूज्य ॥
जो जातीनें नीचत्वा गेला । परी भक्तिभावें उंचावला ॥
तो मद्रूपता पावला । पूज्य झाला तिहीं लोकीं ।
ए. भा. ५; २८९, २९१.

૭૬. वैष्णवीं मानी जाति प्रमाण । . . . तो पापिष्ठ जाण सर्वथा ॥
ए. भा. १४; १४४०.

૭૭. विष्णूमय जग वैष्णवाचा धर्म, भेदाभेद भ्रम अमंगल;
कोणाही जीवाचा न घडावा मत्सर, वर्म सर्वेश्वर पूजनाचें.
जातिकुल येथें असे अप्रमाण, गुणाचें कारण असे अंगीं.
हो का भलतें कुल, शुचि अथवा चांडाल;
म्हणवी हरीचा दास, तुका म्हणे धन्य त्यास.
विटाळ तो परद्रव्य परनारी, येथुनी जो दूरीं सोवळा तो.
ब्राह्मण क्षत्रिय वैश्य शूद्र, चांडालाही अधिकार;
बाले नारी नर, आदि करोनि वेश्या ही.
महारासी शिवे, कोपे ब्राह्मण तो नव्हे,
अतिवादी नव्हे शुद्ध या बीजाचा, ओलखा जातीचा अंत्यज तो.
कन्या गौ करी कन्येचा विकरा, चांडाल तो खरा तया नांवें;
गुण अवगुण हे दोनहीं प्रमाण; यातिशीं कारण नाहीं देवा.

ब्राह्मण तो याती अंत्यज असतां, मानावा तत्त्वां निश्चयेंसी;
रामकृष्ण नाम उच्चारी सरल, आठवीं सावळें रूप मनीं.
शांति दया क्षमा अलंकार अंगीं, अभंग प्रसंगीं धैर्यवंत;
तुका म्हणे गेल्या षड्ऊर्मी अंग, सोडूनियां मग ब्राह्मण तो.
वैष्णव चांभार धन्य त्याची माता, शुद्ध उभयता कुलयाती.
उत्तम चांडाल नर नारी बाल, अवघेचीं सकल चतुर्भुज.
पवित्र तें कुल पावन तो देश, जेथें हरीचे दास जन्म घेति;
वर्ण अभिमाने कोण झाले पावन, ऐसे द्या सांगून मजपाशीं.
अंत्यजादि योनी तरल्या हरिनामें, त्याचीं पुराणें भाट झालीं;
वैश्य तुलाधार गोरा तो कुंभार, धागा हा चांभार रोहिदास.
कबीर लतीफ मुसलमान, सेना न्हावी आणि विष्णुदास;
कान्होपात्रा खोई पिंजारी तो दादू, भजनीं अभेदू हरिचे पायीं;
चोखामेळा बंका जातींचा महार, त्यांसी सर्वेश्वर ऐक्य करी.
ज्याची आवडी हरिनामाची, तोचि एक बहु शुचि.
जपतो हरिनाम बीज, तोचि वर्णामाजि द्विज;
तुका म्हणे भलते यातीं, विठ्ठल चित्तीं तो धन्य.
बहुता जातींचा केला अंगीकार, बहुतचि फार सर्वोत्तम.
भक्तितें नमावें जीव जंतु भूत.
ठावा नाहीं पांडुरंग, जाणा जातिचा तो मांग;
नामायाची जनी कोण तिचा भाव, जेवी पंढरीराव निज सवें.
मैराल जनक कोण त्याचें कुळ, महिमान तयांचें काय सांगो.
देवाची पूजा हें भूतांचें पालन.
कायबा करिसी सोवळें ओवळें, मन नाहीं निर्मल वाउगेंचि.

तुकाराम

७८. चहूं वर्णां नामाधिकार । नामीं नाहीं लहानथोर ।
जडमूढ पैलपार । पावती नामें ॥—दासबोध ४; ३; २४.

७९. वृक्षवल्ली आम्हां सोयरीं वनचरें । पक्षीये सुस्वरें आळवीती ॥

तुकाराम

(ઝાડ,વેલ અને વનચરો અમારાં સગાં છે. પક્ષીઓ સુન્દર સ્વરે આલાપ કાઢે છે.)

८०. ज्ञानें काय हरिजना म्हणतात महार यवन कुणबी जी ।
उमटे तोचि तरुफळीं असतो जो काय गुण बीजीं ॥
मोरोपंत

૮૧. મહાદેવ ગોવિન્દ રાનડે : 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર', પૃ. ૧૬૯.

૮૨. રા. દ. રાનડે : 'મિસ્ટીસીઝમ ઇન મહારાષ્ટ્ર', પૃ. ૨૦૯.

૮૩. 'આનંદવનભુવન' એ મથાળાવાળા એક કાવ્યમાં રામદાસે, એ ભૂમિમાં વ્યાપેલું દુઃખ દૂર થઈ જે સુખ ફેલાયું તેનું વર્ણન કર્યું છે. તેને અન્તે કહે છે:

देवभक्त येक जाले । मिळाले जीव सर्वही ।
संतोष पावले तेथें । आनंदवनभुवनीं ॥
मनासी प्रचीत आली । शब्दीं विश्वास वाटला ।
कामना पुरतीं सर्वे । आनंदवनभुवनीं ॥

(આનંદવનભુવન એવા મહારાષ્ટ્રમાં દેવ અને ભક્ત એક થયા; તથા સર્વ જીવો ભેગા મળ્યા ને સન્તોષ પામ્યા. આ રીતે આનંદવનભુવનમાં મનની પ્રતીતિ થઈ, શબ્દ પર વિશ્વાસ બેઠો, અને સર્વ કામનાઓ પૂરી થઈ.)

## ૨૦

# સહજાનંદ સ્વામી

જે સાધુસંતો ને પુણ્યપુરુષોએ કેવળ ઉપલા થરોમાં જ ન ફરતાં નીચલા થરોમાં પણ ધર્મની સાચી ભાવના ફેલાવવાનું કામ કર્યું, તેમાંના એક અગ્રગણ્ય તે શ્રી સહજાનંદ સ્વામી છે. ગુજરાત ઉપર તેમની અસર ઘણી ઊંડી થયેલી છે, અને તે જીવતી છે. તેમના જીવનમાં ભાગવતધર્મની સાચી ભાવના મૂર્તિમંત થયેલી હતી. 'સહજાનંદ સ્વામીના ઉપદેશથી ગુજરાતકાઠિયાવાડની ઘણી ક્રૂર અને લડકારી જાતો કોમળ અને શાન્ત થઈ છે, તથા પ્રભુ તરફ વળી છે.'[1]

'હિંદુ ધર્મમાં અહિંદુ જાતિઓને શામિલ કરવામાં પણ સ્વામીનારાયણ પ્રથમ હતા. એક પારસી (સુરતનો પ્રસિદ્ધ કોટવાલ અરદેશર) તથા કેટલાક બોજા મુસલમાનોએ સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો હતો. હજુયે કેટલાક મુસલમાનો એ ધર્મ પાળે છે. ગુજરાત–કાઠિયાવાડની શૂદ્ર જાતિઓની ધાર્મિક ઉન્નતિ કરનાર પણ સ્વામીનારાયણ પહેલા હતા. એમણે કહેવાતી નીચ જાતિઓમાં એટલું બધું કાર્ય કર્યું હતું કે જૂના સંપ્રદાયીઓને, સ્વામીનારાયણના ઘણાખરા શિષ્યો કડિયા, દરજી, સુથાર, બારવા, મોચી અને ઢેડ હતા એ જ તે ધર્મનો વિરોધ કરવાને સબળ કારણ લાગતું હતું. અંગ્રેજ લેખકોએ સ્વામીનારાયણને બહુધા મહાન હિંદુ સુધારક કહીને જ ઓળખાવ્યા છે. પણ નીચ જાતિઓને સંસ્કૃત કરવાની સ્વામીનારાયણની પદ્ધતિ જુદા પ્રકારની હતી. એમનો સુધારો ઉચ્ચ જાતિઓને હલકી જાતિઓ સાથે ભેળવી દઈ ઉચ્ચ જાતિમાં હલકા સંસ્કાર પાડવાનો ન હતો, પણ નીચ જાતિઓને ચડાવી એમનામાં ઉચ્ચ જાતિના સંસ્કાર પાડવામાં સમાયો હતો. એટલે એમણે ઢેડ, મોચી, સુથાર, દરજી, કણબી અને

મુસલમાન સુધ્ધાંને શુદ્ધ બ્રાહ્મણના જેવી રહેણી રહેતાં શીખવી દીધું. મદ્ય, માંસ અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહી પૂજા કર્યા વિના ખાવું નહીં, ગાળ્યા વિનાનાં દૂધ કે જળ પીવાં નહીં, — અરે, ડુંગળી, લસણ અને હિંગ જેવી વસ્તુઓનો પણ ત્યાગ રાખવો, — એ સ્વામીનારાયણ સંસ્કારો હતા.'[૨]

કોઈ પણ જીવની હિંસા ન કરવા પર તેમણે ખાસ ભાર મૂક્યો છે: 'અમારા જે સત્સંગી તેમણે કોઈ જીવ પ્રાણી માત્રની પણ હિંસા ન કરવી. અને દેવતા અને પિતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરા, મૃગલા, સસલા, માછલાં આદિ કોઈ જીવની હિંસા ન કરવી; કેમ કે અહિંસા છે તે મોટો ધર્મ છે. અને સ્ત્રી, ધન, અને રાજ્યની પ્રાપ્તિને અર્થે પણ કોઈ મનુષ્યની હિંસા તો કોઈ પ્રકારે ક્યારેય પણ ન જ કરવી.'[૩]

પણ તેમની અહિંસાની કલ્પના આથીયે ઘણી આગળ જતી હતી. 'વચનામૃત' નામનો તેમનાં ઉપદેશવચનોનો જે સંગ્રહ છે તે 'ઘણો ગંભીર અને મનન કરવા યોગ્ય, જ્ઞાન અને ઉપાસનાના નિરૂપણથી ભરપૂર, ગ્રન્થ છે.'[૪] તેમાં અહિંસા વિષેની તેમની આ વિશાળ કલ્પના સમજાવતાં કહ્યું છે: 'જે જીવ આસુરી અને અતિ કુપાત્ર હોય તે ભગવાનને સમીપે આવે તોય પણ પોતાના સ્વભાવને મૂકે નહીં. પછી એ કોઈક ગરીબ હરિભક્તનો દ્રોહ કરે તેણે કરીને એનું ભૂંડું થાય. શા માટે જે ભગવાન સર્વમાં અંતર્યામી રૂપે કરીને રહ્યા છે, તે પોતાની ઇચ્છા આવે ત્યાં તેટલી સામર્થી જણાવે છે. માટે તે ભક્તને અપમાને કરીને તે ભગવાનનું અપમાન થાય છે, ત્યારે તે અપમાનના કરનારાનું અતિશય ભૂંડું થઈ જાય છે. . . ભગવાનના ભક્ત હોય તેણે અતિશય ગરીબપણું પકડવું પણ કોઈનું અપમાન કરવું નહીં; કાં જે ભગવાન તો ગરીબના અંતરને વિષે પણ વિરાજમાન રહ્યા છે, તે એ ગરીબના અપમાનના કરતલનું ભૂંડું કરી નાખે છે. એવું જાણીને કોઈ અલ્પ જીવને પણ દુખવવો નહીં. અને જો અહંકારને વશ થઈને જેને તેને દુખવતો ફરે, તો ગર્વગંજન એવા જે ભગવાન તે અંતર્યામી રૂપે સર્વમાં વ્યાપક છે તે ખમી શકે

નહીં. પછી ગમે તે દ્વારે પ્રકટ થઈને એ અભિમાની પુરુષના અભિમાનને સારી પેઠે નાશ કરે છે. તે માટે ભગવાનથી ડરીને જે સાધુ હોય તેણે લેશમાત્ર અભિમાન રાખવું નહીં, અને એક કીડી જેવા જીવને પણ દુખવવો નહીં, એ જ નિર્માની સાધુનો ધર્મ છે.'[૫]

તેમનું પોતાનું હૃદય દયાથી ભરપૂર હતું. એ વિષે તેમણે કહ્યું છે: 'અમે રામાનંદ સ્વામી પાસે માગી લીધું છે જે તમારા સત્સંગી હોય તેને એક વીંછીનું દુઃખ થવાનું હોય તો તે મને એક એક રૂંવાડે કોટિ કોટિ વીંછીનું દુઃખ થાઓ, પણ તમારા સત્સંગીને તે થાઓ નહીં; અને તમારા સત્સંગીને પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય તે રામપત્તર મને આવે, પણ તમારા સત્સંગી અન્નવસ્ત્રે કરીને દુઃખી થાય નહીં; એ બે વર મને આપો. એમ રામાનંદ સ્વામી પાસે માગ્યું ત્યારે મને રામાનંદ સ્વામીએ રાજી થઈને એ વર આપ્યો છે.'[૬] આ વચનો ભાગવતમાંનાં રંતિદેવનાં વચનોની યાદ તાજી કરાવે છે.

સહજાનંદ સ્વામીએ સત્સંગીઓને પોતપોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તેનો ત્યાગ ન કરવાનું કહ્યું છે તે ખરું છે.[૭] પણ એ વર્ણાશ્રમમાં અસ્પૃશ્યતા કે આભડછેટનો સમાવેશ થાય છે એવી તો કલ્પના એમની નહોતી જ. 'આખી શિક્ષાપત્રીમાં કે એમનાં વચનામૃતોમાં, હરિજનોને અસ્પૃશ્ય લેખવા જોઈએ, એમને અડાય તો નાહવું જોઈએ, કે એમને સંપ્રદાયના સામાન્ય મંદિરમાં ન આવવા દેવા જોઈએ, એમ કહેનારું એક પણ વાક્ય નથી. સહજાનંદ સ્વામીની મૂર્તિને પૂજવાનો તથા શિક્ષાપત્રી અને વચનામૃત વાંચવાનો સર્વે વર્ણના સત્સંગીઓને સરખો અધિકાર આપ્યો છે.'[૮]

તેમણે ઉપદેશેલો વર્ણધર્મ ઘણે અંશે ગીતાને મળતો આવે છે: 'જે બ્રાહ્મણ વર્ણ હોય તેમણે શમ, દમ, ક્ષમા, અને સન્તોષ આદિ જે ગુણ તેમાં યુક્ત થવું. જે ક્ષત્રિય વર્ણ હોય તેમણે શૂરવીરપણું અને ધીરજ આદિ જે ગુણ તેમાં યુક્ત થવું. વૈશ્ય વર્ણ હોય તેમણે

કૃષિકર્મ તથા વણજ વ્યાપાર તથા વ્યાજવટું આદિ વૃત્તિઓ કરીને વર્તવું. અને જે શૂદ્ર વર્ણ હોય તેમણે બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની સેવા વગેરે દ્વારા ગુજરાન કરવું.'[૯] જે જમાનામાં શુષ્ક વૈરાગ્ય ઘણો ચાલતો હતો ને લોકો કામધંધાથી કંટાળી વેરાગી થઈને નીકળી પડતા, એ જમાનામાં તેમણે ભાર દઈને કહ્યું કે 'પોતાના વર્ણાશ્રમને ઘટિત એવો જે ઉદ્યમ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો.'[૧૦] તેમના સત્સંગી થવા માટે સંસાર તજવો જ પડે એવું નથી. સંસારનાં પોતાનાં કર્તવ્યો સારી રીતે, પ્રામાણિકપણે પાર પાડીને એમના સત્સંગી થઈ શકાય છે. એ વહેવાર વિષે પણ તેમણે કેટલીક રૂડી શિખામણ આપેલી છે. લોકો જ્યાં હતા ત્યાંથી તેમને ઊંચે ચડાવવા, એવો તેમનો ઉદ્દેશ હતો. તેથી, પોતે ગમે તે વર્ણને ત્યાં જમવાનો બાધ ન રાખતા છતાં, ગૃહસ્થોને તે મર્યાદા પાળવાની છૂટ રહેવા દીધી; અને કહ્યું કે 'જેના હાથનું રાંધેલ અન્ન તથા જેના પાત્રનું જળ તે ખપતું ન હોય તેણે રાંધેલ અન્ન તથા તેના પાત્રનું જળ તે, શ્રીકૃષ્ણ ભગવાનની પ્રસાદી ચરણામૃતના માહાત્મ્યે કરીને પણ, જગન્નાથપુરી વિના અન્ય સ્થાનકને વિષે ગ્રહણ ન કરવું; અને જગન્નાથપુરીને વિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાય તેનો દોષ નહીં.'[૧૧] તેમને તો લોકોનાં જીવનમાં બીજા ઘણા મોટા સુધારા કરાવવા હતા. ચોરી, વ્યભિચાર, જુગાર, કેફ વગેરે વ્યસનોમાંથી તેમને કાઢવા હતા કે તેમાં ફસાતા રોકવા હતા, અને તેમનાં જીવન ભગવદ્‌ભક્તિ તરફ વાળવાં હતાં. એટલે જમવા વિષેના ચાલતા પ્રવાહમાં તેમણે ખલેલ ન પાડી હોય એ બનવાજોગ છે. લોકોની સ્થૂળ સમજ જોઈને, તથા ભગવદ્‌-ભક્તો રાજી થાય એટલા માટે, એવી છૂટ તેઓ મૂકતા એવા દાખલા છે. તેમણે એક વાર કહેલું: 'અમારે પોતાની કોરનું અને બીજાની કોરનું અંત અવસ્થા જેવું સદા વર્તે છે; અને જેટલું માયિક પદાર્થમાત્ર છે તે સર્વે નાશવંત ને તુચ્છ સરખું જણાયા કરે છે, પણ એમ વ્યક્તિ નથી જણાતી જે આ સારું પદાર્થ છે ને આ ભૂંડું પદાર્થ છે. જેટલાં માયિક પદાર્થમાત્ર છે તે તો સર્વે એકસરખાં જણાય છે. અને કોઈક સારું નરસું જે કહીએ છીએ તે તો ભગવાનના ભક્તને સારું

લગાડવાને અર્થે કહીએ છીએ જે આ સારું ભોજન છે, આ સારું વસ્ત્ર છે, આ સારું ઘરેણું છે, આ સારું ઘર છે, આ સારું ઘોડું છે, આ સારાં પુષ્પ છે. તે ભક્તને સારું લાગે તે સારુ કહીએ છીએ. અને અમારી સર્વે ક્રિયા છે તે ભગવાનના ભક્તને અર્થે છે, પણ પોતાના સુખને અર્થે એકેય ક્રિયા નથી.'[૧૨]

સાથે સાથે વર્ણાશ્રમના અભિમાનનો ત્યાગ કરવાનો બોધ તેમણે ફરી ફરીને આપ્યો છે: 'જ્યાં સુધી (માણસ) દેહને પોતાનું રૂપ માને છે ત્યાં સુધી એની સર્વે સમજણ વૃથા છે. અને જ્યાં સુધી વર્ણનું કે આશ્રમનું માન લઈને ફરે છે ત્યાં સુધી એને વિષે સાધુપણું આવતું નથી.... એવો સાધુ તો હું છું जे मारे वर्णाश्रमनुं लेश मान नथी.'[૧૩] વળી કહ્યું: 'જેણે પોતાનું કલ્યાણ ઇચ્છવું તેણે કોઈ પ્રકારનું માન રાખવું નહીં. હું ઉચ્ચ કુળમાં જન્મ પામ્યો છું કે હું ધનાઢ્ય છું કે હું રૂપવાન છું કે હું પંડિત છું એવું કોઈ પ્રકારનું મનમાં માન રાખવું નહીં, અને ગરીબ સત્સંગી હોય તેના પણ દાસાનુદાસ થઈ રહેવું.'[૧૪] વળી વર્ણાશ્રમ એ કેટલી ગૌણ વસ્તુ છે, અને ધર્મનો સાર તો બીજો જ છે, તે બતાવવા કહ્યું: 'જેટલા કલ્યાણને અર્થે વ્યાસજીએ ગ્રન્થ કર્યા છે તે સર્વે સુરત રાખીને અમે સાંભળ્યા. તે સર્વે શાસ્ત્રમાં એ જ સિદ્ધાન્ત છે, અને જીવના કલ્યાણને અર્થે પણ એટલી જ વાત છે, જે આ સર્વ જગત છે તેના કર્તાહર્તા એક ભગવાન છે. અને એ સર્વ શાસ્ત્રને વિષે ભગવાનનાં ચરિત્ર છે કાં ભગવાનના સંતનાં ચરિત્ર છે. અને વર્ણાશ્રમના ધર્મની જે વાર્તા છે. અને તેનું ફળ જે ધર્મ અર્થ અને કામ છે, તેણે કરીને કોઈ કલ્યાણ થતું નથી; અને કેવળ વર્ણાશ્રમના ધર્મ વર્તે તો સંસારમાં કીર્તિ થાય ને દેહે કરીને સુખિયો રહે એટલું જ ફળ છે. અને કલ્યાણને અર્થે તો ભગવાનને સર્વકર્તાહર્તા જાણવા એ જ છે.'[૧૫] પોતાની સાધનાનો અનુભવ વર્ણવતાં કહ્યું: 'તેમ જ (મેં) અહંકારને કહ્યું જે ભગવાનના દાસપણા વિના બીજું અભિમાન ધર્યું તો તારો નાશ કરી નાખીશ.'[૧૬] (પોતાના દૃષ્ટાન્તનો આ આદર્શ તેમણે સત્સંગીઓ તેમ જ ધાર્મિક વૃત્તિવાળા સર્વ મનુષ્યો આગળ રજૂ કર્યો છે, ને ખરી

સિદ્ધ કરવાની વસ્તુ તો આ છે એમ બતાવ્યું છે.) ગૃહસ્થ શું કે સાધુ શું, બંનેમાં દીનપણું હોય તો જ ભગવાન તેમના પર રાજી થાય છે, એમ સમજાવ્યું છે.[૧૭]

વર્ણાશ્રમને અંગે ઘૂસી ગયેલો બાહ્યાચારનો આગ્રહ અને કર્મકાંડ એને ભક્તિમાર્ગ જોડે મેળ નથી, એ જાણતા હોવાથી તેમણે એ વાત બહુ સ્પષ્ટ શબ્દોમાં કહીને સમજાવ્યું કે વર્ણાશ્રમના બાહ્ય આચારોને ન વળગી રહો; એના કરતાં જે મોટી વસ્તુ ભક્તિ છે તેની સાધના તમારે તો કરવાની છે; માટે વર્ણાશ્રમના ભેદમાં અટવાઈ રહેશો નહીં. તેમણે કહ્યું: 'ભગવાનના જે અવતાર પૃથ્વીને વિષે થાય છે તે ધર્મના સ્થાપનને અર્થે થાય છે. તે કેવળ વર્ણાશ્રમના ધર્મ સ્થાપન કરવાને અર્થે જ નથી થતા, કેમ જે વર્ણાશ્રમના ધર્મ તો સપ્તર્ષિ આદિક જે પ્રવૃત્તિધર્મના આચાર્ય છે તે પણ સ્થાપન કરે છે. માટે એટલા સારુ જ ભગવાનના અવતાર નથી થતા. ભગવાનના અવતાર તો પોતાના એકાંતિક ભક્તના જે ધર્મ તેને પ્રવર્તાવવાને અર્થે થાય છે. અને વળી જે એકાંતિક ભક્ત છે તેને દેહે કરીને મરવું એ મરણ નથી. એને તો એકાંતિકના ધર્મમાંથી પડી જવાય એ જ મરણ છે.'[૧૮] વળી એ જ વાત બીજે પ્રસંગે સમજાવતાં કહ્યું: 'ભગવાનના સંબંધે સહિત જે ધર્મ છે તે તો નારદ, સનકાદિક, શુકજી, ધ્રુવ, પ્રહ્લાદ, અંબરીષ એ આદિક જે ભક્તજન તેનો છે; અને એ ધર્મને જ ભાગવતધર્મ કહે છે તથા એકાંતિક ધર્મ કહે છે. ને તે ધર્મ ને ભક્તિ તો બે નથી, એક જ છે. અને જે ધર્મના સ્થાપનને અર્થે ભગવાનના અવતાર થાય છે તે પણ એ જ ધર્મના સ્થાપનને અર્થે થાય છે. અને जे केवळ वर्णाश्रमना धर्म छे ते तो भागवतधर्म थकी अतिशय गौण छे. અને ભાગવતધર્મે કરીને તો જીવ જે તે ભગવાનની માયાને તરીને પુરુષોત્તમના ધામને પામે છે. માટે ભાગવતધર્મ ને ભક્તિ એનું તો એકસરખું ગૌરવ છે, અને પ્રાપ્તિ પણ એકસરખી જ છે. એવી રીતે ભક્તિની ને ધર્મની સરખી મોટાઈ છે. અને केवळ जे वर्णाश्रमना धर्म ते तो ते थकी अतिशय दुर्बळा छे, ने तेनुं फळ पण नाशवंत छे.'[૧૯]

આ ભક્તિમાર્ગમાં સ્ત્રી અને પુરુષના અધિકારમાં ભેદ નથી, કેમ કે 'દેહ તો પુરુષનો ને સ્ત્રીનો એય માયિક છે ને નાશવંત છે; અને ભજનનો કરનારો જે જીવાત્મા તે પુરુષ પણ નથી ને સ્ત્રી પણ નથી. એ તો સત્તામાત્ર ચૈતન્ય છે. તે દેહ મૂકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાય છે, અથવા એ ભક્તને જેવો સેવાનો અવકાશ આવે તેવો આકાર ધરીને ભગવાનની સેવા કરે છે. તેથી નરસિંહ મહેતો, ગોપીઓ ને નારદ સનકાદિક એમની ભક્તિમાં બે પ્રકાર નથી.'[૨૦] (એટલે બ્રાહ્મણ અને અન્ત્યજ એમની ભક્તિમાં પણ બે પ્રકાર ન હોઈ શકે; કેમ કે ભક્તિ કરનાર તે દેહ નથી પણ આત્મા છે.) 'એ આત્મા છે, તે બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, કણબી નથી, કોઈનો દીકરો નથી, કોઈનો બાપ નથી. એની કોઈ જાત નથી, નાત નથી.'[૨૧]

સહજાનંદ સ્વામીએ જે કેટલીક વસ્તુઓ પર વધારેમાં વધારે ભાર દીધો છે તેમાંની એક એ છે કે આત્માને દેહથી જુદો સમજવો, પોતે આત્મારૂપ છે એમ જાણીને તે રીતે જગતમાં વર્તવું, અને દેહને વિષે અહંમમત્વ ટાળવું. સહજાનંદ સ્વામી દરરોજ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને મનથી એમ માગતા કે 'હે મહારાજ ! આ દેહાદિકને વિષે અહંમમત્વ હોય તેને તમે ટાળજો.'[૨૨] તેઓ પોતાના અનુયાયીઓ પાસે ઘણું મોટું કામ કરાવવા માગતા હતા, એ વિષે કહેલું : 'મારે તો જે તમે ભગવાનના ભક્ત છો તેના હૃદયમાં કોઈ જાતની વાસના તથા કોઈ જાતનો અયોગ્ય સ્વભાવ તે રહેવા દેવો નથી; અને માયાના ત્રણ ગુણ, દશ ઇન્દ્રિયો, દશ પ્રાણ, ચાર અંતઃકરણ; પંચ ભૂત, પંચ વિષય, અને ચૌદ ઇન્દ્રિયોના દેવતા એમાંથી કોઈનો સંગ રહેવા દેવો નથી; અને એ સર્વે માયિક ઉપાધિ થકી રહિત સત્તામાત્ર એવો જે આત્મા તે રૂપે થઈને ભગવાનની ભક્તિ કરો એવા સર્વેને કરવા છે, પણ કોઈ જાતનો માયાનો ગુણ રહેવા દેવો નથી.'[૨૩] એટલે નર્યા બાહ્યાચારમાં, દેહની આભડછેટમાં, ને દેહને ધો ધો કરવામાં પડી જવું, એ શ્રીજીમહારાજની ધારણા પાર પાડી ન

કહેવાય. વળી સહજાનંદ સ્વામીએ કહ્યું છે : 'આપણે તો આત્મા છીએ, તે આપણે દેહ અને દેહના સંબન્ધ સાથે શા સારુ હેત જોઈએ? આપણે તો સત્તારૂપ રહીને ભગવાન તથા ભગવાનના ભક્ત સંગાથે હેત કર્યું છે. જે આત્મસત્તારૂપ થઈને ભક્તિ નહીં કરતા હોય તેનું રૂપ તો આ સત્સંગમાં ઉઘાડું થયા વિના રહે જ નહીં. શા માટે જે આ સત્સંગ છે તે તો અલૌકિક છે.'[૨૪] અર્થાત્ સત્સંગીઓની વચ્ચે પરસ્પર જે સંબન્ધ છે તે દેહનો સંબન્ધ નથી પણ આત્માનો સંબન્ધ છે, જે આત્માને નાતજાત નથી તેમ જેને આભડછેટ પણ લાગતી નથી.

આ સંપ્રદાયમાં જે પાંચ વર્તમાન ( નિયમો ) પૂર્ણપણે પાળવાના છે તે 'શ્રીસ્વામિનારાયણ ભાગવત' નામના ગ્રંથમાં આ પ્રમાણે આપ્યાં છે : ચોરી ન કરવી, પરસ્ત્રીનો સંગ ન કરવો, દારૂ ન પીવો, માંસ ન ખાવું, વટલવું નહીં અને વટલાવવું નહીં.[૨૫] અહીં પણ અન્ત્યજોની અસ્પૃશ્યતાની વાત નથી. એ જ ગ્રન્થમાં ( પૃ. ૭૪૮ – ૯ ) આચારના નિયમો ઘણી વિગતથી સમજાવ્યા છે; ત્યાં પણ અસ્પૃશ્યતાનો ઉલ્લેખ બિલકુલ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય; પછી સચ્છૂદ્ર; ને પછી 'સચ્છૂદ્ર સિવાય બીજા' ( ત્યાં પણ અસ્પૃશ્ય કહ્યા નથી ) તેમણે પણ 'ચંદનાદિક કાષ્ટની જે બેવડી માળા તે ભગવાનની પ્રસાદી કરાવીને કંઠને વિષે ધારવી, અને લલાટને વિષે કેવળ ચાંદલો કરવો,' એમ સહજાનંદ સ્વામીએ કહ્યું છે;[૨૬] પણ એમને મન્દિરોમાં પેસવા ન દેવા એમ કહ્યું નથી.

હા, સહજાનંદ સ્વામીએ અસ્પૃશ્યતા પાળવાની બતાવી છે. પણ તે કોની અસ્પૃશ્યતા? કોઈ એક જાતિની નહીં, પણ સ્ત્રી તથા પુરુષની. તેમણે કહ્યું છે : 'ઉત્સવના દિવસોએ તથા દરરોજ કૃષ્ણમન્દિરમાં આવેલા પુરુષોએ સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો, અને સ્ત્રીઓએ પુરુષોને અડકવું નહીં.'[૨૭] પણ આમાંયે અપવાદ ક્યારે કરાય તે વિષે કહ્યું છે : 'ક્યારેક સ્ત્રીઓનો કે પોતાનો પ્રાણ જાય એવું સંકટ આવી પડે ત્યારે સ્ત્રીઓને અડીને કે તેમની સાથે બોલીને પણ તે સ્ત્રીઓના ને પોતાના પ્રાણની રક્ષા કરવી.'[૨૮]

ચાંડાલની અસ્પૃશ્યતા તેમણે ક્યાંય આચારના નિયમોમાં ગણાવી નથી. તેમણે તો 'ચાંડાલ' શબ્દની વ્યાખ્યા જ જુદી કરી છે. જે માણસ ઈશ્વરની હસ્તીને માનતો નથી, નીતિઅનીતિમાં ભેદ ગણતો નથી, તે નાસ્તિક છે. 'જેની આવી જાતની બોલી સાંભળીએ તેને પાપિષ્ઠ જાણવો ને નાસ્તિક જાણવો; અને એને चांडाल જાણીને એનો કોઈ પ્રકારે સંગ રાખવો નહીં.'[૨૯] વળી 'ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનનાં ચરિત્રને ગાતો સાંભળતો હોય, ને ભગવાનનું નામસ્મરણ કરતો હોય, ને જો તેમાં ધર્મ (અર્થાત્ સદાચાર) ન હોય તો તે માથે પહાણો લઈને સમુદ્રને તરવાને ઇચ્છે એવો જાણવો ને તેને चांडाल જેવો જાણવો.'[૩૦] આવા 'ચાંડાલ'ની કોઈ જાત ન હોઈ શકે.

પણ શ્રીજીમહારાજ (સહજાનંદ સ્વામી) તો આના કરતાંયે ઘણી ઊંચી જાતની ને આકરી અસ્પૃશ્યતા પળાવવા માગતા હતા. તેમણે કહેલું: 'ભગવાનની કથા સાંભળીને શ્રોત્રને વશ કરવા, પણ ગ્રામ્ય વાર્તા હોય તે સાંભળવા દેવી નહીં. તેમ જ त्वचा ते भगवान ने भगवानना जन तेनो ज स्पर्श करे. અને નેત્ર તે પરમેશ્વર ને તેના દાસ તેનું જ દર્શન કરે. અને રસના તે અખંડ ભગવદ્‌ગુણને જ ગાય ને ભગવાનનો પ્રસાદ હોય તેનો જ સ્વાદ લે. અને નાસિકા તે ભગવાનનાં પ્રસાદી જે પુષ્પાદિક તેનો જ સુગંધ લે. પણ કુમાર્ગે કોઈ ઇન્દ્રિયને ચાલવા દે નહીં.'[૩૧] 'अयोग्य पदार्थने त्वचाए करीने अडे नहीं તો સહજે સ્પર્શ જિતાય.'[૩૨] 'અને જેમ શબ્દ તેમ જ સ્પર્શ પણ એક ભગવાનનો જ ઇચ્છે, અને અન્ય સ્પર્શને તો કાળો નાગ તથા બળતો અગ્નિ જેવો જાણે, ત્યારે તે રસિક ભક્ત સાચો.'[૩૩] આ અસ્પૃશ્યતા તે ઇન્દ્રિયમાત્રનો સંયમ છે; અને પાળવા જેવી હોય તો તે આ અસ્પૃશ્યતા છે.

કોઈ જાતિને જન્મને કારણે અસ્પૃશ્ય માનવા સામે તેમનો સખત વિરોધ હતો, એમ બતાવનારી એક વાત નિર્ગુણદાસ સ્વામીએ આપી છે. તે આ પ્રમાણે છે:

'ક્યારેક ગામ લોયામાં મહારાજને દર્શને ચૂડા ગામની ગંગા ઢેડડી આવી. તેને મહારાજે બાઈયુંની સભામાં માગ કરાવીને એક કોરે બેસાડી. પછી બીજી બાઈઓ માંહોમાંહે બોલવા માંડી જે "મહારાજે આને સભામાં ક્યાં બેસાડી?" તે સાંભળીને મહારાજ સુરા ખાચરના ઘરનાં મનુષ્ય પ્રત્યે બોલ્યા જે "તમારા ચોકમાં ઢોર મરી જાય તો કોણ લઈ જાય?" ત્યારે તે બાઈ કહે: "ઢેડ લઈ જાય." ત્યારે મહારાજ કહે: "આ ઢોરાં બાંધવાના કોડિયામાં મરી જાય તો કોણ ઉપાડી જાય?" ત્યારે તે કહે: "ઢેડ ઉપાડી જાય." ત્યારે મહારાજ કહે જે "ઘરમાં ઢેડ પેસે તેનો સંશય નહીં; ને આ ગંગાને કોરે બેસાડી છે તેમાં આવડાં અભડાઈ જાઓ છો!" એમ કરીને મહારાજે વાત કરી જે આ ગંગા પૂર્વજન્મમાં નાગર બ્રાહ્મણી હતી. તે જાતિના અભિમાને કરીને પોતાથી ઊતરતી જાતિના ભગવાનના ભક્ત હોય તેમને ગણતી નહીં, તે દોષે કરીને ભગવાને તેને આ જન્મમાં ઢેડ કરી છે.'[૩૪]

એને મળતી બીજી એક વાર્તા એ ગ્રંથમાં છે. 'કોઈક સમયને વિષે મહારાજ સોરઠ દેશમાં, કોઈક તળાવ ને વૃક્ષ હતાં ત્યાં, કાઠી ને અસવાર સહિત ઊતર્યા. ત્યાં ઢેડનાં છોકરાં હતાં, તેને મહારાજ કહે: "અલ્યા, તું કોણ છું?" ત્યારે તે બોલ્યો કે "બાપજી! ઢેડ છું." ત્યારે મહારાજ કહે: "હું આત્મા છું એમ કહે." ત્યારે તે કહે: "હું આત્મા છું, હું આત્મા છું." ત્યારે મહારાજ કહે: "અલ્યા, તું કોણ છું?" ત્યારે તે કહે: "બાપજી! ઢેડ છું." ત્યારે મહારાજ કહે: "સો વાર કહે જે હું આત્મા છું." ત્યારે તેણે સો વાર એમ કહ્યું. પછી પૂછ્યું જે "અલ્યા, તું કોણ છું?" ત્યારે તે બોલ્યો જે "હું ઢેડ છું." ત્યારે મહારાજ કહે કે આ જીવ ઢેડ મટતો નથી.'[૩૫] માણસ બ્રાહ્મણ છે કે વૈશ્ય છે કે ઢેડ છે એમ ભુલાવી પોતે આત્મા છે, એમ શીખવવાનો સહજાનંદ સ્વામીનો આશય હતો, એમ આ વાર્તા બતાવે છે.

બાહ્ય શુદ્ધિ કરતાં અંતરની શુદ્ધિ વધારે મહત્ત્વની છે, એમ બતાવનાર એક વાર્તા પણ છે. એક વૈરાગી એક સત્સંગીને ત્યાં રાત

રહ્યો. 'તેને પાટલો નાંખીને જમવા બોલાવ્યો, ત્યારે તે વેરાગી પાણી છાંટીને બેઠો. ત્યારે તે બાઈએ પૂછયું જે "આ પવિત્ર ચોકામાં પાણી છાંટીને બેઠા, તે તમે અંતરમાં ચોકો દીધો છે?" પછી તે વેરાગીએ પૂછયું જે "તમે અંતરમાં ચોકાનું કહ્યું તે સમજાણું નહીં. એ તે શું કહ્યું?" તે બાઈ બોલ્યાં જે "અમારે અન્ય પુરુષ સાથે વાતુ કરવાની મહારાજની આજ્ઞા નથી. બહાર મારા સસરા બેઠા છે તેમને પૂછજો. તે તમને કહેશે." તે વેરાગીએ જમીને એ સત્સંગીને પૂછયું જે "હું પાણી છાંટીને જમવા બેઠો ત્યારે માંહી બાઈએ કહ્યું જે અંતરમાં પાણી છાંટયા વિના બહાર પાણી છાંટયા કરો પણ કાંઈ નહીં. તે એ તે શું સમજવું?" સસરા બોલ્યા જે પ્રગટ ભગવાનનો આશ્રય કરીને, શુદ્ધ અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળીને, દેહાદિકને વિષે અહંમમત્વનો ત્યાગ કરીને, શુદ્ધ નિર્વાસનિક થાશો ત્યારે જ મોક્ષ થાશે. તે વિના તો ઉપરથી પાણી છાંટયા જેવું છે.'[૩૬]

સહજાનંદ સ્વામીનું પોતાનું વર્તન, તેમના કહ્યા પ્રમાણે, વર્ણાભિમાનથી મુક્ત હતું. કોઈને અડવામાં કે કોઈના હાથનું ખાવાપીવામાં એમને કદી સંકોચ નહોતો લાગતો, એ જાણીતી વાત છે. એમના સંપ્રદાયમાં એક વાસુદેવ બ્રહ્મચારી હતા. તે અતિશય મરજાદી હતા. સહજાનંદ સ્વામીને એમની આભડછેટ પસંદ પડી નહીં. એમના અનુયાયીઓમાં તો ઢેડ, મોચી, કોળી, કાઠી, સુતાર વગેરે અનેક અસંસ્કારી ગણાતી જાતો જ મોટા પ્રમાણમાં હતી. સહજાનંદ સ્વામીને એમનામાં જ વારંવાર ફરવું પડે, એમને ત્યાં ઊતરવું પડે, એમનું અન્ન ખાવું પડે. એમણે છેવટે બ્રહ્મચારીને પૂછયું કે 'તમને મારામાં વિશ્વાસ છે?' બ્રહ્મચારી કહે: 'હા.' સહજાનંદ સ્વામીએ કહ્યું: 'ત્યારે જાઓ, તમને કહું છું કે તમે ઢેડના હાથનું ખાશો તોયે તમારું કલ્યાણ થશે.' બ્રહ્મચારીએ પૂછયું: 'જરૂર?' સહજાનંદ સ્વામીએ કહ્યું: 'જરૂર.' બ્રહ્મચારી નિઃશંક થયા, અને ભોજનપંક્તિના બેઠા ચોકામાં ફરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે 'હું હવે ઢેડના હાથનું ખાઉં તોયે ડર નથી.'[૩૭]

'એમના સાધુઓમાં સર્વ વર્ણોને સ્થાન હતું. તેમાં પ્રસિદ્ધ કવિ પ્રેમાનંદ સ્વામીનો પણ સમાવેશ હતો. એ સાધુ મૂળ હિંદુ હતા કે મુસલમાન એ પણ નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. એમના અનુયાયીઓમાં હિંદુ અને મુસલમાન બંને હતા. એમના મુસલમાન શિષ્યો પણ કંઠી, તિલક, માળા અને ચોટલી રાખતા, અને મન્દિરમાં જઈ શકતા.'[૩૮]

'ભગવાન સર્વના સ્વામી છે, ભક્તવત્સલ છે, પતિતપાવન છે, અધમઉદ્ધારણ છે, એવો પણ ભગવાનની કોરનો વિશ્વાસ' હૈયામાં જોઈએ, અને 'પંચમહાપાપે યુક્ત હોય ને તેને જો ભગવાનનો વિશ્વાસ હોય તો તેનો કોઈ કાળે છૂટકો થાય,'[૩૯] એ સહજાનંદ સ્વામીનો ઉપદેશ હતો. તેમણે કહ્યું: 'અમારો એવો સ્વભાવ છે જે એક તો ભગવાન, ને બીજા ભગવાનના ભકત, ને ત્રીજા બ્રાહ્મણ, ને ચોથો કોઈક ગરીબ મનુષ્ય એ ચારથી તો અમે અતિશય બીએ છીએ જે રખે એમનો દ્રોહ થઈ જાય નહીં. અને એવા તો બીજા કોઈથી અમે બીતા નથી.'[૪૦] વળી કહ્યું: 'એ સંત તો સર્વ જગતના આધારરૂપ છે. તે તુચ્છ જીવનું અપમાન સહે તે એમની એ અતિશય મોટપ છે. એવી રીતની ક્ષમાવાળા છે તે જ અતિશય મોટા છે. અને જે આંખો કાઢીને પોતાથી ગરીબ હોય તેને બિવરાવે છે ને મનમાં જાણે જે હું મોટો થયો છું, પણ એ મોટો નથી. અથવા સિદ્ધાઈ દેખાડીને લોકોને ડરાવે છે. એવા જે જગતમાં જીવ છે તે ભગવાનના ભકત નથી; એ તો માયાના જીવ છે.'[૪૧]

ગરીબો વિષે તેમને કેટલી બધી લાગણી હતી તે આ વચનો બતાવે છે. તેમણે 'પાપી જીવોને પોતાના શરણમાં લઈ તેમનો મોક્ષ કર્યો છે. જે જીવો પરસ્ત્રીના કુછંદે ચડ્યા હતા, મદ્યમાંસના ભક્ષણ કરનારા હતા, ચોરી લૂંટફાટ કરી અન્ય મનુષ્યનાં ખૂન કરવાની સહજ વૃત્તિવાળા હતા, અને વળી જે લોકો લોભા લંપટ કપટી હતા, તે તમામ પાપના પર્વત જેવા પુરુષો'નાં[૪૨] જીવનમાં તેમણે પલટો કરાવ્યો હતો. એક બ્રાહ્મણે તેમના પગમાંથી કાંટો કાઢેલો. તેને જોઈને મહારાજ બોલ્યા: 'તેં મારો કાંટો કાઢ્યો તે તારું

હું કલ્યાણ કરીશ.' બ્રાહ્મણે કહ્યું : 'મારું કલ્યાણ થાય એવો હું નથી. હું તો બ્રહ્મહત્યારો છું. મારા ભાઈને મેં માર્યો છે.' મહારાજ કહે : 'તારું બ્રહ્મહત્યાનું પાપ તો નાશ થઈ ગયું, પણ તારાં અનેક જન્મનાં પાપ નાશ થઈ ગયાં, ને હું તારું કલ્યાણ કરીશ.'[૪૩] મતલબ કે આવું ઘોર પાપ કરનાર પ્રત્યે પણ આ સંપ્રદાયમાં તિરસ્કાર નથી, ને તેને પણ અપનાવેલો છે. ત્યાં 'અન્ત્યજ' ગણાતી આખી કોમ વિષે તિરસ્કાર અને આભડછેટ કેમ સંભવે ?

વડોદરામાં બાપુસાહેબ નામના સત્સંગી અમલદારને ત્યાં મહીકાંઠાના ખૂની કોળીઓ હથિયાર લઈ રાતે લૂંટ કરવા આવેલા. બાપુસાહેબને મારી નાખવાનો પણ તેમનો વિચાર હતો. કોળીઓ અરધી રાતે હવેલી આગળ આવી કમાડ તોડવા લાગ્યા. પાંચ સાત પુરવિયા ચોકીદાર સામા થયા, તેમના પર ઘા કર્યા. એટલામાં બાપુસાહેબ શ્રીજીમહારાજના જીવન અને ઉપદેશ વિષે વાતો કરતા કરતા બહારથી આવ્યા. ત્યાં તો મારવા લૂંટવા આવેલા કોળી લોકોનું મોટું ધાડું દીઠું. પોતાના ઘરના ચોકીવાળાને તલવાર વડે મારતા જોઈ ધીરા રહી બોલ્યા કે 'અરે ઠાકોર લોકો, તમે એ પહેરાવાળા ગરીબને મારશો નહીં. આ હું બાપુ શિવરામ હમણાં જ બહારથી આવીને તમારી પાછળ બિનહથિયારે ઊભો છું. માટે મને મારી નાખીને તમે સુખેથી હવેલી લૂંટી જાઓ.' એવું સાંભળીને આગેવાન જબરા કોળીઓએ ઝડપોઝડપ વીજળી જેવી તલવારો ખેંચી બાપુસાહેબને મારવા ઉગામી તો ખરી, પણ તેમના હાથ થંભી ગયા.[૪૪] અહિંસાનો વિજય થયો, ને કોળીઓનાં જીવન બદલાયાં. એ સહજાનંદ સ્વામીના શિક્ષણનો પ્રતાપ.

આવા કેટલાયે માણસો પોતાનું મહદ્‌ભાગ્ય સમજતા કે તેઓ આવા મોટા સંતના સમાગમમાં આવ્યા. એવા માણસોમાં એક જોબન પગી હતા, તેમને પેટલાદના કશિયાજીએ પૂછ્યું કે 'તમને શ્રીસ્વામીનારાયણે શો પરચો આપ્યો? અમે સાંભળ્યું છે કે શ્રીસ્વામીનારાયણ ગધેડાની ગાય કરે છે. તે કેમ થાય તે કહો.' પગી કહે: 'હું ગધેડો હતો, અને શ્રીસ્વામીનારાયણે સત્સંગી કર્યો. નહીં તો મારે આચાર વિચાર નહોતો. હવે નાહવા ધોવાના નિયમ રાખ્યા. દારૂ, ચોરી, માંસ,

અવેરીનો ત્યાગ કર્યો. એ શું પરચો નથી? હું શ્રીસ્વામીનારાયણનો સત્સંગી થયો, તો તમે મને તમારી ગાદી પાસે બેસાડચો.'[૪૫]

સહજાનંદ સ્વામીએ એકલા ગુજરાત કાઠિયાવાડમાં જ કેટલા બધા પ્રવાસ કરેલા! સુરતથી ગઢડા સુધી તેઓ ફરતા, ને ગામડાંમાં લોકોને સદ્બોધ આપતા. ગામ પિપલાણામાં એક જમાદાર મુસલમાન આવી વંદના કરીને સભામાં બેઠો, તેને તેમણે ભગવદ્વાર્તા કરી. સુરતમાં અરદેશર કોટવાળ પારસીને ત્યાં તેઓ ગયેલા, ને અરદેશરે મહારાજની પૂજા કરેલી. એક વાર એમને જોઈ એક ભરવાડે કહ્યું: 'આ સોનાની મૂઠવાળી તરવાર બાંધીને પાળા જેવો જણાય છે, પણ તે અમારી નાતનો છે. તે વિના આવું ડહાપણ હોય નહીં.' મહારાજ બોલ્યા: 'તમારી જાતિમાં બહુ ડહાપણ?' ભરવાડ કહે: 'સો નાગર ભેળા કરો તોય અમારા જેવું ડહાપણ ન હોય.' મહારાજ કહે: 'જુઓને, કેવું જાતિનું અભિમાન છે!' એક ગામમાં બે સપારણોએ એમને બાવળનાં દાતણ આપેલાં, એમ સમજીને કે આ દાતણ ખુદાને આપ્યાં. ત્યારે મહારાજે કહ્યું કે 'તમારા બેયનાં કલ્યાણ થશે.'[૪૬]

મેસાણામાં એક ડોસીને ત્યાં મહારાજ અને તેમના સાથનો મુકામ હતો. ત્યાં 'ખીચડી ને શાક જમ્યા, ને સર્વે સંતને અને અસવારને જમાડચા, તોય તે બે વધી પડચાં. પછી તેને ઢાંકી મેલ્યાં, ને તે સર્વે સૂઈ રહ્યા. સવારે ચાલવા તૈયાર થયા ત્યારે તે ડોસી બોલી જે "મારું રાંડીરાંડનું બગાડશો?" પછી મહારાજ સર્વેને કહે: "જમવા બેસો." ત્યારે સર્વે બોલ્યા જે "હે મહારાજ! દાતણ કર્યાં નથી, નાહ્યા નથી, ને દાતણ નાહ્યા પૂજા વિના કેમ જમાય?" ત્યારે મહારાજ બોલ્યા જે "દાતણની નાહ્યાની એ તો ટેવ પડી છે. પણ આત્માને શો બાધ છે?" એમ કહીને મહારાજે ખીચડી ને શાક સર્વેને જમાડી દીધાં. એટલે તે ડોસી બોલી જે "આ રહ્યો માર્ગ." પછી મહારાજ ત્યાંથી પધાર્યા.'[૪૭] અહીં આત્મધર્મ અને દેહધર્મ વચ્ચેનો ભેદ બતાવ્યો છે; અને બહારની છોછ ને આભડછેટ રાખનારને પરોક્ષ રીતે બોધ આપ્યો છે.

મુસલમાનો સત્સંગી બન્યાના બીજા પણ કેટલાયે દાખલા છે. ગોંડળનો રવજી નામનો એક મુસલમાન સત્સંગી થયેલો. 'તેના સંબંધી જનોએ હિંદુ થયેલો જાણી તેને નાત બહાર કર્યો, અને સગાંવહાલાંએ પણ તેનો ત્યાગ કર્યો. પછી તેણે શ્રીસ્વામીનારાયણનું ભજન કરી, પોતે કમાણી કરી, જીવતા સુધી નિર્વાહ કરેલો; જ્યારે તે માંદો પડ્યો ત્યારે સત્સંગીઓએ તેનાં સંબંધીઓને કહ્યું કે "તમે રવજીની ચાકરી કરો." સંબંધી કહે: "એ તો હિંદુના ભગવાન શ્રીસ્વામીનારાયણને માને છે, માટે અમે એની ચાકરી નહીં કરીએ." પછી સત્સંગીઓએ તેની ચાકરી કરી, અને તે મરી ગયો. સત્સંગીઓએ તેનાં સંબંધીઓને કહ્યું કે "રવજી મૃત્યુ પામ્યો છે, તેથી તમે તેના શબને લઈ જાઓ." સંબંધી કહે કે "એ હિંદુના ભગવાનનું ભજન કરે છે, તેથી અમે એની દફનક્રિયા કરીશું નહીં." પછી સત્સંગીઓએ તેને સ્મશાનમાં લઈ જઈ અગ્નિસંસ્કાર કર્યો.'[૪૮]

આ ઉપરાંત, વડોદરાના કેટલાક આરબો સત્સંગી થયેલા. રહીમબક્ષ નામનો મુસલમાન ચિતારો સત્સંગી થયેલો. 'તે વડોદરાના મન્દિરની ભીંતો રંગતો અને ચીતરતો, અને આખો દિવસ ભજન કરતો.' કાઠિયાવાડના તેરા ગામનો ખમીસો નામનો મુસલમાન સત્સંગી થયેલો. શ્રીજીમહારાજના સમાગમથી એક ફકીરને જ્ઞાન થયેલું, ને અલ્લાનો સાક્ષાત્કાર થયેલો.[૪૯]

એ વખતે સ્વામીનારાયણના સત્સંગી થવામાં સુખચેન અને માનપાન નહોતાં. મુક્તાનંદ સ્વામીએ ગાયું છે:

'શૂળી ઉપર શયન કરાવે તોય સાધુને સંગે રહીએ રે.'

એના જેવી સ્થિતિ ઘણાયે સત્સંગીઓની થતી. માર પડતા, નાતજાતમાંથી બહિષ્કાર થતા, અને જીવનાં જોખમ પણ ખેડવાં પડતાં. એના અનેક દાખલા સંપ્રદાયના ગ્રન્થોમાં આપેલા છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળાના દાદા સુરતમાં વૈષ્ણવ પુષ્ટિમાર્ગમાંથી સ્વામીનારાયણના સત્સંગી થયેલા. એટલા કારણસર સુરતના આખા મહાજને — એટલે કે સર્વ જાતિઓએ — એમના કુટુંબનો બહિષ્કાર

કરેલો. વાળંદ હજામત કરવા સુધ્ધાં આવે નહીં. મુસલમાન કારીગરો ડરના માર્યા કામ કરવા આવે નહીં, તેથી મશરૂ બનાવવાનો જામેલો ધંધો પડી ભાંગ્યો. આવો કડક બહિષ્કાર છ વરસ સુધી ચાલેલો. આવા અનેક દાખલા બનતા હશે, એટલે સહજાનંદ સ્વામીએ એક પ્રસંગે કહેલું કે 'અમારો દયાળુ સ્વભાવ છે, તોપણ જે હરિભક્તનો દ્રોહી હોય તેનો તો અમારે અભાવ આવે છે. અને હરિજનનું ઘસાતું જો કોઈ બોલ્યો હોય અને એને જો હું સાંભળું, તો તેની સાથે હું બોલવાને ઘણો ઇચ્છું પણ બોલવાનું મન જ થાય નહીં.'[૫૦]

આ બધું સહન કરીને સત્સંગીઓ પોતાની શ્રદ્ધાને ટકાવી રાખતા. એમ આ સંપ્રદાયની સ્થાપના પાછળ એટલું બધું તપ, કષ્ટસહન, અને આંતર વિશુદ્ધિ રહેલાં છે. આ સંપ્રદાય શાસ્ત્રશુદ્ધ નથી, સાવ નવો છે, એવા આક્ષેપો પણ તેની સામે થતા.[૫૧] પણ ધર્મમાં કશું નવું થાય જ નહીં, એમ સહજાનંદ સ્વામી ને તેમના સત્સંગીઓ માનતા નહોતા. તેથી આક્ષેપ કરનાર, જૂના પંથવાળાને સામો જવાબ અપાતો કે 'તમારા પંથો પણ જ્યારે નીકળ્યા ત્યારે નવા જ હતા ને!' આમ કહેનાર સંપ્રદાય આજે અમુક વસ્તુ નવી લાગે છે માટે અમે ન કરીએ એવી દલીલ કેમ કરે? પણ તે કાળે આ સંપ્રદાયે આજના જેવી અસ્પૃશ્યતાને માન્યતા આપી હોય એવું દેખાતું નથી. જે માણસોએ સામાજિક અને ધાર્મિક બહિષ્કારની વિટંબણાઓ વેઠી છે તેઓ બીજાઓને એવી રીતે બહિષ્કૃત કેમ રાખે? 'શ્રીસ્વામિનારાયણ ભાગવત'માં, આનંદાનંદ સ્વામીએ સમજાવેલા વર્ણાશ્રમના ધર્મો બહુ વિસ્તારથી આપેલા છે.[૫૨] તેમાં ક્યાંયે જન્મસિદ્ધ અસ્પૃશ્યતાનો ઉલ્લેખ નથી. સંપ્રદાયોના માંહોમાંહેના ઝઘડાનો આવો કડવો અનુભવ થવા છતાં સહજાનંદ સ્વામીએ શિવ, વૈષ્ણવ વગેરે સર્વ સંપ્રદાયો પ્રત્યે આદર રાખવાનો જ બોધ આપ્યો છે, અને કહ્યું છે: 'રસ્તે ચાલતાં શિવાલય વગેરે જે દેવમન્દિરો નજરે પડે તેને પ્રણામ કરવા, અને તેમાંના દેવનું આદરપૂર્વક દર્શન કરવું.'[૫૩] વળી કહ્યું છે: 'સર્વ વૈષ્ણવોના રાજા એવા જે શ્રીવલ્લભાચાર્ય, ને તેમના પુત્ર

શ્રીવિઠ્ઠલનાથજી, એમણે જે જે વ્રતો ને ઉત્સવો ઠરાવ્યાં હોય તે સર્વ વ્રતો ને ઉત્સવો તેમણે કહેલા વિધિને અનુસરીને કરવાં; અને કૃષ્ણની પૂજાનો વિધિ પણ તેમણે જે બતાવ્યો હોય તેને અનુસરવું.'[૫૪]

પાછળ (પ્રકરણ ૧૨ માં) આપણે જે કેટલાંક વચનો વાંચ્યાં તેનાથી કેવાં જુદાં, ને કેવી ઉદારતાવાળાં, વચનો અહીં વાંચીએ છીએ! જે જમાનામાં આપણા ધર્મના સંપ્રદાયો માંહોમાંહે લડતા તે જમાનામાં, અને ઇતર સંપ્રદાયોના અણસમજુ અનુયાયીઓએ પોતાના સત્સંગીઓનો જે છળ કરેલો તે જાણમાં હોવા છતાં, આ મહાપુરુષે આવી સમતા, ઉદારતા ને નિર્વૈરતા જાળવી રાખી. એ ઉદારતાને લીધે જ તેમણે મુસલમાનોને પણ અપનાવ્યા. એમનો જ સંપ્રદાય હિંદુ હરિજનોને અસ્પૃશ્ય ગણે, ને તેમને સામાન્ય મન્દિરો-માંથી બહિષ્કૃત રાખે, એ વાત મૂળ સંસ્થાપકની ઊંચી ને વિશાળ ભાવના સાથે સુસંગત કેવી રીતે ગણાય?

'વડોદરા પાસે છાયાપુરી (છાણી) ગામમાં ઢેડ સત્સંગીઓનું સ્વામીનારાયણનું નાનું મન્દિર છે, તેની પૂજાપદ્ધતિ વગેરે એવી જ જાતનાં સવર્ણોના મન્દિરના જેવી છે. ત્યાં સંપ્રદાયના સાધુઓ ઉઘરાણું કરવા જાય છે, અને ઉપદેશ આપે છે.'[૫૫] પણ એ હરિજનોને સંપ્રદાયનાં સામાન્ય મન્દિરોમાં પ્રવેશ ન મળે. જો એક મન્દિરની મૂર્તિને હરિજન (અન્ત્યજ) પૂજે છે એટલાથી ભગવાનની એ મૂર્તિ અભડાતી ન હોય, તો બીજા કોઈ મન્દિરમાં મૂકેલી એ જ ભગવાનની મૂર્તિ હરિજનના સ્પર્શથી શી રીતે અભડાઈ જાય? શું જુદી જુદી મૂર્તિઓમાં ભગવાન જુદો જુદો છે?

'શ્રી સત્સંગી જીવન' નામનો, શતાનંદ મુનિનો રચેલો, ગ્રન્થ આ સંપ્રદાયમાં સારી પેઠે લોકપ્રિય છે. તેના ૧લા પ્રકરણના ૩૩મા અધ્યાયનું મથાળું છે: 'વર્ણાશ્રમધર્મનિરૂપણ'.[૫૬] એ આખા પ્રકરણમાં 'અન્ત્યજો'ની અસ્પૃશ્યતાનું નામ ક્યાંયે નથી. એ પણ બતાવે છે કે આ અસ્પૃશ્યતાને વર્ણાશ્રમધર્મનું અંગ માનેલી નથી. એ જ ગ્રન્થના ૪થા પ્રકરણના ૫૨મા અધ્યાયમાં 'દીક્ષિતોના નિયમો' આપેલા

છે. તેમાં સ્ત્રીઓના દીક્ષાવિધિમાં કહ્યું છે: 'ત્રણ વર્ણની તથા સચ્છૂદ્રોની સ્ત્રીઓનો વિધિ આ પ્રમાણે કહ્યો. અને હવે બીજી વર્ણોની સ્ત્રીઓની દીક્ષાનો વિધિ કહું છું. બીજી વર્ણની સ્ત્રીઓ સ્નાન કરીને આવે એટલે ગુરુપત્નીએ તેમને ગુણાક્ષરના નામનો મન્ત્ર આપવો. એ પછી એ મંત્ર લીધેલી એ શિષ્યા સ્ત્રીઓને નિયમો કહી બતાવવા, અને તે તેણે સાંભળીને હૃદયમાં ધારણ કરવા.'[૫૭] અહીં જોવાનું તો એ છે કે ત્રણ વર્ણ ને સચ્છૂદ્ર સિવાયની 'બીજી વર્ણોની સ્ત્રીઓને' સુધ્ધાં દીક્ષા માટે અયોગ્ય ને અનધિકારી ગણી નથી; તે પણ બીજી સ્ત્રીઓની પેઠે જ સ્નાન કરીને ગુરુપત્ની પાસે જાય છે; અને ગુરુપત્નીએ તેને ઘર યા મન્દિર બહાર બેસાડવી કે તેનો સ્પર્શ ન કરવો એવું કશું કહેલું નથી. વળી આગળ ઉપર કહે છે: 'તે ગુરુએ (અર્થાત્ ગુરુસ્ત્રીએ) રાધાકૃષ્ણની પ્રતિમા ચાતુર્વર્ણ્યની સ્ત્રીને આપવી, અને તે સિવાયની સ્ત્રીને આ પ્રમાણે આજ્ઞા કરવી: "તારે કદી પણ પ્રતિમાનો સ્પર્શ ન કરવો, પણ પોતાના ગામમાં ઉદ્ધવ સંપ્રદાયના મન્દિરમાં જઈને તે પ્રતિમાનું દર્શન કરવું. જો એવી મૂર્તિ ગામમાં ન હોય ત્યારે કૃષ્ણની પ્રસાદી એવું પુષ્પાદિક સ્થાપન કરીને દરરોજ તેનું દર્શન કરવું. દરરોજ તેનું આદરથી માનસી પૂજન કરવું. તેથી જ બાહ્ય પૂજાનું સર્વ ફળ મળશે." પછી ચારે વર્ણની સ્ત્રીઓએ ગુરુસ્ત્રીનું પૂજન કરવું, ને કંદ, ચોખા, ફૂલ, તથા શક્તિ પ્રમાણે વસ્ત્ર, ધન વગેરેથી કરવું.'[૫૮] અહીં 'બીજી વર્ણો' એ શબ્દનો અર્થ 'અન્ત્યજ' છે એમ કલ્પી લઈએ, તોપણ અહીં એટલું તો સાવ સ્પષ્ટ રીતે કહેલું છે કે તેમણે 'પોતાના ગામમાં ઉદ્ધવ સંપ્રદાયના મન્દિરમાં તે પ્રતિમાનું દર્શન કરવું.' આવી નિઃસંશય ને અસંદિગ્ધ ભાષામાં 'હરિજનો' માટે મન્દિરપ્રવેશની પરવાનગી આપેલી છે.

સહજાનંદ સ્વામીના મુખ્ય શિષ્યોમાંના એક ગોપાળાનંદ સ્વામીએ પણ કહ્યું છે: 'અહંકાર છે તે વર્ણ, આશ્રમ, જાતિ, કુળ, રૂપ, ગુણ તેને વિષે અહંપણું ધરે છે, અને પોતાને તેવા આકારે માને છે. તે અહંપણાને મૂકીને આત્માને વિષે અહંપણું

માનવું જે હું તો જાણપણે યુક્ત એવો જે આત્મા તે છું, પણ વર્ણાશ્રમાદિક ધર્મવાળો જે તે હું નહીં. એવો નિરંતર અભ્યાસ કરવો ત્યારે અહંકાર જિતાય.'[૫૯] મન્દિરોને વિષે કહ્યું છે: 'આપણને શ્રીજીમહારાજ મન્દિર અધૂરાં રહેશે તો ઠપકો નહીં દે, ને હવેલી અધૂરી રહેશે તેનો નહીં દે, ને રૂપિયાનો નહીં દે. આપણને તો જેટલો ધર્મ લોપાશે તેટલો ઠપકો દેશે. માટે ધર્મમાં ખબરદાર રહેવું. તો ભગવાન રાજી થશે.'[૬૦] એ ધર્મ તે કંઈ બાહ્યાચારનો ધર્મ નથી, ને એ મંદિર તે નર્યા ઈંટચૂનાનું નહીં પણ ઘણી ઊંચી જાતનું મન્દિર છે, એ બતાવવા કહે છે: 'શિખર ચડીને મંદિર સંપૂર્ણ ક્યારે થાય? ઉત્તર જે ધર્મ જ્ઞાનાદિક ગુણને પુરુષપ્રયત્ને કરીને જ્યારે અતિ પક્વ કરે ને તેણે કરીને વાસના નિર્મૂળ થઈ જાય ત્યારે શિખર ચડે ને મન્દિર પૂરું થયું કહેવાય, ને તે વિના તો અધૂરું જ કહેવાય.'[૬૧]

ગુણાતીતાનંદ સ્વામીએ કહેલી એક વાત છે. એક સત્સંગી સામે જોઈ તેમણે કહ્યું: 'તમારે મૂર્તિ તો છે, પણ મન્દિર વિના પધરાવશો ક્યાં? માટે ભગવાન પધરાવવા હોય તો આમાં (વચનામૃતમાં તથા પોતે બોલેલા એવા શ્લોકોમાં) કહ્યું એવું મન્દિર કરતાં શીખો. તો ભગવાન રહે.' પછી કહે: 'આ મન્દિર સારુ મૂર્તિઓ લેવા ગયા ત્યારે સલાટે કહ્યું કેવી મૂર્તિઓ કાઢી આપું? સાધુએ કહ્યું આ નકશા પ્રમાણે કાઢી આપો. ત્યારે સલાટે કહ્યું લાખો રૂપિયાનું મન્દિર હોય ત્યારે એવી મૂર્તિઓ શોભે. પછી સાધુએ કહ્યું મન્દિર પ્રમાણે જ મૂર્તિઓ લેવા આવ્યા છીએ. ત્યારે કહે કાઢી આપું. પછી સલાટે મૂર્તિઓ કાઢી આપી. તેમ આપણે બ્રહ્મરૂપ થયા વિના પુરુષોત્તમ ભગવાનને પધરાવશું ક્યાં? માટે પુરુષોત્તમ ભગવાનને પધરાવવા હોય તો બ્રહ્મરૂપ થવું.'[૬૨]

આવા ઉદાત્ત ઉપદેશમાં ઊંચનીચભાવ અને અસ્પૃશ્યતાને સ્થાન શી રીતે હોઈ શકે?

## ટિપ્પણો

૧. આ. બા. ધ્રુવ : 'હિન્દુ વેદધર્મ', પૃ. ૩૧૪.

૨. કિશોરલાલ ઘ. મશરૂવાળા : 'સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય', પૃ. ૬૩–૪.

૩. कस्यापि प्राणिनो हिंसा नैव कार्यात्र मामकैः ।
देवतापितृयागार्थमप्यजादेश्च हिंसनम् ।
न कर्तव्यमहिंसैव धर्मः प्रोक्तोऽस्ति यन्महान् ॥
स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्यापि वा क्वचित् ।
मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा ॥

शिक्षापत्री ११–३.

૪. આ. બા. ધ્રુવ : 'હિન્દુ વેદધર્મ', પૃ. ૩૧૪.

૫. વચનામૃત, પૃ. ૧૩૮–૯.

૬. વચનામૃત, પૃ. ૧૬૬.

૭. स्ववर्णाश्रमधर्मो यः स हातव्यो न केनचित् । शिक्षापत्री २४.

૮. કિશોરલાલ ઘ. મશરૂવાળા : 'હરિજનબંધુ', ૫–૧૧–૩૩.

૯. भाव्यं शमदमक्षान्तिसन्तोषादिगुणान्वितैः ।
ब्राह्मणैः शौर्यधैर्यादिगुणोपेतैश्च बाहुजैः ॥
वैश्यैश्च कृषिवाणिज्यकुसीदमुखवृत्तिभिः ।
भवितव्यं तथा शूद्रैर्द्विजसेवादिवृत्तिभिः ॥ शिक्षापत्री ८९, ९०.

૧૦. यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः । शिक्षापत्री १४०.

૧૧. अग्राह्यान्नेन पक्वं यदन्नं तदुदकं च न ।
जगन्नाथपुरोऽन्यत्र ग्राह्यं कृष्णप्रसाद्यपि ॥ शिक्षापत्री १९.

૧૨. વચનામૃત, પૃ. ૫૪૮.

૧૩. વચનામૃત, પૃ. ૯૭.

૧૪. વચનામૃત, પૃ. ૬૬૭.

૧૫. વચનામૃત, પૃ. ૪૮૦.

૧૬. વચનામૃત, પૃ. ૪૮૫.

૧૭. વચનામૃત, પૃ. ૪૯૧.

૧૮. વચનામૃત, પૃ. ૫૩૪.

૧૯. વચનામૃત, પૃ. ૬૯૧–૨.

૨૦. વચનામૃત, પૃ. ૬૯૫.
૨૧. વચનામૃત, પૃ. ૭૪૫.
૨૨. વચનામૃત, પૃ. ૫૨૪.
૨૩. વચનામૃત, પૃ. ૫૩૧.
૨૪. વચનામૃત, પૃ. ૬૯૩.
૨૫. શ્રીસ્વામિનારાયણ ભાગવત, પૃ. ૬૭૪.
૨૬. भक्तैस्तदितरैर्माले चन्दनादीन्धनोद्भवे ।
धार्ये कण्ठे ललाटेऽथ कार्यः केवलचन्द्रकः ॥ शिक्षापत्री ४५.
૨૭. उत्सवाहेषु नित्यं च कृष्णमन्दिरमागतैः ।
पुंभिः स्पृश्या न वनितास्तत्र ताभिश्च पूरुषाः ॥
शिक्षापत्री ४०.
૨૮. प्राणापद्युपपन्नायां स्त्रीणां स्वेषां च वा क्वचित् ।
तदा स्पृष्ट्वापि तद्रक्षा कार्या संभाष्य ताश्च वा ॥
शिक्षापत्री १८२.
૨૯. વચનામૃત, પૃ. ૪૩૦.
૩૦. વચનામૃત, પૃ. ૫૧૫.
૩૧. વચનામૃત, પૃ. ૪૫૧–૨.
૩૨. વચનામૃત, પૃ. ૪૬૪.
૩૩. વચનામૃત, પૃ. ૪૯.
૩૪. સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામીની વાતો, ૩૫૮.
૩૫. એજન, ૧૫૧.
૩૬. એજન, ૨૮૨.
૩૭. કિશોરલાલ ઘ. મશરૂવાળા : 'હરિજનબંધુ', ૫–૧૧–૩૩.
૩૮. એજન.
૩૯. વચનામૃત, પૃ. ૪૭૧.
૪૦. વચનામૃત, પૃ. ૬૦૯.
૪૧. વચનામૃત, પૃ. ૫૩.
૪૨. શ્રીસ્વામિનારાયણ ભાગવત, પૃ. ૨૯.
૪૩. સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામીની વાતો, ૪૭૭.
૪૪. શ્રીસ્વામિનારાયણ ભાગવત, પૃ. ૩૭૧.
૪૫. એજન, પૃ. ૨૯૧–૨.

૪૬. સદ્ગુરુ નિર્ગુણદાસ સ્વામીની વાતો, ૧૧૪, ૧૪૮, ૪૮૪.
૪૭. એજન, ૫૩૪.
૪૮. શ્રીસ્વામિનારાયણ ભાગવત, પૃ. ૩૨-૩.
૪૯. એજન, પૃ. ૧૯૯, ૨૩૨, ૨૭૩, ૨૭૬.
૫૦. વચનામૃત, પૃ. ૪૯૭.
૫૧. શ્રીસ્વામિનારાયણ ભાગવત, પૃ. ૪૯૦-૧.
૫૨. એજન, પૃ. ૪૭૬-૪૮૫.
૫૩. दृष्ट्वा शिवालयादीनि देवागाराणि वर्त्मनि ।
प्रणम्य तानि तद्देवदर्शनं कार्यमादरात् ॥ शिक्षापत्री २३.
૫૪. सर्ववैष्णवराजश्रीवल्लभाचार्यनन्दनः ।
श्रीविठ्ठलेशः कृतवान् यं व्रतोत्सवनिर्णयम् ।
कार्यास्तमनुसृत्यैव सर्वे एव व्रतोत्सवाः ।
सेवारीतिश्च कृष्णस्य ग्राह्या तदुदितैव हि ॥ शिक्षापत्री ८१-२.
૫૫. મશરૂવાળા : 'હરિજનબંધુ', ૫-૧૧-૩૩.
૫૬. શતાનંદ મુનિ વિરચિત 'શ્રી સત્સંગી જીવન', ગુજરાતી અનુવાદ (અનુવાદક: માધવલાલ દલસુખરામ કોઠારી), પ્રકરણ ૧, પૃ. ૧૧૮-૧૨૩. કેટલાક અક્ષરો દેવનાગરીમાં અમે મૂક્યા છે.
૫૭. એજન, પ્રકરણ ૪, પૃ. ૧૭૧.
૫૮. એજન, પ્રકરણ ૪, પૃ. ૧૭૨.
૫૯. સદ્ગુરુ ગોપાળાનંદ સ્વામીની વાતો, ૯૭.
૬૦. એજન, ૧૨૪.
૬૧. એજન, ૧૯૬.
૬૨. સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની વાતુ, ૨; ૧૩.

## ૨૧

# બીજા સાધુસંતો

### ૧

સર્વ વર્ણ અને જાતિમાં જન્મેલા ઋષિમુનિઓ ને સાધુસંતો ભારતવર્ષમાં થઈ ગયા છે. વાલ્મીકિ લૂંટારુ હતા તેમાંથી ઋષિ કેવી રીતે બન્યા તેની દંતકથા જાણીતી છે. નારદ પૂર્વજન્મમાં દાસીના પુત્ર હતા. મા વેદવાદી બ્રાહ્મણોને ત્યાં કામ કરતી, ને ચાતુર્માસ માટે રહેલા યોગીઓની સેવા માટે એ દાસીના દીકરાને રાખવામાં આવેલો. ત્યાં મનોહર હરિકથા ગવાતી તે શ્રદ્ધાપૂર્વક સાંભળતાં તેના મનમાં પદે પદે પ્રિય કીર્તિવાળા ભગવાનને વિષે અવિચળ ભક્તિ પેદા થઈ. પોતાને જ્યારે જવાનો વખત આવ્યો ત્યારે એ દીનવત્સલ યોગીઓએ સાક્ષાત્ ભગવાને કહેલું ગુહ્યતમ જ્ઞાન બાળક નારદને આપ્યું. પછી, ધ્રુવની પેઠે, એ બાળકે ઉત્તર દિશામાં જઈ ઘોર નિર્જન વનમાં તપ કર્યું. તેણે જે રીતે સાંભળેલું તે રીતે આત્મા વડે પોતાના અંતરાત્માનું ધ્યાન ધર્યું; ને હરિના ચરણકમળનું ધ્યાન ધરતાં ધરતાં તેના હૃદયમાં ધીરે ધીરે હરિ પ્રગટ થયા. આ દાસીપુત્રના મરણ પછી બીજે કલ્પે તેનો નારદરૂપે જન્મ થયો. શૂદ્ર દાસીના પુત્રે એ જ જન્મે ઊંચામાં ઊંચું જ્ઞાન પ્રાપ્ત કરીને હરિનો કેવો સાક્ષાત્કાર કર્યો, તે આ વાર્તા બતાવે છે. એટલે એક ગ્રન્થમાં કહ્યું છે: 'જે ભગવાનના ભક્તો છે તે કંઈ ખરા શૂદ્ર નથી; તેઓ તો ઉત્તમ ભક્તો છે. પણ જેમને જનાર્દનને વિષે ભક્તિ ન હોય તેવા માણસો, ભલેને ગમે તે વર્ણના હોય, તોયે તે જ ખરા શૂદ્ર છે.'[૨]

પોતાનો ગમે તેવો હલકો ગણાતો ધંધો કરવા છતાં માણસ જ્ઞાની થઈ શકે એના દૃષ્ટાન્ત માટે મહાભારતમાં ધર્મવ્યાધની કથા આપેલી છે. કૌશિક નામના એક વિદ્વાન ને તપસ્વી પણ ક્રોધી

બ્રાહ્મણને એક સતી સ્ત્રીએ ક્રોધ છોડવાની શિખામણ આપતાં કહ્યું કે 'હે દ્વિજશ્રેષ્ઠ! ક્રોધ એ માણસના શરીરમાં રહેલો તેનો શત્રુ છે. જે ક્રોધ અને મોહ એનો ત્યાગ કરે છે તેને દેવો બ્રાહ્મણ કહે છે. સ્વાધ્યાય, દમ, સરળતા (આર્જવ), અને ઇન્દ્રિયોનો સતત નિગ્રહ એ બ્રાહ્મણનો ધર્મ છે.' પછી સૂચવ્યું કે 'પરમ ધર્મ તે શું એ જાણવું હોય, તો મિથિલામાં એક સત્યવાદી, જિતેન્દ્રિય, ને માતપિતાની સેવા કરનારો ધર્મવ્યાધ રહે છે તેની પાસે જઈને પૂછો.'[3] કૌશિક તે પ્રમાણે મિથિલા ગયો. ધર્મવ્યાધ દુકાને માંસ વેચતો બેઠો હતો. તે બ્રાહ્મણને પોતાને ઘેર લઈ ગયો; તેને પાણી પાયું; ને પછી કહ્યું: 'હું બીજાએ મારેલા પ્રાણીનું માંસ વેચું છું. હું હત્યા કરતો નથી, તેમ હું પોતે કદી માંસ ખાતો નથી. બાપદાદાનો જે ધંધો છે તે મારે આજીવિકા માટે કરવો રહ્યો, માટે કરું છું.' બીજો પણ ઘણો ધર્મોપદેશ વ્યાધે બ્રાહ્મણને આપ્યો. તે સાંભળી કૌશિકે કહ્યું: 'તમે ધર્મ ઘણો સારી રીતે સમજાવો છો. આવું તો બીજું કોઈ સમજાવીને કહેતું નથી. મને તો લાગે છે કે તમે દિવ્ય પ્રભાવવાળા મહર્ષિ છો.'[4] એ વ્યાધ માતપિતાની કેવી સેવા કરતો હતો તે બ્રાહ્મણે જોયું; 'આ સેવા કરતાં ચડે એવો બીજો ધર્મ નથી,' એમ ધર્મવ્યાધે કહ્યું તે સાંભળ્યું; અને કહ્યું: 'હું અહીં આવ્યો ને તમારો સત્સંગ કરવા પામ્યો એ મારું સદ્‌ભાગ્ય. ધર્મ બતાવનાર આવા માણસો જગતમાં મળવા મુશ્કેલ છે. હજારો માણસમાં કોઈ એકાદ માણસ ધર્મ જાણનારો હોય કે ન પણ હોય. હે પુરુષશ્રેષ્ઠ! તમારા સત્યથી હું રાજી થયો છું. જે શાશ્વત ધર્મ જાણવો બહુ કઠણ છે તે અહીં શૂદ્ર યોનિમાં વાસ કરે છે. હું તમને શૂદ્ર માનતો જ નથી. તમે શૂદ્ર જન્મ્યા એમાં ભાવિનો જ કંઈક હાથ હશે. જે શૂદ્ર દમ, સત્ય અને ધર્મનું નિરંતર આચરણ કરતો હોય તેને હું ખરો બ્રાહ્મણ માનું છું. આચરણથી જ માણસ દ્વિજ બને છે. તમારામાં તો પ્રજ્ઞા છે, મેધા છે, વિપુલ બુદ્ધિ છે. તમે જ્ઞાનતૃપ્ત છો, ધર્મવિત્ છો. તમારે વિષે મને જરાયે શોક થતો નથી.' વ્યાધે બ્રાહ્મણને હાથ જોડીને પ્રણામ કર્યાં; અને બ્રાહ્મણ વ્યાધની પ્રદક્ષિણા કરી ઘેર

જવા નીકળ્યો. આ કથા સાંભળી યુધિષ્ઠિરે માર્કણ્ડેય ઋષિને કહ્યું : ‘આ તો અતિ અદ્‌ભુત ને ઉત્તમ વ્યાખ્યાન કહેવાય.’[૫]

યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો. કૃષ્ણે પાટલા પર એક શંખ મુકાવીને કહ્યું હતું કે ‘યજ્ઞ પૂરો થશે ત્યારે આ શંખ આપોઆપ વાગશે; ને એ વાગશે ત્યારે જ યજ્ઞ પૂરો થયો ગણાશે.’ હોમહવન થયા, હજારો અતિથિ આવેલા તે જમ્યા, પણ શંખ વાગ્યો નહીં. કૃષ્ણ કહે : ‘કોઈ પ્રભુભક્ત સંત જમવો બાકી રહ્યો હોવો જોઈએ. પોતાને દાસનો પણ દાસ માનતો હોય, જેનામાં અભિમાનની ગંધ સરખી ન હોય, એવો સંત શોધી કાઢીને તેને જમાડો. તો યજ્ઞ પૂરો થાય.’ એવો સંત ક્યાંથી શોધવો? કૃષ્ણે વાલ્મીકિ નામના એક શ્વપાક ( ચાંડાળ )નું નામ બતાવ્યું, ને તેનું ઠેકાણું આપ્યું. ભીમ અને અર્જુન તેને ઘેર ગયા. શ્વપાક તો એમને આવેલા જોઈ કામકાજ છોડીને ઊભો થઈ ગયો, ને થરથર કાંપવા લાગ્યો. ભીમ અર્જુન એને પગે લાગ્યા ને કહ્યું : ‘તમે આ જગતમાં સકલ-શિરોમણિ છો. તમારી તોલે આવે એવો બીજો કોઈ નથી. તમે કૃપા કરી અમારે ત્યાં ચાલો. તો અમારો યજ્ઞ પૂરો થાય.’ શ્વપાક આવ્યો. દ્રૌપદીએ જાતજાતની રસોઈ જાતે બનાવી. શ્વપાકને બહાર જમવા ન બેસાડતાં રસોડામાં જ જમવા બેસાડ્યો. શ્વપાક જમ્યો તોયે શંખ વાગ્યો નહીં! કૃષ્ણ કહે : ‘કોકે મનથી પણ એનું અપમાન કર્યું હોવું જોઈએ. નહીં તો શંખ વાગ્યા વિના રહે નહીં.’ પાંચે પાંડવોએ કહ્યું : ‘અમે તો મનમાં એમને વિષે બૂરો વિચાર આણ્યો નથી.’ કૃષ્ણે દ્રૌપદીને પૂછ્યું. દ્રૌપદીએ કહ્યું : ‘હા મારા મનમાં ઊંચનીચનો વિચાર આવ્યો હતો ખરો.’ આ દોષ માટે દ્રૌપદીએ શ્વપાક વાલ્મીકિની ક્ષમા માગી, એટલે શંખ વાગ્યો. કવિ કહે છે કે ‘જેના જમ્યાથી યજ્ઞ પૂરો થયો તે જ ખરો શિરોમણિ કહેવાય.’ આ વાત મૂળ મહાભારતમાં નથી, પણ નાભાજીના ‘ભક્તમાળ’માં આપેલી છે.[૬] એ બતાવે છે કે ‘ભક્તમાળ’ જેવા સુપ્રસિદ્ધ ગ્રન્થના લેખકની ભાવના કેવી હતી. આ કથા આપણા લોકો આજે કેટલાંયે સૈકાંથી વાંચતા સાંભળતા આવ્યા છે. એક ભક્ત

કવિએ કહ્યું છે કે 'કોઈને ઊંચ કે નીચ ન માનો. જે હરિને ભજે તે હરિનો થાય છે.'૭

રાજા હરિશ્ચન્દ્રે પોતાનું વચન પાળવા ચાંડાલને ત્યાં વેચાઈ સ્મશાનમાં શબ ઉપરથી કફનનું વસ્ત્ર લેવાનું કામ કર્યું હતું. તેમની કસોટી પૂરી થઈ રહી ત્યારે સાક્ષાત્ ધર્મે પ્રગટ થઈ રાજાને કહ્યું: 'મેં જ તમારી પરીક્ષા કરવા ચાંડાલનું રૂપ ધારણ કર્યું હતું. તમે પરીક્ષામાં પાર ઊતર્યા. હવે તમે ખુશીથી સ્વર્ગે જઈ શકશો.' રાજા કહે: 'મારા વિયોગથી અયોધ્યાની મારી પ્રજા વ્યાકુળ થતી હશે. તેને મૂકીને મારાથી એકલા સ્વર્ગે કેમ જવાય? તમે મારી પ્રજાને પણ મારી જોડે સ્વર્ગે લઈ જાઓ તો મને વાંધો નથી; નહીં તો મને સ્વર્ગમાં રહેવા કરતાં તેમની જોડે નરકમાં રહેવાનું વધારે ગમશે.' ધર્મ કહે: 'એમનાં સહુનાં કર્મ તો જુદાં જુદાં હશે. તે બધાં માણસ એકસાથે સ્વર્ગમાં કેમ જઈ શકે?' રાજા કહે: 'મારાં જે કર્મોને લીધે તમે મને અનન્ત કાળ માટે સ્વર્ગે લઈ જવા માગો છો તે કર્મોનું ફળ એમને સહુને સરખે ભાગે વહેંચી આપો. પછી એમની જોડે મને સ્વર્ગનું સુખ એક પળવાર પણ મળશે તોયે હું રાજી થઈશ. પણ એમના વિના એકલો તો હું અનન્ત કાળ પણ સ્વર્ગમાં રહેવા નથી માગતો.' દેવે કહ્યું: 'તથાસ્તુ.' અયોધ્યાનાં સહુ માણસો — પુરુષો, સ્ત્રીઓ, બાળકો, ચાંડાલો સુધ્ધાં — રાજા સાથે સ્વર્ગે ગયાં. તે પછી વિશ્વામિત્રે અયોધ્યા ફરી વસાવી, ને રોહિતને ગાદીએ બેસાડ્યો. રાજાએ ચાંડાલનું કામ કર્યું તેથી તેને કે તેના વંશને જરાયે કલંક લાગ્યું નહીં. ઊલટો એ તો આખી પ્રજાને લઈને સ્વર્ગમાં ગયો.

નિષાદ પિતા ને બ્રાહ્મણ માતાની સંતતિ — જે સ્મૃતિઓની વ્યાખ્યા અનુસાર ચાંડાલ ગણાય — તે પણ સંસ્કાર અને શિક્ષણ વડે શુદ્ધ થઈને તે જ જન્મે બ્રાહ્મણ ગણાયાનો એક દાખલો ભવિષ્યપુરાણમાં આપેલો છે. વિક્રમ રાજાના વખતમાં ત્રિપાઠી નામનો એક બ્રાહ્મણ પરગામ ગયેલો તે દરમ્યાન તેની સ્ત્રીને નિષાદ જાતિના કઠિયારાથી દીકરો થયો. ત્રિપાઠીએ માદીકરાને કાઢી મૂક્યાં,

તે વનમાં નિષાદ પાસે જઈને રહ્યાં. છોકરો ચોરીને ધંધે ચડ્યો, ને નામીચો ચોર બન્યો. એક વાર એક બ્રાહ્મણને ઘેર ચોરી કરવા ગયેલો, ત્યાં કથા સાંભળી તેનું મન બદલાયું. તેણે ચોરીનું ધન બધું બ્રાહ્મણને સુપરત કર્યું; બ્રાહ્મણનો શિષ્ય થયો; ને તેણે આપેલા મન્ત્રનો જપ કર્યો. મન્ત્રના પ્રભાવથી તેના અંગમાંનું પાપ નીકળી ગયું. બાર વરસે તેણે મહાદેવી અન્નપૂર્ણાને પ્રસન્ન કરી. દેવી તેને સ્વપ્નમાં ઋગ્વિદ્યા આપીને અન્તર્ધાન થઈ ગઈ. બુદ્ધિશાળી બ્રાહ્મણ ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરીને ઊઠ્યો; અને તે આગળ જતાં રાજા વિક્રમાદિત્યના યજ્ઞમાં આચાર્ય થયો.[૮]

એક બીજા પણ ચાંડાલ સંતની વાત છે. એક બ્રાહ્મણ ચોમાસામાં ભાગવતની કથા સંભળાવવા ગયા હતા. સપ્તાહ પૂરી થયા પછી એમને થયું, ચાલો એક સપ્તાહ નંદગામમાં પણ સંભળાવું. રસ્તે જતાં ચોરની બીક લાગી. થયું કોઈ સંગાથ હોય તો આગળ જાઉં. એમ કરીને સંગાથની રાહ જોતા બેઠા. એટલામાં એક ચાંડાલ ત્યાંથી નીકળ્યો. તે પણ નંદગામ જતો હતો. પંડિતજીએ એનો સંગાથ કર્યો. નંદગામની ભાગોળે કૂવો જોઈ પંડિતજી થોભ્યા, દોરીલોટો કાઢી કૂવામાંથી પાણી કાઢીને પીધું, ને પછી ચાંડાલને કહ્યું: 'અરે! તું પણ થાક્યો છે. ક્યાંકથી ખોપરીનો કકડો કે માટલાનો ભાંગેલો ટુકડો મળે તો લઈ આવ. તને પણ પાણી આપું. આપણે નંદગામની ભાગોળે તો આવી પહોંચ્યા છીએ. તું પાણી પી લે, પછી ગામમાં જઈએ.'[૯] પંડિતજીની વાત સાંભળી ચાંડાલે કહ્યું: 'અગાઉ અમારા રાજા વૃષભાનુની દીકરી નન્દ રાજાના દીકરા કૃષ્ણ વેરે પરણાવેલી. એ તો મારી પણ દીકરી થઈ. એટલે આ ગામનું પાણી મારાથી ન પિવાય. દીકરીનું ધન ન લેવાય એટલું તો હું પણ સમજું છું.'[૧૦] ચાંડાલના મોંના આ બોલ સાંભળી પંડિતજી દોરીલોટો ભોંય પર મૂકી, ભાવવશ થઈ, ચાંડાલને પગે પડ્યા. તેમની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, ને તેમણે ચાંડાલને કહ્યું: 'ભાઈ, ધન્ય છે તને!'[૧૧]

ચક્રિક નામના એક ભીલની વાત છે. તે ભગવાનનો ભક્ત હતો. મનમાં ને જીભે એને નિરંતર ભગવાનનું રટણ હોય. વનમાં એને એક

મૂર્તિ જડેલી. ભીલ જે ફળ મળે તે ચાખે, ને મીઠું હોય તે મોંમાંથી કાઢી ભગવાનને ધરાવે. એક દિવસ ફળ જીભ પર મૂકતાં જ ગળામાં ઊતરી ગયું. એને દુઃખ થયું. સૌથી સારી ચીજ હોય તે ભગવાનને અર્પણ કરવી જોઈએ, એટલું જ તે સમજતો હતો. તેણે કુહાડી લઈ ગળું એક તરફથી કાપ્યું, ને તેમાંથી ફળ કાઢી ભગવાનને ધરાવ્યું. ગળામાંથી લોહીની ધાર છૂટવાને લીધે તે બેહોશ થઈને પડ્યો. ભગવાન ત્યાં પ્રગટ થયા, ને કહેવા લાગ્યા: 'આ ચક્રિકના જેવો મારો કોઈ ભક્ત નથી. એનું ઋણ ફેડાય એવી એને આપવાની ચીજ મારી પાસે કઈ છે?'[૧૨] એના માથા પર હરિએ હાથ મૂક્યો એટલે એનું દુઃખ મટ્યું ને તે બેઠો થયો. હરિએ પોતાના પીતાંબર વડે તેના અંગ પરની ધૂળ લૂછી નાખી, અને એને જે જોઈએ તે માગવાનું કહ્યું. ભીલ કહે: 'હે પરબ્રહ્મ! હે કૃપાળુ પરમાત્મા! મેં તમારાં દર્શન કર્યાં, પછી મારે બીજા શાની જરૂર રહે? પણ, હે લક્ષ્મીનારાયણ, તમારે વર આપવો જ હોય, તો એટલું આપો કે મારું ચિત્ત તમારે વિષે જ ચોંટેલું રહે.'

પદ્મપુરાણમાં એક કથા એવી છે કે નરોત્તમ નામનો એક બ્રાહ્મણ મૂક ચાંડાલ, પતિવ્રતા શુભા, તુલાધાર વૈશ્ય, અદ્રોહક ચાંડાલ, અને પુરુષોત્તમ વૈષ્ણવ એ પાંચ જણ પાસે વારાફરતી જ્ઞાન મેળવવા ગયો હતો. અદ્રોહક ચાંડાલ પર ખોટું આળ આવવાથી તે જાતે ચિતા સળગાવી તેમાં કૂદી પડેલો, પણ તેને કશી આંચ આવી નહોતી. તેને વિષે દેવોએ કહેલું: 'આ અદ્રોહકે કામને જીતીને જાણે ચૌદ ભુવન જીતી લીધાં છે. એના હૃદયમાં વાસુદેવ સદા વિરાજે છે.' મૂક ચાંડાલને વિષે વિષ્ણુએ કહેલું: 'મૂક ચાંડાલ પુણ્યાત્માઓમાં પ્રધાન તીર્થરૂપ છે.'

## ૨

અન્ત્યજ ભક્ત નંદનું નામ પાછળ આવી ગયું છે. તે નાનપણથી જ માટીના શિવલિંગની આસપાસ નાચતો, નટરાજ શિવનું રટણ કરતો, દૂરથી શિવમન્દિરનું દર્શન કરતો, ઉત્સવમાં દૂર ઊભો રહીને પણ મનથી ભળતો, ને પરોપકાર કરવાની તક કદી ગુમાવતો નહીં.

મોટપણે તે મૃદંગ માટેનું ચામડું સરસ રીતે કેળવીને ભક્તિભાવે શિવમન્દિરમાં અર્પણ કરતો. શરીરે ભસ્મ લગાડી શિવના નામનું રટણ કરતો નાચતો. એક વાર તેણે એક બ્રાહ્મણ પાસેથી ચિદંબરમના નટરાજનું માહાત્મ્ય સાંભળ્યું. ત્યારથી એને એ નટરાજની લહે લાગી. તે રાતે જ તેણે ચિદંબરમ જવાનો નિશ્ચય કર્યો. તેના જાતભાઈઓએ કહ્યું : 'અત્યારે મોડી રાત થઈ છે. મંદિરનાં દ્વાર બંધ થઈ ગયાં હશે. વળી તું જે બ્રાહ્મણનો નોકર છે તેમની પણ રજા તારે લેવી જોઈએ; નહીં તો એ તારા પર ગુસ્સે થશે.' નંદે એ વાત માની; તેને થયું નટરાજની ઇચ્છા હશે ત્યારે મને દર્શને બોલાવશે. પછી તેણે ને તેના જાતભાઈઓએ મળીને એક તળાવ ખોદ્યું. નંદને તો ઊઠતાં બેસતાં, ખાતાં પીતાં, કામ કરતાં એક નટરાજનું જ ધ્યાન હતું. તેણે પોતાના જાતભાઈઓની ભજનમંડળી બનાવી. તેનું હૃદય અત્યંત કોમળ થયું. પ્રાણીમાત્રની સાથે તે પ્રેમ અને નરમાશથી વર્તવા લાગ્યો. કડવું વેણ, ગાળ, હત્યા, માંસાહાર વગેરે તેણે વર્જ્ય કર્યાં. તેને સૃષ્ટિમાં બધે શિવનાં જ દર્શન થતાં. તે નટરાજના ધ્યાનમાં નિમગ્ન થઈ જતો, ને તેની આંખમાંથી આંસુની ધાર વહેવા માંડતી. તેના જાતભાઈઓને થયું કે નંદને પિશાચ વળગ્યો છે. તેમણે જંતરમંતર શરૂ કર્યાં. પેદારિ, વીર વગેરે ક્ષુદ્ર દેવોની બાધાઓ રાખી, ને તેમને રીઝવવા બકરાં કાપવા માંડ્યાં. તે જોઈ નંદનું હૈયું કપાતું. તેના શેઠે તેને ચિદંબરમ જવાની રજા ન આપી. નંદે એમાં પણ નટરાજની ઇચ્છા જોઈ શાન્તિ રાખી. વૃક્ષ, પક્ષી, જળ સર્વમાં તેને નટરાજ દેખાવા લાગ્યા. તેના જાતભાઈઓએ તેને ઠેકાણે લાવવા માર સુધ્ધાં માર્યો. નંદે નટરાજને પ્રાર્થના કરી : 'હે પ્રભુ ! એ અજ્ઞાન લોકોને તું ક્ષમા કર.' તેના મનમાં દયા વધતી ચાલી. રસ્તે કીડીમંકોડી જુએ તોયે ઉપાડીને કોરે મૂકે. માણસમાત્ર જોડે મૃદુ વાણીથી બોલે. તેના કામક્રોધ શમી ગયા. તેના મુખ ઉપર નવું તેજ ઝળકવા લાગ્યું. તેણે શેઠ પાસે ફરી ચિદંબરમ જવાની રજા માગી. શેઠે કહ્યું : 'હમણાં કાપણીના દહાડા છે. કાપણી પૂરી થયે જજે.' સાંજે શેઠ ખેતરમાં જઈને જુએ છે તો કાપણી થઈ ગયેલી ને દાણા

ખળામાં આવી ગયેલા. બ્રાહ્મણ છક થઈ ગયો. તેને થયું આ નંદનો જ પુણ્યપ્રતાપ. તેણે નંદને કહ્યું : 'તારા જેવો પવિત્ર ભક્ત મેં કોઈ જોયો નહીં. તને નોકર ગણ્યો એ મેં ઘોર પાપ કર્યું. આજથી તું મારો શેઠ, ને હું તારો નોકર. મારી આખી મિલકત અને જમીન તારી છે. તું શંકર પાસે જા, ને મને ઉદ્ધારનો રસ્તો બતાવ.' બ્રાહ્મણ ગળગળો થઈને નંદને પગે પડ્યો. બ્રાહ્મણત્વનું તેનું અભિમાન ગળી ગયું. 'તું જ મારો ગુરુ ને દેવ છે, મને પાતકીને ક્ષમા કર,' એમ કહી તે નંદને ભેટી પડ્યો. નંદ ચિદંબરમ જવા નીકળ્યો. થોડે ગયો એટલામાં બ્રાહ્મણે હાક મારીને પૂછ્યું : 'હે સદ્દગુરુ ! તમે પાછા ક્યારે આવશો ? તમારાં દર્શન ફરી ક્યારે થશે ?' નંદે કહ્યું : 'શેઠ ! ચિદંબરમ ગયા પછી પાછા શા સારુ આવવું પડે ? શિવનાં દર્શન થયા પછી પાછા આવવાનું હોય નહીં. શિવનાં દર્શન થાય એ જ મોક્ષ. હવે હું પાછો નહીં આવું. હવે તો જ્યાં નટરાજ ત્યાં હું. આ દેહ ને આ સંસાર બંનેને કાયમના રામરામ!' નંદ ગાતો, નાચતો કૂદતો ચિદંબરમ પહોંચ્યો. એના આનન્દનો પાર નહોતો. ચિદંબરમમાં બ્રાહ્મણોએ પહેલાં તો એને મંદિરમાં પેસવા દેવાની આનાકાની કરી, પણ નટરાજની આજ્ઞા થતાં તેને વાજતેગાજતે મન્દિરમાં લઈ ગયા. નંદ એકાગ્ર ચિત્તે શિવનાં સ્તોત્ર ગાતો નટરાજની મૂર્તિ પાસે ગયો, ને લોકોના દેખતાં જ અલોપ થઈ ગયો. તેની જ્યોત નટરાજની જ્યોતમાં ભળી ગઈ. સર્વત્ર નંદનો જયજયકાર થયો. દક્ષિણ ભારતના પ્રસિદ્ધ ૬૩ શૈવ સંતોમાં નંદનારની પણ ગણના થાય છે, અને શિવમંદિરોમાં એક કોરે તેની મૂર્તિની પણ પૂજા થાય છે. તેનો મન્દિરપ્રવેશ માગશર મહિનામાં થયેલો; એટલે ત્યારથી દર વરસે એ મહિનામાં તામિલનાડની હજારો તરુણીઓ નવાં કપડાં ને ઘરેણાં પહેરીને નંદનાં રચેલાં ગીત ગાય છે ને નાચે છે.

'સંત કવિ કનકદાસ મૂળ ધારવાડ તરફના બાડ ગામના રહીશ. એમનું અસલ નામ વીરનાયક. જાત અંત્યજની. ધંધો શિકારીનો. અચૂક બાણ મારી લક્ષ વેધવામાં એમની તોલે આવે એવો એમના વખતમાં બીજો ન હતો. ચિત્રકલદુર્ગ (હાલનું ચિતલદુર્ગ)ના રાજાની

નોકરીમાં એ સેનાપતિના હોદ્દા સુધી ચડ્યા. પૈસા અને પ્રતિષ્ઠાના સ્વામી બન્યા. પણ એક વખતે એક લડાઈમાં એમને ઉપરતિ થઈ. અંદરના અવાજે પડકાર કર્યો કે "બાપ! આ બધી દુનિયાની માયા છોડી દે, અને એકતારી ને ભિક્ષાપાત્ર હાથમાં લઈને દાસ થા. વીરનાયકે ગૃહસંસાર છોડ્યો, ને યાત્રાએ ઊપડ્યા. તિરુપતિ, કાંચી, કલહટ્ટી વગેરે ફરી વિજયનગર ગયા. એ વખતે મહાન કૃષ્ણ-દેવરાય રાજ્ય કરતા હતા. અહીં વીરનાયકને એમના ગુરુ મળ્યા. એમણે માધ્વ સંપ્રદાયની દીક્ષા લીધી, અને ફરી યાત્રાએ ઊપડ્યા.

'ચિદંબરમ, શ્રીરંગમ, મદુરા, રામેશ્વર, અનન્તશયન, કન્યા-કુમારી, ગોકર્ણ વગેરે યાત્રાઓ કરી અનેક જાતનાં કષ્ટ વેઠી કનકદાસ (વીરનાયક) ઉડપી આવી પહોંચ્યા. ઉડપી એટલે ચુસ્ત સનાતનીઓનું થાણું. કનક જેવા અન્ત્યજને ઊભા રહેવા કોણ દે? પછી ભિક્ષા મળવી તો દૂર જ રહી. અનેક સાંસા પડ્યા પછી વાદિરાજ સ્વામીનું ધ્યાન એમના તરફ ગયું. ઉડપીના મન્દિરની વ્યવસ્થા જુદા જુદા આઠ મઠના સ્વામીઓ પાસે છે. એમાંના સોડે મઠના મુખ્ય તે વાદિરાજ સ્વામી. અસાધારણ વિદ્વાન અને ધર્મશીલ તરીકે તેમની ખ્યાતિ હતી. તેમણે જોઈ લીધું કે કનકદાસ તો પોતાના કરતાં પણ ચડે એવો છે. મન્દિરની પૂજા થયા પછી વાદિરાજ સ્વામી રિવાજ પ્રમાણે હસ્તોદક આપે, અને પછી જ બધા બ્રાહ્મણો જમવા બેસે. આ હસ્તોદક તો પ્રતિષ્ઠાના ક્રમ પ્રમાણે જ અપાય. કનકની યોગ્યતા જાણ્યા પછી, વાદિરાજ મન્દિર-માંથી નીકળે કે પ્રથમ કનક પાસે જાય; એમને હસ્તોદક આપે ત્યાર પછી જ બીજા બ્રાહ્મણોને તે મળે. બ્રાહ્મણો આથી ખૂબ ચિડાયા. વાદિરાજે કહ્યું: "અરે, કનકદાસ મારા કરતાંયે મોટો છે. એને ચરણામૃત પ્રથમ ન આપું તો અધર્મ થાય." બ્રાહ્મણોએ પ્રમાણ માગ્યું. વાદિરાજ મન્દિરમાં ગયા, અને જમણા હાથની મૂઠી વાળી બહાર આવી બ્રાહ્મણોને પૂછ્યું: "બ્રાહ્મણો! મારા હાથમાં શું છે તે કહો." દરેકે જુદો જુદો જવાબ આપ્યો. છેવટે કનકનો વારો આવ્યો. એ તો ભક્તિમાં મગ્ન જ થઈ ગયા. એમના કંઠમાંથી ગાન સ્ફુર્યું:

"એ તો વાસુદેવ પરમાત્મા જ છે." જેમ જેમ ગાન વધ્યું તેમ તેમ વાદિરાજના હાથનો બોજો વધવા લાગ્યો. તેઓ તે ખમી ન શક્યા. તેમણે મૂઠી ઉઘાડી તો તેમાં શું હતું? એક શાલિગ્રામ અને તુલસીપત્ર.

'વાદિરાજ સ્વામીએ એક દિવસ બ્રાહ્મણોને અક્કેક કેળું આપ્યું અને કહ્યું: "આજે એકાદશી છે. કોઈ જુએ નહીં એવે ઠેકાણે જઈને આ ખાજો." બેશક કનકને પણ એક કેળું આપ્યું હતું. સાંજે બધા ભેગા થયા. પોતાની આજ્ઞાનું પાલન કેવું થયું છે એ જોવા વાદિરાજે દરેક જણને પૂછ્યું. દરેક જણે ક્યાં ક્યાં એકાંત શોધ્યું તે કહ્યું. એકલા કનકદાસના હાથમાં કેળું એમ ને એમ રહ્યું હતું. એમણે કહ્યું: "જ્યાં જાઉં ત્યાં વાસુદેવ છે જ. એકાંત મળે ક્યાં? એટલે હું કેળું એમ ને એમ લઈને બેઠો છું."

'એક દિવસ કનકદાસને મન્દિરના તળાવમાં નાહી દર્શન કરવાનું મન થઈ આવ્યું. વાદિરાજ ઉડપીમાં ન હતા. કનકના કોડ પૂરા કરે એવું બીજું કોઈ ઉડપીમાં ન હતું. જેટલી વાર દર્શન કરવા જાય તેટલી વાર બ્રાહ્મણો એમને કાઢી મૂકે. આખરે નિરાશ થઈને કનકદાસ મન્દિરની પાછળ ગયા ને ગાવા લાગ્યા. કરુણામાં એમણે પોતાનું આખું હૃદય ઠાલવી દીધું. પરમાત્માથી એ સહેવાયું નહીં. મૂર્તિ એકાએક પેલા કર્મકાંડી બ્રાહ્મણોથી વિમુખ થઈ પાછલી બાજુએ મોં ફેરવી ઊભી!

'આ થયું શું? હવે કરવું શું? કોઈને સૂઝે નહીં. વાદિરાજ આવ્યા. એમણે બનેલી બીના જાણતાંવેંત કહ્યું: "અરે, તમે કનકદાસનો કંઈક ગુનો કર્યો છે, તેથી જ વાસુદેવે આપણા આચારધર્મ તરફ પૂંઠ ફેરવી છે." આખરે એમણે મન્દિરની પાછલી દીવાલમાં પથરાની જાળી કોરાવી, અને કનકને દર્શન થયાં! આજે પણ એ બારી કનકની બારીને નામે ઓળખાય છે. એ બારી પાસે જ કનકની કુટિ છે. આજે ત્યાં એક સંસ્કૃત વર્ગ ચાલે છે.

'એક રથયાત્રાને પ્રસંગે કોણ જાણે શાથી પણ રથ કેમે કર્યો ખસે નહીં. આખરે વાદિરાજે કહ્યું: "એમ જ દેખાય છે કે કનકના સ્પર્શ વગર રથ ચાલવા દેવાની પરમાત્માની મરજી નથી."

'ધન્ય છે વાદિરાજ સ્વામીને જેમણે જોઈ લીધું કે અન્ત્યજોના સ્પર્શ વગર સમાજનું ગાડું ચાલવાનું નથી. આજે કર્ણાટકમાં ચુસ્તમાં ચુસ્ત મરજાદી વૈષ્ણવ બ્રાહ્મણો કનકનાં રચેલાં ભજનો ગાઈને ભક્તિરસ કેળવે છે; એમને સંત તરીકે સ્વીકારી એમનું ચરિતામૃત ગાવામાં પોતાને પાવન થયા માને છે; અને છતાં એ જ કનકદાસના જાતભાઈઓને હડધૂતના હડધૂત જ રાખે છે.'[૧૩]

અસ્પૃશ્ય કોણ ગણાય એ વિષે કનકદાસનું રચેલું એક કાનડી કાવ્ય છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે:

'ઓ મૂરખ, અસ્પૃશ્યને શોધવા ગામ બહાર ઢેડવાડામાં શા સારુ જાય છે? આંખ ઉઘાડીને શું તું એટલું જોઈ શકતો નથી કે એ તો અહીં ગામમાં જ છે? જે માણસની પાસે ઘણું ધન છે પણ જે બહુ જ ઓછાનું દાન કરે છે, તે અસ્પૃશ્ય છે; જે માણસ પોતાને બીજાના કરતાં સારો માને છે તે અસ્પૃશ્ય છે; જે માણસ અસત્ય બોલે છે કે બૂરી વાણીને ઝાઝી છૂટ આપે છે તે અસ્પૃશ્ય છે; અને જે અસુર બીજાનો જીવ લે છે તે ઘણો બૂરો અસ્પૃશ્ય છે.

'ત્યારે તું અસ્પૃશ્યને ખોળવા ઢેડવાડે શા સારુ જાય છે? એ શું ગામની અંદર બીજે ઠેકાણે મળતો નથી? જે માણસ પૈસા ઉછીના લઈ જાણે છે પણ તે પાછા આપી જાણતો નથી તે અસ્પૃશ્ય છે; જે રાંક થઈને વિષયોનો દાસ બને છે તે અસ્પૃશ્ય છે; જેનું લૂણ ખાધું હોય તેનું બૂરું કરનાર અસ્પૃશ્ય છે.

'ગામમાં નજર નાખી જો. ત્યાં ગમે તે જગાએ તને અસ્પૃશ્ય મળી આવશે. એને ખોળવા તું ઢેડવાડે શા સારુ જાય છે? જે વચન આપીને તોડે છે તે અસ્પૃશ્ય છે; જેનામાં મનની ઉદારતા નથી ને જે બધાં કામમાં પોતાનો સ્વાર્થ સાધવાનો જ પ્રયત્ન કરે છે તે અસ્પૃશ્ય છે; જે પોતાની જાણમાં થયેલો અન્યાય ઉઘાડો પાડતો નથી તે અસ્પૃશ્ય છે; જે પાપી પોતાના સ્વામી ને સરજનહારની સેવા કરવાનું ભૂલી જાય છે તે અસ્પૃશ્ય છે. અસ્પૃશ્ય કંઈ ઢેડભંગીના ઘરમાં જન્મતો નથી; એ તો ગામમાં ઠેરઠેર જોવા મળે છે.'

### ૩

મધ્ય યુગમાં આપણે ત્યાં જે સાધુસંતો થઈ ગયા તેમાં રામાનંદનું નામ સૌથી આગલી હારમાં આવે છે. 'રામાનુજાચાર્યના સંપ્રદાયમાં આ પાંચમા આચાર્ય હતા એમ કહેવાય છે. રામાનુજાચાર્યના પન્થના કેટલાક વૈષ્ણવો કર્મકાંડને બહુ મહત્ત્વ આપતા અને વર્ણભેદ બહુ આગ્રહથી પાળતા — તેઓને રામાનંદની ધાર્મિક રીતિ નાપસંદ પડવાથી તેઓએ એમનું અપમાન કર્યું, અને તેથી રામાનંદજી કાશીમાં જઈ રહ્યા અને ત્યાં મઠ સ્થાપ્યો. એમણે રામાનુજાચાર્યની પેઠે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો : પણ રામાનુજાચાર્ય સંસ્કૃત વાણીમાં વાસુદેવ-નારાયણ અને લક્ષ્મી-શ્રી એ નામે પરમાત્મા અને એની શક્તિનો ઉપદેશ કરે છે — તેને બદલે રામાનંદજી આખા ઉત્તર હિંદુસ્તાનમાં ચાલતી દેશભાષામાં રામસીતાનાં નામનો મહિમા જગવે છે, તથા વર્ણભેદ સર્વથા ત્યજી દે છે. એમના મુખ્ય શિષ્યોમાં બાર પુરુષ — વિવિધ વર્ણના — અને એક સ્ત્રી છે : એમાં કબીર (વણકર), પીપો (રજપૂત), સેનો (હજામ), ધનો (જાટ), રૈદાસ (ચમાર), અને પદ્માવતીનાં નામ વિશેષ પ્રસિદ્ધ છે.'[૧૪]

'સર્વનો સરજનહાર પ્રભુ એક જ છે એમ જ્યારે રામાનંદે જોયું ત્યારે તેમને માટે નાતજાત આદિના સર્વ ભેદ અલોપ થઈ ગયા, અને તેમણે આખી માનવજાતિને એક વિશાળ કુટુંબ માન્યું, ને માણસ-માત્રને ભાઈ માન્યા. કોઈ પણ માણસ બીજા કરતાં જન્મને લીધે ઊંચો નથી; હોય તોપણ તેના પોતાના પ્રેમ અને સમભાવને કારણે ઊંચો છે. એટલે રામાનંદે કશા જ ભેદભાવ વગર સહુને ઉપદેશ આપવો શરૂ કર્યો. એમનો મુખ્ય બોધ તે પ્રેમ ને ભક્તિનો હતો. વળી તેમણે સંસ્કૃતનો ઉપયોગ છોડી દીધો, લોકોની ભાષામાં ઉપદેશ આપવો શરૂ કર્યો, અને એ રીતે દેશી ભાષાનાં અર્વાચીન સાહિત્યોનો પાયો નાખ્યો. . . . એમના બાર પ્રસિદ્ધ શિષ્યો ઉપરાંત બીજા પણ અનેક શિષ્યો હતા, તેમાંના ઘણાખરા નીચી ગણાતી જાતિઓ-માંથી આવેલા હતા. રામાનંદ માનતા હતા કે ભક્ત જ્યારે પોતાનું જીવન ભગવદિચ્છા પર છોડી દે ત્યારે તેનું પાછલું જીવન પ્રભુમાં

વિલીન થઈ જાય છે, ને તેનું નવું જીવન શરૂ થાય છે. એમના અનુયાયીઓમાં થોડીક સ્ત્રીઓ પણ છે.'[૧૫]

'શ્રીસ્વામીજીએ દેશને માટે ત્રણ કામ મુખ્યત્વે કર્યાં. એક તો એ કે તેમણે હિંદુ ધર્મના સંપ્રદાયોમાં ચાલતા માંહોમાંહેના કલહ શમાવ્યા. બીજું બાદશાહ ગ્યાસુદ્દીન તઘલખે હિંદુઓ પર ઘણો જુલમ કર્યો હતો, પણ તેને સ્વામીજી પાસે દૂત મોકલી તેમની ક્ષમા માગવી પડી; અને સન્ધિપત્ર લખીને સ્વામીજીએ બતાવેલી, હિંદુ ધર્મ-ની રક્ષા વિષેની, બાર શરતો કબૂલ કરવી પડી. ત્રીજું એ કે તેમણે હિંદુઓનું આર્થિક સંકટ પણ દૂર કર્યું. . . . તેમને જીવમાત્ર પર સરખી દયા હતી. જૈન, બૌદ્ધ, પારસી, ઇસાઈ અને ઇસ્લામી વગેરે સહુ એમના ઉદાર દ્વાર પર આવી પરમાર્થની ભિક્ષા મેળવતા. ભારત ઉપરાંત ઇરાન અને અરબસ્તાન જેવા પરદેશોના સંતો પણ તેમની પાસે આવતા, ને જ્ઞાન મેળવતા. ભેદભાવ તો ત્યાં હતો જ નહીં. સર્વ સંપ્રદાયોના અનુયાયી એમની પાસેથી લાભ ઉઠાવતા. એમના શિષ્ય ને સાધક થવા માટે સંપ્રદાય બદલવાની જરૂર નહોતી. એમના શિષ્યોની પણ એ જ રીત હતી. તેઓ સંપ્રદાય બદલાવ્યા વિના જ શિષ્યને કૃતાર્થ કરતા. તેમના સમકાલીન મૌલાના રસીદુદ્દીન નામના એક ફકીર કાશીમાં થઈ ગયા. તેમણે તજકીરતુલ કુકરા નામનો એક ગ્રન્થ લખ્યો છે, તેમાં મુસલમાન સંતોની કથાઓ છે. તેમાં રામાનંદ સ્વામીનો પણ ઉલ્લેખ કર્યો છે, ને તેમને વિષે કેટલીક વિગતો આપી છે.'[૧૬]

રામાનંદના એક જીવનપ્રસંગ વિષે રવીન્દ્રનાથ ઠાકુરે 'સ્નાનની સમાપ્તિ' કરીને કાવ્ય બંગાળીમાં લખ્યું છે. તેનો અનુવાદ આ પ્રમાણે છે:

'ગુરુ રામાનંદ ગંગાના જળમાં પૂર્વાભિમુખ થઈને સ્થિર ઊભા છે. તે વખતે જળને સોનેરી કિરણોનો જાદુઈ સ્પર્શ થયો હતો. પ્રભાતવાયુથી નદીનો પ્રવાહ છલક છલક થતો હતો.

'રામાનંદ જપાકુસુમ જેવા સૂર્યોદય તરફ મીટ માંડી રહ્યા છે. મનમાં ને મનમાં બોલે છે: "હે દેવ! તમારું જે કલ્યાણતમ

રૂપ તે તો મારા અંતરમાં પ્રગટ્યું નહીં. દૂર કરો તમારું આવરણ."

'શાલવનના માથા ઉપર સૂર્ય ઊગ્યો. માછીઓએ હોડીઓને સઢ ચડાવી દીધા. બગલાંની હાર સોનેરી આકાશમાં થઈને સામે કાંઠે આવેલાં તળાવડાં તરફ ઊડતી જાય છે. હજી રામાનંદનું સ્નાન પૂરું થતું નથી. શિષ્યે પૂછ્યું: "પ્રભુ! વિલંબ શાનો છે? પૂજાનો સમય વહી જાય છે." રામાનંદે જવાબ દીધો: "શરીર શુદ્ધ થયું નથી. ગંગા મારા હૃદયથી દૂર જ રહ્યાં છે." શિષ્ય બેઠો બેઠો વિચાર કરે છે: આ તે કેવી વાત!

'સરસવનાં ખેતર ઉપર તડકો પથરાઈ ગયો. રસ્તાની ધારે માલણ ફૂલ વેચવા બેસી ગઈ છે. ગોવાલણી માથે દૂધની મટકી લઈને ચાલી નીકળી છે. ગુરુના મનમાં કોણ જાણે શું આવ્યું તે પાણીમાંથી બહાર આવ્યા, અને ઝાડઝાંખરાંને છૂંદતા ટિટોડીના કોલાહલ વચ્ચે થઈને ચાલવા મંડ્યા. શિષ્યે પૂછ્યું: "ક્યાં જાઓ છો, પ્રભુ? એ બાજુ ભદ્ર લોકોનો વાસ નથી." ગુરુએ કહ્યું: "હું તો સ્નાન પૂરું કરવા જાઉં છું."

'રેતીના ભાઠાને છેડે ગામ છે. ગુરુએ ગલીમાં પ્રવેશ કર્યો. ત્યાં આમલીના ઝાડની ઘાટી છાયા વિસ્તરેલી હતી. ડાળે ડાળે વાંદરાંનાં ટોળાં કૂદતાં હતાં. એ ગલી ભાજન મોચીને ઘેર પહોંચતી હતી. દૂરથી પશુનાં ચામડાંની ગંધ આવતી હતી. આકાશમાં સમડી ચક્કર લેતી ઊડતી હતી. રસ્તા પાસે માંદલો કૂતરો હાડકું ચાવતો હતો. શિષ્ય બોલ્યો: "રામ રામ." ભવાં ચડાવીને તે ગામ બહાર ઊભો રહ્યો.

'ભાજને લોટી પડી ગુરુને સંભાળીને પ્રણામ કર્યાં. ગુરુએ તેને છાતી સરસો લગાવ્યો. ભાજન ગભરાઈ ગયો. "શું કર્યું, પ્રભુ? આ અધમના ઘરમાં આપના પુણ્યદેહને મેલ લાગ્યો." રામાનંદે કહ્યું: "તારા મહોલ્લાને આઘેથી ટાળીને હું સ્નાન કરવા ગયો હતો, એટલે સહુના ધોનારની સાથે મારા મનનો મેળ ન સધાયો. અત્યારે હવે તારા અને મારા દેહમાં તે વિશ્વપાવન ધારા વહી

રહી છે. ભગવાન સૂર્યને આજે પ્રણામ કરવા ગયો તો પ્રણામ થંભી ગયા. મેં કહ્યું: દેવ! તમારામાં જે જ્યોતિ છે તે જ મારામાં પણ છે, તોયે આજે દર્શન કેમ ન થયાં? અત્યારે હવે તેમનાં દર્શન થયાં તારા લલાટ ઉપર અને મારા લલાટ ઉપર. હવે મંદિરમાં જવાની જરૂર નથી." *

રામાનંદના મુખ્ય શિષ્યોમાંના એક રૈદાસ (રવિદાસ) ચમાર (મોચી) હતા, ને જોડા સીવવાનું કામ કરતા. તેમણે પોતે કહ્યું છે: 'મારી જાત હલકી છે, કરમ હલકું છે, ધંધો પણ હલકો છે. રૈદાસ ચમાર કહે છે કે મને પ્રભુએ નીચામાંથી ઊંચો કર્યો છે.'[૧૭]

'ભક્તમાલ'માં રૈદાસના જીવનને અંગે અનેક ચમત્કારના પ્રસંગો આપ્યા છે. ચિતોડની ઝાલી રાણી રૈદાસની શિષ્યા હતી. ગુરુ ચિતોડ ગયા એ પ્રસંગે એણે બ્રાહ્મણોને જમવા નોતર્યા. પણ રાણી ચમારની શિષ્યા હતી એ કારણે બ્રાહ્મણોએ મહેલમાં જમવા ન આવતાં કોરું સીધું લેવાની હા પાડી. એની રસોઈ જાતે બનાવીને જમવા બેઠા ત્યાં જુએ તો દરેક બે બ્રાહ્મણની વચ્ચે રૈદાસ બેઠેલા જણાયા. બ્રાહ્મણો પોતાની આભડછેટથી શરમાયા, ને રૈદાસને પગે લાગ્યા.[૧૮] નરસિંહ મહેતાના જીવનચરિત્રમાં પણ નાગરી નાતમાં આવો જ પ્રસંગ બનેલો વર્ણવ્યો છે. રૈદાસ મીરાંબાઈના પણ ગુરુ હતા. તેમને વિષે રવીન્દ્રનાથ ઠાકુરે બંગાળીમાં 'પ્રેમનું સોનું' એ મથાળાવાળું એક કાવ્ય લખ્યું છે, તેનો અનુવાદ આ પ્રમાણે છે:

'ચમાર રવિદાસ ધૂળ વાળતો. તે આવતાં જ ભર્યો ભર્યો રાજમાર્ગ સૂનો થઈ જતો. લોકો તેનો સ્પર્શ ટાળીને ચાલતા. ગુરુ રામાનંદ પ્રાતઃસ્નાનથી પરવારીને દેવમન્દિરે જતા હતા. દૂરથી રવિદાસે તેમને પ્રણામ કર્યા. માથું ભોંયે લગાડ્યું.

'રામાનંદે પૂછ્યું: "દોસ્ત, તું કોણ છે?"

'જવાબ મળ્યો: "હું શુષ્ક ધૂળ છું. પ્રભુ! તમે આકાશના મેઘ છો. તમારા પ્રેમની ધારા જો વરસે, તો આ મૂગી ધૂળ રંગબેરંગી ફૂલોરૂપી ગીતો ગાવા મંડી જાય."

* મૂળ બંગાળી પરથી અધ્યાપક નગીનદાસ પારેખે કરી આપેલો અનુવાદ.

'રામાનંદે તેને છાતી સરસો ચાંપ્યો; તેના ઉપર પ્રેમ વરસાવ્યો. રવિદાસના પ્રાણરૂપી કુંજવનમાં જાણે ગીતરૂપી વસન્તાનિલ વહેવા લાગ્યો.

'એ ગીતો ચિતોડની રાણી ઝાલીને કાને પહોંચ્યાં. તેનું મન ઉદાસ બની ગયું. ઘરકામ કરતાં કરતાં ઘણી વાર તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેનું માન કોણ જાણે ક્યાં તણાઈ ગયું. રવિદાસ ચમારની પાસે એ રાજરાણીએ હરિપ્રેમની દીક્ષા લીધી.

'રાજકુળના વૃદ્ધ પુરોહિત સ્મૃતિશિરોમણિએ કહ્યું: "ધિક્, મહારાણી, ધિક્. જાતનો અન્ત્યજ રવિદાસ રસ્તે રસ્તે ભટકે છે, ધૂળ વાળે છે, તેને તમે ગુરુ કહીને પ્રણામ કર્યા! તમારા આ રાજ્યમાં બ્રાહ્મણનું માન શું રહ્યું?"

'રાણીએ કહ્યું: "મહારાજ! તો સાંભળો. તમે રાતદિવસ આચારની હજારો ગાંઠો તાણીતાણીને બાંધ્યાં કરો છો, પણ તેમાંથી પ્રેમનું સોનું ક્યારે પડી ગયું તેની ખબર તમને પડી નહીં. મારા ધૂળભર્યા ગુરુને એ ધૂળમાંથી જડ્યું છે. મહારાજ! તમે ભલે અર્થહીન બંધનોના ગર્વથી અક્કડ બનીને બેસી રહો. હું તો સોનાની ભૂખી છું, એટલે મેં ધૂળનું એ દાન માથે ચડાવી લીધું."' *

કબીર રૈદાસના સમકાલીન હતા. તેમનો ધંધો વણકરનો હતો. તેમણે એક પદમાં કહ્યું છે: 'હે ગુણહીન લોકો! સંતની જાત ન પૂછશો. સાધુ તો જાતે બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય, વાણિયો હોય, ગમે તે હોય.'[૧૯]

રાજરાણી મીરાં, રાણી રૂપકુંવરી, રાજા પીપાજી, તુલસીદાસ, સદનો કસાઈ વગેરે આના દાખલા છે. 'ભક્તમાલ'ના કર્તા નાભાજી અન્ત્યજ ગણાતી જાતિના હતા. દીન હીન અધમ ગણાતાં અનેકને પ્રભુએ તાર્યાં તેના દાખલા તુલસીદાસે આપ્યા છે. તેમ કરતાં પ્રભુએ કુલ અને જાતિનો વિચાર કર્યો નહોતો (नहिं कुल जाति बिचारी). થોડાક દાખલા ગણાવીને પછી કહે છે: 'તમે જેમની વિપત્તિ દૂર

---

* મૂળ બંગાળી પરથી અધ્યાપક નગીનદાસ પારેખે કરી આપેલો અનુવાદ.

કરી છે એવાં દીન તો અગણિત છે. તેમાંથી કેટલાં હું ગણાવું?'[20] નાતજાતને વિષે તુલસીદાસે કહ્યું : ' મારે નાતજાત જોઈતી નથી. મારે નાતજાત વળી કેવી? કોઈ મને કામનું નથી, ને હું કોઈને કામનો નથી. આ લોક તથા પરલોક બધું રઘુનાથના જ હાથમાં છે. તુલસીદાસને તો એક રામનામનો જ ભારે ભરોસો છે.'[21] વળી કહ્યું : 'નાતજાત, કુળ, ધર્મ, મોટાઈ, ધન, બળ, નોકરચાકર, ગુણ, ચતુરાઈ એ બધું જો કોઈ ભક્તિ વિનાના માણસ પાસે હોય, તો તે કેવું શોભે? પાણી વિનાનું વાદળું દેખાય તેના જેવી એ બધી ઉપરઉપરની જ શોભા સમજવી.'[22] વળી કહે છે: ' જે માણસના મોંમાંથી ભૂલેચૂકે પણ રામનું નામ નીકળતું હોય તે માણસને માટે હું મારા શરીરની ચામડીના જોડા કરાવવા રાજી છું. નિરંતર રામનો જપ કરનાર નીચ ગણાતી જાતિનો શ્વપચ હોય તે પણ સારો છે. જ્યાં હરિનું નામ નથી એવું ઊંચું કુળ શા કામનું?'[23]

સુરદાસે પ્રભુને અનેક જગાએ 'પતિતપાવન' કહીને સંબોધ્યા છે. પણ સુરદાસની દીનતા અજબ છે. એમને પોતાની ભક્તિ, કવિત્વશક્તિ કે સત્કર્મ કશાનું અભિમાન નથી. ઊલટા તેઓ તો પોતાને ' કુટિલ ખલ કામી' કહે છે. કહે છે કે હું તો 'પતિતોમાં નાયક' (पतितनके नायक) છું, ' સર્વ પતિતોનો રાજા છું ' ( प्रभु हौं सब पतितनको राजा ). તેઓ પોતાને કોઈનાથીયે ઊંચા માનતા નથી; પોતાને હીણાથીયે હીણા માને છે. અતિશય નમ્રતાથી હરિને વીનવતાં કહે છે : ' હે હરિ ! હું તો બધા પતિતોનો સરદાર છું. મારી બરોબરી કોણ કરી શકે એમ છે એ તો મને બતાવ. વ્યાધ, ગીધ, પૂતના, અજામીલ વગેરે જે પતિતો હતાં તેમાંયે હું તો શિરોમણિ છું.'[24] ઇશ્વરના ધામમાં તેની સમક્ષ જઈને કોણ કહી શકે કે હું ઊંચો છું ને પેલા બીજાઓ નીચા ને નાલાયક છે? ગંગારામ નામના એક ભક્તે કહ્યું છે કે ' જે ભક્ત જાતિભેદ માને છે તે મોટો પાપી છે.'[25]

દાદુ દયાળ નામના સંત અમદાવાદમાં લોદીરામ નામના નાગર બ્રાહ્મણને ઘેર જન્મેલા, પણ જાત છુપાવવા રૂ પીંજવાનું કામ કરતા, એમ કહેવાય છે. તેમના શિષ્યોમાં સર્વ જાતિના

માણસો હતા. 'સતનામી' નામે ઓળખાતા અનેક સંપ્રદાય થઈ ગયા છે. તેમાંના એકના સ્થાપક ઘાસીદાસ મોચી હતા. ૧૮મી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયેલા પ્રાણનાથ નામના સંત કાઠિયાવાડમાં જન્મેલા, ને ઘણા પ્રાન્તોમાં ફરેલા. તેમનાં ભજન હિંદી, ઉર્દૂ, ગુજરાતી ને સિંધી ભાષાઓમાં છે. એમના માર્ગમાં જાતિ, સંપ્રદાય વગેરેનો ભેદભાવ નહોતો. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી સહુને એમાં પ્રવેશની સરખી છૂટ હતી. તે માંસ, મદિરા ને જાતિભેદના કટ્ટા વિરોધી હતા. બાવરી સાહેબા નામની દિલ્હીની એક કુલીન મહિલા ભક્ત હતી, તેની પરંપરામાં યારી સાહેબ થયા તે જાતે મુસલમાન હતા. તેમના શિષ્યોમાં હિંદુ મુસલમાન બંને હતા. આ કોઈ જુદો સંપ્રદાય નહોતો. યારી સાહેબે હરિ ને અલ્લા બંને નામથી ઈશ્વરની સ્તુતિ કરી છે. ભગવતરસિક નામના એક કૃષ્ણભક્ત ૧૮મી સદીમાં થયા, તે કહે છે: 'હું નથી હિંદુ, નથી તુરક, નથી જૈન, નથી અંગ્રેજ.'[૨૬] દક્ષિણમાં ગોદાવરીને કાંઠે કનકાવતી નામની નગરીમાં રામદાસ નામનો એક ચમાર ભક્ત થઈ ગયો. તેણે કેવળ હૃદયની ભાવના વડે ભક્તિ કરીને શ્રીહરિનો સાક્ષાત્કાર કર્યો હતો એમ કહેવાય છે.

મધ્યકાલીન વૈષ્ણવ ભક્તોમાં કેટલાયે મુસલમાન પણ હતા. તે જાતે મુસલમાન રહેવા છતાં વૈષ્ણવ ભક્ત બનેલા. તેમનાં ભક્તિ-કાવ્યોમાં તેમનાં નામ ન આપ્યાં હોય, તો તે કોઈ મુસલમાને લખેલાં છે એવો ખ્યાલ સરખો ન આવે. અબદુલરહીમ ખાનખાના નામના ભક્તે ગાયું: 'રહીમે પોતાના ચિત્તને એવું ચતુર ચકોર બનાવ્યું છે કે તે રાતદિવસ કૃષ્ણચંદ્રને વિષે જ લાગેલું રહે છે.'[૨૭] ભક્ત રસખાનનું નામ પાછળ (પૃ. ૧૪૦) આવી ગયું છે. તેમણે ગાયું: 'માણસનો અવતાર આવવાનો હોય તો, રસખાન કહે છે કે, ગોકુળ ગામની ગોવાળણી થઈને વ્રજમાં વસવાનું મળે એમ હું ઇચ્છું છું.'[૨૮] દરિયા સાહેબ (મારવાડવાળા) કહે છે: 'હે રામ! હું પીંજારો છું તોયે તમારો છું. હું અધમ છું, હલકી જાતનો છું, મતિહીન છું, પણ તમે

તો મારા શિરતાજ છો.'[૨૯] નવાબ અલફખાં, ખુશરૂ, નજીર, કારેખાં, કરીમબક્ષ, ઈન્શા, બાજિન્દ, આદિલ, મકસૂદ, મૌજદીન, વાહિદ, અફસોસ, કાજિમ, ખાલસ, લતીફહુસેન, મનસૂર, ફરહત, કાજી અશરફ મહમૂદ, આલમ, તાલીબશાહ, મહબૂબ, નફીસ ખલીલી વગેરે અનેક મુસલમાન કૃષ્ણભક્તોએ પોતાની ભક્તિ કાવ્યસરિતા-રૂપે વહેવડાવી છે. આ મુસ્લિમોને કૃષ્ણની ભક્તિ કરવાની મનાઈ કોણ કરી શકે એમ હતું? 'હિંદુ અને મુસલમાન બે જુદા નથી. સહુનો સરજનહાર તો એક જ છે; એના સિવાય બીજો કોઈ દેખાતો નથી;' એમ ભક્ત દાદુદયાળે કહ્યું છે.[૩૦] અને ઈશ્વરને ભલે ગમે તે નામે ભજો, પણ એક જ પરમાત્માની પૂજા થાય છે, એ સંદેશો પણ અમદાવાદમાં જન્મેલા એ સંતે જ, નીચેના કાવ્યમાં, આપેલો છે:

'બાબા નાહીં દૂજા કોઈ.
એક અનેકન નાંવ તુમ્હારે, તોપૈં ઔર ન હોઈ.
અલખ ઇલાહી એક તૂં, તૂંહી રામ રહીમ;
તૂંહી માલિક મોહના, કેસો નાંવ કરીમ.
સાંઈ સિરજનહાર તૂં, તૂં પાવન તૂં પાક;
તૂં કાઈમ કરતાર તૂં, તૂં હરિ હાજિર આપ.
અવિગત અલ્લહ એક તૂં, ગની ગુસાઈં એક;
અજબ અનૂપમ આપ હૈ, દાદૂ નાંવ અનેક.'

ગુજરાતમાં અસ્પૃશ્યતા સામે ઝુંબેશ ચલાવનારમાં અગ્રેસર આપણા આદિકવિ નરસિંહ મહેતા હતા. એની વાત તેમના જ આ કાવ્યમાં આપેલી છે:

'ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય.
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વદ્યા રે વચન;
મહંત પુરુષ અમારી અરજી એટલી, અમારે આંગણે કરો રે કીરતન.
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મ મરણ જંજાળ;
કર જોડતામાં કરુણા ઊપજી, મહેતાજી વૈષ્ણવ પરમ દયાળ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાગ્દાન.

મહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સહુ વૈષ્ણવ.
ઘેર પધાર્યા હરિજશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળીઓ લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ !
મૌન ગ્રહીને મહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં ?
જાગ્યા લોક, નરનારી પૂછે: મહેતાજી તમે એવા શું ?
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કંઈ વિવેકવિચાર;
કર જોડીને કહે નરસૈંયો, વૈષ્ણવ તણો મને છે આધાર.'

અને મહેતાજી ટીકાકારોને નિર્ભયપણે જવાબ આપે છે :

'એવા રે અમો એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે.'

અખો આભડછેટ તથા નર્યા બાહ્યાચારને વિષે કહે છે:

'આભડછેટ અન્ત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને ઘેર આવી ગઈ રહે;
અખા હરિ જાણ્યે જડ જાય, નહિ તો મનસા વાચા પેસી રહે કાય.
પોતાનાં પડખાં નવ જુએ, હાડચામડાં મૂરખ ધુએ;
શુદ્ધ કેમ થાયે જો ચામડું, મોઢું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે ક્યમે.
ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મહુડાં માન્યાં દ્રાક્ષ, અન્ન ન્હોય અન્નમાંની રાખ;
સોનામખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વહાણું વાય.'

ઊંચનીચભાવ વિષે નાપસંદગી બતાવતાં કહે છે :

'શ્વાન શ્વપચ ગૌ બ્રાહ્મણ જોય, રામ થકી અળગું નહીં કોય;
ઊંચ ખરા તે ઊંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પિંડ ઠાલો નથી કર્યો.'

એ જ વિષયમાં વળી કહે છે :

'કેને કહું હું મહાભાગ, લાગ નહિ હીણો કહેવા ;
કેને કહું હું નીચ, ઊંચ સ્થળ નહિ કોઈ રહેવા.'

ભક્તિમાં વેશ વર્ણ વગેરે બાહ્ય ચિહ્નો તરફ ન જોવું જોઈએ, એવો ઉપદેશ આપતાં અખો કહે છે :

'દેહદર્શી કાં થાયે ? દેહ કાં પ્રાણીદર્શી થાયે ?
વેશ વર્ણ આશ્રમને જોતાં હીરો હાથેથી જાયે !'

વર્ણાશ્રમના અભિમાનને અસમંજસ અર્થાત્ અયોગ્ય કહે છે :

'કે વર્ણાશ્રમઅભિમાનવાન અસમંજસ માને.'

કહે છે કે 'ઊંચ નીચ દેખે તે ભર્મ.' વળી કહે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર તે ભલે હરિનાં જુદાં જુદાં અંગમાંથી તોપણ હરિના દેહમાંથી જ ઉત્પન્ન થયા છે. પછી એમાં નીચું કોણ કહેવાય?

'ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વર્ણઅહંકાર;
ભાત ચલાવા વર્ણાવર્ણ, કોઈ મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર?'

વર્ણ અને આશ્રમના ધર્મને ફેંકી દેવા એમ એ નથી કહેતો. તેને અંગે જે કર્તવ્યો કરવાનાં હોય તે કરવાં જોઈએ; નીતિની જે મર્યાદા હોય તે પાળવી જોઈએ. પણ વર્ણાશ્રમ એ કંઈ પરમ ધર્મ નથી; પરમ ધર્મ તો દેહની અંદર રહેલા પરમાત્માને જોવો એ છે; તેથી વર્ણાશ્રમના બાહ્ય આચારોમાં અટવાઈ રહેવું યોગ્ય નથી.

'વર્ણાશ્રમશું વળગે અંધ, જાણે એ માયાનો ફંદ;
લહેરે વળગ્યો કો નવ તર્યો, નિજબળ આવ્યું તે ઊગર્યો;
હાડચામ કાં દેખે ભૂર, અખા બ્રહ્મ રહ્યો ભરપૂર.'

વળી વર્ણોના ભેદ પાછળ મૂળમાં તો ઐક્ય જ છે:

'બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, વિધિવિધિના રે વિચાર;
સરે જોતાં સોનું એક છે, એના ઘાટ ઘડ્યા બે ચાર.'

ભક્તોની નાતજાતનો વિચાર કરવાનો હોય નહીં, એ વિષે કહે છે:

'કહે પરમાત્મા સુણ તું આત્મા, સમજ તું વાત મહાસંત કેરી;
હરિજન રૂપ તે ઓળખો માહરું, જાત ને વર્ણ ન પૂછીશ ફેરી.
જાત ને વર્ણ આધીન કુલકર્મ છે, ઉત્તમ મધ્યમપણું કંઈ ન લાગે;
કૃષ્ણ કહે માહરો જન જ્યારે થયો, કોટિ કિલમિષ ભક્ત દેખી ભાગે.'

બ્રાહ્મણ ને અંત્યજ એ એક જ કપડું વણવામાં વાપરેલા સૂતરના રંગરંગના તાણાવાણા જેવા છે; પણ મૂળમાં તો બધું સૂતર જ છે.

'ભલી પાડી ભાત, વસન માંહે વણી અખા;
આદ્યજ અંત્યજ જાત, સૂતરથી અન્ય નહિ સરે.'

ભક્તિમાર્ગમાં તો જોઈએ એકમાત્ર હરિ પ્રત્યેનો પ્રેમ :

'શબરી સંસ્કૃત શું ભણી હતી ભાઈ? કયા વેદ વાંચ્યા કરમાબાઈ?
વ્યાધ તે શું ભણ્યો'તો વેદ? ગણિકા શું સમજતી'તી ભેદ?
વળી શ્વપચ શી સમજ્યો રીત? અખા હરિ તેના જેની સાચી પ્રીત.'

ભક્તિરૂપી અગ્નિ માણસોને સુવર્ણની પેઠે તપાવી કેવા શુદ્ધ કરે છે તે કહે છે :

'ચમાર જુલાહા નાઈ ધુનિયા, દાદુ રૈદાસ સેના કબીરાઈ;
રામ સોનારા અગ્નિકીસી જ્વાલા, મધ્ય પડ્યો સો કીનો અપનાઈ.
નાહીં કરમકી કીચ હરિજનકું, મક્ષિકા ન છુએ જૈસે ચંદનકું;
જ્ઞાનગગનમેં જાત સબ્બે ગેબ, એબ નહિ મેઘબુંદનકું.
ભીલીકે બેર જુઠે ભક્ષેં ભાવસોં, તો કહાં લાજ લાગી રઘુનંદનકું?
એ જૈસો તૈસો હૈ હરિજન સોનારા, કિયો હૈ જ્યું નીર બંધનકું.'

પાછો આભડછેટ વિષે કહે છે કે આભડછેટ તો આપણે બીજાની નહીં, પણ આપણી પોતાની પાળવા જેવી છે, કેમ કે આપણે વિકારથી ભરેલા હોઈ મુડદા જેવા છીએ.

'નિર્વિષયપણું તે સજીવન દશા, વિકારસહિત તે મુડદાં જશા;
મુડદાંની આભડછેટ ઘણી, તે આભડછેટ કોઈએ નવ ગણી;
અળગી આભડછેટ જોવા જાય, પોતાની આભડછેટ પ્રલય ન થાય.'

ચાંડાલ અને બ્રાહ્મણની વ્યાખ્યા જ અખાએ જુદી આપી છે. દેહને વિષે અહંતા મમતા રાખે તે ચાંડાલ. બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ.

'હાડચામકી મમતાહંતા, સો ચાંડાલ પ્રમાનત હૈ;
સચ્ચિત્ આનંદ બ્રહ્મ લહે સોઈ, બ્રાહ્મન બેદ બખાનત હૈ.'

વળી :

'દેહભાવસે કછુ ન બડાઈ, જો ચિદ જાનત સોઈ બડા;
હાડચામકી દેહ સકલકી, ક્યા બ્રાહ્મણ ક્યા ભેલ ખડા?'

બાકી ગમે તે નામે ઓળખતા જુદા જુદા દેહમાં એક જ આત્મા વસે છે, ને એ આત્મા તે આપણે પોતે જ છીએ.

'તૂં ચેતન જડ તન ક્યા ઢૂંઢત, ક્યોં ભરમાયા બાજીમેં?
તૂં હૈ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યમેં, તૂં મુલ્લાંમેં તૂં કાજીમેં.'

દયારામે ગાયું છે :

'ભક્તિ તારે ચાંડાળને, જેમાં કોઈ ન શુભ આચરણ,
શું પછી કહેવું તેહનું ? ઉદ્ધારે અધમ અન્ય વર્ણ.'

વળી કહ્યું છે :

'તે હરિજનના દાસના દાસનો દાસ પ્રભુ ! મને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ મારા શિર પર સદા ઠરજો રે !'

હિંદના બીજા ભાગોની પેઠે ગુજરાતમાં પણ જુદી જુદી જાતના ભક્તો અનેક થઈ ગયા છે, એ જાણીતી વાત છે. લીંબડીનો ઈસર બારોટ, બોરસદનો ધારાળો વસ્તો ડોડિયો, ખંભાતનો હરિદાસ વાળંદ, વસ્ત્ર વણનાર બંધારા માંડણ અને કાશીસુત શેધજી, સુરતના કાયસ્થ ભગવાનદાસ ઉર્ફે ભાઉ મૂળજીનાં નામ પ્રાચીન ભક્તકવિઓની યાદીમાં આવે છે.[30] ડુંગર નામના એક ભક્તકવિ બારોટ હતા. દેશળ ભક્ત ભાવનગર રાજ્યનો મુસલમાન સિંધી હતો. લીંબડી પાસેના એક ગામનો અર્જુન ધોબી હતો. કુબેરસ્વામી, જેમણે 'કુબેરપંથ' કાઢેલો, તે શૂદ્ર હતા.[31] નિરાંત, અને ભરૂચ જિલ્લાના અર્જુન ભગત પાટીદાર હતા. ગોધરાના પુરુષોત્તમ ભગતે માટલાં ઘડવાને બદલે અનેક માણસોનાં જીવન ઘડ્યાં.

સોરઠના સંતોમાં રવિસાબ 'પૂર્વાવસ્થાનો જાલિમ, વ્યાજખાઉ, એક ગામડિયો વાણિયો' હતો. જીવણદાસ ચમાર હતા. ભાણ સાહેબ લોહાણા હતા. મીઠા ઢાઢી અને હોથી મુસલમાન હતા. રજપૂત કુળમાં જન્મીને ભેખ લેનાર મોરાર સાહેબનું ભજનમંડળ ઢેડવાડે બેઠક કરવા જતું. ત્રિકમ 'ઢેડગરોડા' હતા. 'વાડીના સાધુ તરીકે ઓળખાતા જે અસ્પૃશ્ય જાતિમાં જન્મેલા સંતોનો સમુદાય, તેનો આરંભ આ ત્રિકમ સાહેબથી થાય છે. રામવાવ નામે ગામના ઢેડગરોડા (ઢેડ લોકોના ગોર) જાતિમાં જન્મીને એણે રવિસાહેબનો ગુરુમન્ત્ર લીધો હતો.' એમના એક ભજનમાં ગાયું છે :

'કપડા બી ધોયા અબધૂત ! અંચલા બી ધોયા એ જી
જબ લગ મનવો ન ધોયો મેરે લાલ
લાલ મારા દિલમાં લાગી વૈરાગી.'

'સંત જીવણદાસજી ગોંડળથી ત્રણ ગાઉ પર આવેલા ઘોલાવદર નામે ગામના ચમાર હતા. તે ચમારનો જ ધંધો કરતા, ને ઘરબારી હતા. એમણે મધુરભક્તિના રસમાં 'દાસી જીવણ'ને નામે જ ભજનો લખ્યાં છે. 'સંખ્યાને હિસાબે, વ્યાપકતાને હિસાબે, અને લોકપ્રિયતાને હિસાબે સહુથી પ્રથમનું સ્થાન "દાસી જીવણ"નાં પદો ભોગવે છે. એની વાણીથી મુક્ત એક નાનું નેસડું પણ નહીં હોય. ગિર, બરડા કે ઠાંગા ડુંગરના માલધારીઓના માઝમ રાત્રિઓના એકતારાને તારે તારે "દાસી જીવણ"નાં ડોલાવણ ભજનો વધુમાં વધુ મીઠાશથી ગવાતાં હોય છે. સોરઠનાં ભજનપ્રેમીઓ "દાસી જીવણ"ની વાણીને "બાઈ મીરાં"ની કવિતાના જેટલી જ પ્રસન્નતાથી સેવે છે. . . . મૂએલાં ઢોરને ચીરી, ચામડાં ઉતારીને ધોવા-રંગવાનો ધંધો કરનાર આ પુરુષે કવિતાની સાથે હૃદયવીણાના તારનો જે સંવાદ સાધ્યો તે આપણો સહુનો પૂજાર્હ બને છે — વધુ વંદનીય એટલા માટે બને છે કે એક અસ્પૃશ્ય તરીકે એમને આ ભક્તિજીવનમાં અનેક સતાવણીઓના ભોગ બનવું પડ્યું હતું.'[૩૨]

શ્રી રામકૃષ્ણ પરમહંસનો ઉપદેશ અને તેમનું આચરણ અસ્પૃશ્યતાની વિરુદ્ધ હતાં; અને સ્વામી વિવેકાનંદે અસ્પૃશ્યતા તથા ઊંચનીચભાવની વિરુદ્ધ ચાબખા જેવા શબ્દોમાં ઉપદેશ આપ્યો છે.

ભક્તકવિ રવીન્દ્રનાથ ઠાકુરે તેમના એક કાવ્યમાં આપણા દેશને ઉદ્બોધન કરતાં લખ્યું છે :

'હે મુજ દુર્ભાગી દેશ, જેઓનું તેં અપમાન કર્યું છે તેમના જેવું જ અપમાન તારે વેઠવું પડશે. મનુષ્યના અધિકારથી તેં જેમને વંચિત રાખ્યા છે, જેમને સામે ઊભા રાખ્યા છે છતાં ખોળામાં સ્થાન દીધું નથી, તેમના બધાના જેવું જ અપમાન તારે વેઠવું પડશે.

'મનુષ્યના સ્પર્શને રોજ રોજ દૂર રાખીરાખીને તેં માનવના પ્રાણમાં વસતા ઠાકોરની ઘૃણા કરી છે. વિધાતાના રૌદ્ર રોષથી દુષ્કાળને આંગણે બેસી તારે બધાની સાથે વહેંચીને અન્નપાન ખાવાં પડશે. તે બધાના જેવું જ અપમાન તારે વેઠવું પડશે.

'તારા આસન ઉપરથી તેમને તેં જ્યાં હડસેલી મૂક્યા ત્યાં તારી શક્તિને પણ તેં અવહેલાપૂર્વક દેશવટો દીધો. ચરણે રોળાઈને તે જ્યાં ધૂળમાં વહ્યાં જાય છે તે નીચાણમાં તું ઊતરી આવ, નહીં તો તારો ઉગારો નથી. આજે તારે બધાના જેવું જ અપમાન સહન કરવું પડશે.

'જેમને તું નીચે રાખે છે, તે તને નીચે બાંધી રાખશે. જેમને તેં પાછળ રાખ્યા છે, તે તને પાછળ ખેંચી રહ્યા છે. અજ્ઞાનના અંધારની આડશ પાછળ તેં જેમને ઢાંકી રાખ્યા છે, તેઓ તારા મંગલ આડે આડશ રચી તારા મંગલને ઢાંકી રહ્યા છે. તારે તેમના જેવાં જ અપમાન સહન કરવાં પડશે.

'સેંકડો સૈકાંઓ થયાં તારે માથે અપમાનનો બોજો લદાતો આવે છે, તોપણ તું માનવમાં વસતા નારાયણને નમસ્કાર કરતો નથી; તોપણ તું આંખો ઢાળી જોઈ શકતો નથી કે તે હીન પતિતોના ભગવાન ધૂળમાં જઈને ઊભા છે. ત્યાં તારે સૌના સરખું જ અપમાન વેઠવું પડશે.

'તું જોતો નથી કે તારે બારણે મૃત્યુદૂત આવીને ઊભો છે, તેણે તારા જાતિના અહંકાર ઉપર અભિશાપ ચોડી દીધો છે. જો તું બધાને નહીં બોલાવે, હજુયે જો તું દૂર ખસીને ઊભો રહીશ, અને તારી ચારે કોર અભિમાનનો કોટ રચી પોતાની જાતને બાંધી રાખીશ, તો તારે મૃત્યુ સમયે ચિતાભસ્મમાં તો સૌના સરખા થવું જ પડશે.'[૩૩]

પાછળ આપેલી ભક્તોની કથાઓમાં કંઈ ને કંઈ ચમત્કારનું તત્ત્વ જોવામાં આવે છે, તે મૂળમાં જેવું છે તેવું રહેવા દીધું છે. કેમ કે એવા ચમત્કારો ખરેખાત થાય છે, અથવા તો એવા ચમત્કારો કરવાનું સામર્થ્ય ભક્તિ વડે મળે છે, એમ શીખવવાનો એ કથાઓનો આશય નથી. પણ ભક્તિમાર્ગમાં — ભાગવતધર્મમાં — ઊંચનીચભાવને સ્થાન નથી, ને એ પંથે ચાલવાનો અધિકાર સર્વ વર્ણોને છે, એમ બતાવવાનો જ તેમનો આશય છે. જેના જીવનમાં ચમત્કાર થાય તે જ ભક્ત એવી ખોટી વ્યાખ્યા કરવામાં આવે, તો ઘણા સાચા ભક્તોને

એ વર્ગમાંથી બાતલ રાખવા પડે. ભક્તોને ઐહિક સુખ મળે એવી બાંહેધરી ઈશ્વરે આપી નથી. ઘણી વાર ભક્તોને ઈહલોકમાં દેખીતું દુઃખ જ વેઠવા વારો આવે છે. આદિપુરાણમાં ભગવાને કહ્યું છે: 'હે પાર્થ! હું જેના પર સન્તુષ્ટ થાઉં છું તેનું ધન હરી લઉં છું. તેનાં સગાંવહાલાં જોડે તેને વિચ્છેદ કરાવું છું. તેના જીવનમાં સર્વ પ્રકારનાં કષ્ટો ઊભાં કરું છું. પણ હું તો જેના પર સન્તુષ્ટ થાઉં છું તેને અવ્યય પદ આપું છું.'[૩૪] પણ ભક્તો એમ માને છે ખરા કે જગતમાં જે કંઈ પ્રવૃત્તિ બીજા કરે છે કે આપણે કરીએ છીએ તે પ્રવૃત્તિ પરમાત્મા કરે છે યા કરાવે છે. દાખલા તરીકે, રામાનુજે કહ્યું છે: 'પોતીકા આત્મારૂપી કર્તા દ્વારા, પોતાની જ ઇન્દ્રિયો વડે, પોતાની આરાધનારૂપી એક જ પ્રયોજન માટે, પરમ પુરુષ — સર્વ આત્માઓ જેનાં અંગરૂપ છે, ને જે સહુનો અંગી છે — તે પોતે જ પોતાનાં કામ કરાવે છે.'[૩૫] તેમ જ ગાંધીજીએ કહ્યું છે કે એ ઈશ્વરને 'હું સંપૂર્ણ વિશ્વાસપૂર્વક મારા શ્વાસોચ્છ્વાસનો સ્વામી ગણું છું, તેને હું મારા નિમકનો દેનાર ગણું છું.'[૩૬] આ અર્થમાં ભક્તો દરેક ઘટનાની પાછળ ઈશ્વરનો હાથ ને તેની કૃપા જુએ એ જુદી વાત છે.

સર્વ યુગોના ને સર્વ સંપ્રદાયોના ભક્તોએ જે એક વાત સર્વાનુમતે કહી છે તે વર્ણનું, જાતિનું કે બીજી કોઈ ચીજનું અભિમાન છોડવાને લગતી છે. ભક્તો તો ભગવાન આગળ કહે છે કે 'તારા વિના અમે પોતે તો સાવ તણખલાને તોલે છીએ.'[૩૭] ઈશ્વરના ધામમાં વળી ઊંચનીચભાવ કેવો? માણસો રાજા હોય કે રંક, સહુ એ સર્વેશ્વર અને રાજાધિરાજની આગળ તો ભિખારી છે. બ્રાહ્મણ એમ કેમ માને કે હું ઊંચો ને બીજા નીચા? ૨૯ હજાર ફૂટ ઊંચા ગૌરીશિખર આગળ ઊભો રહીને એક માણસ કહે કે 'ફલાણો પાંચ ફૂટ બે ઇંચ ઊંચો છે, ને હું પાંચ ફૂટ ચાર ઇંચ છું, માટે હું એનાથી ઊંચો છું,' એના જેવી જ હાસ્યાસ્પદ દેવમંદિરમાં કરેલી ઊંચાનીચાની હુંસાતુંસી છે. ભક્તિમાર્ગના ગ્રન્થો આપણને ડગલે ડગલે આ વાતનું ભાન કરાવે છે, ને દીનતા ધારણ કરવાનો

ઉપદેશ આપે છે. જે બ્રાહ્મણ પોતાની જવાબદારી સમજે છે તેના મનમાં તો અભિમાન ન જ હોય. પોતાને કયા આદર્શ સુધી પહોંચવાનું છે, ને પોતે તેનાથી હજુ કેટલો બધો દૂર છે, એ તે સમજે છે; અને તે જાણે છે કે તેને તો ભાગવતકારે કહી રાખ્યું છે કે 'બ્રાહ્મણનો આ દેહ તુચ્છ વાસનાઓની તૃપ્તિ માટે અપાયેલો નથી; પણ હંમેશાં કઠણ જીવન ગાળી તપ કરવા માટે ને મરી ગયા પછી અનંત સુખ મેળવવા માટે અપાયેલો છે.'[૩૮]

હિંદુ ધર્મના ઇતિહાસમાં જે કાળે અંધકારયુગ ચાલી રહ્યો હતો, ને દેશ ભારે સંકટ અને અંધાધૂંધીમાંથી પસાર થઈ રહ્યો હતો, તે વખતે હિંદુ ધર્મની જ્યોત જીવતી રાખવાનો યશ ઘણે મોટે ભાગે આ ભક્તો તથા સાધુસંતોને છે, ને તે કારણે પણ આપણે તેમના ઋણી છીએ, એ આપણે ભૂલવું ઘટતું નથી. એમણે કરેલા સતત પુરુષાર્થને પ્રતાપે, 'ગૂઢ વનમાં કેવળ જાણકારોની પરિષદોમાં જેને વિષે ચર્ચા ચાલતી હતી તે ઇશ્વર બ્રાહ્મણથી માંડીને ચાંડાલ સુધીનાં લાખો માણસોના મેળાઓમાં પ્રત્યક્ષ નાચવા લાગ્યો. જેની કૃપા કોઈ જ્ઞાનવાન પુરુષ, ઋષિ કે મહાત્મા પર થતી તે ઇશ્વર સર્વ જીવોના ઉદ્ધાર અર્થે — જાતિ, વિદ્યા, કુલ, ગોત્ર, ધન, કર્મ વગેરે ભેદભાવોનો વિચાર ન કરતાં — બાળગોપાળોના સમૂહમાં બાળગોપાળ થઈને ખેલવા રમવા લાગ્યો. બ્રાહ્મણ અને અન્ત્યજ, પુણ્યવાન અને પાપી, સતી અને વેશ્યા, પારમાર્થિક અને સાંસારિક — સારાંશ, સર્વ પ્રકારના લોકો — માટે તેણે સદ્ગતિનું દ્વાર ખુલ્લું મૂકી દીધું.'[૩૯]

## ટિપ્પણો

१. अहं पुरातीतभवेऽभवं मुने दास्यास्तु कस्याश्चन वेदवादिनाम् ।
निरूपितो बालक एव योगिनां शुश्रूषणे प्रावृषि निर्विविक्षताम् ॥
तत्रान्वहं कृष्णकथाः प्रगायतामनुग्रहेणाशृणवं मनोहराः ।
ताः श्रद्धया मेऽनुपदं विशृण्वतः प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः ॥
ज्ञानं गुह्यतमं यत्तत्साक्षाद्भगवतोदितम् ।
अन्ववोचन्गमिष्यन्तः कृपया दीनवत्सलाः ॥
आत्मनात्मानमात्मस्थं यथाश्रुतमचिन्तयम् ।
ध्यायतश्चरणाम्भोजं हृद्यासीन्मे शनैर्हरिः ॥
भा. १; ५; २३, २६, ३०. १; ६; १६-७.

२. न शूद्रा भगवद्भक्तास्तेऽपि भागवतोत्तमाः ।
सर्ववर्णेषु ते शूद्रा ये न भक्ता जनार्दने ॥ सारसङ्ग्रह

३. क्रोधः शत्रुः शरीरस्थो मनुष्याणां द्विजोत्तम ।
यः क्रोधमोहौ त्यजति तं देवा ब्राह्मणं विदुः ॥
धर्मं तु ब्राह्मणस्याहुः स्वाध्यायं दममार्जवम् ।
इन्द्रियाणां निग्रहं च शाश्वतं द्विजसत्तम ॥
धर्मव्याधं ततः पृच्छ गत्वा तु मिथिलां पुरीम् ।
मातापितृभ्यां शुश्रूषुः सत्यवादी जितेन्द्रियः ॥
वनपर्व २०६; ३२-३, ३९-४०, ४४.

४. ब्रवीषि सूनृतं धर्म्यं यस्य वक्ता न विद्यते ।
दिव्यप्रभावः सुमहानृषिरेव मतोऽसि मे ॥ वनपर्व २१०; १३.

५. इहाहमागतो दिष्ट्या दिष्ट्या मे सङ्गतं त्वया ।
ईदृशा दुर्लभा लोके नरा धर्मप्रदर्शकाः ॥
एको नरसहस्रेषु धर्मविद्विद्यते न वा ।
प्रीतोऽस्मि तव सत्येन भद्रं ते पुरुषर्षभ ॥
दुर्ज्ञेयः शाश्वतो धर्मः शूद्रयोनौ हि वर्तते ।
न त्वां शूद्रमहं मन्ये भवितव्यं हि कारणम् ॥

यस्तु शूद्रो दमे सत्ये धर्मे च सततोत्थितः ।
तं ब्राह्मणमहं मन्ये वृत्तेन हि भवेद् द्विजः ॥
कृतप्रज्ञोऽसि मेधावी बुद्धिर्हि विपुला तव ।
नाहं भवन्तं शोचामि ज्ञानतृप्तोऽसि धर्मवित् ॥
बाढमित्येव तं व्याधः कृताञ्जलिरुवाच ह ।
प्रदक्षिणमथो कृत्वा प्रस्थितो द्विजसत्तमः ॥
अत्यद्भुतमिदं ब्रह्मन् धर्मव्याख्यानमुत्तमम् ॥

वनपर्व २१५; १४-५, १९.
२१६; १४-५, ३०, ३२, ३६.

६. हुतो वालमीकि एक श्वपच सुनाम ताको
श्यामलै प्रगट कियो भारतमें गाइये । . . .
देवदेव मोहिं दोष न दीजै दोष जु कोई द्रौपदीमाहिं ।
ऊंच नीचकी शंका आई याते कणिकणि बाज्यो नाहिं ॥
जा जेयें जग पूरण हूवो नामदेव कहैं शिरोमणि सोई ॥

भक्तमाल ७२-९.

७. ऊंच नीच माने नहिं कोई, हरिको भजै सो हरिको होई ।

८. व्याधकर्मा तु चौर्येण पितृमातृप्रियंकरः ।
कदाचित् प्राप्तवांस्तत्र द्विजवत्ससमुद्गतः ॥
श्रुतमादिचरित्रं वै तेन शब्दप्रियेण वै ।
पाठपुण्यप्रभावेण धर्मबुद्धिस्ततोऽभवत् ॥
दत्त्वा चौर्यं धनं सर्वं तस्मै विप्राय पाठिने ।
शिष्यत्वमगमत्तत्राक्षरमैशं जजाप ह ॥
बीजमन्त्रप्रभावेण तदङ्गात्पापमुल्बणम् ।
निःसृतं कृमिरूपेण बहुवर्णेन तापितम् ॥
त्रिवर्षान्ते च निष्पापो बभूव द्विजसत्तमः ।
पठित्वाक्षरमालां च जजापातिचरित्रकम् ॥
द्वादशाब्दमिते काले प्राच्याङ्गत्वासदद्विजः ।

अन्नपूर्णां महादेवीं तुष्टाव परया मुदा ॥
सा इत्यष्टोत्तरे जप्ता ध्यानस्तिमितलोचना ।
सुष्वाप तत्र मुदिता स्वप्ने प्रादुरभूच्छिवा ॥
दत्त्वा तस्मै ऋग्विद्यां तत्रैवान्तरधीयत ।
उत्थाय स द्विजो धीमाँल्लब्ध्वा विद्यामनुत्तमाम् ।
विक्रमादित्यभूपस्य यज्ञाचार्यो बभूव ह ॥ भ. पु.

૯. अरे श्रमार्तोऽसि कपालखण्डं समानयाम्बु प्रददामि तेऽपि ।
समाप्नुवो ग्राममिमं च नान्द निपीय पानीयमथ प्रविश्यताम् ॥

૧૦. अत्रास्मदीया नरपालपुत्री विवाहिता प्राङ् नृपनन्दजाय ।
तेनात्र जातं न पिबामि वारि श्रुतं च पुत्रीधनमुज्झनीयम् ॥

૧૧. श्रुत्वा गिरं रज्जुयुतं च पात्रं तदन्त्यजास्यात् परिहाय भूमौ ।
भावप्लुतस्तत्पदयोः पपात धन्यस्त्वमेवेति सृजन्दृगम्बु ॥
'કલ્યાણ'ના 'સંતાંક'માં શ્રી. બાલચન્દ્રજી શાસ્ત્રીનો લેખ.

૧૨. यद्दत्त्वानृण्यमाप्नोमि तथा वस्तु किमस्ति मे ।

૧૩. કાલેલકર: 'નવજીવન', ૨૭-૯-૧૯૨૫.

૧૪. આ. બા. ધ્રુવ: 'હિન્દુ વેદધર્મ', પૃ. ૩૦૧.

૧૫. ક્ષિતિમોહન સેન: 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઇંડિયા' ગ્રં. ૨, પૃ. ૨૫૧.

૧૬. શ્રી. બિન્દુ બ્રહ્મચારીજી: 'કલ્યાણ', સંતાંક, પૃ. ૪૪૩-૫.

૧૭. जाति भी ओछी करम भी ओछा ओछा किसब हमारा ।
नीचेसे प्रभु ऊंच कियो है कह रैदास चमारा ॥

૧૮. ક્ષિતિમોહન સેન: એજન.

૧૯. संतन जात मा पुछो निर्गुनियां ।
साध ब्राह्मण साध छतरी साध जाति बनिया ॥

વળી કબીર કહે છે:

पंडित देखहु मन महं जानी ।
कहु धौं छूति कहांते उपजी, तबहिं छूति तुम मानी ॥
नादे बिन्दे रुधिरके संगे, घटही महं घट सपचै ।
अष्ट कंवल होय पुहुमी आया, छूति कहांते उपजै ॥

लख चौरासी नाना बासन, सो सब सरि भौ मांटी ।
एकै पाट सकल बैठाये, छूति लेत धौं काकी ॥
छूतिहि जेवन छूतिहि अंचवन, छूतिहि जगत उपाया ।
कहंहि कबीर ते छूति विवर्जित, जाके संग न माया ॥

( હે પંડિત ! જરા મનમાં વિચાર કરીને કહો તો ખરા કે આભડછેટ ક્યાંથી ઉત્પન્ન થઈ, અને આભડછેટ તમે કેવી રીતે માનો છો ? વીર્ય અને રજના સંબંધથી ગર્ભાશયમાં ગર્ભ રહે છે. ત્યાર પછી તે ક્રમે ક્રમે ક્ષીણ, પરપોટો ને પેશીનું રૂપ ધારણ કરતો, શરીરમાં રૂપાંતર પામતો, વિકાસ પામતો જાય છે. તે પછી સમય પૂરો થયે અષ્ટદલ કમલ ( નાભિચક્રની નીચે રહેનારો ગર્ભ )થી બાળક પૃથ્વી પર આવે છે. માણસમાત્ર આ રીતે જન્મે છે. તો પછી આભડછેટ ક્યાંથી પેદા થઈ ? ચોરાસી લાખ યોનિઓમાં વહેંચાયેલાં પ્રાણીઓનાં વિવિધ શરીરરૂપ અનેક વાસણો મળીને માટી બની ગયાં છે. ઈશ્વરે સહુને એક પાટ પર બેસાડ્યાં છે. એમાંથી કયો માણસ અછૂત — અસ્પૃશ્ય છે તે તો બતાવો. તત્ત્વની દૃષ્ટિએ સ્પર્શાસ્પર્શનો વિચાર કરતા હો, તો સર્વ પદાર્થોની ઉત્પત્તિ આદિનો વિચાર તટસ્થ રીતે કરવો જોઈએ. કબીર કહે છે કે આભડછેટ વિનાનું કોઈ હોય તો કેવળ તે જ છે જેની જોડે માયા નથી )

२०. कहं लगि कहौं दीन अगनित जिन्हकी तुम विपत निवारी ।

२१. मेरे जातिपांति न चहौं काहूकी जातिपांति ।
न मेरे कोऊ कामको न हौं काहूके कामको ॥
लोक परलोक रघुनाथहीके हाथ सब ।
भारी है भरोसो तुलसीके एक नामको ॥

२२. जाति पांति कुल धरम बड़ाई, धन बल परिजन गुन चतुराई ।
भगतिहीन नर सोहइ कैसे, बिनु जल बारिद देखिअ जैसे ॥
तुलसीदास

२३. तुलसी जाके वदनतें भूलेहु निकसत राम ।
तिनके पगकी पगतरी मोरे तनुको चाम ॥
नीच जाति स्वपचहु भलो जपत निरंतर नाम ।
ऊंचो कुल केहि कामको जहां न हरिको नाम ?

૨૪. हरि हौं सब पतितनको राव ।
को करि सकै बराबरि मोरी, सो तौ मोहि बताव ॥
व्याघ गीध अरु पतित पूतना, तिनमहं बढि जो और ।
तिनमें अजामील गनिका पति, उनमें मैं सिरमोर ॥ सूरदास

૨૫. जातिभेद जो करे भक्त सो तो बड़ो पापी । गंगाराम

૨૬. नहिं हिंदू नहिं तुरुक हम नहिं जैनी अंगरेज़ । भगवतरसिक

૨૭. जिहि रहीम चित आपनों, कीन्हों चतुर चकोर ।
निसिबासर लाग्यो रहै, कृष्णचन्द्रकी ओर ॥

૨૮. मानुष हौं तो वही रसखानि बसौं ब्रज गोकुल गांवके ग्वारन ।

૨૯. जो धुनिया तौ भी मैं राम तुम्हारा ।
अधम कमीन जात मतिहीना तुम तौ हौ सिरताज हमारा ॥

૩૦. કેશવરામ કાશીરામ શાસ્ત્રી : ‘કવિચરિત’ ભાગ ૧–૨.

૩૧. ‘કવિચરિત’ ભાગ ૩ની છપાવા તૈયાર કરેલી હસ્તલિખિત નકલમાંથી શ્રી. શાસ્ત્રીજીએ કાઢી આપેલી હકીકતો.

૩૨. મેઘાણી : ‘સોરઠી સંતવાણી’ની પ્રસ્તાવનામાંથી સોરઠી સંતોને લગતી હકીકતો લીધી છે.

૩૩. અનુ. નગીનદાસ પારેખ : ‘ગીતાંજલિ અને બીજાં કાવ્યો’, પૃ. ૫૩–૪.

૩૪. यस्य तुष्टो ह्यहं पार्थ वित्तं तस्य हराम्यहम् ।
करोमि बन्धुविच्छेदं सर्वकष्टेन जीवितम् ।
तस्यापि येन सन्तुष्टो ददामि अव्ययं पदम् ॥ आदिपुराण

૩૫. स्वकीयेनात्मना कर्त्रा स्वकीयैरेव करणैः स्वाराधनैकप्रयोजनाय परमपुरुषः सर्वशेषः सर्वशेषी स्वयमेव स्वकर्माणि कारयति ।

गीतारामानुजभाष्य ३; ३०.

૩૬. ગાંધીજી : ‘આત્મકથા’, પ્રસ્તાવના.

૩૭. तृणतुल्यो यदयं स्वयं जनः । गीता–मधुसूदनीव्याख्या १८; ७८.

૩૮. ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
कृच्छ्राय तपसे नित्यं प्रेत्यानन्तसुखाय च ॥ भा. ११; १७; ४२.

૩૯. પાંગારકર : ‘મરાઠી વાઙ્મયાચા ઇતિહાસ’, ખંડ પહિલા, પૃ. ૧૬૫–૬.

## ૨૨

# જૈન ધર્મમાં અસ્પૃશ્યતા?

જૈન સંપ્રદાયમાં જુદે જુદે વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સહુ દાખલ થયેલા છે, એ ઐતિહાસિક હકીકત છે. જૈન સંપ્રદાયમાં તેઓ ને તેમના વંશજો બ્રાહ્મણ જૈન, ક્ષત્રિય જૈન, વૈશ્ય જૈન, અને શૂદ્ર જૈન એવે નામે ઓળખાતા નથી. માણસ મૂળ ગમે તે જાતિનો હોય, પણ જૈન સંપ્રદાયમાં પ્રવેશ કર્યા પછી તે 'જૈન' એ નામે જ ઓળખાય છે. દાખલા તરીકે, આચાર્યશ્રી સિદ્ધસેન દિવાકર મૂળ બ્રાહ્મણ હતા, આચાર્યશ્રી હેમચન્દ્ર મૂળ વણિક હતા, રાજા કુમારપાળ મૂળ ક્ષત્રિય હતા, અને સાધુ હરિકેશી બળ મૂળ હરિજન હતા. છતાં તેઓ 'જૈન' તરીકે જ ઓળખાયા. આમ જૈનોમાં માંહોમાંહે જાતિભેદ પળાતો જાણમાં નથી. ઉત્તરાધ્યયનસૂત્રમાં હરિકેશી બળનો પ્રસંગ આવે છે ત્યાં જન્મથી જાતિ માનવા સામે સારી પેઠે લખેલું છે. કહે છે: 'કર્મથી બ્રાહ્મણ થવાય છે, કર્મથી ક્ષત્રિય થવાય છે, વૈશ્ય કર્મથી થવાય છે, ને શૂદ્ર પણ કર્મથી થવાય છે.'[1] બ્રાહ્મણનાં લક્ષણ વિસ્તારથી આપ્યાં છે, તેમાં કહ્યું છે: 'દેવ, મનુષ્ય કે તિર્યંચની સાથે, મન, વચન કે કાયાથી પણ, જે મૈથુન ન સેવે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ. જેમ કમળ જળમાં જન્મ્યું હોવા છતાં જળથી લેપાતું નથી, તેમ જે કામનાઓ વડે લેપાતો નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.'[2]

પ્રભાચન્દ્રાચાર્યનો રચેલો 'પ્રમેયકમલમાર્તણ્ડ' નામનો, જૈન તત્ત્વજ્ઞાનનો, મોટો ગ્રન્થ છે, તેમાં જાતિવાદની ચર્ચા લંબાણથી આપી છે. તેમાં ગ્રન્થકર્તાના કહેવાનો આશય એ છે કે 'બ્રાહ્મણ નામે ઓળખાતી જેટલી વ્યક્તિઓ — જેટલા માણસો — હોય તે સર્વમાં બ્રાહ્મણત્વ હોય જ, ને તે સદા ટકી રહે જ, એમ ન કહી

શકાય. જગતમાં એવું જોવામાં પણ નથી આવતું.' આગળ ઉપર કહે છે: 'બ્રાહ્મણત્વ કંઈ નિત્ય — એટલે કે સદા ટકી રહેનારું — છે, એમ કહેવું પણ બરાબર નથી. એવી સ્થિતિ ખરેખર હોય એમ પ્રત્યક્ષાદિ પ્રમાણ ઉપરથી પણ જણાતું નથી. . . . કેમ કે એમ કહેનારાઓ પોતે કહે છે કે બ્રાહ્મણ જો શૂદ્રનું અન્ન ખાય તો તેના બ્રાહ્મણત્વનો લોપ થાય છે, ને તે શૂદ્ર બને છે. બ્રાહ્મણ માતપિતાની સંતતિ તે બ્રાહ્મણ એમ કહેવું પણ યોગ્ય નથી. બ્રહ્મા, વ્યાસ, વિશ્વામિત્ર વગેરે બ્રાહ્મણ કેવી રીતે ગણાયા તેનો ખુલાસો આ લોકો આપી શકતા નથી; કેમ કે આ બધા કંઈ બ્રાહ્મણ માતપિતાની સંતતિ તો નહોતા. . . . તેમણે બ્રહ્માના શરીરમાંથી જન્મ લીધો છે એટલા માટે તે બ્રાહ્મણ ગણાય, એમ કહેવું પણ યોગ્ય નથી; કેમ કે એમ તો બધા જ વર્ણો બ્રહ્માના શરીરમાંથી ઉત્પન્ન થયા છે, એટલે તે બધાને બ્રાહ્મણ કહેવા વારો આવે. બ્રહ્માના મુખમાંથી જન્મેલો તે બ્રાહ્મણ, બીજો નહીં, એવો ભેદ પણ ન પાડી શકાય; કેમ કે બધી જ પ્રજાઓ બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલી છે. એક જ ઝાડ પર પાકેલાં ફળમાં મૂળ, મધ્ય ને શાખામાંથી ઊગેલાં ફળ એવો ભેદ નથી પાડવામાં આવતો . . . વળી, બીજી રીતે જુઓ. બ્રહ્મામાં બ્રાહ્મણત્વ છે કે નહીં ? તેમનામાં બ્રાહ્મણત્વ ન હોય, તો તેમના શરીરમાંથી બ્રાહ્મણની ઉત્પત્તિ કેવી રીતે થાય ? અમનુષ્યના શરીરમાંથી મનુષ્યની ઉત્પત્તિ માનવી યોગ્ય ન ગણાય. બ્રહ્મામાં બ્રાહ્મણત્વ છે એમ કહો, તો સવાલ એ છે કે એ બ્રાહ્મણત્વ તેમના આખા શરીરમાં છે, કે એકલા મોઢામાં જ છે? આખા શરીરમાં હોય, તો એ શરીરના જુદા જુદા ભાગમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા વચ્ચે કશો ભેદભાવ ગણાય નહીં. બ્રહ્માના એકલા મોઢામાં જ બ્રાહ્મણત્વ છે એમ કહો, તો તેમનું બાકીનું શરીર શૂદ્ર છે એવો અર્થ થાય. એટલે તેમના પગ વગેરેને વન્દન કરવાનું ન રહે, — જેમ વૃષલને વન્દન કરવામાં નથી આવતું તે રીતે. તો પછી, બ્રહ્માનું કેવળ મુખ — જેમાંથી બ્રાહ્મણ ઉત્પન્ન થયો છે — તેને જ વન્દન કરી શકાય. . . . વળી દેવદત્ત વગેરે બ્રાહ્મણ જાતિના છે, એમ એમને જોતાંવેંત પરખાતું નથી.

નહીં તો આ માણસ બ્રાહ્મણ છે કે કોઈ બીજો છે એવો સંશય પેદા ન થાત. વળી આ દલીલને તોડવા માટે ગોત્ર વગેરેની વાત આગળ કરવી પણ નકામી છે. આ ગાય છે કે માણસ છે તે નક્કી કરવા માટે ગોત્રનો વિચાર કરવો પડતો નથી. . . . બ્રાહ્મણની આકૃતિમાં પણ કશી વિશેષતા હોતી નથી, કેમ કે એના જેવી આકૃતિ અબ્રાહ્મણમાં પણ હોવાનો સંભવ છે. વળી અધ્યયન અથવા કંઈક વિશિષ્ટ કર્મને બ્રાહ્મણત્વનું લક્ષણ ગણાવવું એ પણ બરાબર નથી; કેમ કે શૂદ્ર પણ, પોતાની જાતિનો લોપ થયા પછી, બીજા દેશમાં બ્રાહ્મણ થઈને વેદનો અભ્યાસ કરે છે ને તેમાં બતાવેલી ક્રિયા પણ કરે છે એમ જોવામાં આવ્યું છે. ૪૦ ૪૦'[3]

અહીં 'બ્રાહ્મણ' શબ્દ તો એક દૃષ્ટાન્તરૂપે છે. બ્રાહ્મણની 'જાતિ' ન હોઈ શકે; અર્થાત્ માણસ બ્રાહ્મણ જન્મે પણ તેનામાં બ્રાહ્મણને યોગ્ય ગુણકર્મ ન હોય તોયે તે બ્રાહ્મણ જ ગણાય, એવું ન બની શકે; એ અયોગ્ય વસ્તુ છે. જે વ્યક્તિમાં બ્રાહ્મણને યોગ્ય ગુણકર્મ હોય તે જ બ્રાહ્મણ કહેવાય. તે જ પ્રમાણે ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રને છાજે એવાં ગુણકર્મ જેમનામાં હોય તેઓ ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર કહેવાય. તેવી જ રીતે વૈષ્ણવ કે જૈન નામને શોભાવે એવાં ગુણકર્મ જેનામાં હોય તે જ વૈષ્ણવ કે જૈન કહેવાય. તેથી જ 'અન્ત્યજ' અને 'ચાંડાલ'ની પણ કોઈ જાતિ ન હોઈ શકે; જેનામાં એ નામને યોગ્ય એવાં ગુણકર્મ હોય તે વ્યક્તિ જ અન્ત્યજ કે ચાંડાલ ગણાય. ઉપલા ઉતારામાં જે દલીલ વાપરી છે તેનો જ ઉપયોગ કરીને એમ કહી શકાય કે જેમ જન્મે બ્રાહ્મણ તે બધા બ્રાહ્મણ ન કહેવાય, તેમ ચાંડાલને ઘેર જન્મે એટલાથી જ માણસ ચાંડાલ ન ગણાય. તો પછી આખી એક જાતિને 'ચાંડાલ' ગણી તેને અસ્પૃશ્ય ગણવાની વાતને જૈન ધર્મની મૂળ ભાવના સાથે મેળ કેમ બેસે?

સમંતભદ્રાચાર્યે સમ્યક્ત્વ પામેલા એક ચંડાળને દેવસમાન કહ્યો છે. 'રત્નકરંડકશ્રાવકાચાર'માં લખ્યું છે: 'એ માણસ માતંગ જાતિમાં જન્મ પામેલો હોવા છતાં, તેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોવાથી, દેવોએ તેને દેવ ગણ્યો. રાખથી ઢંકાયેલા અંગારાનું

તેજ જેમ અંદરે ઢંકાયેલું હોય, તેમ આનું તેજ પણ અંતરમાં ઢંકાયેલું હતું.'[૪]

કુંદકુંદાચાર્ય કહે છે: 'વંદના નથી શરીરની થતી, નથી કુળની થતી. એ જ રીતે જાતિસંયુક્ત યાને સંસારમાં ઉચ્ચ મનાતી જાતિમાં જન્મ લેવાથી જ કોઈ વંદનીય થતું નથી. ગુણહીન માણસની વંદના કોણ કરશે? ગુણ વિનાનો કોઈ શ્રાવક નથી કે શ્રમણ નથી.'[૫]

દેવસેનાચાર્ય કહે છે: 'શ્રાવક તે જ છે જે ધર્મનું આચરણ કરે છે — પછી એ જન્મે ભલે બ્રાહ્મણ હો કે ભલે શૂદ્ર હો. શ્રાવકને માથે કંઈ મણિ તો રહેતો નથી કે જેથી એને જોતાંવાર ઓળખી શકાય.'[૬] વળી એ જ આચાર્ય કહે છે: 'ક્રોધ પરહરીને, ક્ષમા રાખીને, ક્રોધરૂપી મેલથી મુક્ત થા. ભ્રમણામાં પડેલો મનુષ્ય ચંડાળનો સ્પર્શ થયે સ્નાનથી પોતાને શુદ્ધ થયેલો માને છે!'[૭]

જૈન હરિવંશ પુરાણ પરથી જણાય છે કે અનાર્ય ગણાતી જાતિઓ પણ મન્દિરમાં પ્રવેશ કરી શકતી હતી. પ્રાચીન કાળમાં અનાર્યો, વેશ્યાઓ અને શૂદ્રોએ જૈન મન્દિરો બંધાવ્યાં હતાં, ને તેમાં તેઓ દેવાર્ચન કરવાને જતાં. છત્રપ રુદ્રસિંહે જૈન મુનિઓ માટે ગુફાઓ બનાવડાવી હતી, એમ જૂનાગઢમાં મળેલા એક શિલાલેખ પરથી જણાય છે. રુદ્રસિંહ છત્રપ શક જાતિનો હતો. શક જાતિ અનાર્યોમાં ગણાઈ છે. એ જાતિ મૂળ પરદેશથી તો આવેલી જ. છત્રપ નહપાન પણ શક જાતિનો હતો. તે પાછળથી દિગંબર મુનિ થયેલો. નટ જાતિના ફલ્ગુયશસની સ્ત્રી શિવયશાએ એક આયાગ પટ (મંડપ) બનાવડાવ્યો હતો. લવણશોભિકા વેશ્યાની દીકરી નાદાય ગણિકાએ એક મન્દિર, એક મંડપ, અને એક તળાવ નિર્ગ્રન્થ અર્હન્તોનાં પવિત્ર સ્થાન પર બંધાવેલાં. એ જ રીતે એક રંગરેજની સ્ત્રી વસુએ અર્હંતની મૂર્તિ ઘડાવી હતી. ગંધી વ્યાસની જિનદાસી નામની સ્ત્રીએ અર્હંતની એક પ્રતિમાની સ્થાપના કરાવી હતી.

અસ્પૃશ્ય ગણાતી જાતિઓના અનેક સાધુસંતો જૈન શાસનમાં થઈ ગયા છે. હરિકેશી બળ ઉપરાંત યમપાલ ચંડાળ, ચંડ ચંડાળ,

અર્જુન ચંડાળ આદિ જૈન સંતોની કથાઓ જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે. દેવદત્તા વેશ્યાનો સુદર્શન મુનિએ ઉદ્ધાર કરેલો. સાધ્વી આર્યિકાના સંસર્ગથી વત્સિની નામની ધોબણે ધર્મારાધના કરેલી. ચાંદનપુર (જયપુર રાજ્ય)નો એક ચમાર મહાવીર સ્વામીનો અનન્ય ભક્ત હતો. આજે પણ ચાંદનપુરમાં વાર્ષિક રથયાત્રાને પ્રસંગે એ ચમારના વંશજો જ સૌથી પહેલા વીરરથ ખેંચે છે.

અસ્પૃશ્યતા, અને મન્દિરપ્રવેશનો નિષેધ, જૈન ધર્મની વિશાળ ભાવના સાથે મેળ ખાય એવાં છે ખરાં? પણ, એક જૈન વિદ્વાને મારા પરના એક કાગળમાં લખ્યું છે તેમ, 'વ્યવહારમાં જૈનો વૈદિકોના પ્રભાવમાં આવી પોતાની મૂળ માન્યતા છોડી બેઠા છે. અસ્પૃશ્યતાની બાબતમાં જૈનો વૈદિકોથી પરાજિત જ થયા છે.' જૈનો જ નહીં, ખ્રિસ્તીઓ સુધ્ધાંને, એ પાશ લાગ્યો છે. નહીં તો ખ્રિસ્તીઓમાં તે વળી 'હરિજન ખ્રિસ્તી' હોય? પણ દુર્ભાગ્યે દક્ષિણ ભારતમાં એવો એક વર્ગ છે. તેથી જ ગાંધીજીએ દર્દભરી વાણીમાં લખેલું કે 'અસ્પૃશ્યતાનો આ ઝેરી કીડો એની આંકેલી મર્યાદા વટાવીને કેટલોયે આગળ વધી ગયો છે, અને આખા રાષ્ટ્રનાં મૂળિયાંને ચૂસી રહ્યો છે.'[૮]

જૈન મંદિરોમાં પળાતી અસ્પૃશ્યતાને અંગે થયેલો એક અંગત અનુભવ અહીં આપવા જેવો છે. ૧૯૩૧માં એક અમેરિકન મિત્રને હું અમદાવાદના એક પ્રસિદ્ધ જૈન મંદિરની કારીગરી બતાવવા લઈ ગયો હતો. મંદિરના ગર્ભગૃહ આગળના મંડપ પાસે જઈને અમે થોભી ગયા. ત્યાંથી પરવાનગી વિના આગળ વધવાનો અમારો ઇરાદો ન હતો. એટલામાં તો પૂજારી આગળ આવી મારા મિત્રને કહેવા લાગ્યો: 'આવો, અહીં આવો, સાહેબ.' મેં પૂછ્યું: 'સાહેબ એટલે સુધી આવી શકે?' તો કહે: 'હા, એમને અહીં આવવાને વાંધો છે જ નહીં. અહીં તો નીચ વરણને આવવાનો વાંધો.' જૈન મંદિરમાં અસ્પૃશ્યતા પળાતી હશે એનો મને ખ્યાલ નહોતો. પણ પૂજારીએ જે શબ્દો કહ્યા એ સાંભળવાની તૈયારી તો મેં નહીં જ રાખેલી. મારા મિત્રે મને પૂછ્યું: 'એ શું કહે છે?' મેં

કહ્યું : 'એ કહે છે તે સાંભળીને માથું નીચું ઘાલવાનું મન થાય છે. એ કહે છે કે આ મન્દિરમાં તમે અમેરિકન ખ્રિસ્તી છેક ગર્ભગૃહના દ્વાર સુધી આવી શકો, પણ હિંદુધર્મી હરિજન ન આવી શકે !' પેલા મિત્ર તરત તો એ માની જ ન શક્યા. અમે આગળ વધ્યા વિના, ઊભા હતા ત્યાંથી જ પાછા ફર્યા.

## ટિપ્પણો

१. कम्मुणा बम्भणो होइ कम्मुणा होइ खत्तिओ ।
वइसो कम्मुणा होइ सुद्दो हवइ कम्मुणा ॥ उत्तराध्ययनसूत्र

२. दिव्वमाणुस्स-तेरिच्छं जो न सेवेइ मेहुणं ।
मणसा-काय-वक्केण तं वयं बूम माहणं ॥
जहा पोम्मं जले जायं नोवलिप्पइ वारिणा ।
एवं अलित्तं कामेहि तं वयं बूम माहणं ॥ उत्तराध्ययनसूत्र

३. एतेन नित्यं निखिलब्राह्मणव्यक्तिव्यापकं ब्राह्मण्यमपि प्रत्याख्यातम् । न हि तत्तथाभूतं प्रत्यक्षादिप्रमाणतः प्रतीयते । . . . शूद्रान्नादेश्च जातिलोपः स्वयमेवाभ्युपगतः । 'शूद्रान्नाच्छूद्रसम्पर्काच्छूद्रेण सह भाषणात् । इह जन्मनि शूद्रत्वं मृतः श्वा चाभिजायते' इत्यभिधानात् । कथं चैवं वादिनो ब्रह्मव्यासविश्वामित्रप्रभृतीनां ब्राह्मण्यसिद्धिस्तेषां तज्जन्यत्वासंभवात् । . . . नापि ब्रह्मप्रभवत्वं सर्वेषां तत्प्रभवत्वेन ब्राह्मणशब्दाभिधेयतानुषङ्गात् । तन्मुखाज्जातो ब्राह्मणो नान्य इत्यपि भेदो ब्रह्मप्रभवत्वे प्रजानां दुर्लभः । न खल्वेकवृक्षप्रभवं फलं मूले मध्ये शाखायां च भिद्यते । . . . किञ्च ब्रह्मणो ब्राह्मण्यमस्ति वा न वा ? नास्ति चेत्, कथमतो ब्राह्मणोत्पत्तिः ? न ह्यमनुष्यादिभ्यो मनुष्याद्युत्पत्तिर्घटते । अस्ति चेत्, किं सर्वत्र मुखप्रदेश एव वा ? सर्वत्र इति चेत्, स एव प्रजानां भेदाभावोऽनुषज्यते । मुखप्रदेश एव चेद्, अन्यत्र प्रदेशे तस्य शूद्रत्वानुषङ्गः । तथा च न पादादयोऽस्य वन्द्या वृषलादिवत् । मुखमेव हि विप्रोत्पत्तिस्थानं वन्द्यं स्यात् । ... न खलु देवदत्तादौ ब्राह्मण्यजातिः प्रत्यक्षतः प्रतीयते । अन्यथा किमयं ब्राह्मणोऽन्यो वेति संशयो न स्यात् । तथा च तन्निरासाय

गोत्राद्युपदेशो व्यर्थः । न हि गौरियं मनुष्यो वेति निश्चयो गोत्राद्युपदेशमपेक्षते । ... न तावदाकारविशेषः, तस्याब्राह्मणेऽपि सम्भवात् । अत एवाध्ययनं क्रियाविशेषो वा तत्सहायतां न प्रतिपद्यते । दृश्यते हि शूद्रोऽपि स्वजातिविलोपाद् देशान्तरे ब्राह्मणो भूत्वा वेदाध्ययनं तत्प्रणीतां च क्रियां कुर्वाणः ।

प्रमेयकमलमार्तण्ड, परिच्छेद ४.

४. सम्यग्दर्शनसंपन्नमपि मातङ्गदेहजम् ।
देवा देवं विदुर्भस्मगूढाङ्गारान्तरौजसम् ॥

समन्तभद्र : रत्नकरण्डकश्रावकाचार

५. णवि देहो वंदिज्जइ णविय कुलो णविय जातिसंयत्तो ।
को वंदमि गुणहीणो ण हु सवणो णेय सावओ होई ॥

कुन्दकुन्द

૬. દેવસેન.

७. परिहरि कोहु खमाइ करि मुच्चहि कोहमलेण ।
ण्हाहे सुज्झइ मंतिकउ छित्तउ चण्डालेण ॥ देवसेन

૮. ગાંધીજી: ‘ધર્મસંસ્થાપન’, પૃ. ૧૪.

૨૩

# બૌદ્ધ ધર્મ અને સંઘ

બુદ્ધના ઉપદેશનો આખો ઝોક ગુણ અને કર્મ અનુસાર જ જાતિ માનવા તરફ હતો. તેમણે કહેલું: '(માણસ) જન્મથી બ્રાહ્મણ થતો નથી કે જન્મથી અબ્રાહ્મણ થતો નથી; કર્મથી બ્રાહ્મણ થાય છે અને કર્મથી અબ્રાહ્મણ થાય છે.'[1] ચારે વર્ણને મોક્ષ મળી શકે છે એમ તેઓ કહેતા. એ વિષેનો એમનો એક સંવાદ છે. તેમાં તેમણે બતાવ્યું છે કે વર્ણ શીલ પરથી નક્કી કરી શકાય. તેઓ કહે છે:

'હે આશ્વલાયન, કોઈ મૂર્ધાભિષિક્ત રાજા સર્વ જાતિઓના સો પુરુષોને ભેગા કરે; તેમાંથી ક્ષત્રિય, બ્રાહ્મણ, અને રાજકુળમાં જન્મેલાને કહે: "અરે, જરા આવો તો. શાલ અથવા ચંદન વૃક્ષ જેવાં ઉત્તમ વૃક્ષોની ઉત્તરારણી લઈને દેવતા સળગાવો." પછી ચાંડાલ, નિષાદ વગેરે હીન કુળમાં જન્મેલાને કહે: "કૂતરાને ખાવાનું નાખવાની દોણીમાં, ડુક્કરને ખાવાનું નાખવાની દોણીમાં, એરંડાની ઉત્તરારણી લઈને દેવતા સળગાવો." હે આશ્વલાયન, બ્રાહ્મણાદિ ઉચ્ચ વર્ણના માણસે ઉત્તમ અરણીથી સળગાવેલો અગ્નિ જ તેજસ્વી ને ઝગઝગાટ થશે, અને ચાંડાલાદિ હીન વર્ણના માણસે એરંડાદિની અરણીથી સળગાવેલો અગ્નિ તેજસ્વી ને ઝગઝગાટ નહીં થાય, અને તેનાથી અગ્નિકાર્યો નહીં થાય, એમ તને લાગે છે ખરું?' (આશ્વાલયને ના કહી.)[2]

બીજે એક પ્રસંગે તેમણે કહેલું: 'હે બ્રાહ્મણ, આર્ય શ્રેષ્ઠ ધર્મ એ જ સહુનું પોતીકું ધન છે એમ હું કહું છું. ક્ષત્રિય, બ્રાહ્મણ વૈશ્ય અને શૂદ્ર એ ચાર કુળમાં જન્મેલા માણસોને અનુક્રમે ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર કહે છે. પણ આ ચારે કુળમાં જન્મેલા

માણસો પ્રાણઘાતાદિ પાપો છોડી દે, તો તેમાંથી એકલો બ્રાહ્મણ જ મૈત્રીભાવના કરી શકશે, ને ઇતરવર્ણી લોકો મૈત્રીભાવના નહીં કરી શકે, એમ તને લાગે છે ખરું?'

'ના, ગોતમ, એમ નહીં. કોઈ પણ વર્ણનો માણસ મૈત્રીભાવના કરી શકશે.'. . . .

'તે જ પ્રમાણે, હે બ્રાહ્મણ, સર્વ કુળના માણસો તથાગતના ઉપદેશ પ્રમાણે વર્તીને ન્યાય્ય ધર્મની આરાધના કરી શકશે.'[3]

અમુક વર્ણ ઊંચો ને બીજા નીચા, એવો ઊંચનીચભાવ બુદ્ધને જરાયે પસંદ નહોતો. તે વિષે શ્રમણ કાત્યાયને એક પ્રસંગે વિસ્તારથી સમજાવ્યું હતું.

'મધુરાના રાજા અવંતિપુત્રે કાત્યાયન (મહાકચ્ચાન) ને પૂછયું: ભો કાત્યાયન! બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે, બીજા વર્ણો હીન છે, બ્રાહ્મણવર્ણ જ શુક્લ છે, બ્રાહ્મણોને જ મુક્તિ મળે છે, બીજાઓને મળતી નથી, બ્રાહ્મણ બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયેલા, બ્રહ્માના ઔરસ પુત્ર છે, એવું બ્રાહ્મણો કહે છે. એ વિષે આપનું કહેવું શું છે?

'કા૦ — મહારાજ, એ નર્યો બુમાટ છે! માનો કે કોઈ ક્ષત્રિય ધનધાન્યથી કે રાજ્યથી સમૃદ્ધ થાય, તો ચારે વર્ણના માણસો તેની સેવા કરશે કે નહીં?

'રાજા — ભો કાત્યાયન, ચારે વર્ણના માણસો તેની સેવા કરશે. . . .

'કા૦ — તો પછી ચારે વર્ણના માણસો સરખા કહેવાય કે નહીં?

'રાજા — આ દૃષ્ટિએ ચારે વર્ણ જરૂર સમાન કહેવાય.

'કા૦ — ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના માણસો પ્રાણઘાત વગેરે પાપ કરે, તો તે બધાની દુર્ગતિ થાય એમ મહારાજને લાગતું નથી?

'રાજા — ચાર વર્ણમાંથી કોઈ પણ વર્ણનો માણસ પાપકર્મ કરે તો તેની દુર્ગતિ થાય.

'કા૦ — ચાર વર્ણમાંથી કોઈ પણ માણસ પ્રાણઘાત વગેરે પાપથી વિરત થાય, તો તે સ્વર્ગે જાય કે નહીં ?

'રાજા — સ્વર્ગે જાય એમ હું માનું છું.'[૪]

બુદ્ધે એક પ્રસંગે કહેલું : 'વારંવાર ગુસ્સે થનાર, બીજા પર વેર લેનાર; પાપથી લેપાયેલો, અને નાસ્તિક દૃષ્ટિવાળો માણસ ચાંડાલ છે. જે પ્રાણીનો ઘાત કરે છે, જેના અંતરમાં દયા વસતી નથી, જે લૂંટફાટ અને ચોરી કરે છે તે ચાંડાલ છે. જે બીજાનું ઋણ લઈ તે પાછું માગતાં નાસી જાય છે કે આડું બોલે છે તે ચાંડાલ છે. જે પોતા માટે, પારકા માટે કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે તે ચાંડાલ છે. જે પરસ્ત્રીગમન કરે છે, વૃદ્ધ માતપિતાની સેવાચાકરી કરતો નથી, માબાપ ભાઈબહેન વગેરે સગાંને ગાળો દે છે કે મારે છે તે ચાંડાલ છે. જે પોતે કરેલાં પાપકર્મ છુપાવવાનો પ્રયત્ન કરે છે તે ચાંડાલ છે.'[૫]

બુદ્ધના ભિક્ષુસંઘમાં તમામ જાતિના માણસોને પ્રવેશ અપાતો. ઉપાલિ નામનો એક હજામ હતો, તે છ શાક્યકુમારો જોડે બુદ્ધ પાસે ઉપસંપદા લેવા ગયો હતો. શાક્યકુમારોએ કહ્યું : 'ભગવન્, અમે શાક્ય લોકો ઘણા અભિમાની છીએ. તેથી આપ અમારા આ ઉપાલી હજામને પહેલી ઉપસંપદા આપો. એટલે એને નમસ્કાર કરવાની અને એની સેવા કરવાની ફરજ પડવાથી અમારું શાક્યકુલાભિમાન શમી જશે.' ખુજ્જુત્તરા નામની બહુશ્રુત ઉપાસિકા દાસીની દીકરી હતી. સોપાક નામનો ભિક્ષુ શ્વપાક કુળમાં જન્મ્યો હતો, અને તે બૌદ્ધ ભિક્ષુ થયા પછી અર્હત્પદ સુધી ચડ્યો હતો. સુનીત નામના ભિક્ષુનો જન્મ ભંગીકુળમાં થયો હતો. તેની આત્મકથા થેરગાથાના બારમા નિપાતમાં આપેલી છે. તે કહે છે :

'હું નીચ કુળમાં જન્મ્યો હતો, અને ગરીબ હતો. મને ખાવા-પીવાની તાણ પડતી. મારો ધંધો હલકો હતો. હું ભંગી હતો. લોકો મારાથી કંટાળતા, મારો તિરસ્કાર કરતા ને નિન્દા કરતા. તો પણ

હું નમ્રભાવે કેટલાયે લોકોને નમન કરતો. આવી સ્થિતિમાં ભિક્ષુસંઘ સાથે મગધના શ્રેષ્ઠ શહેરમાં પ્રવેશ કરતા મહાવીર સંબુદ્ધને મેં જોયા. મેં કાવડ નીચે મૂકી, અને નમસ્કાર કરવા માટે આગળ ધર્યો. કેવળ મારા પરની દયાથી એ પુરુષશ્રેષ્ઠ ઊભા રહ્યા. એ ગુરુને પગે લાગી, મેં એક બાજુએ ઊભા રહી, એ સર્વસત્ત્વોત્તમ પાસે પ્રવ્રજ્યા માગી. ત્યારે સર્વ લોકો પર દયાભાવ રાખનારા એ કારુણિક ગુરુએ મને 'ભિક્ષુ, આમ આવ,' એમ કહ્યું. એ જ મારી ઉપસંપદા થઈ. હું એકાકી સાવધાનતાથી અરણ્યમાં રહ્યો; અને જેવી રીતે મને એ જિને ઉપદેશ કર્યો હતો તેવી રીતે એ ગુરુના વચનને અનુસરી વર્તવા લાગ્યો. રાત્રિના પહેલા યામમાં હું પૂર્વજન્મ યાદ લાવવા સમર્થ થયો. રાત્રિના મધ્યમ યામમાં મને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ. રાત્રિના પશ્ચિમ યામમાં મેં તમોરાશિનો (અવિદ્યાનો) નાશ કર્યો. ત્યાર પછી રાત પૂરી થવા આવી ને સૂર્યોદયની તૈયારી થઈ ત્યારે ઇંદ્ર અને બ્રહ્મા આવી, મને નમસ્કાર કરી, હાથ જોડી ઊભા રહ્યા. તેઓ બોલ્યા: "હે દાન્ત પુરુષ, તને નમસ્કાર હો. હે પુરુષોત્તમ, તને નમસ્કાર હો. જેના આસ્રવ (પાપ) ક્ષીણ થયા છે તે તું, હે મિત્ર, દક્ષિણાર્હ છે." પછીથી દેવસંઘે મારો સત્કાર કરેલો એ ગુરુએ જોયો, અને સ્મિત કરી તેમણે કહ્યું: માણસ તપથી, બ્રહ્મચર્યથી, સંયમથી અને દમથી બ્રાહ્મણ થાય છે; આ જ બ્રાહ્મણ્ય ઉત્તમ છે.'[૬]

બૌદ્ધ સંઘના ભિક્ષુઓમાં જાતિભેદ પળાતો નહીં. બુદ્ધે કહેલું: 'ભિક્ષુઓ, ગંગા, યમુના, અચિરવતી, સરભૂ (સરયૂ), મહી વગેરે મહાનદીઓ મહાસમુદ્રને મળે તે પછી પોતાનાં નામ છોડીને મહાસમુદ્ર એ એક જ નામ ધારણ કરે છે. તે પ્રમાણે ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ તથાગતના સંઘમાં પ્રવેશ કર્યા પછી અગાઉનાં નામગોત્ર છોડી શાક્યપુત્રીય શ્રમણ એ એક જ નામથી ઓળખાય છે.'[૭]

વર્ણવ્યવસ્થા જ કાઢી નાખવી એવો બુદ્ધનો ઉપદેશ નહોતો. એમાં જે ખોટો ઊંચનીચભાવ પેસી ગયેલો તે જ કાઢવા પર બુદ્ધે

ભાર દીધેલો. બૌદ્ધ ભિક્ષુઓમાં જેમ જાતિભેદ નહોતો, તેમ બ્રાહ્મણ-ધર્મી સંન્યાસીઓમાં પણ નહોતો.[૮] અશોકના અમાત્ય યશની કથા છે, તેના એક શ્લોકમાં કહ્યું છે: 'છોકરાછોકરીના લગ્નમાં જાતિનો વિચાર કરવો યોગ્ય છે. ધાર્મિક બાબતોમાં જાતિનો વિચાર કરવાની જરૂર નથી. કેમ કે ધાર્મિક કામોમાં ગુણ જોવાના હોય છે; અને ગુણ જાતિ પર આધાર રાખતા નથી.'[૯]

ધમ્મપદમાં 'બ્રાહ્મણવર્ગ' છે, તેમાં સાચો બ્રાહ્મણ કોને કહેવાય તે વિષે અનેક ગાથાઓ આપી છે. માત્ર બાહ્ય ચિહ્નો ધારણ કરવાથી બ્રાહ્મણ થતો નથી, તેમ સ્થવિર થતો નથી. તેને માટેના ગુણો હોવા જોઈએ. દાખલા તરીકે, એમાંની એક ગાથામાં કહ્યું છે: 'જે માણસ ધ્યાની છે, જેનું પાપ ધોવાઈ ગયું છે, જે સ્થિર છે, જે કરવાનાં બધાં કામો કરી ચૂક્યો છે, જેને આસવો રહ્યા નથી, અને જેણે ઉત્તમ અર્થ પ્રાપ્ત કર્યો છે, તેને હું બ્રાહ્મણ કહું છું.'[૧૦]

બ્રાહ્મણ આદિ વર્ણો કેવળ જન્મને જ આધારે ગણાવા લાગ્યા, ને બ્રાહ્મણને ત્યાં જન્મ્યો તેનામાં યોગ્ય ગુણ ન હોય તોયે તે બ્રાહ્મણ જ ગણાય એવી સ્થિતિ આવી — અર્થાત્ વર્ણે 'જાતિ'નું રૂપ ધારણ કર્યું, ત્યારે જૈન અને બૌદ્ધ સંપ્રદાયોને એવા જાતિવાદની સામે વિરોધનો પોકાર ઉઠાવવાની જરૂર લાગી હોય એ સ્વાભાવિક છે. વેદધર્મની અંદર પણ એવો જ પોકાર અવારનવાર ઊઠતો. તેના પુરાવા વૈદિક ગ્રંથોમાં પડેલા છે. 'બ્રહ્મબન્ધુ' અને 'ક્ષત્રબન્ધુ' જેવા શબ્દો એ વિરોધનું જ સૂચન કરે છે.

ડૉ. રાજેન્દ્રલાલ મિત્રના 'નેપાળમાં સંસ્કૃત બૌદ્ધ સાહિત્ય' એ નામના પુસ્તકમાં અસ્પૃશ્યતા અને વર્ણ વિષે એક ચંડાળ અને એક બ્રાહ્મણ વચ્ચે થયેલો એક સંવાદ આપેલો છે. ગંગાકાંઠે અરણ્યમાં ત્રિશંકુ નામનો એક ચંડાળ રહેતો હતો. તે દસ હજાર ચંડાળોનો આગેવાન હતો. પૂર્વજન્મમાં તેણે વેદ, ઇતિહાસ, સ્મૃતિ અને બીજાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું, તે તેને આ જન્મે પણ

યાદ હતું. તેને શાર્દૂલકર્ણ નામનો દીકરો હતો. તેને પિતાએ પાછલા ભવની જેટલી વિદ્યા યાદ હતી તે બધી શીખવી. એટલે છોકરો સર્વ વિદ્યામાં પારંગત થયો.

પુષ્કરસરી નામની એક બ્રાહ્મણની એકની એક દીકરી સર્વ-વિદ્યાકલાસંપન્ન હતી. તે પોતાના દીકરા માટે સર્વ રીતે યોગ્ય છે, એવો વિચાર ત્રિશંકુને આવ્યો. બીજે દિવસે સવારે તે મોટા પરિવારને લઈ પેલા બ્રાહ્મણને ત્યાં ગયો. બ્રાહ્મણે એનું સારી રીતે સ્વાગત કર્યું. પણ જ્યારે એણે પોતાની કન્યાનું માગું કર્યું, ત્યારે બ્રાહ્મણે એને ઠપકો આપ્યો ને કહ્યું: 'ચંડાળ થઈને બ્રાહ્મણની કન્યાનું માગું કરતાં શરમ નથી આવતી?' આ પછી વર્ણભેદ વિષે બ્રાહ્મણ અને ચંડાળ વચ્ચે લાંબો સંવાદ ચાલ્યો.

ત્રિશંકુએ કહ્યું: 'રાખ અને સોના વચ્ચેનો ભેદ આપણે જોઈ શકીએ છીએ. પણ બ્રાહ્મણ અને અન્ય વર્ણના માણસ વચ્ચે તો એવો ભેદ દેખાતો નથી. અરણીનાં લાકડાં ઘસવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવી રીતે તો કંઈ બ્રાહ્મણનો જન્મ થતો નથી. બ્રાહ્મણનો જન્મ આકાશમાંથી નથી થતો, વાયુમાંથી નથી થતો; તે પૃથ્વી ભેદીને પણ નીકળતો નથી. જેમ ચંડાળનો તેમ બ્રાહ્મણનો જન્મ પણ માતાના ઉદરમાંથી જ થાય છે. બ્રાહ્મણનું મૃત્યુ થાય છે ત્યારે બીજા વર્ણના મૃત્યુની પેઠે એથી પણ અશૌચ થયું ગણાય છે; એમાં જરાસરખો ફરક પડતો નથી.

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ તો ખાલી નામો છે; એમાં ખરેખરો ભેદ કશો નથી. મનુષ્યમાત્રને પગ છે, સાથળ છે, નખ છે, માંસ છે, પડખાં છે, પીઠ છે. સહુને એક પ્રકારના અવયવો છે. કોઈમાં કોઈ પ્રકારનો કશો ભેદ નથી. એટલે એ ચાર ભિન્ન જાતિ હોઈ શકે નહીં. જેમ બાળકો રસ્તે રમતાં હાથમાં ધૂળ લે, અને તેના જુદા જુદા ભાગ પાડી એક ભાગને પાણી કહે, બીજાને દૂધ કહે, ત્રીજાને દહીં, ચોથાને માંસ, અને પાંચમાને ઘી કહે, પણ તેથી કંઈ ધૂળનું પાણી, દૂધ કે ઘી બની જતું નથી; તે જ રીતે

બ્રાહ્મણ વગેરે તો કેવળ નામમાત્ર છે, અને ચાર ભિન્ન જાતિઓ નથી.

'પશુઓમાં ગાય, ઘોડા વગેરેમાં આકૃતિના ચોખ્ખા ભેદ છે; એટલે ગાય, ઘોડા વગેરે જુદી જુદી જાતિ છે. એ જ રીતે કેરી, દ્રાક્ષ, ખજૂર વગેરે જુદી જુદી જાતનાં ફળ છે. પણ બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરેની શરીરરચનામાં તો કશો ભેદ નથી. એટલે એ ભિન્ન ભિન્ન જાતિઓ હોઈ શકે નહીં. બ્રાહ્મણમાંથી બ્રાહ્મણ અને વૈશ્ય-માંથી વૈશ્ય જન્મે છે એ શ્રુતિના સિદ્ધાન્તમાં જો કંઈ સત્ય હોત, તો બ્રાહ્મણ, વૈશ્ય વગેરેના શરીર પર જાતિભેદનાં કંઈક ચિહ્ન હોત. વળી ચારે વર્ણના માણસો પુણ્યકર્મથી સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. અમુક વર્ણનો માણસ સ્વર્ગે જઈ જ ન શકે એવો કશો પ્રતિબન્ધ નથી. એટલે વર્ણના ભેદ સાચા નથી, મિથ્યા છે.

'મનુષ્યોમાં જે ખેતર ખેડે છે, બીજ વાવે છે અને પાક ઉતારે છે તે ક્ષત્રિય કહેવાય છે. જેઓ વિવાહ ન કરતાં અરણ્યમાં જાય છે, પર્ણકુટિ બાંધે છે, અને ત્યાં ધ્યાનમાં દિવસો ગાળે છે, તેઓ બ્રાહ્મણ કહેવાય છે. બ્રાહ્મણોમાં જેઓ ગામડાંમાં જઈને મન્ત્રો શીખવે છે, તે અધ્યાપક કહેવાય છે. જે માણસો નફાનો વિચાર કરીને નાનાં નાનાં કામ કરી આજીવિકા મેળવે છે તેઓ શૂદ્ર કહેવાય છે. જેઓ રથ અને હાથી હાંકવાનું કામ કરે છે તેઓ માતંગ કહેવાય છે. જેઓ ખેતી કરે છે તે ખેડૂત કહેવાય છે, વેપાર કરે છે તે વાણિયા કહેવાય છે. જેઓ ઘરબારનો ત્યાગ કરીને સંન્યાસ લે છે તે પ્રવ્રજિત કહેવાય છે. જેઓ સદાચારથી પ્રજાનું રંજન કરે છે તેઓ રાજા કહેવાય છે. આમાંથી એકેની શરીરરચના જુદી નથી. સહુનાં શરીર સરખાં ઘડાયેલાં છે. એટલે એ ભિન્ન ભિન્ન જાતિના ન જ હોઈ શકે.'

આવા જ વિચારો વેદધર્મમાં પણ પ્રગટ થયેલા છે. વજ્રસૂચિક નામના ઉપનિષદમાં 'બ્રાહ્મણ કોણ?' એ વિષેની ચર્ચા આપેલી છે. ત્યાં કહ્યું છે: 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો છે. એ ચારમાં બ્રાહ્મણ મુખ્ય છે એમ વેદમાં કહેલું છે, અને

વેદવચનને અનુસરીને સ્મૃતિઓએ પણ કહ્યું છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે બ્રાહ્મણ કોણ? શું જીવ બ્રાહ્મણ છે? દેહ બ્રાહ્મણ છે? જાતિ બ્રાહ્મણ છે? જ્ઞાન, કર્મ, દાનધર્મ એમાંથી બ્રાહ્મણ કોણ છે?

'એમાં પહેલો જીવ લઈએ. શું જીવ બ્રાહ્મણ છે?

'ના. કેમ કે દેહ તો ઘણા થઈ ગયા ને ઘણા થશે, પણ દેહને ધારણ કરનાર જીવ તો એક જ છે. એક જ જીવ કર્મવશાત્ અનેક દેહ ધારણ કરે છે. અને એ બધાં શરીરમાં જીવ તો એનો એ જ રહે છે. એટલે જીવ એ બ્રાહ્મણ નથી.

'ત્યારે શું દેહ બ્રાહ્મણ છે?

'ના. કેમ કે મનુષ્યમાત્રના દેહ પંચમહાભૂતના બનેલા છે. સહુના દેહનાં તત્ત્વો એક જ હોઈ બધા દેહ એકરૂપ છે. સર્વ દેહને જરા મરણ વગેરે ધર્મો સરખા જ લાગુ પડે છે. વળી બ્રાહ્મણનો રંગ ધોળો હોય, ક્ષત્રિયનો રાતો હોય, વૈશ્યનો પીળો હોય, શૂદ્રનો કાળો હોય, એવો તો કંઈ કુદરતી નિયમ નથી. દેહ જો બ્રાહ્મણ હોત, તો પિતા વગેરે સગાંસંબંધીના મૃત દેહ બાળવાથી પુત્ર વગેરેને બ્રહ્મહત્યાનું પાપ લાગત. એટલે દેહ બ્રાહ્મણ નથી.

'તો શું જાતિ બ્રાહ્મણ છે?

'ના. મનુષ્યેતર પ્રાણીઓની અનેક ભિન્ન ભિન્ન જાતિઓમાં ઘણા મહર્ષિઓ થઈ ગયા છે. ઋષ્યશૃંગ હરણીને પેટે, કૌશિક કુશમાંથી, જાંબૂક શિયાળને પેટે, વાલ્મીકિ રાફડાના રાફડામાંથી, વ્યાસ માછીની કન્યાને પેટે, ગૌતમ સસલાની પીઠમાંથી, વસિષ્ઠ અપ્સરા ઉર્વશીને પેટે, અને અગસ્ત્ય કળશમાંથી, જન્મ્યા હતા એમ કહેવાય છે. તેઓ બ્રાહ્મણ જાતિના નહોતા, છતાં જ્ઞાન પ્રાપ્ત કરીને ઋષિપદ પામ્યા. એટલે જાતિ બ્રાહ્મણ છે એમ ન કહેવાય.

'તો શું જ્ઞાન બ્રાહ્મણ છે?

'ના. કેમ કે ક્ષત્રિય વગેરેમાં પણ પરમાર્થદર્શી જ્ઞાનીઓ ઘણા થઈ ગયા છે. એટલે જ્ઞાન એ બ્રાહ્મણ નથી.

'તો શું કર્મ બ્રાહ્મણ છે?

'ના. કેમ કે પ્રારબ્ધ, સંચિત, આગામી કર્મ સહુ પ્રાણીઓને લાગેલાં છે. એ કર્મથી પ્રેરાઈને સજ્જનો જગતમાં આચરણ કરે છે. તેથી કર્મ એ બ્રાહ્મણનું લક્ષણ નથી.

'તો શું દાની માણસ બ્રાહ્મણ છે?

'ના. સુવર્ણ વગેરેનું દાન કરનાર ક્ષત્રિયો પણ ઘણા થઈ ગયા છે. તેથી દાની માણસ એ બ્રાહ્મણનું લક્ષણ નથી.

'ત્યારે બ્રાહ્મણ કોને કહી શકાય?

'જે માણસે આત્માને હથેળીમાં આમળાની પેઠે સાક્ષાત્ જોયો છે તે બ્રાહ્મણ છે. આત્મા અદ્વિતીય છે. એને જાતિ, ગુણ કે ક્રિયા નથી. એ છ ઊર્મિ, છ ભાવ ઇત્યાદિ સર્વ દોષોથી રહિત છે. એ સત્ય જ્ઞાન આનન્દ અનન્ત સ્વરૂપ છે. એ પોતે નિર્વિકલ્પ હોઈ કાળના અનેકાનેક કલ્પો એને આધારે ચાલે છે. એ ભૂતમાત્રનો અંતર્યામી છે. એ આકાશની જેમ વિશ્વને અંદર ને બહાર વ્યાપી વળેલો છે. અખંડ આનન્દ એ એનો સ્વભાવ છે. એ અપ્રમેય છે. કેવળ અનુભવથી જ એનું જ્ઞાન ને એનો સાક્ષાત્કાર થઈ શકે છે. એવા આત્માનો સાક્ષાત્કાર કરીને જે મનુષ્યે કામ રાગ આદિ દોષને દૂર કર્યા છે; શમ દમ આદિ પ્રાપ્ત કર્યા છે; મત્સર, તૃષ્ણા, આશા, મોહ વગેરેને નિવાર્યાં છે; દંભ, અહંકાર વગેરેનો જેના ચિત્તને સ્પર્શ સરખો થતો નથી, — એવો જે મનુષ્ય હોય તે જ બ્રાહ્મણ છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસ સહુનો આ જ અભિપ્રાય છે. બીજી રીતે બ્રાહ્મણત્વ પ્રાપ્ત થતું જ નથી.'

## ટિપ્પણો

૧. સુત્તનિપાત : વાસેટ્ઠસુત્ત.
૨. મજ્ઝિમનિકાય : અસ્સલાયનસુત્ત.
૩. મજ્ઝિમનિકાય : એસુકારિસુત્ત.
૪. મજ્ઝિમનિકાય : મધુરસુત્ત.
૫. સુત્તનિપાત : વસલસુત્ત.
૬. ધર્માનન્દ કોસંબી : 'બૌદ્ધ સંઘનો પરિચય'.
૭. અંગુત્તરનિકાય : અટ્ઠકનિપાત.

ઉપલાં અવતરણોના અનુવાદો કોસંબીજીના ગુજરાતી તથા મરાઠી ગ્રંથોમાંથી લીધા છે.

૮. રાધાકૃષ્ણન : 'ઇ. ફિ.' વૉ. ૧, પૃ. ૪૩૭-૯.

૯. आवाहकालेऽथ विवाहकाले
जातेः परीक्षा न तु धर्मकाले ।
धर्मक्रियाया हि गुणा निमित्ता
गुणाश्च जातिं न विचारयन्ति ॥ दिव्यावदान

१०. झायिं विरजमासीनं कतकिच्चं अनासवं ।
उत्तमत्थमनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ धम्मपद ३८६.

# ૨૪

# રાજ્યકર્તાનો ફાળો

'અસ્પૃશ્ય કોણ એનું પ્રમાણ મનુસ્મૃતિમાં નથી મળતું. અથવા સરકારનાં વસ્તીપત્રક મનુસ્મૃતિ છે. તમે તો નિશ્ચય કર્યો છે કે અસ્પૃશ્ય તે જીવતજાગત અસ્પૃશ્ય રહેવાના, એમાં ફેર ન જ થાય. પણ વસ્તીપત્રકો કહે છે કે ફેર થાય. દર દસ વરસે જ્યારે વસ્તીપત્રક થાય છે ત્યારે કેટલાયે લોકો અસ્પૃશ્ય મટે છે ને બીજા કેટલાયે અસ્પૃશ્ય થાય છે. આ આધુનિક અસ્પૃશ્યતા!' — ગાંધીજી (હરિજનબંધુ, ૮–૭–'૩૪)

## ૧

અસ્પૃશ્ય કોણ ગણાય એની વ્યાખ્યા પૂછવામાં આવે છે, ત્યારે જવાબ મળે છે કે 'એ તો સરકારનાં વસ્તીપત્રકોમાં આપેલું છે. તેમાં જેમનાં નામ આપ્યાં હોય તે અસ્પૃશ્ય.' આ જવાબ તે જવાબ જ નથી, એ સરકારી વસ્તીપત્રકો સહેજ પણ ઝીણવટથી તપાસનાર જોઈ શકે એમ છે.

૧૯૩૫ના જાન્યુઆરીમાં બંગાળની સરકારે બંગાળના 'પરિશિષ્ટ વર્ગો'ની એક યાદી બહાર પાડી હતી. પહેલાં આ વર્ગોને સરકાર 'દલિત વર્ગો' (ડિપ્રેસ્ડ ક્લાસીસ) એ નામથી ઓળખતી હતી. એ નામ પણ સરકારે જ પાડેલું હતું. પણ એ વર્ગના લોકોને તે અળખામણું લાગતું હતું, એટલે સરકારે એ ફેરવીને 'પરિશિષ્ટ વર્ગો' (શેડયુલ્ડ ક્લાસીસ) એ નવું નામ પાડ્યું. ૧૯૩૩માં બંગાળ સરકારે આ વર્ગોની યાદી પ્રસિદ્ધ કરેલી, તેમાં ૮૭ જાતોનાં નામ પ્રસિદ્ધ થયેલાં, ને સરકાર એટલી બધી જાતોને દલિત ગણે છે એ સામે બંગાળનાં છાપાંઓએ તે જ વખતે શોર મચાવી મૂકેલો. તે પરથી સરકારે એક નવી યાદી બહાર પાડી. આ નવી યાદીમાં ૭૮ જાતો હતી. ૮૭ની ૭૮ જાતો કેમ થઈ ગઈ, એની તપાસ કરવા

મેં તે વખતે ૧૯૩૧નો બંગાળનો વસ્તીપત્રકનો રિપોર્ટ ઉથલાવ્યો હતો, ને તેમાંથી જે હકીકતો મળી તે એ વખતે પ્રસિદ્ધ કરી હતી. તે અહીં પણ આપવા જેવી છે.

૧૯૩૩ના જાન્યુઆરીમાં સરકારે જે યાદી પ્રસિદ્ધ કરી તેની સામે વિરોધ થયો. એટલે સરકારે ફરી તપાસ કરી, લોકોની અરજીઓ સાંભળી, કોણ એમાંથી નીકળી જવા માગે છે ને કોણ એમાં દાખલ થવા માગે છે તેની અમલદારો પાસે ભાળ કઢાવી, અને નવી યાદી બનાવી. જૂની યાદીમાંથી નીચેની ૧૪ જાતોને બાતલ કરવામાં આવી :

અસુર, દાલુ, બિરહોર, દમાઈ, કાલુતેલી, કલવર, કપાળી, કીચક, કુરાઈઅર, નાઈયા, નાગર ( ! ), પુંડરી, રાજુ, શાગિર્દપેશા.

અને નીચેની પાંચ જાતો ઉમેરવામાં આવી :

કાસ્થા, ખેરા, નુનિયા, રાજબંસી, સૂત્રધાર.

આ બધી જાતો કંઈ અસ્પૃશ્ય નથી. એમાંની કેટલીકને તો કોઈએ ક્યારેય અસ્પૃશ્ય ગણી નથી. પણ સરકારે જ કહ્યું છે કે આ યાદી એકલા અસ્પૃશ્યની નથી; 'જે જે જાતિઓ સામાજિક અને રાજકીય બાબતોમાં પછાત છે, અને જેમને રાજકાજમાં ખાસ પ્રતિનિધિત્વ આપવાની જરૂર લાગે છે, તેમને આ યાદીમાં મૂકી છે.' અને છતાં આપણને આંખ મીંચીને જવાબ દેવામાં આવે છે કે 'અસ્પૃશ્ય કોણ એ જોવું હોય તો વસ્તીપત્રકમાં જુઓ!'

બંગાળનો ૧૯૩૧નો વસ્તીપત્રકનો રિપોર્ટ જે અંગ્રેજ અમલદારે લખ્યો છે તેણે 'દલિત વર્ગ'ની યાદીમાં કોને મૂકી શકાય એની વ્યાખ્યા ઠરાવવા ઘણો પ્રયત્ન કરીને, એની વ્યાખ્યા થઈ શકે એવી છે જ નહીં એમ કહી એ પ્રયત્ન છોડી દીધો છે. એટલું જાણ્યા પછી એવી યાદી આપવાનું જ છોડી દેવું જોઈતું હતું. પણ સરકારને તો હિંદુસ્તાનમાં દલિત લોકોની સંખ્યા કેટલી વિશાળ છે એ જ જાણે બતાવવું હતું. એટલે પેલા અમલદારે મનસ્વીપણે ગમે તે જાતોને એ યાદીમાં ગોઠવી દીધી!

અને આ દલિતોની સંખ્યા સરકારે ધીમે ધીમે કેવી રીતે વધારી છે તે જોઈએ. ૧૯૧૧ના વસ્તીપત્રકમાં દલિતની કે અસ્પૃશ્યની નોખી ગણતરી કરવામાં જ નહોતી આવી. એની પહેલવહેલી તપાસ બંગાળની સરકારે ૧૯૧૬માં કરી, અને ૨૩ જાતોને 'દલિત વર્ગ'માં મૂકી. કલકત્તા યુનિવર્સિટીએ પણ એ ૨૩નો આંકડો ચલાવ્યો. ૧૯૨૧ના વસ્તીપત્રકમાં એ સંખ્યા વધારીને ૪૦ની કરવામાં આવી. ૧૯૩૧ના વસ્તીપત્રકમાં એ સંખ્યા વધીને ૮૮ની થઈ. ૧૯૨૧માં જે દલિત ગણાયા હતા તેમાંના કેટલાકને કાઢી નાંખવામાં આવ્યા. વસ્તીગણતરી કરનાર અમલદારે કેટલીક જાતો જેમને પહેલાં સ્પૃશ્ય ગણેલી તેમને હવે અસ્પૃશ્ય ગણાવી, અને કેટલીક અસ્પૃશ્ય ગણાતીને સ્પૃશ્યની હારમાં મૂકી દીધી! એટલે અસ્પૃશ્યતાનો સરજનહાર ને સંહારક ઈશ્વર નથી, પણ વસ્તીપત્રકનો રિપોર્ટ ઘડનાર અમલદાર છે, એમ સિદ્ધ નથી થતું?

બંગાળની કુલ વસ્તી, ૧૯૩૧ની ગણતરી પ્રમાણે, ૫ કરોડ ૧૦ લાખની હતી. તેમાં ૨ કરોડ ૨૨ લાખ હિંદુ હતા. ૧૯૩૧ની ગણતરી પ્રમાણે એમાં ૮૪ લાખ 'દલિત' હતા; એટલે કે કુલ વસ્તીના ૧૬·૪ ટકા, અને હિંદુ વસ્તીના ૩૭·૮ ટકા, 'દલિત' છે. ૧૯૨૧માં જે જાતો 'દલિત' ગણાતી ને જેને ૧૯૩૧માં બાદ કરવામાં આવી તે પણ ગણીએ, તો 'દલિતો'ની સંખ્યા ૧ કરોડ ૫ લાખની, એટલે કે કુલ વસ્તીના ૨૦·૬ ટકા, અને હિંદુઓના ૪૭·૫ ટકા, થાય.

આ 'દલિતો'ની ને અસ્પૃશ્યોની સંખ્યામાં વસ્તીપત્રક બનાવનારાઓએ મનમાન્યા ફેરફાર કર્યા છે. એમાં કશું ચોક્સ ધોરણ તેઓ પોતે જ બતાવી શક્યા નથી.

બંગાળ સરકારની, ૧૯૩૫ની, નવી યાદીમાં જે નામો છે તેમાંનાં પંદર નીચે નમૂના તરીકે આપ્યાં છે:

અગરિયા, બાગડી, ધેનુઆર, દોસધ, હાસી, હાજંગ, હારી, ઝાલોમાલો, કાવરા, કોચ, મલ્લા, મુંદા, પાન, સુનરી, તુરી.

આ નામોમાંથી એક પણ કોઈ સ્મૃતિમાંથી બતાવી શકાશે? કે સ્મૃતિઓમાં જેમનાં નામ આપ્યાં છે તેમાંના કોઈના આ વારસો છે એવો પુરાવો આપી શકાશે?

૧૯૩૧ ના વસ્તીપત્રકમાં કેટલીક જગાએ 'બાહ્ય જાતિઓ' (એક્સ્ટીરિયર કાસ્ટ્સ) એ શબ્દ પણ વાપરેલો મળે છે. આ જાતિઓના આંકડા પ્રાંતિક સરકારે કાઢ્યા તે જુદા; મતાધિકાર (ફ્રેંચાઇઝ) નક્કી કરવા માટે નિમાયેલી સરકારી સમિતિએ કાઢ્યા તે જુદા; અને વસ્તીપત્રક બનાવનારાએ કાઢ્યા તે વળી જુદા! 'બાહ્ય જાતિ' કોને કહેવી એ વિષે દરેકે પોતાને મનગમતું ધોરણ રાખ્યું. યુક્ત પ્રાંતની સરકારે કેટલીક જાતિઓને આ વર્ગમાંથી બાતલ રાખી હતી; તેમને વસ્તીપત્રકવાળાએ આ વર્ગમાં ઉમેરી; અને 'બાહ્ય' કોને ગણાય તે માટે આ ધોરણ ઠરાવ્યું: (૧) જાહેર સ્થળો ને સગવડોના વાપરમાં અડચણ, (૨) મંદિરપ્રવેશ આદિની બંધી, (૩) હજામ, દરજી કે ધોબી જેનું કામ કરવા ના પાડે તે, (૪) જેના હાથનું પાણી ન પીએ તે, (૫) સ્પર્શથી આભડછેટ.

પણ આવી બધી જાતિઓ માટે સરકારે ઠરાવેલો શબ્દ તે તો 'દલિત જાતિ' હતો. એને મળતો શબ્દ હિંદની કોઈ ભાષામાં તો નહોતો. બંગાળનું વસ્તીપત્રક તૈયાર કરનાર અંગ્રેજ અમલદારે ઉપર ઠરાવેલા ધોરણની ટીકા કરતાં આ મતલબના શબ્દો કહ્યા કે 'આ જે સામાજિક પ્રતિબન્ધો છે તેની જોડે સરકારને શી લેવાદેવા, ને તેમની સંખ્યા વસ્તીપત્રકમાં જુદી બતાવવાથી શો લાભ? સરકાર પોતાના કામકાજમાં એ પ્રતિબંધોને માન્ય રાખતી નથી; અને ન રાખે એટલે એનું કામ પૂરું થાય છે. પણ અત્યારે આ જાતિઓને ધારાસભાઓમાં જુદી બેઠકો આપવાનો સવાલ ઊભો થયો છે, એટલે આ વર્ગીકરણ કરવું પડ્યું છે.' પ્રાન્તોમાં વસ્તીપત્રક તૈયાર કરનાર અમલદારોની સમિતિએ ઠરાવ કર્યો કે 'દલિત'માં એકલા અસ્પૃશ્યોને જ લેવા. પણ બંગાળનું વસ્તીપત્રક કરનાર અમલદારને લાગ્યું કે જે જાતિઓ કેળવણીમાં ને આર્થિક સ્થિતિમાં પછાત હોય તેમને પણ આ વર્ગમાં લેવી; એટલે તેણે અસ્પૃશ્ય

ઉપરાંત બીજાઓને પણ એમાં સામેલ કર્યાં; અને 'દલિતો'ની સંખ્યા અગાઉની કરતાં કેવી વધી તે આપણે ઉપર જોઈ ગયા.

બિહાર અને ઓરિસ્સા પ્રાન્તનું ૧૯૩૧નું વસ્તીપત્રક તૈયાર કરનાર અંગ્રેજ અમલદારે લખ્યું :

'અસ્પૃશ્ય શબ્દની તાત્ત્વિક વ્યાખ્યા આપવી સહેલી છે. પણ જ્યારે વિગતો તપાસવા બેસીએ છીએ ત્યારે એ ઠરાવવું મુશ્કેલ પડે છે કે કઈ જાતિઓને અસ્પૃશ્ય ગણાય ને કોને ન ગણાય. આ પ્રાંતની સ્થિતિ દક્ષિણ ભારત કરતાં બહુ જુદી છે. અહીં એ જાતિઓ ભલે નામની અસ્પૃશ્ય ગણાતી હોય, ને છૂટાછવાયા કોક માણસ તેમને અડતા ન હોય, પણ એ જાતિઓ સામે ખાસ કોઈ સામાજિક પ્રતિબંધો નથી. એવો એક દાખલો તેલીનો છે. તેલી, સુનરી ને કલવાર લોકો પૈસેટકે બેડ્રતો કરતાં વધારે સુખી છે, ને તેમને દલિત ન કહી શકાય. ક્યાંક એમને મંદિરમાં નહીં પેસવા દેતા હોય; પણ એટલા જ કારણસર તેમને દલિત ન ગણી શકાય. બીજી બાજુ ચમારો ખરેખરા દલિત છે. પણ એમની બાબતમાં પણ પરિસ્થિતિ જિલ્લે જિલ્લે ને ગામડે ગામડે જુદી જુદી છે. કેટલીયે જગાએ તેમને કૂવે પાણી ભરતાં કોઈ રોકતું નથી. આ વર્ગમાં જેમને મુકાશે તેમને શિક્ષણ વગેરેની વધારે સગવડો અપાશે એવું જો જાહેર થાય, તો ઘણી જાતિઓ જે જરાયે અસ્પૃશ્ય નથી ને જેમને અત્યારે આ યાદીમાં મૂકી નથી તે પણ એ યાદીમાં સામેલ થવા માટે બુમાટો કરી મૂકે.'

આ પ્રાંતમાં પણ 'દલિતો'ની સંખ્યા મનસ્વીપણે કેવી ઘટાડવામાં આવી તેના આંકડા ચોંકાવે એવા છે. ૧૯૧૧ના વસ્તીપત્રકમાં 'દલિત વર્ગો'માં ગણેલી જાતો ૩૭ હતી, ને તેમની કુલ સંખ્યા ૧ કરોડ ૩૫ લાખની હતી; જ્યારે ૧૯૩૧ના વસ્તીપત્રકમાં એ જાતો ૩૧ થઈ, ને તેમની કુલ સંખ્યા ૬૫ લાખ થઈ. જૂની ૩૭ જાતોમાંથી માત્ર ૧૪ જ ૧૯૩૧માં કાયમ રહી; બાકીની ૨૩ને કાઢી નાખવામાં આવી, ને નવી ૧૭ જાતો ઉમેરવામાં આવી! ત્યારે શું વીસ વરસના ગાળામાં ૨૩ જાતો અસ્પૃશ્ય મટી ગઈ, ને નવી ૧૭ જાતો અસ્પૃશ્ય થઈ?

બીજા પ્રાંતોના વસ્તીપત્રક અમલદારોએ 'દલિત વર્ગ' શબ્દ વાપર્યો હતો, પણ આસામના અમલદારે 'બાહ્ય જાતિ' શબ્દ યોજી તે શબ્દ વાપર્યો. બાહ્ય જાતિ કોણ? આસામમાં એવી કડક અસ્પૃશ્યતા

મળે નહી, જેથી એ વર્ગના લોકોને જુદા ઓળખી શકાય. એટલે આ સાહેબે નક્કી કર્યું કે જેનું 'પાણી ન ચાલે' તે (એટલે કે જલ-અચલ) જાત તે 'બાહ્ય'. આ વ્યાખ્યા પણ અધૂરી નીવડી; કેમ કે શાહ કરીને એક બહુ જ ધનિક ને પ્રતિષ્ઠિત જાતિ ગણાય 'જલ-અચલ'; પણ લોકો એને બહુ જ માન આપે, ને એ જાતિના લોકો પૈસા આપીને 'ઊંચ વરણ'ની કન્યાઓ પણ લઈ આવે! એટલે કે 'બાહ્ય' શબ્દની કોઈ ચોકસ વ્યાખ્યા જ ન બાંધી શકાય! જે વ્યાખ્યા બાંધે તેમાં મોટા અપવાદો કરવા પડે. છતાં એ લોકો આ વર્ગીકરણ કરવા પાછળ મંડયા રહ્યા. આસામમાં સૂત અને નાથ બે જાતિઓને 'બાહ્ય જાતિ'માં મૂકવાનો વિચાર તો અમલદારોનો હતો, પણ તેની સામે એ જાતિઓએ પોતે જ સખત વિરોધ દર્શાવ્યો, એટલે એ વાત પડતી મૂકવામાં આવી. પણ કૈવર્ત અને બનિયાને તો તેમણે 'બાહ્ય જાતિ'માં મૂક્યા જ. કેટલાક શિક્ષિત હિંદુઓએ આ અમલદારને કહ્યું કે આસામમાં કોઈ જાત સામે એવો કડક પ્રતિબંધ નથી; થોડાક થોડાક ભેદ હોય તે તો બ્રાહ્મણ અને ક્ષત્રિય, તથા બ્રાહ્મણ અને વૈશ્ય વચ્ચે પણ છે; તેથી આ ગરીબ જાતોને 'પછાત' ભલે કહો, પણ તેમને 'બાહ્ય' ન કહેવાય. પણ અમલદારે કહ્યું કે એ જાતિઓને 'હલકા' તો ગણવામાં આવે જ છે ને! પણ આમાં 'બાહ્ય' કોને ગણવા તે નક્કી કરતાં ડગલે ડગલે મુશ્કેલી નડે. આ જાતો પ્રત્યેનું ઇતર હિંદુઓનું વર્તન જુદું જુદું. ત્યાંની કૉલેજમાં ઇતર હિંદુ છોકરાઓ સામાન્ય રીતે આ જાતવાળાને જમવા જુદા બેસાડે — તે પણ માબાપના ડરથી — પણ મિજબાની કે ઉત્સવને દહાડે તો પોતાની જોડે જ બેસાડે, ને તે દહાડે બધું સેળભેળ! આવી અસ્પૃશ્યતા — જે જુદે જુદે ઠેકાણે ને જુદી જુદી જાતિ પરત્વે ઓછીવત્તી કડકાઈવાળી હોય, ને જેમાં વખતોવખત ફેરફારો થાય, તેને ઈશ્વરની સરજેલી ને અવિચળ શી રીતે કહી શકાય?

યુક્ત પ્રાંતના વસ્તીપત્રક અમલદાર મિ. ટર્નરે લખ્યું કે 'અસ્પૃશ્ય અને દલિત વર્ગો એક જ છે એમ જે ઘણા લોકોનું માનવું છે તે

ખોટું છે. ઘણા અસ્પૃશ્યો એવા છે જે દલિત નથી; અને ઘણા દલિતો એવા છે જે અસ્પૃશ્ય નથી. વળી બીજી મુશ્કેલી એ છે કે અસ્પૃશ્યતા જુદી જુદી જગાએ જુદા જુદા પ્રમાણમાં ને જુદી જુદી જાતિ પરત્વે છે. બ્રાહ્મણો કરતાં ક્ષત્રિયો ને વૈશ્યો, તથા ક્ષત્રિયો ને વૈશ્યો કરતાં શૂદ્રો, ઓછી આભડછેટ રાખે છે, બ્રાહ્મણો બધા એકસરખી પાળતા નથી.' એટલે આ અમલદારે બે વર્ગ પાડ્યા : (૧) અસ્પૃશ્ય ને દલિત; (૨) સ્પૃશ્ય પણ દલિત. આ બંનેને તેમણે 'દલિત' વર્ગમાં મૂક્યા. એટલે કે યુક્ત પ્રાંતના 'દલિત વર્ગો'ની જે યાદી વસ્તીપત્રકમાં અપાઈ, તેમાં સ્પૃશ્ય ગરીબો પણ સામેલ હતા. છતાં 'અસ્પૃશ્ય' કોણ તે નક્કી કરવાનો આધાર એકમાત્ર વસ્તીપત્રક ઉપર રાખવામાં આવે છે!

'દલિત' કોને ગણાય એ ઠરાવવાની મુશ્કેલી પંજાબમાં પણ એટલી જ નડેલી. જે જાતોને દક્ષિણ ભારતમાં મંદિરપ્રવેશની છૂટ નહોતી તેમને પંજાબમાં તે છૂટ હતી. કૂવાતળાવના વાપરમાં એકસરખું ધોરણ નહીં. અમુક જાતિઓને એક જગાએ જાહેર જળાશયમાંથી પાણી ન ભરવા દે; પણ જ્યાં પાણીની તંગી હોય ત્યાં એ જ જાતિઓને જરા છેટેથી પણ જળાશયમાંથી પાણી લેવા દે. વળી આ જાતોમાંથી જે આર્યસમાજી થયા હોય તેમણે તો પોતાની જાત 'આર્ય' લખાવી હોય, એટલે તે 'દલિત'માં ગણાય નહીં. ઉપરથી હુકમ છૂટેલા કે જે દલિત વર્ગો 'સંખ્યાની દૃષ્ટિએ મહત્ત્વના ન હોય' તેમને પડતા મૂકવા. એટલે ૨૪ જાતો, જે ૧૯૨૧ના વસ્તીપત્રકમાં 'દલિત'ની યાદીમાં મુકાઈ હતી, તેમને ૧૯૩૧માં કાઢી નાખવામાં આવી. એટલે કે તે 'અસ્પૃશ્ય' મટી ગઈ! વળી ૧૯૨૧ના વસ્તીપત્રકમાં 'નીચ વરણની નાતો'ની સંખ્યા ૯,૦૧,૨૫૧ હતી; તે ૧૯૩૧ના વસ્તીપત્રકમાં ૨,૯૯,૯૫૪ થઈ — એટલે કે ૬૬.૭ ટકાનો ઘટાડો! લાલબેગી નામની જાતની સંખ્યા ૧૯૨૧માં ૪,૩૭,૨૯૫ હતી; તે ૧૯૩૧ના વસ્તીપત્રકમાં ૫૮,૮૯૭ થઈ — એટલે કે ૮૬.૫ ટકાનો ઘટાડો! આટલી મોટી સંખ્યા ક્યાં ગેબ થઈ ગઈ? એ પ્રાંતના વસ્તીપત્રક અમલદારે એક વાક્ય લખેલું તે ભારે ચેતવણીરૂપ છે.

તેણે લખેલું : 'જો નીચલા થરના મધ્યમ ખેડૂતવર્ગને તથા ધંધાદારી જાતો ને અસ્પૃશ્યોને હિંદુ ધર્મની અંદર રહેવાને સમજાવવામાં નહીં આવે, તો હજુ વધારે લોકો એ ધર્મમાંથી નીકળી જવાને કારણે હિંદુઓની સંખ્યામાં હજુ પણ મોટો ઘટાડો થશે.' વળી ૧૯૩૧માં પંજાબમાં ઘણા વાળંદોએ પોતાની જાત બ્રાહ્મણ, સુતારોએ ધીમાન ક્ષત્રિય તથા મોગલ, અને દરજીઓએ ટાંક ક્ષત્રિ લખાવી; તેને લીધે પણ દલિતોની સંખ્યામાં ફેરફાર થયો. તે ઉપરાંત જાતપાત તોડક મંડળના પ્રચારને લીધે પણ કેટલાક સુખી 'દલિત' લોકોએ નાતજાત લખાવવાની ના પાડી. તેથી પણ 'દલિત'ની સંખ્યા ઘટી. વસ્તી-પત્રકમાં નાતજાતનાં ખાનાં ભરવામાં કેવું અંધેર ચાલે છે, એનું પણ વર્ણન આ પ્રાંતના વસ્તીપત્રક અમલદારે આપેલું છે.

આ તો ઘણી થોડી હકીકતો નમૂનારૂપે આપી છે. જેમને વધારે રસ અને જિજ્ઞાસા હોય તેઓ વસ્તીપત્રકના એ મૂળ રિપોર્ટો જોઈ શકે છે. આ બાબતની આટલી બધી મુશ્કેલીઓ જાણ્યા પછી એ વર્ગીકરણ કરવાનું પડતું મુકાવું જોઈતું હતું. પણ પરદેશી રાજ્ય-કર્તાઓને તો 'અસ્પૃશ્યો'ને જુદાં મતદારમંડળ આપી તેમને કાયમના હિંદુ સમાજથી જુદા પાડવા હતા; તેથી તેમણે એ વર્ગીકરણ કાયમ રખાવ્યું, એટલું જ નહીં પણ એ વર્ગોની સંખ્યામાં યેન કેન પ્રકારેણ વધારો કરાવ્યો! અને અસ્પૃશ્યતાને ટેકો આપનાર આપણા ભાઈઓએ 'અસ્પૃશ્ય' કોણ એ જાણવા માટે આ જ વસ્તીપત્રકોને પ્રમાણભૂત ગણ્યાં! વસ્તીપત્રકમાં કરેલા નાતજાતના આ રીતના વર્ગીકરણથી આપણા સમાજને કંઈ ઓછું નુકસાન નથી થવા પામ્યું. જુદી જુદી જાતો વચ્ચેનાં વૈમનસ્ય વધારવામાં એ વર્ગીકરણે સારી પેઠે ભાગ ભજવ્યો છે.[૩] અંગ્રેજી અમલ પૂરો થયો. એણે કરેલા અનેક પ્રકારના નુકસાનની ટીકા લંબાવવામાં હવે સાર નથી. પણ એના ઉપરથી આપણે પાઠ તો શીખવો જ જોઈએ.

## ટિપ્પણો

१. तस्मात् चाण्डालत्वेनाभिमतानामस्पृश्यत्वसिद्धये स्मृतिवचनानां प्रमाणतयोपन्यासमात्रेण नेष्टार्थसिद्धिः । इदानींतनाश्चाण्डालत्वेनाभिमता जातिविशेषाः पुरातनचाण्डालसदृशा एव सन्ति अस्पृश्यत्वबीजं च तेषु पूर्ववदेवेति यावन्न साध्यते, तावन्न तेषामस्पृश्यत्वसिद्धिः । . . . यथा वयमिदानींतना द्राविडा मनुवचनप्रामाण्यादपि वृषला न भवामः पुरातन-द्राविडेभ्यो भिन्नत्वात्, तथैवेदानींतनाश्चाण्डाला अपि मनुप्रोक्ता अन्त्यजा अत एव अस्पृश्या न भवन्तीति सिद्धम् ।

—આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ. ૪૬૭, ૪૭૦.

'મારે એટલું ઉમેરવાની જરૂર ભાગ્યે જ હોય કે મનુસ્મૃતિમાં આપેલું વર્ણન જેમને લાગુ પડે એવા ચાંડાલો અત્યારે કેરલ દેશમાં ક્યાંયે નથી.' — પરમેશ્વર આયર : ત્રાવણકોર મંદિરપ્રવેશ સમિતિનો રિપોર્ટ (૧૯૩૪), પૃ. ૩૧૬.

૨. જેમને અસ્પૃશ્ય અને હલકા ગણવામાં આવે છે તેમનું પણ ગ્રામ-જીવનમાં કેવું સ્થાન હતું તે નીચેના ઉતારામાં બતાવ્યું છે : 'મહારાષ્ટ્રમાંથી આપણને ગ્રામપંચાયતોના જે ચુકાદા નોંધાયેલા મળી આવે છે તેમાં લગભગ બધા ગ્રામસેવકોની સહીઓ છે; અને તેમાં અસ્પૃશ્ય ગણાતા મહાર અને માંગ પણ સામેલ છે. અઢારમા સૈકાની અધવચમાં, મંદિર ભ્રષ્ટ થયાના એક પ્રસંગ વિષે વિચાર કરવા મળેલી ગામડાની સભામાં પરાયાથી માંડી બ્રાહ્મણ સુધીની સર્વ જાતિના માણસોએ ભાગ લીધેલો છે, એવી નોંધ આનંદરંગ પિળ્ળૈની રોજનીશીમાં છે. ગ્રામપંચાયતની એક સભા, જેમાં બ્રાહ્મણો ને શૂદ્રો બંનેએ ભાગ લીધેલો, તેનું વર્ણન ડૉ. મેથાઈએ આપ્યું છે. . . . બ્રાહ્મણોના અંદરઅંદરના ઝઘડાનો નિકાલ કરવા કે તેમના ગૃહસંસારને લગતી બાબતોમાં સત્તાવાર સલાહ આપવા મળેલી આખી ગ્રામપ્રજાની સભાઓનાં વર્ણન પૂનાના પેશવાઓ ને સતારાના રાજાઓની રોજનીશીમાં છે. . . . બ્રાહ્મણ પિતરાઈઓ વચ્ચેની વારસાહકની એક તકરાર ફેંસલા માટે આખા ગામડા આગળ રજૂ કરવામાં આવી હતી. ફેંસલો આપનાર સભામાં મરાઠા, ધનગર, ગુરવ, સુતાર, લુહાર, કુંભાર, કોળી, વાળંદ, ચાંભાર, મહાર અને માંગ પણ સામેલ હતા. . . .

યુક્ત પ્રાંતના કેટલાક ભાગમાં વાળંદ ઘણીવાર વરકન્યાની સગાઈ કરી આપે છે ને લગ્ન વખતે હાજર હોય છે. કાશીમાં સ્મશાનઘાટ પર ડોમ

(હરિજન) નું સ્થાન મહત્ત્વનું છે. થોડાંક વરસ પર એ કોમનો મુખી, ધનિક માણસના અગ્નિદાહ વખતે, ઘેરથી પોતાની પાલખીમાં બેસીને સ્મશાને જતો. ચિતા ખડકવા માટે પહેલાં પાંચ લાકડાં ડોમ (અસ્પૃશ્ય ગણાતો હરિજન) આપે; તે જ ચિતામાં સૌથી નીચેનાં લાકડાં ગોઠવે; અને શબને અગ્નિસંસ્કાર કરનારના હાથમાં બળતા ઘાસનો પૂળો પણ તે જ આપે. . . . વરાડમાં હોલિકોત્સવ વખતે મહાર (ઢેડ કે ચમાર)ની હોળી સૌથી પહેલી પ્રગટાવવામાં આવે છે, અને તેમાંથી દેવતા લઈને કુણબીની હોળી સળગાવાય છે. કેટલાક તેલી, લુહાર, કુણબી, ને બીજી નાતવાળા પોતાને ત્યાં લગ્નની તિથિ મહાર પાસે નક્કી કરાવે છે. . . . વાળંદ લગ્નમાં બ્રાહ્મણના મદદનીશનું કામ કરે છે, અને નીચલી જાતોમાં તો લગ્નના પુરોહિતનું કામ પણ તે કરે છે. જગન્નાથના પ્રસિદ્ધ મંદિરમાં પૂજારી જાતનો વાળંદ છે; અને તેણે દેવના નૈવેદ્ય માટે રાંધેલી રસોઈ સાવ કર્મઠ બ્રાહ્મણ સિવાયના સહુ ખાય છે. તામિલનાડના કેટલાક વેલ્લાળ (ખેડૂત) ને ત્યાં વાળંદ લગ્નમાં પુરોહિતનું પણ કામ કરે છે. . . . કેટલાંક પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ ને કર્મઠ મંદિરોનાં દ્વાર વરસમાં અમુક દિવસોએ પરાયા (તામિલ હરિજન) માટે ખુલ્લાં મુકાય છે. શિવમંદિરોના કેટલાક ઉત્સવો વખતે આ પરાયા (હરિજન) રથયાત્રામાં દેવીની મૂર્તિની જોડાજોડ બેસે છે, અથવા તો દેવીના ગળામાં મંગળસૂત્ર બાંધવાનું કામ કરે છે. જમીનની હદ વિષે તકરાર થાય ત્યારે, તામિલનાડમાં પરાયા ને બીજે તેને મળતી જાતનો હરિજન હાથમાં પાણીનું વાસણ લઈ તેમાંથી પાણીની ધાર કરતો કરતો ચાલે છે (એણે કરેલી ધાર પરથી તે જમીનની હદ નક્કી થાય છે); અને તે વખતે પોતાના દીકરાને ખભે બેસાડે છે અથવા માથે માટીનું ઢેફું મૂકે છે.'— ઘુર્યે: 'કાસ્ટ ઍંડ રેઈસ ઇન ઇંડિયા' (૧૯૩૨), પૃ. ૨૪-૯.

૩. એજન, પૃ. ૧૫૭-૯.

૨૫

# હિંદુ સમાજની પ્રતિજ્ઞા

ઈ. સ. ૧૯૩૨માં બ્રિટિશ સરકારે ભાવિ રાજ્યબંધારણમાં હરિજનોને ઇતર હિંદુથી નોખાં મતદારમંડળો આપવાનું જાહેર કરેલું, તેની સામે વિરોધરૂપે — તે રદ ન થાય ત્યાં સુધીને માટે — ગાંધીજીએ યરવડા જેલમાં ઉપવાસ આદરેલો. તેને પરિણામે હરિજન અને હરિજનેતર આગેવાનો વચ્ચે પૂનાનો કરાર (જેને ગાંધીજી 'યરવડાનો કરાર' કહે છે) થયો. તે કરાર થયા પછી તરત, તા. ૨૫મી સપ્ટેંબરે, મુંબઈમાં માલવીયજી મહારાજના અધ્યક્ષપદે મળેલી, હિંદુ પ્રતિનિધિઓની સભાએ, નીચેનો ઠરાવ એકમતે પસાર કર્યો:

'આ પરિષદ ઠરાવ કરે છે કે હિંદુ સમાજમાં હવે પછી કોઈને પણ તેના જન્મને કારણે અસ્પૃશ્ય ગણવામાં નહીં આવે; અને જેમને અત્યાર સુધી અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેમને જાહેર કૂવા, જાહેર નિશાળો, જાહેર રસ્તા, અને બીજી બધી જાહેર સંસ્થાઓનો વાપર કરવાનો બીજા હિંદુઓ જેટલો જ હક રહેશે. આ હકને પહેલી તકે કાયદાની મંજૂરી આપવામાં આવશે; અને જો સ્વરાજ મળતા સુધી એવી મંજૂરી નહીં મળી હોય, તો સ્વરાજ પાર્લામેંટના સૌથી પહેલા કાયદામાંનો એક આ હશે.

વળી એમ પણ ઠરાવવામાં આવે છે કે અત્યારે અસ્પૃશ્ય ગણાતા વર્ગો પર જે સામાજિક પ્રતિબન્ધો રૂઢિએ મૂકેલા છે તે બધા તેમ જ મન્દિરપ્રવેશ વિષેનો પ્રતિબન્ધ, વાજબી અને શાન્તિમય એવાં તમામ સાધનો વાપરીને, દૂર કરાવવાનો તમામ હિંદુ આગેવાનોનો ધર્મ રહેશે.'

આ અરસામાં મુંબઈમાં તેમ જ બીજે કેટલાંક મન્દિરો તેમના ટ્રસ્ટીઓએ હરિજનો માટે ખુલ્લાં જાહેર કર્યાં હતાં. તે વરસે, એટલે કે ૧૯૩૨માં જ, શ્રીમંત ગાયકવાડ સરકારના હુકમથી, વડોદરા રાજ્યનાં બધાં જ સરકારી દેવાલયો દર્શન અને પૂજા અર્થે હરિજનો માટે ખુલ્લાં મૂકવામાં આવ્યાં. વડોદરા શહેરમાં માંડવી પાસે જાણીતું

વિઠ્ઠલમન્દિર છે. તે સરકારી માલિકીનું હોઈ હરિજનો માટે ખુલ્લું છે. હકીકતમાં હરિજનો ત્યાં જાય છે પણ ખરા. તેની સાથે હરિજનેતર જનતા — પુરુષો, સ્ત્રીઓ, બાળકો — પણ મોટી સંખ્યામાં જાય છે. અનેક ભાવિક વૈષ્ણવોને પણ આ મન્દિરમાં જતા જાણેલા છે. ત્યાં પૂજા વગેરે બીજાં મન્દિરોની પેઠે જ વિધિપૂર્વક થાય છે. દ્વારકાના શારદાપીઠના શંકરાચાર્ય શ્રીઅભિનવસચ્ચિદાનન્દ સ્વામી જ્યારે વડોદરે પધારે છે ત્યારે તેઓશ્રીનો મુકામ આ મન્દિરમાં થાય છે. મન્દિરમાં વિશાળ ઓસરીઓ ને ચોગાન હોવાથી કથાકીર્તનો પણ ચાલે છે. તે જ જગાએ અનેક મહામંડલેશ્વરોનાં વ્યાખ્યાનો પણ થયેલાં છે. હરિજનો ત્યાં આવે છે એ કારણે મન્દિરની લોકપ્રિયતામાં ઘટાડો થયો હોય એવું જોવામાં નથી આવતું. આ બાબતમાં શારદાપીઠના શ્રીશંકરાચાર્ય જેવા ધર્માચાર્ય તથા અનેક મહામંડલેશ્વરો જેવા ધર્મવેત્તાઓએ જે સારું દૃષ્ટાન્ત બેસાડેલું છે તે ખરેખર અનુકરણ કરવા લાયક છે.

કોલ્હાપુરના શ્રીમંત છત્રપતિ મહારાજા સાહેબે પણ ૧૯૩૨ના સપ્ટેંબરમાં જાહેરનામું બહાર પાડ્યું, તેમાં જણાવ્યું :

'હવે પછી કોઈ પણ જાતિઓને અસ્પૃશ્યના વર્ગમાં મૂકવાની જરૂર નહીં રહે; અને તેથી હુકમ કરવામાં આવે છે કે અસ્પૃશ્ય એ વર્ગ જ કાઢી નાખવો. હવે પછી હિંદુઓના સર્વ વર્ગોને સ્પૃશ્ય ગણવામાં આવશે; અને સર્વ હિંદુઓને મન્દિરોમાં પ્રવેશ કરવાનો, તથા જાહેર નળ, કૂવા, તળાવ, ધર્મશાળા વગેરેનો વાપર કરવાનો, સરખો હક રહેશે.'

આમ દેશી રાજ્યોમાં વડોદરા અને કોલ્હાપુરે હરિજનોના મન્દિરપ્રવેશની બાબતમાં પહેલ કરી એમ કહી શકાય. ૧૯૩૩ના જુલાઈમાં, રાજપુતાનામાં આવેલા ઝાલાવાડના મહારાજ-રાણા સાહેબે જાહેર કર્યું કે 'હરિજનો સ્વચ્છ કપડાં પહેરીને આવશે તો મારાં મન્દિરોમાં બીજાઓની પેઠે જ આવીને દર્શન કરી શકશે.' દક્ષિણ ભારતમાં આવેલા સાંદુરના રાજા મરાઠા છે. તેમણે રાજ્યમાંથી અસ્પૃશ્યતા નાબૂદ કર્યાનું જાહેરનામું તો ૧૯૩૨ના નવેંબરમાં કાઢેલું; પણ હરિજનોએ તેનો લાભ લઈને પહેલો મન્દિરપ્રવેશ ૧૯૩૩ના ઑગસ્ટમાં, સાંદુરના કાર્તિકસ્વામીના મન્દિરમાં, કર્યો.

ઔંધના રાજા સાહેબે પણ સ્વચ્છતાની મર્યાદા રાખીને હરિજનોને મન્દિરપ્રવેશની છૂટ આપી.

આ ઉપરાંત, લોકોની ઇચ્છાથી ને તેમના પ્રયત્નોને લીધે, આખા દેશમાં જુદે જુદે ઠેકાણે કેટલાંયે મન્દિરો હરિજનો માટે ખુલ્લાં મુકાયેલાં જાહેર થયાં હતાં. એકલા મુંબઈ શહેરમાં જ એવાં મન્દિરો સારી સંખ્યામાં હતાં. ૧૯૩૩ના નવેંબરથી ૧૯૩૪ના જુલાઈની આખર સુધી ગાંધીજીએ જે હરિજન યાત્રા કરી તેમાં તેમની સાથે ફરવાનું સદ્‌ભાગ્ય મને મળેલું. એ યાત્રા દરમ્યાન જુદા જુદા પ્રાન્તોમાં કેટલાંયે મન્દિરો તેના સંચાલકોએ સ્વેચ્છાએ હરિજનો માટે ખુલ્લાં જાહેર કરેલાં, અને એવે પ્રસંગોએ સામાન્ય જનતાએ ઘણી મોટી સંખ્યામાં સહર્ષ હાજરી આપેલી. અસ્પૃશ્યતાનિવારણની તરફેણમાં લોકમતનો જુવાળ કેવો ઊલટેલો તેનું દર્શન તે વેળા થવા પામ્યું હતું.

૧૯૩૩ના ફેબ્રુઆરી માસમાં — ગાંધીજી યરવડા જેલમાં હતા તે દરમ્યાન — દેશના સુપ્રસિદ્ધ વિદ્વાનોમાંથી કેટલાકે અસ્પૃશ્યતા વિષેનો પોતાનો અભિપ્રાય લખીને ગાંધીજીને આપ્યો હતો. તે આખો નીચે ઉતાર્યો છે:

'હિંદુ ધર્મશાસ્ત્રોમાં ત્રણ જાતના "અસ્પૃશ્યો"નો ઉલ્લેખ છે:

૧. જન્મને લીધે અસ્પૃશ્ય ગણાતા માણસો; દા. ત. શૂદ્ર પિતા ને બ્રાહ્મણ માતાની સંતતિ.

૨. પંચમહાપાતક કરનાર, અથવા હિંદુ ધર્મે હીન ગણેલાં અમુક કુકર્મો કરનાર, માણસો.

૩. અભડાયેલા હોય તેવી સ્થિતિના માણસો.

અત્યારે જે જાતિઓને અસ્પૃશ્ય ગણવામાં આવે છે તેમાંની કોઈ ઉપરના પહેલા વર્ગમાં આવે છે એમ બતાવનારો કશો પુરાવો નથી. તેથી અસ્પૃશ્યતા ને બહિષ્કાર વિષેના જે નિયમો પહેલી કલમને અંગે ગણાવ્યા છે તે આજની જાતિઓને લાગુ પડતા નથી. માની લો કે આમાંની કોઈ જાતિઓને પહેલા વર્ગમાં મૂકી શકાય, તો તેઓ — સ્વચ્છ રહેણી, શૈવ અથવા વૈષ્ણવ સંપ્રદાયની દીક્ષા, વગેરે દ્વારા — અસ્પૃશ્યતામાંથી મુક્ત થઈ શકે છે, અને ચાતુર્વર્ણ્યને મળતા સર્વ હક ને અધિકાર ભોગવી શકે છે.

બીજી કલમમાં જણાવેલી અસ્પૃશ્યતા કોઈ પણ આખા વર્ગને કે આખી કોમને લાગુ ન પડી શકે, એ દેખીતું છે. દરેક કોમના અમુક માણસોને તે લાગુ પડી શકે. અસ્પૃશ્ય કહેવાતા લોકોની અસ્પૃશ્યતા બીજી કલમમાં જણાવેલી પતિત દશાને કારણે નથી; તેમ જ તેઓ એવાં પતિત માબાપના વંશજો છે એમ પણ બતાવી શકાય એમ નથી. બીજી કલમમાં બતાવેલાં મહાપાતક કરનાર માણસો યોગ્ય પ્રકારનાં પ્રાયશ્ચિત્ત કરીને સાવ શુદ્ધ થાય છે. એવી રીતે શુદ્ધ ન થયા હોય તેવા પતિત માણસોની સંતતિને અસ્પૃશ્ય ગણી શકાય નહીં. કેટલાક સ્મૃતિકાર, જે એવી સંતતિને અસ્પૃશ્ય ગણે છે, તેઓ એ સંતતિને પાછી શુદ્ધ કરી લેવા માટે બહુ હળવો પ્રાયશ્ચિત્તવિધિ બતાવે છે. અને જે માણસો અમુક હીન કર્મોને લીધે અસ્પૃશ્ય બન્યા હોય તેઓ એ કર્મો છોડી દે એટલે તેમની અસ્પૃશ્યતા દૂર થઈ જાય છે.

ત્રીજા પ્રકારની અસ્પૃશ્યતા — અર્થાત્ અમુક તાત્કાલિક કારણને લીધે આવતી આભડછેટ — તો અસ્પૃશ્ય ગણાતા તેમ જ ન ગણાતા સર્વ વર્ગોમાં જોવામાં આવે છે. ચમાર, ભંગી અને બીજાઓને તેમના ધંધાને કારણે કાયમના અસ્પૃશ્ય ગણવા માટે શાસ્ત્રોનો કશો જ આધાર નથી. તેમના કામને લીધે જે બાહ્ય અસ્વચ્છતા પેદા થાય છે તેને લીધે તેઓ અસ્પૃશ્ય ગણાય છે. માણસ એ કામ કર્યા પછી નહાય ને સ્વચ્છ કપડાં પહેરે, એટલે ત્રીજી કલમમાં જણાવેલી અસ્પૃશ્યતા તો દૂર થાય છે.

આ પરથી એટલું તો ફલિત થાય છે કે જેમને અસ્પૃશ્ય કહેવામાં આવે છે તેમને ચાતુર્વર્ણ્યને મળતા સર્વ અધિકાર — દા. ત. મંદિરો તથા શિક્ષણસંસ્થાઓમાં પ્રવેશ, જાહેર કૂવા, ઘાટ, તળાવ, નદી વગેરેનો વાપર, વ. ના અધિકાર — મળવા જોઈએ; અને તેમને આવા સાર્વજનિક અધિકારથી વંચિત રાખવા એ અયોગ્ય છે. આ વસ્તુ ધર્મશાસ્ત્રોનાં વચન, તેમના મૂળ સિદ્ધાંતો, તથા તેમની અંતર્ગત ભાવના, એ સર્વને આધારે સિદ્ધ થઈ શકે એવી છે.'

આ અભિપ્રાય ઉપર આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ, બાબુ ભગવાનદાસ, સ્વામી કેવલાનંદ (પૂર્વાશ્રમના શ્રી. નારાયણશાસ્ત્રી મરાઠે), શ્રી. લક્ષ્મણશાસ્ત્રી જોશી, શ્રી. ઇન્દિરારમણ શાસ્ત્રી, શ્રી. કેશવ લક્ષ્મણ દફતરી, તથા શ્રી. પુ. હ. પુરંદરેની સહીઓ હતી.

આ ઉપરાંત મન્દિરપ્રવેશનું સમર્થન કરનારા અભિપ્રાયો મહામહોપાધ્યાય પ્રમથનાથ તર્કભૂષણ, મહામહોપાધ્યાય શ્રીધર-

શાસ્ત્રી પાઠક, શ્રી. શ્રીકૃષ્ણ તનસુખ મિશ્ર, શ્રી. ચિંતામણ વિનાયક વૈદ્ય, તથા તિરૂપતિવાળા શ્રી. નરસિંહાચાર તરફથી ગાંધીજીને મળ્યા હતા.

૧૯૩૩માં ગાંધીજીએ મન્દિરપ્રવેશ વિષેના એક લેખમાં લખેલું :

'દેહધારી જેમ દેહ વિના આત્મા નથી કલ્પી શકતા, તેમ મંદિર વિના ધર્મ કલ્પી શકતા નથી. મંદિર વિના હિંદુ ધર્મ ન ચાલે. મંદિરમાં સડો નથી. કોઈ મનુષ્યમાં છે, બધામાં કદી નહીં. કેવળ પૂજાનો વિધિ કરનારને મન મૂર્તિ પાષાણ છે, ભક્તને મન કેવળ ચૈતન્ય છે. મંદિરમાં સુધારાને અવકાશ છે. મંદિરો તોડી નાખવાં યોગ્ય નથી. મન્દિર તોડો એટલે ધર્મ તૂટ્યો.

વળી જે સડો છે તે પણ બધાં મંદિરમાં નથી. ગામડાંનાં અનેક મંદિરોમાં સડો નથી. ગ્રામવાસીઓમાં જે અનેક વહેમો છે તેને મંદિરોની સાથે સંબંધ નથી. મંદિરો તે તે ધર્મીની સભ્યતાનું સંગ્રહસ્થાન છે. પૂર્વે મંદિરોમાં દેવ હતા, ત્યાં દૈવત હતું, ત્યાં નિશાળ હતી, ત્યાં ધર્મશાળા હતી, ત્યાં મહાજનની બેઠક હતી. એવાં મંદિર આજ પણ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. હરિજનનાં મન મંદિરમાં એવાં લાગ્યાં છે કે તેઓ પોતાનાં જેવાંતેવાં મંદિર વસાવે છે. એ મંદિરમાં તેઓની દીનતાનું આપણને દર્શન થાય છે. હરિજનો સવર્ણ હિંદુનાં મંદિરમાં ન જઈ શકે ત્યાં લગી તેમની દીનતા કદી ન જાય, તેમનું હિંદુત્વ અપૂર્ણ રહે, તેઓ હિંદુ ધર્મની છઠ્ઠી આંગળી થઈ બહિષ્કૃત જ રહે. તેમના હિંદુ ધર્મમાં આવકાર પામવાની પ્રથમ અને વ્યાપક નિશાની મંદિરપ્રવેશ છે. એ વિષે કોઈ હિંદુએ શંકા ન જ લાવવી જોઈએ. મંદિર બહાર રહેવાથી હરિજનનું ભલું થયું છે એમ માનવું ગાઢ અજ્ઞાન છે. તેમના મંદિર બહાર રહેવાથી તે બધામાંથી બહાર જ રહ્યા છે. . . .

હું બચપણમાં અનેક મંદિરોમાં ગયો છું. તેની મારી ઉપર મુદ્દલ ખરાબ અસર નથી થઈ. આજે મારા અનેક સ્નેહીઓને મંદિરમાં જતા જોઉં છું. તેઓ મંદિરના દોષોને જાણતા નથી; મંદિરમાં જનારના દોષોનું તેમને ભાન છે. તેથી તેઓ પૂર્ણપણે અલિપ્ત છે. હું મંદિરમાં નથી જતો તેમાં હું મારી વડાઈ માનતો કે જોતો નથી. મને એ મંદિરની ભૂખ નથી રહી, તેથી હું ત્યાં નથી જતો. હરિજનોને સારુ મંદિરપ્રવેશની છૂટ મેળવવી એટલે તેઓને મંદિરમાં લઈ જવા જ એવું નથી. જેમની ઇચ્છા

હશે તે જશે. જશે તેને મેલ નહીં ચડે. નહીં જાય તે ખોશે એવો સંભવ અવશ્ય છે.' (હરિજનબંધુ, ૧૯–૩–'૩૩)

વળી લખેલું :

'એકેએક સાર્વજનિક મન્દિરમાં બીજા હિંદુઓના જેટલી જ છૂટથી પ્રવેશ કરવાનો અધિકાર હરિજનોને ન અપાય ત્યાં સુધી અસ્પૃશ્યતાનો નાશ થયો ન જ કહી શકાય.' (હરિજનબંધુ, ૨૪–૩–'૩૫)

મંદિરપ્રવેશનો સવાલ નીકળે છે ત્યારે 'હરિજનોની આર્થિક ઉન્નતિ પહેલાં કરો ને' એવી જે વાત કરવામાં આવે છે, તેને વિષે લખેલું :

'આર્થિક ઉન્નતિને મંદિરપ્રવેશ સામી માંડવી એ તદ્દન ખોટું છે. મંદિરપ્રવેશથી તો એ ઉન્નતિને ટેકો જ મળે છે. કારણ હરિજનને મંદિર-પ્રવેશ મળશે, એટલે આર્થિક ઉન્નતિના સર્વ માર્ગ બીજાને માટે ખુલ્લા છે તેમ હરિજનને માટે પણ આપોઆપ ખુલ્લા થશે.' (હરિજનબંધુ, ૧૮–૩–'૩૪)

પછી બીજે એક પ્રસંગે લખેલું :

'સર્વ મંદિરોનાં દ્વાર હરિજનોને માટે ખુલ્લાં કરવાની માગણી કરવામાં આવે છે એનું કારણ એ નથી કે હરિજનો મંદિરોમાં પ્રવેશ કરવા ઇચ્છે છે, અથવા તો મંદિરો એમને માટે ઊઘડશે એટલે એમનામાં ભારે પલટો થઈ જશે મંદિરપ્રવેશની માગણી તો સવર્ણ હિંદુઓની આત્મ-શુદ્ધિને સારુ છે. એ માગણી એટલા માટે કરવામાં આવે છે કે જે હક દરેક હિંદુને છે તે હરિજનો પાસેથી અન્યાયપૂર્વક છીનવી લેવામાં આવેલો છે. એક પણ હરિજન હિંદુ મંદિરોમાં પ્રવેશ ન કરે તોયે તે મંદિરોનાં દ્વાર હરિજન ભાઈઓ માટે ખુલ્લાં મૂકવાનું સવર્ણ હિંદુઓનું કર્તવ્ય છે. સવર્ણ હિંદુઓનાં હૃદયમાંથી અસ્પૃશ્યતા નાબૂદ થયાની એ સાચામાં સાચી નિશાની છે. હરિજનો સામેના બીજા પ્રતિબંધો તો જવા જ જોઈશે, પણ જો આ પ્રતિબંધ રહેશે તો અસ્પૃશ્યતા નાબૂદ થઈ નહીં ગણાય.' (હરિજનબંધુ, ૧૫–૧૧–'૩૬)

આ છેલ્લો ઉતારો જેમાંથી આપેલો છે તે લેખ લખાયાને એક અઠવાડિયું પણ નહોતું થયું, ત્યાં એક ચમત્કાર થયો. મનુષ્યના વહેવારમાં 'ચમત્કાર' શબ્દનો પ્રયોગ થઈ શકે, તો આ ખરેખરો ચમત્કાર હતો. ત્રાવણકોરના મહારાજા સાહેબે તેમના અંકુશ નીચેનાં

સર્વ મંદિરોમાં હરિજનોને બીજા હિંદુઓના જેવી જ શરતે દાખલ થવાની છૂટનો એક ઢંઢેરો કાઢ્યો. અસ્પૃશ્યતાની જડ હિંદના બીજા બધા ભાગો કરતાં ત્રાવણકોરમાં ઊંડી ઊતરેલી. ત્યાં 'સવર્ણો' હરિજનના પડછાયાથી પણ અભડાય. અમુક રસ્તાઓ પર હરિજનો જઈ ન શકે. હરિજનોમાં નાયાડી નામનો એક વર્ગ, તેને તો ગામમાં આવવું હોય તો બે લાકડાં જોરથી અફાળવાં પડે, જેનો અવાજ સાંભળીને 'સવર્ણો' પોતાનાં ઘરમાં ભરાઈ જાય. બધે એમ મનાતું કે ત્રાવણકોરમાંથી અસ્પૃશ્યતા જશે ત્યારે આખા દેશમાં બીજે ક્યાંય નહીં રહી હોય. એ ત્રાણવકોરમાં મંદિરોનાં દ્વાર આટલાં જલદી ઊઘડશે એવું સ્વપ્ને પણ કોણે ધાર્યું હોય? પણ એ શુભ દિવસ ઈશ્વરે આણ્યો. આ રહ્યો ત્રાવણકોરના મહારાજા સાહેબનો એ ઐતિહાસિક ઢંઢેરો :

'આપણો ધર્મ સનાતન સત્ય પર રચાયેલો છે એવી અમારી દૃઢ પ્રતીતિ છે; ઈશ્વરી પ્રેરણા ને વિશ્વવ્યાપી સહિષ્ણુતા એ એના પાયા છે એવી અમારી આસ્થા છે; સૈકાઓ થયાં સમયના પલટા પ્રમાણે તેણે આચારમાં જરૂરના ફેરફારો કર્યા છે એમ અમે જાણીએ છીએ; અને અમારી હિંદુ પ્રજામાંથી કોઈને તેનાં જન્મ, જાતિ કે કોમને કારણે હિંદુ ધર્મનું આશ્વાસન ને સમાધાન મળવાનો પ્રતિબંધ ન હોવો જોઈએ એવી અમારી ઉત્કટ ઇચ્છા છે; એટલે અમે આથી જાહેર કરીએ છીએ ને આજ્ઞા કરીએ છીએ કે, મંદિરોનું યોગ્ય વાતાવરણ જળવાઈ રહે ને તેના વિધિ ને આચારો સચવાઈ રહે તે માટે અમે જે નિયમો ને શરતો ઘડીને જાહેર કરીએ તેનું પાલન થવું જોઈએ એ મર્યાદા રાખીને, હવે પછી અમારા ને અમારી સરકારના અંકુશ નીચેનાં મંદિરોમાં જન્મે કે ધર્મે હિંદુ એવા કોઈ પણ માણસને પ્રવેશ ને પૂજા કરવાનો બિલકુલ પ્રતિબંધ નહીં રહે.'

મંદિરોમાં જે જે જગાએ, જેટલી છૂટથી, ને સ્વચ્છતા વગેરેને લગતા જે નિયમો પાળીને, ઊંચામાં ઊંચો ગણાતો બ્રાહ્મણ જઈ શકે તે જગાએ, તેટલી છૂટથી, ને તે જ નિયમો પાળીને હરિજનો રાજ્યનાં મંદિરોમાં જતા થયા. ૧,૫૨૬ મંદિરોનો ઢંઢેરામાં સમાવેશ થતો હતો. આમાંથી ૧૫૫ મોટાં મંદિરો છે, ને તેમાંનાં ૧૨ તો આખા ભારતવર્ષમાં વિખ્યાત એવાં મહામંદિરો છે (દા. ત. કન્યાકુમારી,

શચીન્દ્રમ, અનંતપદ્મનાભ, કાલડી વ.). ત્રાવણકોરમાં રાજ્યના અંકુશ નીચે ન હોય એવાં મોટાં મંદિરોની સંખ્યા નહીં જેવી છે. આ ઢંઢેરાના અમલને વિષે ગાંધીજીએ લખેલું:

'જે ખરેખર બની રહ્યું છે તે તો કોઈએ પણ ધાર્યું હોય એના કરતાં વધારે છે. હરિજનોનો ઉત્સાહ, ઊંચામાં ઊંચા વર્ણના લોકો છેક જે સ્થાન લગી જઈ શકે ત્યાં લગી હરિજનોને જવામાં કશા વિરોધનો અભાવ, અને પૂજારીઓનો ઐચ્છિક જ નહીં પણ હાર્દિક સહકાર, એ બધું બતાવે છે કે આ મહાન અને વ્યાપક સુધારો સોએ સો ટકા સાચો છે. જે મનુષ્યને માટે અશક્ય ભાસતું હતું તે ઈશ્વરે શક્ય બનાવ્યું છે. રાજાઓના ઢંઢેરાઓથી હજારો માણસોના હૃદયનું પરિવર્તન ન થઈ શકે. એટલે આ સવર્ણોના સામુદાયિક હૃદયપલટાનું એક દૃષ્ટાંત છે. એ હૃદયપલટો સાચો છે કેમ કે સ્વયંભૂ છે. . . . સાચે જ ઈશ્વરનો મહિમા અપાર છે; માત્ર આપણે આપણાં જ્ઞાનચક્ષુ ખોલીને જોવું જોઈએ. મહારાજા, રાજમાતા, અને એમના મહાન દીવાનને, તેમ જ ત્રાવણકોરના હિંદુઓને મારાં અભિનંદન છે. આપણે આશા રાખીએ કે જાતિભેદ, જેટલે અંશે એ ઊંચનીચપણાનો નિદર્શક છે તેટલે અંશે, ત્રાવણકોરમાંથી સદંતર નષ્ટ થયો છે. ત્રાવણકોરનો ઉત્સાહ આપણે સંઘરીશું તો ત્રાવણકોરની ભાવનાનો ચેપ આખા હિંદને લાગતાં વાર નહીં લાગે.' (હરિજનબંધુ, ૧૩-૧૨ '૩૬)

ઢંઢેરા પછી આશરે બે વરસે ત્રાવણકોરની યાત્રાએ ગયેલી, સવર્ણો અને હરિજનોની બનેલી, એક સંયુક્ત મંડળીના આગેવાને ત્યાંના અનુભવો વર્ણવતાં લખેલું:

'મંદિરપ્રવેશને પરિણામે, મંદિરોની બહાર સુધ્ધાં કોઈ પણ જાતની અસ્પૃશ્યતા કે દૂરતા કોઈ પાળતું નથી. નાંબુદ્રી બ્રાહ્મણોએ હરિજનો જાણે લાંબા વખતથી ખોવાઈ ગયેલા ભાઈઓ હોય એવી રીતે તેમને આવકાર આપ્યો, અને તેમનાં ઘરોમાં જઈ તેમની જોડે જમવાની પણ તૈયારી બતાવી.

દરેક મંદિરને દરવાજે મલયાળી ભાષામાં બે જાહેરાતો લગાડેલી છે. એકમાં ઢંઢેરો છે, ને બીજામાં મંદિરપ્રવેશને લગતા નિયમો છે. એ નિયમોમાં મંદિરમાં પૂજાર્થે આવનારને કહેલું છે કે તેમણે સ્નાન કરવું, સ્વચ્છ વસ્ત્ર પહેરવાં, પહેરણ અને માથા પર ટોપી વગેરે જે કંઈ હોય તે કાઢવું, તિલક કરવું, સાવ ધાર્મિક વાતાવરણ જાળવવું, અને ભજન યા પૂજા એવી રીતે ને એવે અવાજે કરવાં કે અર્ચકોની પૂજામાં અથવા બીજા પૂજકોની પૂજામાં

ખેલેલ ન પડે. બે બ્રાહ્મણ મદદનીશો મંદિરમાં આવનાર દરેક પૂજકને આપવાનો પ્રસાદ કેળના પાંદડા પર મૂકીને દરવાજે તૈયાર રાખે છે. મંદિરો બહુ જ ચોખ્ખાં રખાય છે; અને ધાર્મિકતા, મિત્રભાવ, તથા સાર્વત્રિક ભ્રાતૃભાવનું વાતાવરણ પ્રવર્તે છે.

મંદિરના સર્વ અધિકારીઓને કડક હુકમ અપાયેલો છે કે હરિજનો સમાન ભાવે ને સમાન દરજ્જાથી પૂજા કરી શકે તે માટે અધિકારીઓએ તેમને બનતી બધી મદદ આપવી. ઊંચામાં ઊંચાથી નીચામાં નીચા સુધીના સર્વ અમલદારોને થોડા જ વખત પર પરિપત્રો મોકલાયેલા છે કે અસ્પૃશ્યતાનું નિવારણ, અને સર્વ જાતિના લોકો માટે સમાન ભાવે મંદિરપ્રવેશ અને પૂજા તથા જાહેર સ્થળોનો વાપર એ રાજ્યના પાયારૂપ મૂળ સિદ્ધાંતોમાંનો એક છે, અને સહુ અમલદારોએ તેને પોતાની ફરજના એક આવશ્યક અંગરૂપ ગણી તેનો અમલ કરવાનો છે. રાજ્યના અમલદારો પોતે દાખલો બેસાડે છે ને ઢંઢેરાનું કડકાઈથી આચરણ કરે છે, તેને લીધે લોકો તેમના દાખલાને અનુસરી શક્યા છે; અને અસ્પૃશ્યતા તથા દૂરતા હવે ભૂતકાળના એક દુઃસ્વપ્ન જેવી ભાસે છે.'[૧]

આજે અગિયાર વરસ થવા આવ્યાં આ ઢંઢેરાનો અમલ ચાલુ છે; ને તે એટલો સરળ ને સુન્દર રીતે ચાલે છે કે તેને વિષે આજ લગી એકે પક્ષ તરફથી કશી ફરિયાદ કરવાનો પ્રસંગ નથી આવ્યો. હરિજનોએ આ છૂટનો દુરુપયોગ કર્યો છે એવો ધ્વનિ પણ કદી નીકળવા પામ્યો નથી. તેમ જ મંદિરોમાં જનારા હરિજનેતર હિંદુઓની સંખ્યામાં બિલકુલ ઘટાડો થયો છે એવું પણ સાંભળવામાં નથી આવ્યું.

આ ઐતિહાસિક બનાવ પછી છએક મહિને કાઠિયાવાડમાં આવેલા લાઠી સંસ્થાનના ઠાકોર સાહેબે લાઠીમાં પોતે નવું બંધાવેલું 'અન્નક્ષેત્ર' નામનું વિશાળ સાર્વજનિક મંદિર હરિજનો માટે ખુલ્લું મૂક્યું. કાઠિયાવાડમાં હરિજનો માટે ખુલ્લું મુકાનાર આ પહેલું સાર્વજનિક મંદિર હતું. આ પ્રસંગે ઠાકોર સાહેબે જે ભાષણ કર્યું તેમાં કહ્યું :

'ઈશ્વરને ભજવાનો અને તેનાં દર્શન કરવાનો હક સહુ કોઈને સરખો છે. મંદિરમાં હરિજનો આવે તો તેથી ઈશ્વર અભડાય એમ કહેવું

હાસ્યજનક છે. દુનિયાભરના કોઈ ધર્મમાં આવું નથી. હરિજનો હિંદુ છે. આપણે અત્યારે તેમના તરફ અન્યાય આચરી રહ્યા છીએ, અને તેથી આપણી અધોગતિ થયેલી છે. તે અન્યાય દૂર કરવાની આપણી ફરજ છે.'

ઠાકોર સાહેબને અભિનંદન આપતાં શ્રી. મહાદેવ દેસાઈએ લખેલું :

'ભંગીના નોખા મંદિર માટે ઠાકોર સાહેબ પાસે મદદ માગવામાં આવી, તો તેમણે કહ્યું કે હું તો લાઠીમાં રાજ્યનું મોટું મંદિર છે તે જ હરિજનોને તેમ જ સૌ હિંદુઓને માટે ખુલ્લું મૂકવા તૈયાર છું.... (કાઠિયાવાડમાં) ત્રાવણકોરના મહારાજાની પેઠે, અસ્પૃશ્યતાને મળતી રાજ્યની મંજૂરી પહેલવહેલી ખેંચી લેવાનો યશ તો સ્વ૦ રાજવી કવિ કલાપીના સુપૌત્ર પ્રહ્લાદસિંહજીએ જ લીધો છે.'

પછી તો ત્રાવણકોરના દાખલાનું અનુકરણ ઝપાટાભેર થવા લાગ્યું. ૧૯૩૭ના જુલાઈ માસમાં કોચીન રાજ્યના ત્રિચુર શહેરમાં આવેલા નાડુવિલ મઠના અધિષ્ઠાતા શ્રી. પરમેશ્વર ભારતી સ્વામીએ મઠને લગતાં સર્વ મંદિરો સહુ હિંદુઓને માટે નાતજાતના ભેદભાવ વિના ખુલ્લાં મૂક્યાં. ૮૬ વરસના વયોવૃદ્ધ આ સ્વામીજીએ તેમના જાહેરનામામાં કહ્યું :

'ત્રાવણકોરના ના. મહારાજાએ કાઢેલો મંદિરપ્રવેશનો ઢંઢેરો કોઈ પણ રીતે વર્ણાશ્રમનો કે વેદની કે શાસ્ત્રની આજ્ઞાનો વિરોધી નથી. મારો હાર્દિક અભિપ્રાય એવો છે કે એ ઢંઢેરાથી હિંદુ ધર્મ પાળનારા સર્વ વર્ણો ને વર્ગોમાં મિત્રાચારી ને સહકાર પેદા થશે. તેથી એ ઢંઢેરાની એકેએક વસ્તુના હાર્દની જોડે હું મારી-સંમતિ પૂરા હૃદયપૂર્વક પ્રગટ કરું છું. અને હું ઊંડા અંતરથી કબૂલ કરું છું કે એ ઢંઢેરો હિંદુ ધર્મનાં કરોડો માણસોનું કલ્યાણ સાધવામાં સાધનભૂત થશે, અને તેમનાં ઉન્નતિ ને જ્ઞાનને માટે માર્ગદર્શક જ્યોત તરીકે કામમાં આવશે.'

સ્વામી અળવનચેરી તંપુરક્કળ કેરળના બ્રાહ્મણોમાં સૌથી મોટા ધર્મગુરુ મનાતા. તેમણે અભિપ્રાય આપ્યો કે ત્રાવણકોરનો ઢંઢેરો હિંદુ ધર્મના આદર્શોનો જરા પણ વિરોધી નથી, અને તેનાથી વેદની કે શાસ્ત્રની આજ્ઞાઓનો કોઈ પણ રીતે ભંગ થતો નથી.

૧૯૩૮ના માર્ચમાં ઇંદોરના મહારાજા સાહેબે પોતાના રાજ્યનાં સર્વ સરકારી મન્દિરો હરિજનો માટે ખુલ્લાં જાહેર કર્યાં.

કેટલાંક મન્દિરોના ટ્રસ્ટીઓ પોતાને હસ્તક રહેલાં મંદિરો ઉઘાડવા માગે છે, પણ અદાલતોના ચુકાદા તેમને તેમ કરતાં રોકે છે, એવું જણાયાથી મુંબઈની ધારાસભાએ ૧૯૩૮માં મંદિરપ્રવેશને લગતો કાયદો પસાર કર્યો. તેમાં આવા પ્રગતિશીલ ટ્રસ્ટીઓને, તેઓ ઇચ્છે તો, મંદિરો ખુલ્લાં મૂકવાની પરવાનગી અપાઈ, અને એ રીતે કાયદાનું નડતર દૂર કરવામાં આવ્યું. આમ એકલા મુંબઈ શહેરમાં જ, ૧૯૩૯ સુધીમાં જે મંદિરો હરિજનો માટે ખુલેલાં જાહેર થયાં તેની યાદી આ પુસ્તકના પરિશિષ્ટમાં આપેલી છે.

૧૯૩૯ના જુલાઈમાં મદુરાનું પ્રસિદ્ધ મીનાક્ષીમંદિર ખૂલ્યું. દેશી રાજ્યો સિવાયના મુલકમાં ખુલ્લું થનાર એ પ્રથમ મોટું મંદિર હતું. એ પ્રસંગે ગાંધીજીએ લખ્યું :

'અસ્પૃશ્યતા સામેની જેહાદમાં તથા હરિજનો માટે મંદિરો ખુલ્લાં કરાવવાની ચળવળમાં આ એક અવ્વલ દરજ્જાની મજલ થઈ કહેવાય. ત્રાવણકોરમાં રાજ્યનાં મંદિરો ખુલ્લાં મૂકનારો ઢંઢેરો અલબત્ત એક મોટી મજલ હતી, પણ એ દાખલાની પાછળ તો મહારાજાની સરમુખત્યારીની બીના હતી. . . . મદુરાના પ્રખ્યાત મંદિરનું ખુલ્લું મુકાવું એના કરતાં પણ વધુ મહાન બીના એટલા સારુ છે કે પ્રજાના સંકલ્પબળનું એ શુભ ફળ છે. મીનાક્ષીમંદિરમાં જનારા ભક્તજનોમાં એ નિશ્ચયપૂર્વકનો મતપલટો સૂચવે છે. . . . આ મહામંદિરની પાછળ દક્ષિણનાં બીજાં અનેક પ્રખ્યાત મંદિરોની ભોગળો ભાંગશે અને તે હરિજનો માટે ખુલ્લાં મુકાશે, એવી આશા આપણે રાખીએ.' (હરિજનબંધુ, ૨૩-૭-'૩૯)

આ પછી બીજે જ મહિને, એટલે કે ૧૯૩૯ના ઑગસ્ટમાં, તંજાવરની વડીલ શાખાના રાજા અને તંજાવર મહેલ દેવસ્થાનોના વંશપરંપરાગત વાલી રાજાશ્રી રાજારામ રાજાસાહેબે તાંજોરના શ્રીબૃહદીશ્વરવાળા નામાંકિત મંદિર સુધ્ધાં, પોતાની દેખરેખ નીચેનાં, કુલ ૯૦ મંદિરો હરિજનોને સારુ ખુલ્લાં જાહેર કર્યાં.

મહાયુદ્ધનાં વરસો દરમ્યાન આ પ્રવૃત્તિ રોકાઈ ગયેલી, તે પાછી ગયે વરસે મહાસભાનું પ્રધાનમંડળ હોદ્દા પર આવ્યા બાદ ઘણા જ જોરથી ઊપડી છે. છેલ્લા એક વરસથી ભાગ્યે જ કોઈ મહિનો એવો ખાલી ગયો હશે જેમાં કોઈ ને કોઈ મોટાં મંદિરોમાં

હરિજનોને પ્રવેશ મળ્યાની ખબર ન આવી હોય. રામેશ્વર, શ્રીરંગમ, તિરૂપતિ એ તો જગતનાં પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ મંદિરોની બરાબરી કરી શકે એવાં ગણાય. ત્યાંથી આજે અસ્પૃશ્યતા ગઈ છે. દક્ષિણ ભારત, જે અસ્પૃશ્યતાનો મોટામાં મોટો ગઢ હતો, ત્યાં આ અદ્‌ભુત ક્રાન્તિ થવા પામી છે; અને ત્યાંથી અસ્પૃશ્યતાને કાયમનો દેશવટો મળ્યો છે.

આ મન્દિરો ખૂલવાથી ત્યાં શું કોઈ ઉત્પાત થવા પામ્યો છે? ત્યાં કંઈ આભ તૂટી પડ્યું છે? શું ભગવાનની મૂર્તિઓની પવિત્રતા નષ્ટ થવા પામી છે? શું ત્યાં જૂના પૂજારીઓ પૂજા નથી કરતા? શું ત્યાં લાખો યાત્રીઓ અગાઉ આવતા તેમાં કશો ઘટાડો થયો છે? એમાંનું કશુંયે ત્યાં થવા પામ્યું નથી. શંકર અને રામાનુજ, આળવારો ને નાયનારોના નિવાસથી એક કાળે પુનિત થયેલી એ ભૂમિ આજે ફરી પુનિત થઈ છે, અને સાચી તીર્થભૂમિ બની છે.

ગુજરાતમાં લુણાવાડાના મહારાણા સાહેબે ૧૯૪૬ના નવેંબર માસમાં તેમના રાજ્યમાંથી અસ્પૃશ્યતા નાબૂદ કરતું નીચે પ્રમાણેનું ફરમાન કાઢ્યું છે:

'આજની તારીખથી ઢેડ, ભંગી, ચમાર, વણકર વગેરે પછાત અને અસ્પૃશ્ય ગણાતી કોમના લોકો માટે ઑફિશિયલ તમામ લખાણમાં "હરિજન" શબ્દ વાપરવો. આ જ પ્રમાણે મ્યુનિસિપાલિટી તેમજ બીજી અર્ધસરકારી સંસ્થાઓએ પણ "હરિજન" શબ્દ વાપરવો. સરકારી તમામ શાળાઓ, સરકાર પાસેથી ગ્રાન્ટ મેળવતી તમામ શાળાઓ, તેમ જ સરકારની મંજૂરીથી ચાલતી શાળાઓ, અને સરકારી તમામ દવાખાનાંઓ આજની તારીખથી હરિજનો માટે ખુલ્લાં મૂકવામાં આવે છે. સર્વ સરકારી ઑફિસો તેમ જ અર્ધસરકારી ઑફિસો પણ દરેક રીતે હરિજનો માટે ખુલ્લી મૂકવામાં આવે છે. સાર્વજનિક કૂવાઓ, તળાવો, વાવો અને નાહવાધોવાનાં સ્થળો પણ હરિજનો માટે આજની તારીખથી ખુલ્લાં મૂકવામાં આવે છે. રાજ્યની મિલકત ગણાતાં તમામ મંદિરો — શ્રીલુણેશ્વર, શ્રીઅંબાજી, શ્રીરણછોડજી — અને ધાર્મિક સ્થળો પણ આજથી હરિજનો માટે ખુલ્લાં મૂકવામાં આવે છે. અમોને ઉમેદ છે કે અમારા વહાલા પ્રજાજનોનાં તમામ અંગો આ ફરમાનનું સંપૂર્ણપણે પાલન કરશે અને કરાવશે. (તા. ૩૦-૧૧-'૪૬).'

મહારાષ્ટ્રમાં ગયા ફેબ્રુઆરી સુધીમાં ખુલ્લાં જાહેર થયેલાં ૧૬૨ મંદિરોની યાદી મહારાષ્ટ્ર પ્રાન્તિક હરિજન સેવક સંઘ તરફથી પ્રસિદ્ધ થઈ છે. તે ઉપરાંત બીજાં ચાળીસેક મંદિરો પૂના જિલ્લામાં ગયા ફેબ્રુઆરીમાં શ્રી. સાને ગુરુજીએ કરેલા પ્રવાસ દરમ્યાન ઊઘડ્યાં છે. આ પ્રવાસમાં તેમણે કીર્તન, નાટક વગેરે અનેક સાધનો દ્વારા આ વિષયમાં લોકમત કેળવવાનું ઘણું સરસ કામ કર્યું હતું. ગયા મે મહિનામાં તેમણે પંઢરપુરનું વિઠ્ઠલમંદિર હરિજનો માટે ખુલ્લું મુકાવવા માટે ઉપવાસ આદર્યો. કેટલીયે વાટાઘાટ પછી મંદિરના બડવાઓ (સેવકો)એ મંદિર ખુલ્લું જાહેર કરવાનો ઠરાવ એકમતે કર્યો. કાયદા પ્રમાણે તેમણે આ ઠરાવની જાહેરાત અદાલત આગળ કરવી જોઈએ, તે તેમણે કરી છે. તેની સામે કોઈને વાંધો હોય તો તે વાંધો અદાલત આગળ નોંધાવી શકાય છે. બડવાઓએ તો પોતાને માટે જે કંઈ શક્ય હતું, તે બધું જ કર્યું છે. હવે, ખાસ કંઈ અડચણ નહીં આવે તો, ત્રણ માસની મુદત પૂરી થયે પંઢરપુરના એ પ્રસિદ્ધ મંદિરનાં દ્વાર હરિજનો માટે ખુલ્લાં મુકાશે. બડવાઓનો નિર્ણય જે દિવસે જાહેર થયો તે દિવસે — ૧૦મી મેએ લોકોએ જે અસાધારણ ઉત્સાહ દાખવ્યો, તે બતાવે છે કે લોકમત કઈ તરફ છે. આ પ્રસંગે વડી ધારાસભાના પ્રમુખ શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર ત્યાં હાજર હતા, અને તેમણે વાટાઘાટોમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમણે ૧૦મી મેના દેખાવનું વર્ણન કરતાં ‘મહાત્મા’ નામના મરાઠી માસિકના જુલાઈ ૧૯૪૭ના અંકમાં લખ્યું છે :

‘પછી રોજની પેઠે પ્રાર્થના થઈ. શ્રી. કાકાસાહેબ બરવે (મહારાષ્ટ્ર પ્રાન્તિક હરિજન સેવક સંઘના પ્રમુખ)એ ભેગા થયેલા લોકોને ઉદ્દેશીને પ્રસંગને છાજે એવું ભાષણ કર્યું. શ્રી. સાને ગુરુજીની નબળી પડી ગયેલી તબિયતને લીધે તેમણે કંઈ જ બોલવું નહીં એવી ડાકટરની સૂચના હોવાથી, તેમણે સાવ ધીમે અવાજે, આ બે મુદ્દા લોકોને જણાવવા મને કહ્યું: “(૧) જે કંઈ થયું તે બધું વિઠાઈ માની કૃપાથી થયું છે. હું માત્ર નિમિત્તરૂપ થયો છું. (૨) છસો વરસ પર મહારાષ્ટ્રના સંતોએ ચંદ્રભાગાનો રેતાળ પટ હરિજનો માટે ખુલ્લો કરાવી મોટું કામ કર્યું હતું. તેની જ પૂર્તિ

બડવાઓએ આજે મંદિર ઉઘાડીને કરી છે." પ્રાર્થના પૂરી કરી લોકોને ઘેર પહોંચતાં સાડાનવનો સુમાર થયો.

સાડાસાતને સુમારે જ ગામમાં ખબર ફેલાઈ હતી કે બડવાઓએ નિવેદન કરીને પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી છે, અને તે બધા કાગળ જિલ્લા કોર્ટ પાસે મોકલવાની ગોઠવણ થઈ છે. એટલે હવે સૌને ગુરુજીનો ઉપવાસ છૂટવાનો એ નક્કી હતું. તેથી રાતે ગામમાં જાહેર સભા ભરવાની જાહેરાત કરવામાં આવી હતી. સભાસ્થાને જતાં અમને ઘણું જ મોડું થયું. સભાનો એ દેખાવ યાદગાર હતો. બે કલાકની જાહેરાતમાં આશરે આઠ દસ હજાર શ્રોતાઓ ભેગા થયા હતા. એમાં વિશેષતા એ હતી કે લગભગ અડધી સંખ્યા બહેનોની હતી. અમે ગયા તે વખતે લોકો આસપાસ આતશબાજી કરીને પોતાના આનંદ અને ઉત્સાહ પ્રદર્શિત કરતા હતા. અસ્પૃશ્યતા-નિવારણ, મંદિરપ્રવેશ, અને તેને લગતું ગુરુજીનું કામ, એને વિષે જનતાના વિચાર ને તેના હૃદયની ભાવના કેવાં છે એ જાણવા માટે એ રાતની સભાનો દેખાવ પૂરતો હતો. સભા સવા વાગ્યા સુધી ચાલી. લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો.'

મંદિરોના વહીવટમાં ને તેની વ્યવસ્થામાં રાજ્ય આમ રસ લે એ આપણા દેશમાં નવી વસ્તુ નથી. રાજ્યને મંદિરો જોડે છેક પ્રાચીન કાળથી સીધો સંબંધ રહેલો છે. રાજ્યોએ મંદિરોને દાનથી પોષ્યાં છે, ને સમય આવ્યે તેમની રક્ષા કરી છે, તેમ તેના વહીવટ ઉપર પોતાનો અંકુશ પણ રાખેલો છે. કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' પરથી એમ જણાય છે કે રાજ્ય 'દેવતાધ્યક્ષ' (મન્દિરો પર દેખરેખ રાખનાર) નામનો એક અમલદાર નીમતું. આ અમલદારનું એક કામ એ રહેતું કે રાજ્યની તિજોરી ખાલી થાય ત્યારે મંદિરોમાંના બધા પૈસા લાવી રાજાને સોંપવા.[૨] રાજાઓ ભીડને પ્રસંગે એ ધનનો ઉપયોગ કરતા; ને સંભવ છે ભીડ મટ્યે મંદિરોને પૈસા પાછા પણ આપતા હશે. આમ પ્રજાનું આપેલું ધન જરૂર પડ્યે પ્રજાના ઉપયોગ માટે આપવાનો રિવાજ ઘણો જૂનો છે. રાજાએ આપેલા દાનપત્રમાં ફેરફાર કરવા, મંદિરમાં ચોરી કરવી, મંદિરની મિલકત પચાવી પાડવી, મંદિર ભાંગવું, વગેરે ગુના ગણાતા, ને તેને માટે સજા કરવાનો અધિકાર રાજાને હતો. 'આ વચનો બતાવે છે કે તે

વખતની સરકાર મંદિરોની મિલકત, તળાવ, કૂવા, વગેરે જે સ્થળો પ્રજાને અર્પણ થયાં હોય તેની રક્ષા કરતી; અને તેની બાબતમાં દેખરેખ રાખવાની તથા ભૂલ કે દોષ થતાં હોય તે સુધારવાની જે સત્તા એ સરકારને હતી તેનો ઉપયોગ તે કરતી.'[૩] છેક પ્રાચીન કાળથી (ઈ. સ. પૂર્વે ત્રીજા કે બીજા સૈકાથી) ધર્મસ્થાનોનો વહીવટ કરનારી સમિતિ ગોષ્ઠી નામે ઓળખાતી, ને તેના સભ્યો ગોષ્ઠિક કહેવાતા. સાંચીના શિલાલેખમાં 'બોધગોઠી' (બૌદ્ધ ગોષ્ઠી) નો નિર્દેશ છે. આબુના શિલાલેખમાં ધર્મસ્થાનનો વહીવટ કરનારી સમિતિના શ્રાવક સભ્યોનાં નામ આપેલાં છે, અને કહ્યું છે કે તેમણે તથા તેમના વંશજોએ સ્નાન, પૂજા વગેરેનો વિધિ હંમેશાં ચાલુ રખાવવો.[૪] કેટલાક શિલાલેખોમાં મંદિરના અધ્યક્ષને 'સ્થાનપતિ' કહેલો છે. મહાકોસલના સિરપુર ગામમાં ઈ. સ. ના ૮મા કે ૯મા સૈકાનો, મહાશિવગુપ્તનો, શિલાલેખ છે, તેમાં લખેલું છે કે જે માણસોને ધર્માર્થે મિલકત દાનમાં આપેલી છે તેમના પુત્રપૌત્રોને એ મિલકતના અમુક ભાગનો વારસો તો જ મળી શકે જો તેઓ સુપાત્ર હોય, અગ્નિહોત્ર રાખતા હોય, છ વેદાંગના અભ્યાસી હોય, દ્યૂત વેશ્યા વગેરેની લત વગરના હોય, અને નોકરી ન કરતા હોય. વળી લખ્યું છે કે જો ધર્માદાની મિલકતના વારસમાં આ ગુણો ન હોય અથવા તે અપુત્ર મરી જાય, તો તેનો ભાગ તેના કોઈ સુપાત્ર સગાને આપી શકાય; એ માણસ આવેડ ને વિદ્વાન હોવો જોઈએ, તેની પસંદગી માંહોમાંહે સમજૂતીથી કરી શકાય, ને તેને માટે રાજાનો ખાસ હુકમ મેળવવાની જરૂર નથી. આ છેલ્લી વાત કહેવી પડી, કેમ કે સાધારણ રીતે એવી બાબતોમાં રાજાનો હુકમ મેળવવો પડતો હશે. દેવસ્થાનોની જમીન યા બીજી મિલકતો માટે મંદિરના વહીવટદારો કે મૂળ માણસના વારસોમાં ઝઘડા પડે ત્યારે પૂનાની પેશવાઈ સરકાર વચ્ચે પડતી એમ બતાવનારા દાખલા નોંધાયેલા છે. ઈ. સ. ૧૭૪૪માં પેશવાએ ચિંચવડ સંસ્થાનની બાબતમાં ચુકાદો આપેલો; તેમાં એમ ઠરાવેલું કે મંદિરની અડધી મિલકત કેવળ પૂજાવિધિ ને ધર્માદાના કામ માટે અલગ રાખવી, ને

બાકીની અડધી મંદિરના મૂળ સ્થાપક શ્રી. મોરયા ગોસાવીના વારસોને વહેંચી આપવી. ઈ. સ. ૧૭૭૭–૭૮માં એવો જ ચુકાદો પેશવાએ સતારા જિલ્લાના એક દેવસ્થાનની બાબતમાં આપેલો. પરાણે ધર્માંતર કરાવાયેલા માણસોના દાખલા શિવાજી મહારાજ પાસે આવ્યા, ત્યારે એ માણસોને ફરી હિંદુ ધર્મમાં કેવી રીતે લેવા તેનો નિર્ણય કરવાનું કામ તેમણે પંડિતરાવ (ધર્મ ખાતાના પ્રધાન)ને સોંપેલું. આ બધા દાખલા વિગતો સહિત મહામહોપાધ્યાય કાણેએ ટાંકેલા છે.[5]

આ ઉપરાંત, મંદિરો ને દેવસ્થાનોના વહીવટમાં, રિવાજોમાં ને વિધિઓમાં રાજ્યે પોતાનું ધાર્યું કરાવ્યાના થોકબંધ દાખલા ભારતના ઇતિહાસમાં પડેલા છે. દાખલા તરીકે ત્રાવણકોરના મહારાજાએ દોઢ હજાર મંદિરો એકે સપાટે ખુલ્લાં મૂક્યાં એ કંઈ તેમનો પ્રથમ 'હસ્તક્ષેપ' ન હતો. એવો 'હસ્તક્ષેપ' તેઓ અગાઉથી કરતા જ આવેલા; અને એવો 'હસ્તક્ષેપ' કરીને તેમણે મન્દિરોના પૂજાવિધિમાં તથા ધાર્મિક રિવાજોમાં ફરક કરાવેલા. દાખલા તરીકે દેવીમંદિરોમાં થતો પ્રાણીવધ ૧૯૨૫માં બંધ કરાવ્યો; મંદિરોમાં દેવદાસીની અતિ હીન પ્રથા ચાલતી હતી તે ૧૯૩૧માં ખાસ હુકમ કાઢીને બંધ કરાવી; કેટલાંક મંદિરોમાં ઉત્સવ વખતે બીભત્સ ગીતો ગાવાનો રિવાજ હતો તે ૧૯૨૭માં ફરમાન કાઢીને બંધ કરાવ્યો; ચક્કળ નાયર નામની કોમને ઘણાં મંદિરોમાં પ્રવેશની મનાઈ હતી તે મહારાજાએ ૧૯૧૮માં રદ કરી એ કોમને મંદિરપ્રવેશનો હક આપ્યો; દરિયાપારની મુસાફરી કરનારને મંદિરપ્રવેશની છૂટ નહોતી (દા. ત. ગાંધીજી ૧૯૨૫માં ત્રાવણકોર ગયા ત્યારે તેઓ — વિલાયત જઈ આવેલા હોવાને કારણે — કન્યાકુમારીના મંદિરમાં જઈ શકયા નહોતા), તે રિવાજ રાજ્યે બંધ પાડ્યો; કેટલીક જગાએ (દા. ત. વાઇકમમાં) મંદિર નજીકના રસ્તાઓ પર હરિજનોને જવાની મનાઈ હતી, તે મનાઈ રદ કરી; મંદિરોનો વહીવટ સીધી રીતે પોતાના હાથમાં લીધો, ને મંદિરોની મિલકત ઉપરથી સંચાલકોની સુવાંગ

માલિકી રદ કરી. આ બધી મંદિરપ્રવેશના ઢંઢેરા પહેલાંની વાતો. મંદિરપ્રવેશના ઢંઢેરાએ તો એ બધા પર કળશ ચડાવ્યો.

મૈસુર રાજ્યના દસ્તાવેજોમાં ટિપુ સુલતાને ઈ. સ. ૧૭૯૦–૧માં તેના અમલદારને લખેલો એક પરિપત્ર સચવાયેલો મળ્યો છે. તેમાં લખ્યું છે: 'મંદિરો તમારા વહીવટ નીચે છે. તેથી તમારે એટલી કાળજી રાખવી જોઈએ કે સરકાર તરફથી મળતી મદદમાંથી દેવોનું નૈવેદ્ય ને મંદિરની રોશની કહ્યા પ્રમાણે બરાબર થાય.' એથી લગભગ બે હજાર વર્ષ પહેલાં અશોકે આવી રીતે બૌદ્ધ ધર્મના કામમાં 'હસ્તક્ષેપ' કર્યાની નોંધ ઇતિહાસમાં છે. બૌદ્ધ સંઘમાં ઘૂસી ગયેલા ૬૦ હજાર પાખંડી ભિક્ષુઓને રાજાએ સંઘ બહાર કાઢી મૂક્યા, ને ઘણા વખતથી બંધ રહેલો ઉપોસથ ઊજવાયો. લંકાના ઇતિહાસમાં તિસ્સ નામના સ્થવિર સામે ગંભીરમાં ગંભીર આરોપો હતા. તે વેળાના રાજા મહાસેનની મરજી વિરુદ્ધ જઈને પણ તેના પ્રધાને તિસ્સને સંઘ બહાર કર્યો. આ હકીકતો 'મહાવંશ' નામના બૌદ્ધ ગ્રન્થમાં આપેલી છે.

ધર્મને અંગે ચાલતા રિવાજોમાં ફેરફારો સામાન્ય રીતે લોકમત બદલાય તેમ તેમ થાય છે. એમાં રાજ્યની દખલ ન જોઈતી હોય, તો લોકમતને પોતાનું કામ કરવા દેવું જોઈએ ને તેને યોગ્ય પ્રમાણમાં માન આપવું જોઈએ. આ ધોરણે આપણા અનેક ધાર્મિક ને સામાજિક રિવાજો સેંકડો વરસથી વખતોવખત બદલાતા આવ્યા છે. પણ અંગ્રેજી રાજ્ય થયા પછી આ રીતે ફેરફાર થતા અદાલતોએ બંધ કરાવ્યા. કેટલાક સંચાલકોએ મંદિરો હરિજનો માટે ખોલ્યાં, તેમની સામે મંદિરપ્રવેશના વિરોધી પક્ષે, પ્રીવી કાઉન્સીલ સુધી લડીને, એવા ચુકાદા મેળવ્યા કે મંદિરોના ચાલતા આવેલા રિવાજમાં ફેરફાર કરાય નહીં. પ્રજાના દસ હજાર માણસમાંથી ૯,૯૯૯ ઇચ્છે કે હરિજનોને મંદિરપ્રવેશ આપવો છે, પણ એક માણસ જો ન ઇચ્છે, તો તે ફેરફાર ન કરી શકાય! આ ધોરણે દુનિયામાં કદી કામ ચાલ્યું નથી. વળી આમાં જોવા જેવું તો એ છે કે અંગ્રેજી રાજ્ય થયા પછી મંદિરોને અંગે રાજ્યની તથા અદાલતની 'દખલ'

નોતરવામાં મંદિરવિરોધી પક્ષે જ પહેલ કરી છે. આપણને અનુકૂળ હોય તે બાબતમાં રાજ્યની ને કાયદાની 'દખલ' માગવી, ને આપણને પ્રતિકૂળ હોય તે બાબતમાં રાજ્યની ને કાયદાની 'દખલ' સામે ફરિયાદ કરવી, એ બે વાતો એકસાથે કરવી વાજબી ગણાય ખરી? અંગ્રેજી અમલ દરમ્યાન પણ સરકાર અને ધારાસભાએ સતી તથા બાળ-વિવાહના પ્રતિબંધ, તથા દેવસ્થાનોના વહીવટને અંગે અનેક કાયદા કરેલા છે. મદ્રાસ પ્રાંતમાં તો દેવસ્થાનોના વહીવટ ઉપર સરકારનો પાકો અંકુશ છે, ને તેને અંગે સરકારે એક ખાસ ખાતું વરસો થયાં કાઢેલું છે. વળી આપણાં અનેક પ્રસિદ્ધ મંદિરોની મિલકતને અંગે વરસોનાં વરસ સુધી અદાલતોમાં દાવા ચાલ્યા છે, ને તેમાં આપણા અનેક જાણીતા ધર્માચાર્યો પક્ષકાર બનેલા છે. એક જ ગાદી માટે હક કરનારા જુદા જુદા આચાર્યો અદાલતોમાં ઊતર્યા છે; અને હિંદુઓના સંન્યાસીઓએ એ પદ માટેની પોતાની વ્યક્તિગત યોગ્યતાના પુરાવા અહિંદુ ન્યાયાધીશો સમક્ષ રજૂ કરવામાં બાધ માન્યો નથી. કેટલીક જગાએ — દા. ત. ડાકોરના રણછોડજીના મંદિરમાં — ભગવાનને જુદે જુદે પ્રસંગે નૈવેદ્યમાં કઈ કઈ ચીજો કેટલા પ્રમાણમાં ધરાવવી તેની વિગતો પણ હાઈકોર્ટે ઠરાવી આપેલી છે, ને તે પ્રમાણે વર્તવા મંદિરના વહીવટદારો બંધાયેલા છે. આ બધી વિગતોનો આપણે સહુએ શાંત ચિત્તે વિચાર કરી જોવો ઘટે છે.

## ટિપ્પણો

૧. વૈદ્યનાથ આયર: 'હરિજન', ૪-૬-'૩૮.

२. देवताध्यक्षो दुर्गराष्ट्रदेवतानां यथास्वमेकस्थं कोशं कुर्यात् । तथैव चाहरेत् । કૌટિલીય અર્થશાસ્ત્ર ५; २.

૩. કાણે: 'હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર', વૉ. ૨, પૃ. ૯૧૨.

४. अत्र च धर्मस्थाने कृतश्रावकगोष्ठिकानां नामानि यथा । . . . एतदीयसन्तानपरम्परया च एतस्मिन् धर्मस्थाने सकलमपि स्नपनपूजासारादिकं सदैव करणीयं निर्वाहणीयं च ।

આબુનો શિલાલેખ

૫. કાણે: એજન, પૃ. ૯૧૦-૪.

## ૨૬

# ઉપસંહાર

આપણે જે આલોચના કરવા ધારી હતી તે પૂરી થઈ. એમાંથી ફલિત થતા મુખ્ય નિર્ણયો ફરી ટૂંકામાં જોઈ જઈએ.

૧. વેદકાળમાં અસ્પૃશ્યતા નહોતી. મેલા માણસોને તે મેલા હોય ત્યાં સુધી ન અડવાની વાત તેમાં કહી હશે, પણ કોઈ જાતિ અસ્પૃશ્ય ન હતી. ચાંડાલ હલકો, પણ શૂદ્રની કોટિનો જ, ગણાતો.

૨. વર્ણો ચાર જ છે, પાંચમો વર્ણ નથી. 'પંચમ' શબ્દનો અર્થ પાંચમો વર્ણ નથી. તેથી ચાંડાલ વગેરે સહુનો સમાવેશ શૂદ્રમાં થાય છે.

૩. શૂદ્રને સામાન્ય રીતે વેદાભ્યાસનો અધિકાર નહોતો. પણ તેમાંયે અપવાદો હતા. કેટલાક યજ્ઞો શૂદ્રો કરી શકતા. શૂદ્રો અને ઇતર વર્ણોના મિશ્ર વિવાહ થતા. ભીષ્મે કહેલું કે બીજા ત્રણ વર્ણો પણ બ્રાહ્મણની સંતતિ હોવાથી બ્રાહ્મણ જ છે; અને મહર્ષિ વ્યાસે કહેલું કે બીજા વર્ણોની પેઠે શૂદ્રને પણ વેદ ભણવાનો અધિકાર હોવો જોઈએ.

૪. વર્ણવ્યવસ્થામાં આચાર ઉપર ઘણો ભાર દેવાતો. શૂદ્રો સદાચાર ને સંસ્કારથી બ્રાહ્મણ થઈ શકતા. બ્રાહ્મણો દુરાચારી બને તો શૂદ્ર થઈ જતા. જાતિના ઉત્કર્ષ અને અપકર્ષના આ સિદ્ધાન્તનો આગળ જતાં લોપ થવાથી વર્ણે જાતિનું રૂપ ધારણ કર્યું; તેને લીધે, વર્ણવ્યવસ્થાથી જે લાભ થવો જોઈતો હતો તે પૂરેપૂરો ન થવા પામ્યો, ને એની અંદર જે કંઈ સારું તત્ત્વ હતું તે ઢંકાઈ ગયું.

૫. સ્મૃતિગ્રન્થોમાં જે અસ્પૃશ્ય જાતિઓ ને વર્ગો ગણાવ્યાં છે તેમાં કશો નિયમ કે મેળ રહ્યો નથી. એ ગ્રન્થોમાં આપેલાં,

અસ્પૃશ્યતાને લગતાં, બધાં વચનો ભેગાં કરીએ, તો હિંદુ સમાજમાં કોઈ માણસ એવો ન નીકળે જે એક યા બીજા શાસ્ત્રવચન અનુસાર અસ્પૃશ્ય ન ગણાય. એટલે આપણે જો શાસ્ત્રોને અનુસરવા માગતા હોઈએ, તો આપણે બધા અસ્પૃશ્ય છીએ, ને આપણે એકબીજાને ન જ અડવું જોઈએ. પણ આપણા સમાજે આ બાબતમાં શાસ્ત્રોને ગણકાર્યાં નથી; અને શાસ્ત્રોમાં અસ્પૃશ્ય ગણાવેલી અનેક જાતિઓને સ્પૃશ્ય બનાવી છે. જે નિયમ અનુસાર કેટલીક જાતિઓ અસ્પૃશ્ય મટીને સ્પૃશ્ય થઈ, તે જ નિયમ અનુસાર બાકીની બીજી જાતિઓને સ્પૃશ્ય ગણવામાં બાધ ન હોવો જોઈએ. જન્મચાંડાલ પણ અમુક ક્રિયાથી અથવા વૈષ્ણવ કે શૈવ સંપ્રદાયમાં દાખલ થવાથી શુદ્ધ થઈ અસ્પૃશ્ય મટી જાય છે, એમ શાસ્ત્રોમાં જ બતાવ્યું છે.

૬. રામાયણ, મહાભારત, ગીતા, ભક્તિસૂત્રો, ને ભાગવત એમાંથી એકેમાં કોઈ પણ જાતિ અસ્પૃશ્ય નથી. એ જાતની અસ્પૃશ્યતાનો વિચાર જ એ ગ્રન્થોમાં નથી, એમ બતાવનારા પુષ્કળ પુરાવા એની અંદર પડેલા છે. નિષાદ, ચાંડાલ વગેરે સ્પૃશ્ય હતા. એમને હલકા ગણવા સામે પણ ભાગવત પુરાણે ને ભાગવત ધર્મે બળવાનો પોકાર ઉઠાવેલો. ભાગવતધર્મનો આખો ઝોક જ ઊંચનીચપણું ભૂંસવા તરફ છે. ઈશ્વરની નજરમાં કોઈ ઊંચનીચ ન હોઈ શકે. ભક્તિ કરવાનો અધિકાર માણસમાત્રને છે.

૭. જે સ્મૃતિગ્રન્થોએ અસ્પૃશ્યતા બતાવી છે તે જ ગ્રન્થોએ તેમાં કરવાના અગત્યના અપવાદ પણ બતાવ્યા છે. યાત્રા અને દેવમંદિરમાં આભડછેટ પાળવાનો સ્પષ્ટ નિષેધ છે. દેવમંદિરમાં આભડછેટ હોઈ શકે જ નહીં. ત્યાં કોઈ માણસને અસ્પૃશ્ય માનવું એ પાપ છે. વહેવારમાં ઘણી જગાએ આભડછેટને ઊંચી મુકાય છે, એમ આજે પણ જોવામાં આવે છે. એ તો સગવડિયો ધર્મ થયો. આપણે જો શાસ્ત્રોને અનુસરનારા હોઈએ, તો શાસ્ત્રનાં સર્વ વચનોને, સર્વ કાળે, ને સર્વ સ્થળે અનુસરવું જોઈએ. આપણી સગવડે શાસ્ત્રોને અનુસરીએ ને સગવડ ન હોય ત્યાં શાસ્ત્રોને ઊંચાં મૂકીએ, તો આપણાથી શાસ્ત્રનું નામ આગળ કરીને દલીલ કરી ન શકાય.

૮. હરિજનોને પૂજાની અને મંદિરપ્રવેશની સ્પષ્ટ પરવાનગી આપનારાં શાસ્ત્રવચનો થોકબંધ છે. हरिजनोंने मंदिरोमां पेसवा न देवा, ने तेमने पूजा करतां रोकवा, ए वात ज शास्त्र विरुद्ध छे. आजे तो शास्त्रवचनोनो छडेचोक भंग थई रह्यो छे. हरिजनोंने मंदिरप्रवेश आपवो एमां शास्त्रोनो भंग नथी, एटलुं ज नहीं पण एमां तो शास्त्रोनो खरो अमल करवानो छे. शास्त्रोनो अनादर थयानी फरियाद तो हरिजनो (अन्त्यजो) करी शके एम छे.

૯. શાસ્ત્ર નામે ઓળખાતા ગ્રંથોમાં આપેલાં વચનો પ્રમાણે તો આપણે એકેએક જણ 'ચાંડાલ' છીએ. મંદિરના પૂજારી પણ 'ચાંડાલ' છે, ને તેમને અડીને સવસ્ત્ર સ્નાન કરવાનું કહેલું છે. આ બધાં શાસ્ત્રવચનોને અનુસરીએ, તો મંદિરમાત્રને તાળાં દેવાનો જ વખત આવે.

૮. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, ચૈતન્ય, શૈવ આચાર્યો ને સંતો, જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ આદિ મહારાષ્ટ્રી સંતો, અને ભારતના ઇતર સાધુસંતોએ આજે પળાય છે તે પ્રકારની અસ્પૃશ્યતાનો સ્પષ્ટ વિરોધ કરેલો છે. એ વાતના ઢગલાબંધ પુરાવા પાછલાં પાનાંમાં આપ્યા છે. ચાંડાલ જન્મ્યો તે જિંદગીભર ચાંડાલ જ રહે એવી વાત તો સ્મૃતિઓમાં પણ નથી. ચાંડાલોની અસ્પૃશ્યતા એ જ જન્મે દૂર થયાના કેટલાયે દાખલા નોંધાયેલા છે.

૯. અરુંધતી, તિરુપ્પાણ આળવાર, નંદ, કનકદાસ, જ્ઞાનેશ્વર, ચોખામેળા આદિ અનેક 'અન્ત્યજો'નાં નામ દઈને આપણે આજે પણ પવિત્ર થઈએ છીએ. તિરુપ્પાણ અને નંદ જેવા અન્ત્યજ સંતોની તો મૂર્તિઓ પણ સેંકડો વરસથી દક્ષિણનાં વૈષ્ણવ અને શૈવ મંદિરોમાં પૂજાતી આવી છે. ભક્તિમાર્ગના આચાર્યો ને સાધુસંતોએ ફરીફરીને કહ્યું છે કે ભક્તિમાર્ગમાં, ને ઇશ્વરના ધામમાં, જાતિ જાતિ વચ્ચે ભેદ નથી; ને અહીં ઇશ્વરનાં સહુ બાળકો સરખાં છે. ત્યાં દુરાચારી તે ચાંડાલ, ને સદાચારી તે બ્રાહ્મણ, છે.

૧૦. પુષ્ટિમાર્ગ અને સ્વામીનારાયણ સંપ્રદાયમાં તો, મૂળ સંસ્થાપકોનાં વચનો અનુસાર, વિશેષે કરીને અસ્પૃશ્યતાને તથા મંદિરપ્રવેશના નિષેધને સ્થાન નથી.

૧૧. જૈન અને બૌદ્ધ ધર્મ જન્મથી નહીં પણ કર્મથી જાતિ માનનારા છે. એટલે જૈનો જો કોઈને જન્મથી ચાંડાલ ને અસ્પૃશ્ય માને, તો તે જૈન ધર્મના મૂળ સિદ્ધાન્તથી વિરુદ્ધ ગણાય.

૧૨. અસ્પૃશ્યતા ઈશ્વરે સરજેલી નથી, પણ માનવીની સરજેલી છે; અને રાજ્યના અમલદારો મનમાં આવે તેને અસ્પૃશ્ય બનાવે છે, ને અસ્પૃશ્યોમાંથી મનમાં આવે તેને પાછા સ્પૃશ્ય વર્ગમાં નાખે છે; એ જોવા માટે વસ્તીપત્રકો જોવાની જરૂર છે. આમ અસ્પૃશ્યતા વધારવા ને કાયમ કરવામાં રાજ્યકર્તાઓએ પણ ઠીકઠીક ફાળો આપ્યો છે.

૧૩. અસ્પૃશ્યતા નાબૂદ કરવાની ગંભીર પ્રતિજ્ઞા હિંદુ સમાજના આગેવાનોએ આજે પંદર વરસથી કરેલી છે. એ પ્રતિજ્ઞામાં મંદિર-પ્રવેશનો પણ સમાવેશ થાય છે. એ પ્રતિજ્ઞા અનુસાર ત્રાવણકોરમાં તથા દક્ષિણ ભારતમાં બીજે, તેમ જ દેશના બીજા પણ જુદા જુદા ભાગોમાં, સેંકડો મંદિરો હરિજનો માટે ખુલ્લાં થયેલાં છે. એમાંનાં કેટલાંક મંદિરો તો આખા ભારતમાં પ્રસિદ્ધ હોઈ મોટામાં મોટાં તીર્થોમાં તેમની ગણના થાય છે. એ મંદિરોમાં હરિજનોને પ્રવેશ અપાયો એને લીધે નથી પૂજારીઓએ વિરોધ કર્યો, નથી મંદિરોમાં જનારાંની સંખ્યામાં ઘટાડો થયો, નથી હરિજનોએ એ છૂટનો દુરુપયોગ કર્યાની ફરિયાદ થઈ, કે નથી બીજો કશો ઉત્પાત થવા પામ્યો.

૧૪. મંદિરોના વહીવટ અને રીતરિવાજ ઉપર રાજસત્તા હંમેશાં અંકુશ રાખતી આવી છે, એમ બતાવનારા પુષ્કળ ઐતિહાસિક પુરાવા છે. માણસને પોતાના ઘરમાં ગમે તે રીતે વર્તવાની છૂટ છે. મર્યાદા એટલી કે એનાથી બીજા માણસોની એવી જ છૂટમાં દખલ ન થવી જોઈએ. પણ સાર્વજનિક સ્થળો —જેના પર સમાજની માલિકી છે, જેને સમાજ તરફથી કોઈ પણ

રીતે આવક થાય છે, જેનો નિર્વાહ સમાજને પૈસે થાય છે, ને જેમાં સમાજના અમુક સમૂહોને જવાની છૂટ છે — તે સ્થળોમાં પ્રવેશ કરતાં કે તેનો ઉપયોગ કરતાં માણસોને રોકવાની છૂટ કોઈને નથી, હોઈ ન શકે. જળાશયો, ધર્મશાળાઓ વગેરેનો ઉપયોગ કરતાં કોઈને પણ રોકનાર માણસોને આપણાં શાસ્ત્રોએ 'મ્લેચ્છ' કહ્યા છે.

આમ આજે જે ચાલે છે તે શાસ્ત્ર નથી પણ રૂઢિ છે. ધર્મના ક્ષેત્રમાં પણ આવી રૂઢિઓ આપણે ત્યાં હંમેશાં બદલાતી આવી છે; ને આપણી પોતાની નજર આગળ પણ ઘણી બદલાઈ ગઈ, એ વાતની તો ભાગ્યે જ કોઈ ના પાડશે. ધર્મમાં કશું નવું ડગલું ભરવું એ જ જો પાપ હોત, તો તેમાં નવા નવા સંપ્રદાય ઊભા થાત શા સારુ? એ સર્વ સંપ્રદાયોના સ્થાપકોએ કંઈક તો ચીલા નવા પાડ્યા જ છે.

ખરું જોતાં હિંદુ ધર્મે તો રૂઢિઓના આવા પરિવર્તનને ચોકસ માન્યતા આપી છે. મનુએ કહ્યું છે: 'કૃતયુગમાં માણસોના ધર્મ જુદા, ત્રેતા ને દ્વાપરમાં જુદા, અને કલિયુગમાં જુદા. આમ યુગ બદલાય તે પ્રમાણે ધર્મો પણ બદલાય છે.'[1] રૂઢિઓ ને આચારો વખતોવખત બદલાતાં ન હોત, તો જુદી જુદી અનેક સ્મૃતિઓ પણ શા સારુ થવા પામત? વૃદ્ધ યાજ્ઞવલ્ક્ય કહે છે કે 'સ્મૃતિઓ લખનારા અગાઉ ઘણા થઈ ગયા છે, ને ઘણા હજુ હવે પછી થશે.'[2] શંકરસ્મૃતિ કહે છે: 'ધર્મનાં પ્રમાણોમાં દરેક યુગે, યુગબળને લીધે, પલટો થાય છે. તેમ તે પ્રમાણો દરેક દેશમાં જુદાં જુદાં હોય છે.'[3] મનુસ્મૃતિના ભાષ્યકાર મેધાતિથિએ કહ્યું કે આવા જ્ઞાની ને સદાચારી મનુએ સ્મૃતિ બનાવી એટલા માટે તે પ્રમાણભૂત મનાઈ. 'આજે જો કોઈ આવા ગુણવાળો માણસ આવા જ હેતુથી ગ્રન્થ રચે, તો તેની પછીના માણસોને માટે તે મનુ વગેરે જેવો પ્રમાણભૂત થઈ પડે.'[4]

ધર્મમાં બે અંગ છે. એક અંગ તે શાશ્વત સનાતન સિદ્ધાન્તો. એવા સિદ્ધાન્તો — સત્ય, દયા, અસ્તેય, ઇન્દ્રિયનિગ્રહ આદિ — સર્વ દેશમાં, સર્વ ધર્મમાં, ને સર્વ કાળમાં લાગુ પડે છે. બીજું

અંગ તે બાહ્ય વિધિ, આચાર, રૂઢિ વગેરેને લગતા નિયમો છે. આ ધર્મનું ગૌણ અંગ છે, ને તેમાં સમય અનુસાર ફેરફાર થયાં જ કરે છે.

વળી આપણે જે પ્રશ્નની વાત કરીએ છીએ તેમાં તો ભૂલ સુધારવાની વાત છે, રૂઢિને છોડી શાસ્ત્રને અનુસરવાની વાત છે. આટલા કાળ શાસ્ત્રને ન અનુસર્યા ને હવે કેમ અનુસરીએ, એવી દલીલ કંઈ સુજ્ઞ માણસ કરે? 'જાગ્યા ત્યાંથી સવાર.' દક્ષિણ ભારતના બ્રાહ્મણોમાં કંઈ આચારની કડકાઈ થોડી હતી? પણ અસ્પૃશ્યતાના પાલનમાં ભૂલ છે એમ દેખાતાં તેમણે જૂનો રસ્તો છોડી નવો લીધો જ કેની!

આજે રૂઢિ આપણી પીઠ પર સવાર થઈ બેઠી છે એ ખરું છે. પણ એ રૂઢિને આપણે પીઠ પરથી ઉતારવી જોઈએ. હિંદુ ધર્મ કદી રૂઢિનો દાસ બન્યો નથી. 'વિચાર લો કે આચાર, એકેની બાબતમાં એકરૂપ, સ્થિરસ્થાવર, અચલાયતન હિંદુ ધર્મ જેવી કોઈ ચીજ કદી હસ્તીમાં હતી જ નહીં.... તેના ગત ઇતિહાસ પરથી આપણને એમ માનવાને પ્રોત્સાહન મળે છે કે વિચારના ક્ષેત્રમાં કે ઇતિહાસના ક્ષેત્રમાં, ભવિષ્યમાં કંઈ પણ ભીડનો પ્રસંગ ઊભો થશે તો હિંદુ ધર્મ તેને પહોંચી વળવાનું સામર્થ્ય ધરાવે છે.'[૫] કુદરતમાં દર વરસે વસંતઋતુમાં શું બને છે તે જુઓ. આખી વનસ્પતિસૃષ્ટિ જૂનાં પાંદડાંનો લેબાસ તજી નવાં ધારણ કરે છે. આ ક્રિયા ધર્મમાં પણ ચાલવી જોઈએ. અનેક કુરૂઢિઓ ધર્મમાં ઘૂસી જાય છે. તેને કાઢવાનું સામર્થ્ય દરેક ધર્મે કેળવવું જોઈએ. મૂળ પ્રાણનું સંગોપન કરી બાહ્ય કલેવરમાં ફેરફાર કરવાની શક્તિ તેનામાં આવવી જોઈએ. આવો ધર્મ જ સનાતન ધર્મ બની શકે છે. જે ધર્મો પોતાના સ્વરૂપનાં શોધન અને પરિષ્કાર નથી કરતા, જૂનો કચરો અવારનવાર ફેંકી નથી દેતા તે અવનતિ, ને કયારેક નાશ પણ, પામે છે. 'અવનતિ પામતા સર્વ ધર્મોનું લક્ષણ એ છે કે તેઓ કશું ભૂલતા નથી ને કશું ફેંકી દેતા નથી. પરિણામ એ આવે છે કે જુગજૂની, ને ઘણીવાર એકબીજાની વિરોધી એવી, પ્રણાલિકાઓના ઢગ જામી જવાથી એ

ધર્મો ગૂંગળાઈ જાય છે. નિષ્પ્રાણ થઈ ગયેલી રૂઢિઓ ને જડ બની ગયેલા ધર્મસિદ્ધાન્તોને વાળીઝૂડીને ફેંકી દેવાં, અને ફિલસૂફી, નીતિધર્મ અને તત્ત્વાનુભવમાં જેમ જેમ પ્રગતિ થતી જાય તેમ તેમ ધર્મનાં તત્ત્વો ને રૂઢિઓને નવેસર ગોઠવતા રહેવું — એનાથી ધર્મનું તેજ જેટલું સચવાય છે ને વધે છે તેટલું બીજા કશાથી સચવાતું ને વધતું નથી.'[૬]

વળી ધર્મવેત્તાઓએ આપણને સંસારમાં રહેલાને એમ નથી કહ્યું કે 'અમે ઉપદેશેલો ધર્મ તે તો એકલા ભગવાનને અથવા કેવળ સાધુસંન્યાસીને આચરવાનો છે, અને તમે સંસારીઓ તો સદા કાદવ જ ખૂંદ્યાં કરજો.' અને છતાં આપણે ફરીફરી સાંભળીએ છીએ કે 'એ તો ભગવાન હતા તેમણે આમ કર્યું, એ તો સંન્યાસી હતા તેમણે આમ કર્યું, એ તો દયાળુ હતા તેથી આમ કર્યું.' આ દલીલને હિંદુ ધર્મમાં સ્થાન કેમ હોઈ શકે? ભગવાને તો ગીતામાં કહ્યું: 'અગાઉ થઈ ગયેલા પૂર્વજોએ જેમ કર્મ કર્યું તેમ તું પણ કર્મ જ કર.'[૭] અર્થાત્ તેમના દૃષ્ટાન્તનું અનુકરણ કર. વળી કહ્યું: 'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરે છે તે જ ઇતર અર્થાત્ સામાન્ય લોકો કરે છે, તે જેને પ્રમાણ બનાવે છે તેને લોકો અનુસરે છે.'[૮] મનુએ કહ્યું: 'વિદ્વાન, સંત, અને રાગદ્વેષરહિત પુરુષોએ જેનું હંમેશાં આચરણ કર્યું છે, અને જેને તેમણે હૃદયથી કબૂલ રાખ્યો છે, તે ધર્મને તમે જાણો.'[૯] વળી 'આખો વેદ, તે જાણનારાઓની સ્મૃતિ ને તેમનું શીલ, તથા સાધુસંતોનું આચરણ, અને આત્માનો સન્તોષ, એટલાં ધર્મ જાણવાનાં સાધન છે.'[૧૦] અહીં પણ સજ્જનો, વિદ્વાનો ને સાધુસંતોએ આચરેલા ધર્મને અનુસરવાનું કહેલું છે. વળી તેમણે અમુક વસ્તુ આપણને કરવાની કહી તેનું શું? ભાગવતે કહ્યું: 'અહિંસા, સત્ય, અસ્તેય, અકામ, અક્રોધ, અલોભ, અને ભૂતમાત્રનું પ્રિય તથા હિત ઇચ્છવું તે — આ ધર્મ સર્વ વર્ણોને માટે છે.'[૧૧] રામાનુજ, વલ્લભ, ચૈતન્ય, સહજાનંદ વગેરે મહાપુરુષોએ કરેલો ધર્મોપદેશ સંસારી ગૃહસ્થોને માટે નથી, એવું આપણે માન્યું નથી; નહીં તો આપણે તેમનાં વચનામૃતોનું

અધ્યયન સેંકડો વરસથી ચાલુ ન રાખ્યું હોત. રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનન્દ, તિલક, રવીન્દ્રનાથ, માલવીયજી, ગાંધીજી, આનંદશંકર, ભગવાનદાસ, રાધાકૃષ્ણન — આમના કરતાં વધારે પવિત્ર, પુણ્યશાળી, ને વિદ્વાન પુરુષો બીજા કયા આપણા ધર્મે અર્વાચીન યુગમાં ઉત્પન્ન કર્યાં છે? એને માટે તો આપણે હિંદુ તરીકે ગર્વ લઈએ છીએ. એ સહુએ એકે અવાજે કહ્યું છે કે 'આ અસ્પૃશ્યતા જવી જ જોઈએ.'

૧૯૩૨માં હિંદુ ધર્મ અને સમાજના ટુકડા થવા બેઠા હતા ત્યારે ગાંધીજીએ પોતાનો દેહ હોડમાં મૂક્યો. પરિણામે હિંદુ ધર્મ એ અંગવિચ્છેદમાંથી ઊગરી ગયો. ગાંધીજીએ કહ્યું: 'જો અસ્પૃશ્યતા જીવે તો હિંદુ ધર્મ મરી જશે, અને જો હિંદુ ધર્મને જીવવું હોય તો અસ્પૃશ્યતાને મરવું પડશે.'[૧૨] તે જ વખતે હિંદુ સમાજના આગેવાનોએ પ્રતિજ્ઞા કરી કે અસ્પૃશ્યતાનો નાશ થવો જ જોઈએ. તે વેળા ગાંધીજીએ લખ્યું: 'એ પ્રતિજ્ઞાનું પાલન પ્રતિક્ષણ થયાં જ કરશે એ વિશ્વાસે મેં ઉપવાસ છોડ્યો. એ પાલન કરવામાં મારો દેહ સુથીરૂપે હતો અને આજે છે.'[૧૩] આજે જ્યારે હિંદુ સમાજને માથે ફરી સંકટ તોળાઈ રહેલું છે ત્યારે તેમણે ફરી આપણને ચેતવણી આપી છે.

આજે હિંદુ સમાજના ઘણા જ મોટા ભાગના મતથી જે સભ્યો પ્રાન્તિક ધારાસભાઓમાં ગયેલા છે તેમણે ચૂંટીને મોકલેલા, લોકપ્રતિનિધિ સભાના, સભ્યોએ એકમતે ઠરાવ કર્યો છે કે દેશના ભાવિ રાજ્યબંધારણમાં અસ્પૃશ્યતાને કોઈ પણ રૂપમાં માન્યતા નહીં આપવામાં આવે. બહુજનસમાજે એ હાકલને ફરી ઝીલી લીધી છે, એનો જીવતોજાગતો પુરાવો દક્ષિણ ભારતે હજુ હમણાં જ આપ્યો છે.

આપણા ધર્મને સારુ આ શુભ ચિહ્ન છે. 'કેટલાંક સૈકાંના લાંબા શિયાળા પછી આપણે હિંદુ ધર્મની અનેક નવસર્જનભરી વસંતોમાંની એક આજે આપણી નજર આગળ ખીલતી જોઈ રહ્યા છીએ. આપણા પ્રાચીન ધર્મને આપણે નવી આંખે જોવા લાગ્યા

છીએ. આપણને લાગે છે કે આપણો સમાજ ડામાડોળ સ્થિતિમાં પડ્યો છે. ઘણી ઘીચ ઝાડી એવી જામી ગઈ છે જે સુકાઈ કે સડી ગઈ છે ને તેથી જેની સફાઈ થવાની જરૂર છે. હિંદુ આચારવિચારના નેતાઓનાં મનની પાકી ખાતરી થઈ છે કે આજના જમાનામાં હિંદુ ધર્મના મૂળભૂત સિદ્ધાન્તો જતા કરવાની જરૂર નથી, પણ વધારે જટિલ અને ગતિમાન એવી સમાજવ્યવસ્થાની ખાસ જરૂરિયાત જોઈને તે પ્રમાણે તે સિદ્ધાન્તોનું નવેસર પ્રતિપાદન કરવાની જરૂર છે. આવો પ્રયાસ એ હિંદુ ધર્મના ઇતિહાસમાં પૂર્વે અનેક વેળા થઈ ચૂકેલી એવી ક્રિયાનું જ પુનરાવર્તન થશે. એવી પુનર્ઘટનાનું કામ આજે ચાલી રહ્યું છે. ઝાડનાં મૂળ જ્યારે ઊંડાં હોય ત્યારે તેનો વિકાસ ધીમો હોય છે. પણ જેઓ અંધકારમાં એક ઝીણી જ્યોત પણ પ્રગટાવશે તેઓ આખા આકાશને ઝગઝગાટ કરવામાં મદદ કરશે.'[૧૪]

એવો પ્રકાશ આપણાં અંતરમાં થાય તે માટે આપણે પ્રભુને આપણા એક પ્રાચીન ભક્તના શબ્દોમાં વિનંતિ કરીએ કે 'તું સૂર્યદેવની પેઠે તારા તેજ વડે અમારાં હૃદયરૂપી આકાશમાં તારો જરાક તો ઉદય થવા દે!'

दिननाथ इव स्वतेजसा हृदयव्योम्नि मनागुदेहि नः ।[१५]

## ટિપ્પણો

१. अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः । मनु. १; ८५.

२. भूयांसो धर्मवक्तार उत्पन्ना भाविनस्तथा । वृद्धयाज्ञवल्क्य

३. प्रतिकालं प्रमाणानि भिद्यन्ते कालवैभवात् ।
प्रतिदेशं च भिद्यन्ते तत्पश्येद् बहुसम्मतिम् ॥
शंकरस्मृति २; २२.

કુદરતમાં જે નવસર્જન થાય છે તેનો દાખલો આપીને કહ્યું છે: 'જેમ ચોમાસામાં વરસાદથી જાતજાતનાં અનેક જીવજંતુઓ ને સ્થાવર વસ્તુઓ પેદા થાય છે, તેવી જ રીતે યુગે યુગે નવા નવા ધર્મો ઉત્પન્ન થાય છે.

यथा विश्वानि भूतानि वृष्ट्या भूयांसि प्रावृषि ।
सृज्यन्ते जंगमस्थाने तथा धर्मा युगे युगे ॥ शान्ति. २३२; ३९.

४. अद्यत्वे य एवंविधैर्गुणैर्युक्त ईदृशेनैव च हेतुना ग्रन्थमुपनिबध्नीयात् स उत्तरेषां मन्वादिवत् प्रमाणीभवेत् । मेधातिथि — मनुभाष्य

૫. રાધાકૃષ્ણન: 'હિંદુ જીવનદર્શન', પૃ. ૧૩૬.

૬. હરિદાસ ભટ્ટાચાર્ય: 'ધી ફાઉન્ડેશન્સ્ ઑફ લિવિંગ ફેઈથ્સ', પૃ. ૨૦.

७. कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् । गीता ४; १५.

८. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ गीता ३; २१.

९. विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ मनु २; १.

१०. वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ मनु २; ६.

११. अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता ।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥
भा. ११; १७; २१.

૧૨. 'ધર્મસંસ્થાપન', પૃ. ૬૨.

૧૩. 'હરિજનબંધુ', ૧૨–૩–'૩૩.

૧૪. રાધાકૃષ્ણન: 'હિંદુ જીવનદર્શન', પૃ. ૧૩૬.

१५. उपमन्युकृतशिवस्तोत्र ३.

# પરિશિષ્ટ

## મુંબઈ શહેર અને પરાંમાં હરિજનો માટે ખૂલેલાં મંદિરો

| નંબર | મંદિરનું નામ | લત્તા |
|---|---|---|
| ૧. | ભુલેશ્વર મહાદેવ | ભુલેશ્વર |
| ૨. | વાલકેશ્વર મહાદેવ | બાણગંગા |
| ૩. | નરનારાયણ | કાલબાદેવી |
| ૪. | લક્ષ્મીનારાયણ | ગોવાળિયા ટૅંક |
| ૫. | ગામદેવી | ગામદેવી |
| ૬. | નર્મદેશ્વર મહાદેવ | ,, |
| ૭. | બાલાજી અને રામ | ભુલેશ્વર |
| ૮. | મુરલીધર | માહીમ |
| ૯. | નાગદેવી | નાગદેવી |
| ૧૦. | મહાદેવ અને હનુમાન ( ગોળ મંદિર ) | નળબજાર |
| ૧૧. | શનિશ્વર | ડુંગરી |
| ૧૨. | વિઠોબા રુકિમણી | ગોળપીઠા |
| ૧૩. | ,, | ભાયખળા |
| ૧૪. | ખર્પરી બુવા | ઘોડપદેવ |
| ૧૫. | રામેશ્વર મહાદેવ | મહાલક્ષ્મી |
| ૧૬. | માતાવરી | ગ્રાંટ રોડ |
| ૧૭. | ચંડિકાદેવી | પરેલ |
| ૧૮–૯. | મારુતિ ( બે મંદિર ) | ,, |
| ૨૦. | મારુતિ | દાદર |
| ૨૧. | રામજી | વાંદરા |
| ૨૨. | મુરલીધર | ઠાકોરદ્વાર |
| ૨૩. | મહાદેવ | કાંદીવલી |

| | | |
|---|---|---|
| ૨૪. | મહાદેવ | ધારાવી |
| ૨૫. | રામજી | બોરીવલી |
| ૨૬. | લક્ષ્મીનારાયણ | આરથર રોડ |
| ૨૭. | મહાદેવ | ફોરાસ રોડ |
| ૨૮. | દત્ત | ,, |
| ૨૯. | રામજી | બીજી ફણસવાડી |
| ૩૦. | વ્યંકટેશનાં મંદિરોનો સમૂહ | ઠાકોરદ્વાર |
| ૩૧. | ગોપિકાબાઈનું રામમંદિર | કાંદાવાડી |
| ૩૨. | ઠાકોરદ્વાર | માહીમ બજાર |
| ૩૩. | રામજી | ભુલેશ્વર |
| ૩૪. | ,, | ગુલાલવાડી |
| ૩૫. | બળદેવજી | ,, |
| ૩૬. | હિંગળાજ માતા | મઝગામ |
| ૩૭. | અંબામાતા | ભુલેશ્વર |
| ૩૮. | ત્વષ્ટા કાસાર મહાકાલી | પાયધુની |
| ૩૯. | દત્તાત્રેય | ગિરગામ |
| ૪૦. | રામજી | બીજો કુંભારવાડો |
| ૪૧. | વિઠ્ઠલ રખુમાઈ | મઝગામ |
| ૪૨. | કેદારેશ્વર | વરલી |
| ૪૩. | શીતળાદેવી | લેડી જમશેદજી રસ્તો, માહીમ |
| ૪૪. | મારુતિ | ,, |
| ૪૫. | રામ, મહાદેવ અને મારુતિ | વરસોવા રસ્તો, અંધેરી |
| ૪૬. | વિઠોબા રુક્મિણી | કામાટીપુરા |
| ૪૭. | ,, | મોરી રસ્તો, માહીમ |
| ૪૮. | ચંદ્રમૌલીશ્વર | વિઠ્ઠલભાઈ પટેલ રસ્તો |
| ૪૯. | મહાદેવ | નવો શીવરી રસ્તો |
| ૫૦. | જરીમરી માતા | વાંદરા |

| | | |
|---|---|---|
| ૫૧. | મહાદેવ | સર મંગળદાસ વાડી, લૅમિંગ્ટન રસ્તો |
| ૫૨. | મહાદેવ | લેડી જમશેદજી રસ્તો, માહીમ |
| ૫૩. | રાધાકૃષ્ણ | ચોથો કુંભારવાડો |
| ૫૪. | વિઠ્ઠલ | વિલેપારલે |
| ૫૫. | મારુતિ | કામાટીપુરા |
| ૫૬. | લક્ષ્મીનારાયણ | ,, |
| ૫૭. | પંચમુખી મારુતિ | ,, |
| ૫૮. | મરીઅમ્મા | ,, |
| ૫૯. | ખંડોબા | ,, |
| ૬૦. | સુદાલમ્મા | ,, |
| ૬૧. | પોચમ્મા | ,, |
| ૬૨. | લક્ષ્મીનારાયણ | વાલપાખડી |
| ૬૩. | ઘોડપદેવ | ઘોડપદેવ |
| ૬૪. | ઉદાસી આશ્રમ | ગ્રાંટરોડ |
| ૬૫. | મારુતિ | પરેલ |
| ૬૬. | વટવૃક્ષ હનુમાન | દાદર |
| ૬૭. | વિઠોબા રુક્મિણી | માહીમ |
| ૬૮. | મ્હસોબા | કામાટીપુરા |
| ૬૯. | મારુતિ | ,, |
| ૭૦. | મહાદેવ | ,, |

# દક્ષિણ ભારતમાં ઊઘડેલાં મંદિરો

[ દક્ષિણ ભારતમાં ગયા દોઢેક વરસ દરમ્યાન હરિજનો માટે ખૂલેલાં મંદિરોની યાદી મોકલવા મેં મદ્રાસ સરકારને વિનંતી કરી હતી. તેના જવાબમાં ત્યાંના પ્રધાન ડૉ. રાજનનો નીચેનો કાગળ મળ્યો છે. ડૉ. રાજન મદ્રાસ પ્રાંતના વયોવૃદ્ધ મહાસભાવાદી છે, અને ઘણા વરસ સુધી તામિલ નાડ હરિજન સેવકસંઘના પ્રમુખ હતા. મૂળ કાગળ અંગ્રેજીમાં છે; તેનો અનુવાદ અહીં આપ્યો છે. ચં૦ ]

ફૉર્ટ સેંટ જ્યૉર્જ, મદ્રાસ
૨૩–૮–૧૯૪૭

પ્રિય ચંદ્રશંકર,

હું હમણાં જ પ્રવાસમાંથી પાછો ફર્યો ત્યાં તમારો કાગળ જોયો. અમારા વડા પ્રધાન, જેમના હાથમાં દેવસ્થાન ખાતું છે, તેમને દિલ્હી અને મદ્રાસ વચ્ચે દોડધામ કરવી પડે છે. તેને લીધે તમે મંગાવેલી યાદી તેઓ મોકલી શક્યા નથી. હું ઑફિસને સૂચના આપું તો એ કામ થાય; પણ હું હવે ઑફિસની એ ઘરેડમાં ઊતરવા માગતો નથી, કેમ કે એમ કરવા જતાં તમે માગેલી યાદી તમને મોકલતાં ઘણો વખત નીકળી જાય. એટલે હરિજનો માટે ખુલ્લાં મૂકવામાં આવેલાં મન્દિરોનાં નામ હું જ તમને લખી મોકલું છું. એ બધાં મંદિરોની પ્રતિષ્ઠા આ પ્રાંતની બહાર પણ ફેલાયેલી છે.

૧. મદ્રાસ શહેરનાં તમામ મંદિરો—ટ્રિપ્લીકેન અને મૈલાપોરનાં પ્રસિદ્ધ દેવાલયો સહિત.

૨. તિરુપતિમાં ટેકરી પર આવેલું શ્રીવેંકટેશ્વરનું મંદિર. આ મંદિર આખા ભારતમાં ઘણું પ્રસિદ્ધ છે.

૩. શ્રીરંગમમાં આવેલું શ્રીરંગનાથનું સુપ્રસિદ્ધ મંદિર, તથા ત્રિચિનાપલ્લી જિલ્લામાં, ને તેની આજુબાજુમાં આવેલાં સર્વ મંદિરો.

૪. મદ્રાસ નજીક આવેલા કાંજીવરમ ( કાંચી )નાં, વૈષ્ણવ તેમ જ શૈવ બન્ને સંપ્રદાયનાં, પ્રચંડ મંદિરો.

૫. કુંભકોણમ, માયાવરમ, તંજાવર, શહેરનાં તથા તંજાવર જિલ્લાનાં બીજાં ગામોનાં અનેક મંદિરો.

આ બધાં યાત્રાનાં ધામ છે, ને ત્યાં આખું વરસ હજારો લોકો ભેળા થાય છે. હકીકતમાં હું તમને કહું કે એવું એકે અગત્યનું મંદિર નથી જે હરિજનો માટે ખુલ્લું મુકાયું ન હોય; અને આજે એમને આ બધાં મંદિરોમાં જવાનો હક મળ્યો છે. તામિલનાડમાં બીજાં બે ઘણાં પ્રસિદ્ધ મંદિરોનાં નામ આપવા જેવાં છે —પાલનીમાં ઊંચી ટેકરી પર આવેલું મંદિર, અને ટિનેવેલી જિલ્લાના તિરુચેંદુર ગામમાં સમુદ્રકાંઠે આવેલું મંદિર. આ પણ હરિજનો માટે ખૂલ્યાં છે; તેમ જ ટિનેવેલી જિલ્લામાં આવેલાં બીજાં પ્રસિદ્ધ મંદિરો પણ. આ તમારી જાણ માટે.

આપણને ૧૫મી ઑગસ્ટથી આઝાદી મળી, અને તે પહેલાં હરિજનોનો મંદિરપ્રવેશ થયો, એથી મને ઘણો જ આનંદ થયો છે; એ કહેવાની જરૂર નથી.

લિ. રાજનની
શુભાશિષ

# સૂચિ